अहिंसा परमो धर्मः। आत्मवत् सर्वभूतेषु।

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः।




[વસન્તતિલકા વૃત્ત]

સુગન્ધ ધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ, નીમ્બ બદરી તરુથી સમૃદ્ધ,
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
सगं सतां किमुन, मंगलमातनोति।

[ ૬ ઠું.] શ્રાવણ-પૂર્ણિમા વિ. સં. ૧૯૯૭ [ અંક ૧ લો,

## नूतन वर्षाभिनंदन वंदन

—नान्दी—

[સ્રગ્ધરા વૃત્ત.]

(૧)

ત્રિ તિમિર થાતા ઉડુગણ ચર્મે જે વિશ્વ રક્ષા કરે છે,
ધે મૈનિક છન્દુ અમિત બળ નિયતા શશ્રે વિચરે છે,
જ્યોત્સ્ના સિંચી સુધા વૃષ્ટિ રસમય કરી સર્વને થાય શાણુ,
હુ ‘સત્સંગ’ને દો ઉચ્ચપદ ચઢવા સાધનો હે સ્વયંભુ!

(૨)

ણુ વાતા તપે છે ઉદિત થઈ રવિ જ્યોતિ નિધિ પ્રચંડ,
જેની જ્યોતિ દિગંતે પસરી જગ જળાને નવે ખડખડ,
કેન્દુ નાજુક કાયા કમળની તદપિ આંચ લાગે ન તેને,
ચાહુ રક્ષો સ્વરૂપણુ સરસિજસમ ‘સત્સંગ’ ‘સત્સંગીઓને’.

“શ્રદ્ધા-વિહાર,” સુરત] છોટુભાઈ દાજીભાઈ દેશાઈ

## 'સત્સંગ'ને કાઠિઆવાડના બાળકો તથા શિક્ષ-કોના પિતા તથા ગુર્જરગિરાંના એક અગ્રગણ્ય સાક્ષરશ્રી તરફથી બે બોલ.

સુરત તા૦ ૩૦-૭-૧૪, ગુરુ પ્રાતઃકાળ.

શ્રીયુત દલપતરામજી !

હૃદયના ઉપકાળથી હું તમને અભિનંદન આપું છું, કેમકે તમે "સત્સંગ" હાથમાં લીધું ત્યારે તમારૂં તંત્રીતર ફનદાથી નિવડશે કે કેમ, તે વિષે મનનો ધર્મ છે, તેથી અનેક સંકલ્પ વિકલ્પ મને થયા કરતા હતા, એક માંદા માણુસને આરામ થશે, એમ ડોકટરના કહેવામાં હોય, તો પણ તેના કુટુંબીજનો ચિંતાતુર રહે, એ વગર કહે સમજાય એમ છે. તેમ "સત્સંગ" માટે મને ચિંતા રહેતી, તે દૂર કરવા માટે હું તમને તથા ડૉ. દીનશાજી એદલબેહરામને જશ આપું છું "સત્સંગ" પાંચ વરસથી ડૉ. સાહેબ ચલાવે છે, તેના ઉપર સારા સારા લેખકો તેમજ સાક્ષર તંત્રીઓ થઇ ગયા તેથી તમારા બિનઅનુભવી હાથમાં આવતાં એક હિતચિંતક બંધુને જે ભીતિ લાગે, તે તમે અલ્પ સમયમાં ઉડાવી દીધી એટલુંજ પહીં પણ પ્રસંગ પડે ત્યારેજ માણુસની પરીક્ષા થાય છે, તેમ "સત્સંગ" ની કસોટીથી આપ ઘડાયા અને કંચનરૂપ નીવડયા તે જોઇ મને સહજ હર્ષ અને અભિમાન થતાં તમને તથા ઉચ્ચાશય પ્રેરિત રા. છોટુભાઈ દાજીભાઈ દેશાઈ આદિ લેખકોને અં-તરથી આશીર્વાદ આપું છું કે તમારા શ્રમ વડે "સત્સંગ" કહેવાતા નીચલા વર્ગમાં ઘેર ઘેર વંચાઓ ! કહેવાતા ઉપલા વર્ગમાં આકર્ષક અને માનનીય થાઓ ! અને તે દ્વારા આપ અજ્ઞાન વર્ગને જાગૃત કરો, તેમનો ઉદ્ધાર કરો અને તેમને સુખી કરો ! ખાસ કરીને મને કહેવા દો કે, કવિતાઓ રસિક અને તેથી ગોટે કરીને ગાવા લાયક છે. રા. છોટુભા-ઈના વિષયો ધીરજ રાખી વાંચવા જેવા અને મનન કરવા જેવા છે અને તમારા લેખનની શૈલી સાદી, સરળ અને મનોહર હોવાથી આપને દ્રઢ રે વાંચ્યા વિના અને તેનાથી લાભ લીધા વિના રહેશેજ નહીં, એમ માનું છું. ડોકટર સાહેબને પોતાના બહોળા ધંધા ઉપરાંત આ જીવદયા તથા દુર્વ્યસન નિષેધનું અને અશક્તાશ્રમનું શ્રમ, સમય તથા દ્રવ્યની ઉપરાઉપરી માગણી કરે એવું મહાભારત કામ છે, તે પોતે faboar of love સમજીને ફળમાં આસક્તિ રાખ્યા વિના દીર્ઘકાળથી અનેક અંતરાયો આવી પડતાં છતાં સ્વસ્થ ચિત્તે ધૈર્ય રાખી કર્યેજ જાય છે. એના આત્મ સમર્પણનું મૂલ્ય ચાંકી શકાતું નથી. તેમ તે કરવા તેમને ઇચ્છા પણ નથી.

લિ૦ શુભેચ્છક,

ગણપતરામ અનુપરામ ત્રવાડી.

# વિશ્વકર્માનું જગત્ નાટક.

શ્રીપતિ મેનેજરે આ જગત થીએટર કર્યું!
કુદરતતણા સીનો કરી ઋતુઓતણા રંગે ભર્યું!*
જાજમ બીછાવી અવનીની શશી સૂર્યના દીપક કર્યા!
વળી એકટરોના કામપર નરનાર પૃથ્વીપર ધર્યા!
વાજું બનાવ્યું વખતનું ને નસીબનાં નરઘાં કર્યા!
ચોળી સફેદો સત્યનો નીતિતણાં દર્પણ ધર્યાં!
યમરાજને વળી ધર્મ જેવા પ્રેક્ષકો જોયા કરે!
છે પાસ કે નાપાસ તે પરિણામ મુખ આગળ ધરે.!

મણિલાલ ત્રિભોવનદાસ કવિ.

શ્રી. આ. ની. દ. નાટક સમાજ

## प्रभु प्रीत्यर्थ प्रार्थना.

( वसंत तिलका. )

आधार आ अखिल विश्व तणा अनंता,
न्यायी अने जगतना वळी छो नियंता;
पिता रुपे परम प्रेमथी प्राणी पाळे,
नेत्रो विना सकळने सरखां निहाळे.
जेना वडे जगतना जीव सर्व जीवे,
देखाय जे मुरति मंगळ ज्ञान दीवे;
ठालो न जे थकी दीसे अणु मात्र ठाम,
एवा प्रभु नमि नमी करुं हुं प्रणाम. २.

ની છીપવાડ–સુરત) श्वेत क्षमिन्.

# દિવાનો છું ! દિવાનો છું !

નથી ઘરબાર ને વાડી, નથી તલભાર મારૂં કેં
લગાડી લાક્ષ સૌમાંમેં, દિવાનો છું ! દિવાનો છું !
દીઠું ભારત લીધું માનસ કીધું જે વ્યાસ ને તુલશી.
ખરી ભક્તિ નિહાળી મેં, પરંતુ દિવ્ય ના દીઠું,
ખરે ઉપનિષદોમાં મેં, ઘણું ઉંડું કંઈ ભાળ્યું.
નહિ કર્ત્તા નિહાળ્યો મેં, દિવાનો તે દિવાનો છું !
જહાંનાં કાવ્યનાં ઘોથાં તહીં કંઈ સાર જોયો મેં
દીઠાં કંઈ પેટને કાજે અને કંઈ કીર્તિને કાજે
ખરાં ગેતો મીરાં કૃત જે ખરાં તત્વો નિહાળ્યાં મેં
નહિ કંઈ અન્યમાં લીધું દિવાનો છું ! દિવાનો છું !
સુણીને રામ કૃષ્ણોના ચરિત્રોના ઝપાટાની
થએલી જે ટીકા ભાઇ, દીઠો મેં સાર તેમાં કંઇ.
પરંતુ વાંચવાથી શું ? નથી કંઇ હાથ તો આવ્યું !
ખરૂં અદ્વૈત ના જોયું, દિવાનો તે દિવાનો છું !
કહી ભાળું ખરે તુજને, બતાવે માર્ગ મુજને તું,
તમારાં દર્શનો કાજે, દિવાનો છું ! દિવાનો છું !

કંથારેશ્વર વાટિકા. ] લલ્લુભાઇ કેસુરજી નાયક.

---

## દરેક માણસોના ધર્મ જુદા જુદા હોય છે અને દરેક માણસોની સ્થિતિઓ પણ જુદા જુદા પ્રકારની હોય છે, માટે હું હમણાં કઇ ભૂમિકામાં છું ? અને મારો ધર્મ શું છે ? તે આપણે પ્રથમ જાણવું જોઇએ એ જાણવાથી આપણને આગળ વધવાની ખબર પડે છે.

(લેખક—રા. રા. વૈદરાજ અમૃતલાલ સુન્દરજી પઢીઆર-મુંબાઇ)

જેને ધર્મ પાળવો ગમે એવા માણસો આ દુનિયામાં ઘણા છે અને તેમાં પણ આપણા દેશમાં તો ધર્મની લાગણી ધરાવનારા દરેક માણસો છે અને તેમ છતાં આપણે જોઇએ છીએ કે બહુજ થોડા માણસો પોતાનો ખરો ધર્મ પાળી શકે છે બાકી તો બધ પોલંપોલમાંજ રહી જાય છે અને એવી ફરિયાદ કર્યા કરે છે કે ઘણુંએ સમજીએ છીએ

કે ધર્મની આ વાતમાં આમ કરવું જોઇએ. છતાં એ કાંઇ પણ અમારાથી બની શકતું નથી ને જેવો જોઇએ તેવો અમારાથી ધર્મ પાળી શકાતો નથી. આવી રીતે જે ભલા માણસો હોય છે તે સરલતાથી પોતાની ભૂલ કે પોતાની નબળાઇ કબૂલ કરે છે ત્યારે બીજા જેઓ એ કરતાં વધારે પકકાને વધારે જુદી લાગણીવાળા હોય છે તેઓ કહે છે કે ધર્મના નિયમો બહુ ઝાઝા છે, અને ધર્મની ગુંચવણી બહુ અટપટી છે એ બધું કાંઇ આજના વખતમાં પાળી શકાય નહીં. પુરેપુરો ધર્મ પાળવો એતો ઋષિ મુનિઓથી પણ ન બને ત્યારે આપણું તે શું ગજું ? ધર્મ તો તરવારની ધાર જેવો છે. એ કાંઇ સહેલી વાત નથી. જેટલું પળાય એટલું ઠીક છે નથી પળાતું નથી પળાતું એમ અફસોસ કર્યા કરવામાં શું વળે ? શાસ્ત્રમાં લખ્યું હોય એટલું બધું તે કયાથી પળાય ? એતો એમજ ચાલે આવી રીતે કહે છે. એ સિવાય ત્રીજા પ્રકારના છે લોકો છે તેઓમાં શ્રદ્ધા ઓછી હોય છે પણ જીજ્ઞાસા ઠીક ઠીક હોય છે, છતાં પણ તેઓ બહુ ઉંડા ઉતરતા નથી. તેમજ ચાલતી આવેલી ધર્મની ઘણી વાતો તેઓ માની પણ લેતા નથી અને જુદા જુદા તર્ક કર્યા કરે છે તેઓને એમ લાગે છે કે ધર્મ આટલો બધો કઠણ શા માટે હશે ? ધર્મ આટલો બધો મુશ્કેલ શા માટે હશે ? ધર્મ આવો અટપટો કેમ હશે ? અને માણસથી ઉપડી જાકે નહીં એટલો બધો ધર્મનો બોજ તેઓની ઉપર કેમ મૂકયો હશે ? સહેલાઇથી પાળી શકાય નહીં એવો ધર્મ તેઓને કેમ આપ્યો હશે ? અને કરોડો માણસોમાંથી ફક્ત એકાદો માણસજ ધર્મ પાળી શકે એવો ધર્મ શું કામનો ? આમ તેઓને લાગે છે અને જેઓ ચોથા વર્ગના લોકો છે તેઓ તો એમજ કહે છે કે આવી અગવડો ભરેલા ધર્મ નજ હોવા જોઇએ. દરેક માણસો બહુજ સહેલાઇથી પાળી શકે એવાજ ધર્મો હોવો જોઇએ. હાલના બધા ધર્મો આપણને કાંઇ પણ કામના નથી કારણકે જે ધર્મ આપણે પાળી શકીએ નહીં તે ધર્મ આપણને શું કામનો ? આવી રીતે જરા ફાસ્ટ ગયેલા જુવાનીઆઓ ધર્મને માટે કહે છે. એકંદરે બધા વર્ગના લોકોની નરમ શબ્દોમાં અથવા સખ્ત શબ્દોમાં એ ફરિયાદ છે કે હાલના વખતમાં અમારાથી બરોબર ધર્મ પાળી શકાતો નથી, અને તેનું કારણ તેઓ એમ સમજે છે કે ધર્મનો બોધ ઘણો વધારે છે. ધર્મ બહુ અગવડ ભર્યો છે. ધર્મ પાળવો બહુ મુશ્કેલ છે અને ધર્મ પાળવાનું કામ તો કોઈ બહુ મોટા મહાત્માથી કે ત્યાગીઓથી બની શકે. પુરેપુરો ધર્મ પાળવાનું કાંઇ આપણાથી બની શકે નહીં. આવા વિચારો દુનિયાના દરેક દેશમાં અને દરેક પ્રજામાં ઘુસી ગયેલા છે અને ત્યાં પણ આપણા દેશના લોકો તો એ વિચારોના છેક ગુલામ બની ગયા છે માટે હવે આપણે એ જોવું જોઇએ કે ધર્મ પાળવો એ શું ખરેખર મુશ્કેલ છે ? અને એ માટે મહાત્માઓ તથા શાસ્ત્રો શું કહે છે તે આપણે જાણવું જોઇએ તે વિચારતાં જણાય છે કેઃ—

કુદરતના નિયમો પ્રમાણે ચાલવું તેનું નામ ધર્મ છે અને કુદરતના નિયમ પ્રમાણે ચાલવું તેમાં કાંઇ મુશ્કેલી નથી પણ એથી વિરૂદ્ધ ચાલવું તેમાં મુશ્કેલી છે. જેમ કે નદીનો પ્રવાહ જે તરફ વહેતો જતો હોય તે તરફ જવું હોય તો તરનારને ઝાઝી મહેનત પડતી નથી. પ્રવાહમાં પડી જવાથી તે પ્રવાહ પોતેજ સહેલાઇથી તેમાં પડનારને ખેંચી જાય છે પણ પ્રવાહથી વિરૂદ્ધની દિશામાં જવું હોય એટલે કે સામે પૂર ચાલવું હોય તો તરનારને બહુ

( ૩ )

" સદ્દેદ વહણ " એક ખડકસાથે અફળાયુ હતુ સર્વેએ જીંદગીની આશા છોડી દીધી. સ્ત્રીઓને થેડા અમીરોને અને વીનીમને એકદમ એક હોડીમાં બેસાડયા તેઓ થોડે દૂર ગયા એવામા રાજ પુત્રે પોતાની બેનનો અવાજ સાંભળ્યો, જેથી તે તરફ હોડી હંકારી જેવો રાજ પુત્ર પોતાની બેનને લેવા જાય છે તેવોજ એક મણુસ કુદી હોડીમાં પડયો તે જોઇ બીજા માણસો પણ કુદયા અને હોડી પણ ડુબી ગઇ

( ૪ )

સવારના સાત વાગે કેટલાક ખલાસીઓએ એક માણુસને તફડતો જોયો તેને કિનારે લાવ્યા અને બધી વાત પુછી આ સર્વ વાત જાણતો અને ત્રણસો પચાસ જીવમાં એકથી એકજ માસણ બચેલો હતો તે ઇગ્લાંડ પહોચ્યો ત્રણ દિવસ સુધી કોઇ રાજા પાસે ખબર કહેવા ગયુ નહીં આખરે એક નાનો છોકરો રાજા આગળ ગયો, અને રડતાં રડતાં સર્વ વાત કહી રાજા પૃથ્વી પર બે ભાન થઇ પડયો અને પછી કોઇ વાર આખી જીદગીમાં હસ્યો ન હતો

બાળમુકુન્દ ગિરિધરલાલ મોદી



## પશ્ચાત્તાપ.

[ શાર્દૂલ વિક્રીડિત ]

હૈયેથી પ્રિય બાપુ કેમ તુજના ન્હે છે ઝરો પ્રીતનો,
હુ થૈ તત્પર એક દિન કરતો'તો ઘાત ત્વત્માતનો;
આજ હાય સ્મરીજ તે દિવસને આઘાત થાએ ઉરે,
ભાળી આ તુજ તાત કેરી ખલતા ક્રોધાગ્નિ શે ના સ્ફુરે?

[અનુષ્ટુપ્]

સાંભળી તાતની વાણી, પૂછે બાળ પિતાશ્રીને,
શો શુ હો મુજ માતાનો, કે તેડયા કૃતાંતને

[શિખરણી]

કહેતા લાજૂ છૂ, સુજ જીવનની કર કરણી,
છુટે છે કંપાગી, ગત સ્મૃતિ શકૂ કેમ વરણી,

કરી કાળાં કૃત્યો, દુષિત જન કારાગૃહ વસે,
દશા દેખી તેની, સકળ જન તેના અતિ હસે. ૩

[શાર્દૂલ વિક્રીડિત.]

આહા તેજ સ્થિતિ સંખે મુજ જનો જોઈ તિરસ્કારતાં,
બોલીને કટુ વેણુ હાસ્ય પટુતાથી સર્વ ધિક્કારતાં;
સર્વે શત્રુ સમો ગણે, વળી નહીં વિશ્વાસ હા કોઇને!
રે! સારી ગણનાજ શ્વાન તણીઆ વિશ્વ દીસે છે મને ૪

[અનુષ્ટુપ્]

પિતાજી જે લખ્યું ભાવી, ન ચાલે ભોગવ્યા વણુ;
કરો શે શોચના આવી? કાર્યનું કહો શું કારણ! ૫

[ઈન્દ્રવજ્રા]

દેવી કળિયુગ તણી મદિરા,
જેણે કીધા ધીર ઉરો અધીરાં;
પ્રત્યક્ષ જે રાક્ષસી છે લૂંટ્યાસ,
આપે વ્યથા જે થઈનેજ આસ ૬

[વસન્ત તિલકા]

મન્દિર જેનું જ ઠરાવ્યું. અસેવ્ય શાસ્ત્રે,
દેવી જ જે કરતી દુર્ગતિ સ્પર્શ માત્રે;
સંબંધથી અસર જેની જણાય ગાત્રે,
સિંચે રગે રગ હળાહળ દેહ પાત્રે. ૭

[અનુષ્ટુપ્]

હા એ સત્ય સ્મરે છે, જે વાંચ્યું ગ્રન્થ અનેકમાં;
કહે પોકારીને સર્વે, પીઓ મદ્ય કદાપિ ના. ૮

[શાર્દૂલ વિક્રીડિત.]

જે બુદ્ધિ તણી શુદ્ધિ ભ્રષ્ટ કરતી, જેથી જણાયે ઉંધું,
જાણે ક્રોધી જને કીધી વશ અતિ હસ્તે લઈને બુધું;
જે ના સંભવનીય દૃશ્ય જગમાં, સંભાવ્ય તે ભાસતાં,
ને જે ના કરણીય કૃત્ય જગમાં, સ્વીકાર્ય તે લાગતાં. ૯

મોકલનાર ગણાતો, પરંતુ દેખીતી રીતે તેને ઘણા અપવાદો હતા, કેમકે અન્ય અનેક સ્થળે, મહાત્માઓ પણ આત્મઘાત કરવા ઉદ્યત થયલા જોવામાં આવે છે. બ્રહ્મર્ષિ વશિષ્ટ આશ્રમમાં સ્વપુત્રને જોયો નહીં. ખોળ્યો છતાં જડયો નહી તેથી શોકથી એટલા વ્યાકુળ થઇ ગયા કે કમરે દોરડાં બાંધીને નદીમાં પડયા. ત્યારે નસીબે એ ડાહી નદીએ એ બંધ છોડીને તેને કિનારા પર અનામત ફેંકી દીધા.[૧] યુધિષ્ઠિર પણ આત્મ હત્યામાં પ્રવીણ હતા. તે કહે છે કે "વ્યાસનું કહેવુ સાંભળી મેં આત્મ હત્યા કરવાનો વિચાર કર્યો છે,[૨]" અને ઇશ્વરાવતાર સ્વયં વ્યાસ ભગવાન્ પોતે જે આત્મઘાતથી નરકે જવાની વાત દાનવના મુખમાં મૂકે છે તે પણ વ્યવહાર પક્ષમાં તો બીજા જેવાજ હતા. વ્યાસે પોતે આત્મઘાતની ઇચ્છા કરી હતી. અને તે ભયથી દેવોએ તેના પુત્રને સજીવન કર્યા, ત્યારેજ મહાભારત લખવા જીવ્યા,[૩] પણ ઉપરોક્ત મહાત્માઓએ તો ધમકીજ આપી હતી. પણ ભારદ્વાજે તો પુત્રના દેહ ત્યાગના શોકથી પુત્રને ચિતામાં બાળકી સાથે પછી પોતે પણ તેમાં શયન કરી ગયા હતા![૪] સ્વયં રામચંદ્ર પણ આત્મઘાતના પક્ષપાતી હતા! જો કે આ માટે પ્રમાણ રામાયણનું હોવું જોઇએ તે નથી. આધુનિક શિવગીતાનું છે તેથી બહુ વિશ્વાસપાત્ર નથી. તેમાં લખ્યું છે કે સીતાના વિયોગથી રામ તેમજ લક્ષ્મણ એટલા ખિન્ન થઇ ગયા કે આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો અગસ્ત્ય ઋષિએ સ્ત્રી તથા જગતની તુચ્છતા વિષે બોધ આપીને તેનો પ્રાણ હરણ કરવાથી વાર્યા પણ તેમના ધ્યાનમાં એ વાત તત્કાલ ઉતરી નહતી.[૫]*

[ અસમાપ્ત ]

---

# અશક્તાશ્રમ.

બા. બા. અરદેશર કોટવાલની વાડી—રામપુરા— સુરત

અન્ન કષ્ટ જેવું ભયંકર દુઃખ સંસારમાં બીજુ નથી, પ્રાણી માત્ર હંમેશા એને મેળવવાના પ્રયાસમાંજ મગ્ન રહે છે. બે વખતની ઉદર પૂર્તિ સારૂ આખો દિવસ વેઠ કરવી એજ હેતુ આ જીવનનો ઉપલક દૃષ્ટિથી જણાય છે. તવંગરોને એ યંત્રણા—દુઃખનો સાક્ષાત્કાર ન હોવાથી તેમને આ અસત્ય જેવું ભાસે પરંતુ સાધારણ જનો સર્વને જેને પોતાના પેટ જેટલું મેળવતાં પણ મુશ્કેલી પડે છે, તેનેજ આ સત્ય સમજાશે. વેપાર, રોજગાર, નોકરી મજુરી સર્વને અન્ન અથવા અન્નને માટે દ્રવ્ય પેદા કરવા માટે છે. આ સર્વ જ્યારે શરીર તંદુરસ્ત હોય છે ત્યારે તો કશી હરકત જેવું નથી. પરંતુ જ્યારે શારિરીક અવયવોમાં ખામી થવાથી ઉદ્યોગ કરવાને લાયક હોતા નથી, જ્યારે પેટ ભરવાના સાંસા પડે છે. અને તેઓ આજ જન્મમાં ભયંકર નર્કયાતનાનો અનુભવ લેતા જણાય છે. તેમાં વળી એવા અશક્ત

---

૧ આદિ પર્વ, ૧૭૭; ૨ સભાપર્વ, અ૦ ૪૬, શ્લોક ૨૨, ૩ વનપર્વ, અ૦ ૮૩ શ્લોક ૯૬-૯૭ ૪ વનપર્વ, અ૦ ૧૩૭; ૫ શિવગીતા, અ૦ ૨.

* 'સત્ય' જૂન ૧૯૧૪ ના અંક ઉપરથી.

જીવોને તેના સહાયકો તરફથી પણ દૂર કરવામાં આવે છે ત્યારે તે દુઃખ અતિ ભયંકર હોય છે. ખાવા ખોરાક ન હોય, સુવા બેસવા ઘર ન હોય, અન્ન પ્રાપ્ત કરવા અવયવો અશક્ત હોય અને સગાંઓએ તજી દીધાં હોય, એવા જીવો જોઇ દયાળુ ગૃહસ્થોને જરૂર દયા આવવી જોઇએ. પોતાના ભાઇઓની આવી દશા જોઈ સુખે રોટલો ખાવો કેમ ગમે? અ.જકાલ આ હિન્દુસ્તાનમાં એવા લાખો અશક્ત મનુષ્યો સંસારમાંથી અજ કષ્ટથી સદાને માટે રજા લે છે. બળેવ, આઠમ વગેરે તહેવારો પોતાના લાખો ભાઇઓની આવી સ્થિતિ જોઇ ઉજવવા કેમ ગમે? નહિંજ ગમે. જો આ સમયે દેશના ધનવાન્ સજ્જનો ધ્યાનમાં લે તો જરૂર એઓ પોતાનું જીવન સુખમય રીતે ગુજરી શકે. અમારી અશક્તાશ્રમની સંસ્થા એવા અશક્તોને એકઠાં કરી તેને ઐહિક, પારલૌકિક સુખ બક્ષવાને છે. પરંતુ તેનો આધાર દ્રવ્ય ઉપર છે. "वसुधैवकुटुम्बकम्" એ શ્રુતિ વાંકય સ્મરી શ્રીમંતોએ પોતાના ભાઇઓ પ્રતિ દયા બતાવી તેમની સુસ્થિતિ માટે પોતાનો ધર્મ વિચારવો જોઇએ, અને પોતાની આવકનો અમુક ફાળો નિયમિત આવી સંસ્થામાં પહોંચાડી કૃતાર્થ થવું જરૂરનું છે. આશા છે કે આઠમ જેવાં મેળાઓમાં ભોગ લઇ ખાલી મોજશોખમાં પૈસા વેરી નાહક વ્યય કરવા ધારેલું દ્રવ્ય આવી સંસ્થાને આપી પોતાના જીવનનું શ્રેય કરશે. પ્રભુ! સર્વને સન્મતિ બક્ષો!

તંત્રી.

---

# આર્ય ગૃહ સંસારનું દૃશ્ય.

## ચિત્ર–૨.

[પ્રથમ ચિત્રમાં સાસુવહુની લડાઇ, વચ્ચે નણંદની સામેલગીરી, પાછળથી સંસારાનું આવવું વિગેરે કાવ્યમાં આલેખી આ ચિત્ર ગદ્યમાં આલેખું છું. આ ચિત્ર કંઇક 'સુન્દરી સુબોધ' માસિકમાં શ્રયુત ઇ.બી. એ. એ આપેલાં "મોહનલાલના ભાષણો" ને મળતું છે.]

સમય–રાત્રિ. સ્થળ–અંતઃપુર.

વરઃ—હર હમેશ તારૂં કંઇને કંઇ તોફાન તો ખરૂંજ! કાંઇ કામ કરવાવાળી સાથે લડી અને તેને નસાડી મૂકી, આજે બા અને બેન જોડે લડી. તને હું આની સાથે હજાર વાર કહી ચૂક્યો હઇશ, કે કોઇ ગમે એટલું કહે પણ તારે એક શબ્દ પણ સામો ઉચ્ચારવો નહીં. પરંતુ તું કહ્યું બીલકુલજ માનતી નથી. આજે બાએ તને એવું શું કહ્યું હતું, કે નહીં કહેવાના શબ્દો તેને કહી તેને રડાવી? બેન તો બિચારી બે દિવસની પરોણી! એણે અહીં હમેશ થોડીજ બેસી રહે છે? બા બિચારી વૃદ્ધ! મૂર્ખી! તને એટલીએ ખબર નથી કે વૃદ્ધ સાસુ-સસરાને માતાપિતા સમ ગણવા જોઇએ? મને સમજ નથી પડતી કે તને અક્કલ ક્યારે આવશે? હું સુધારકોની વાત પરથી "સ્ત્રીઓને સ્વતંત્રતા આપવી જોઇએ" એ મતનો થયો છું, અને તેથીજ તને હું સ્વતંત્ર રીતે વિચરવા તથા બોલવા દઉં છું અને કાંઇપણ કહેતો નથી ત્યારે તેં તેનો ઉલટોજ અર્થ કર્યો છે. હા! તું ખરેજ! એમાં આશ્ચર્ય

એ શું છે ? . કંઇ તારો અભ્યાસ શું ? તારું સાહિત્ય શું ? અને તું સમજે એ શું ? હું મને તારી આવી વર્તણુંકથી સ્ત્રીઓને સ્વતંત્રતા ના આપવી જોઇએ, એ મતનો થવા ફરજ પાડે છે. અને જ્યારે હું એ મતનો થઈ જઇશ ત્યારેજ તને બરાબર સમજ પડશે. અક્કલની ઓથમીર ! તને ખબર છે કે મને મારો મત ફેરવતાં કેટલું કષ્ટ થશે ?

વહુ:—ત્યારે ના બદલતા !

વરઃ—ના બદલતા ! બોલ્યાં ! ના શું બદલે ? મને તું બદલવાની ફરજ પાડે છે. અને મારે હવે બદલવોજ જોઇએ.

હવે મારી પકી ખાતરી થઇ છે કે, જેઓ **સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાની હીમાયત કરે છે, તેઓએ ગૃહસંસારનું બારીક અવલોકન બીલકુલજ કીધું નથી.**

વળી હવે તો બાયડી સાથે ના બને તો પુનઃ પરણે છે. માટે ચેતતી રહેજે ! મારે તેમ ન કરવું પડે. એ હવે આજ પછી તારી કંઈ પણ ફરિયાદ આવી તો ત્યારથીજ તારી કમનસીબીની શરૂઆત થઈ એમ નક્કી જાણજે !

કેમ ? રડે છે કે ? તું રડશે એટલે હું તારી દયા ખાઇશ એમ સમજે છે ? જો તું એમ સમજતી હોય તો એ તારી ગંભીર અને નહીં માફ કરી શકાય એવી ભૂલ છે. તને ખબર છે કે હું કોઇને રડતાં જોઉં, ત્યારે મને તેના પ્રત્યે ધિક્કાર છુટે છે, અને ગુસ્સો ચઢે છે. માટે રડીને મારા હૃદયમાં દયા ઉત્પન્ન કરાવવાનો વ્યર્થ પ્રયત્ન કરીશ નહીં.

મેં આજ સુધી તારી સાથે કેટલી ભલાઇ રાખી તેનું તને ભાન છે ? અક્કલની બારદાન ! તેં ગમે તેટલા કટુ શબ્દો મને કહ્યાં હશે, તોપણ તે મેં સાંખ્યા હશે. બીજો કોણ સાંખે ? પરંતુ હવે તો હું તારા કટુ શબ્દો નજ સાંખુ ! કારણ શું ! કારણ એજ કે હવે મને પકકુ સમજાયું કે:—

× મહાનાનુભવી પંડિત નથી ખોટું ગયા ગાઈ,
" ભલાઇની દુનીઆ આ નથી ભાઈ ! નથી ભાઈ ! "

" શારદા-વિહાર " } બલવન્ત.
સર્યપુર }

---

# સાભારસ્વીકાર—સમાલોચન.

ગઝલિસ્તાન—(સંગ્રહકાર અને પ્રકાશક શ્રીયુત જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી (સાગર)—ચિત્રાલ, તા૦ પાદરા) ૨૪૫ જુદા જુદા વિદ્વાનોને હાથે લખાએલી ગઝલોનો સંગ્રહ છે. લેખક પ્રસ્તાવનામાં લખે છે, તેમ "સનમના સાચા દર્દીઓ માટે આ ગઝલિસ્તાન ગોયા મીઠા શરાબનો દરિઆવ છે" ફારસીમાં ગઝલ ફક્ત પ્રેમના ગાણાં માટેજ વપરાય છે. આ સંગ્રહમાં પણ તેવીજ ગઝલો પસંદ કરવામાં આવી છે. બાલાશંકર, મણિલાલ, કલાપી, કાન્ત, પ્રેમભક્તિ, સાગર, કુંજ, મસ્તાન, દેરાસરી, સ્નેહજ્યોતિ વગેરે

× ગઝલ-કવ્વાલી.

જંબુસ્વામી ચારિત્ર ( હિન્દી )—દિગંબરજૈનની છઠ્ઠી ભેટ તરીકે પ્રકટ થએલું પ્રાચીન સંસ્કૃત ગ્રંથ આધારે શ્રીજિનદાસ કવિએ છંદ બદ્ધ લખેલાં પુસ્તકનું ગદ્યમાં રૂપાન્તર છે. હિન્દીમાં અનુવાદક માસ્તર દીપચંદજી ઉપદેશક છે. વિષય બોધ પ્રદ છે. જમ્બુ સ્વામી બાળ પણમાં વૈરાગ્ય દીક્ષા લેવા તત્પર થાય છે, પરણાવા ઉત્સુક ચારે કન્યાને પરાજિત કરે છે. ચરિત્રનાયકના મોક્ષ પર્યન્તની કથાનો સમાવેશ છે. વર્ણન શૈલી અસર કારક છે. કીંમત ૦-૪-૦ છે.

શ્રીપાળ ચરિત્ર ( હીન્દી )—દિગંબર જૈનની ચોથી ભેટ એના અનુવાદક પણ માસ્તર દીપસિંહજીજ છે. સં ૧૬૫૧માં આગરા નિવાસી શ્રીયુત પરિમલ્લ નામક વિદ્વાન્ કવિએ પદ્યમાં રચેલા ગ્રંથનું ગદ્યમાં રૂપાન્તર છે, ચરિત્ર નાયક દ્વારા નંદીશ્વર વ્રત મહાત્મ્ય દર્શાવવામાં આવ્યું છે. રા. કાપડીઆનો ફક્ત રૂ ૧-૧૨-૦ લવાજમ જતાં આવાં સારાં પુસ્તકો પ્રકટ કરી ભેટ આપી વાંચકોને ઉપયોગી વાચન પૂરું પાડવાનો સત્યાગ્રહ પ્રશંસનીય છે. નજીવા લવાજમમાં માસિક ઉપરાંત દશ ભેટો આપવી એ સંકલ્પથી રા. કાપડીઆ તથા પુસ્તક પ્રસિદ્ધ કરવામાં સહાયભૂત સજ્જનોને જૈન સમાજ આભારી છે પૃષ્ટ સંખ્યા ૨૦૦ ઉપરાંત છતાં આ પુસ્તકની કિમત રૂ. ૧-૨-૦ છે.

ખેતીવાડી વિજ્ઞાન—ખેતીવાડી સંબંધી વાચન પુરૂં પાડતાં આ માસિકના અંકો ચાર માસ થયાં અમને નિયમિત મળે છે વિષયો ખેતીવાડી સંબંધી શોધખોળ તથા ઉપયોગી સૂચના તથા માહિતી પૂરા પાડનારા છે. ખેડુત વર્ગે એના ગ્રાહક થવું જરૂરનું છે. એના તંત્રી રા. દુલેરાય સી, અંજારીયા જી. એમ. એ. સી. છે જેમણે એ વિષયે સારો અભ્યાસ કરેલો છે, વાર્ષિક લવાજમ ૨-૮-૦. કાઠિઆવાડના એ એજંટ ટુ ધી ગર્વનરના હુકમથી રાજકોટ થી પ્રકટ થાય છે.

નીચેના પુસ્તકો અમને મળ્યા છે જેનો સ્વીકાર આભાર સાથે કરીએ છીએ. સમાલોચના આગામી અંકોમાં લઇશું.

| | |
|---|---|
| ૧ રાઇનો પર્વત. | ઑ. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ |
| ૨ ઉત્તમ બોધ | શ્રીયુત મોતીલાલ ગિરધરલાલ કાપડીયા બી. એ, એલ એલ, બી-ભાવનગર. |
| ૩ શ્રી ગૌતમ સ્વામીનો રાસ | |
| ૪ શ્રી સ્થૂલિભદ્રજીની શિયલવેલ | |
| ૫ લેખમાલા (લગ્ન) | |
| ૬ શ્રી પુણ્યપ્રકાશનું સ્તવન | |
| ૭ નિભાર્ગી કુસુમ | શ્રીયુત મજવિહારી |
| ૮ કુંભનાથનું શિવાલય | શ્રીયુત પ્રભાશંકર જયશંકર પાઠક |
| ૯ સદ્બોધ ચીતવનમાળા | શ્રીયુત ઉત્તમરામ ભગવાનદાસ. |

# અશક્તાશ્રમની પહોંચ.

અશક્તાશ્રમ—ખા૦ બા૦ અરદેશર કોટવાલની વાડી—રામપુરા—સુરત.

મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપૂર્વક, સલામ સાથે વિનંતિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝવાળા વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી, તે ઑ. સેક્રેટરી ખા૦ ડી. જે. એદલબેહરામ પ્રણામ તથા આભારસહ સ્વીકારે છે. રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી. પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી.

પટેલ મુળજીભાઇ દ્વારકાદાસ ધર્મજવાળા હાલ મુકામ મુંબઇમાં ગીરગામ તેમના તરફથી ૧૫ ધોતીઆ, ૨ સાડી સોળ હાથી

અનાજના વેપારી છાપરીઆ શેરી તરફથી હા. દયારામ પ્રાણજીવનદાસ ઘી મણ ૧, તેલ મણ ૧

એક ઓરપાડવાળા સદ્‌ગૃહસ્થ તરફથી ચોખા મણ ૨, દાળ મણ ાા

શેઠ નાથુભાઇ મોટીશેરીવાળા તરફથી ચોખા મણ ૧, દાળ મણ ા, ઘી શેર ૧ તેલ શેર ૧ મસાલા તથા આઠ રોકડા સાથે.

શેઠ ચુનીલાલ હીલાભાઇની કંપની ચોખા મણ ૫) બે માસના.

શાહ મોતીચંદ ઉત્તમચંદ હરીપરા કેરી નંગ ૪૫ પાકી.

શાહ છબીલદાસ ગુલાબચંદ હરીપરા કેરી નંગ ૫૦

એમ. એમ બખ્સની કુંપની બરાનપોરી ભાગળ રાજગરાનો લોટ શેર ૫, કેરી મણ ૩

શેઠ છબીલદાસ ગુલાબચંદ હરીપુરા રાંધેલી લાપસી

બાઇ બીજકુંવેર ઉદેચંદ હેમચંદની ધણીઆણી તરફથી ઝોળના લાડુનું જમણ

ભાવનગરવાળા સા. બીજભુખણદાસ મથુરાદાસ નાણાવટ હનમાનની પોળે તરફથી પોતાના પિતા શ્રી મથુરાદાસ ધરમદાસના સંવત્સરને દીવસે પુણ્યાર્થે કેરી નંગ ૧૦૦

ચંદાવાડીથી શેઠ ઠાકોરદાસ માણેકલાલ હરાનપોળવાળા મારફતે ભજીઆં ને પુરીનું જમણ

શેઠાની ધેલાબાઈ રઘનાથજી તરફથી મેવા લાપસીનું જમણ

શેઠ બીજભુખણદાસ મથુરાદાસ તરફથી પોતાના માતુશ્રીની મરણ તિથિને દીવસે મુ. હનુમાનની પોળ દુધ મણ ૧, સવા ખાંડ શેર ૭

જે. એસ. અઠાવાલાની મરણ તિથિએ પુણ્યાર્થે હા. બાઇ તારા હનુમાનની પોળ દુધ શેર ૨૫, ખાંડ શેર ૩.

સા. હરજીવનદાસ જેઠાસા વાડીફળીઆવાળા તરફથી ઘઉં મણ ૨) બેન મંગળગવરી તે સા. ડાહ્યાભાઇ નારણદાસની-દીકરી તરફથી ઘઉં મણ ૨) તથા જુવાર મણ ૨ાા

૫—૦—૦ શેઠ જીવણદાસ નારણદાસ પોરેચા નંબર ૨૧-૨૩ મનોરદાસ સ્ટ્રીટ મુંબઇ

૧૦—૦—૦ શેઠ જમનાદાસ ખુસાલદાસ મારફતે શેઠ વેરા ખુસાલદાસ હરીદાસ પોરબંદરવાળા

૧૦—૦—૦ શેઠ મેઘજી તુલસીદાસની વિધવા બાઇ માણેકબાઇ મુબંઇ

૫—૦—૦ શેઠ હંસરાજ કેસનદાસ સુંજતાળા

૫—૦—૦ શેઠ સીવજી ગોરધનદાસ હંગાઇ

૪—૦—૦ અદીબાઇ તે શેઠ ધનજી નારણજીની વીધવા મુમ્બઇકોટ

૨-૦-૦ શેઠ રણછોડદાસ ધનજીની પુત્રી બાઈ ગોકીબાઈ મુખબંદોટ

૨-૦-૦ શેઠ વસનજી લાલજીના ધર્મ પત્ની સૌ લખાબાઇ મુખબંકોટ

૨-૮-૦ શેઠ રણછોડદાસ ધનજી

૨-૦-૦ શેઠ કાલીદાસ ચકુભાઇ નગરશેઠ સ્ટેશન રોડ

૧૫-૦-૦ માન્ડલેવાલા તરફથી હા, દોરાબજી રૂસ્તમજી કેળાવાળા

૬-૦-૦ નવસારી બજારના મસાલાના પંચ તરફથી

૧૫-૦-૦ પ્રોફેસર છત્રેના સરકસ તરફથી

૪-૦-૦ શેઠ દુવારકાદાસ કાળીદાસ

૨-૦-૦ એક અદ્રશ્ય હા. હરીલાલ જીભો-વનદાસ વાડીફળીઆ

૭-૮-૦ બાઇ સાકર બાઇ તે શેઠ પરસો-તમ ઠાકરસીની વિધવા હા. શેઠ જીવણદાસ પોરિઆ

૩-૦-૦ એક સાલ આવેલી તે ઠાકોરદાસ સ્ટીટ મુબઇ વેચી તેના કીમતના

૧૦-૦-૦ સેઠ લલુભાઇ પ્રાણજીવનદાસ મોડ વાણીઆ રાંદેર

૧-૮-૦ શેઠ પરભુભાઇ મુલચંદ દરજી નાનપુરા

૫-૦-૦ શેઠ હરકીસનદાસ કીરપારામ દરજી વડોદરા

૧-૦-૦ નાનાભાઇ નરોતમદાસ હવાડીઆ ચકલો જુના કપડાં ૧૪ સાથે

૫-૦-૦ શા. છગનલાલ માણેકલાલ ,,

૧૧-૦-૦ રા. પા. લક્ષ્મીદાસ દાદાભાઇ બોરસદ

૧-૦-૦ સા. માણેકલાલ અમરતલાલ ,,

૨-૦-૦ સા. પુંજાભાઇ ભાઇજીભાઇ ,,

૧-૦-૦ ,, મોહનલાલ કીરપાસંકર ,,

૨-૦-૦ પા. મણીલાલ મનસુખલાલ ,,

૧-૦-૦ શેઠ મોહનલાલ રણછોડદાસ બોરસદ

૪-૦-૦ શેઠ માણેકજી સોરાબજીની કંપની,,

૧૦-૦-૦ ઠક્કર મોહનલાલ ચુનીલાલ ,,

૧-૦-૦ શા. બેચરદાસ ભવાનીદાસ ,,

૧-૦-૦ શા. કસનદાસ તલસીભાઇ ,,

૧૦-૦-૦ પારેખ જેઠાલાલ પ્રેમાનંદ ,,

૧-૦-૦ શા. મુલચંદ મોતીચંદ ,,

૧-૦-૦ શા. માણેકચંદ મોતીચંદ ,,

૧-૦-૦ શા. તલસીભાઇ ગરબડદાસ ,,

૧-૦-૦ શા. સોમચંદ નાગરદાસ ,,

૨-૦-૦ શા. મથુરાદાસ પાનાચંદ ,,

૧-૦-૦ શા. ઝીલાભાઇ જેઠાભાઇ ,,

૧-૦-૦ શા. મગનલાલ ઝવેરચંદ ,,

૧-૦-૦ શા. મોતીલાલ ભાઇજીભાઇ ,,

૨-૦-૦ શા. જેઠાલાલ સેવકલાલ ,,

૧-૦-૦ શા. પ્રાણજીવન માધવ ,,

૨-૦-૦ શા. રાવસાહેબ કાશીભાઇ વસ્તાભાઇ

૬-૦-૦ શા. ઠક્કર કેસવલાલ દામોદર ,,

૧-૦-૦ શા. જેસીંગ ભાઇજી ,,

૧-૦-૦ શા. હીંમચંદ રવચંદ ,,

૧-૯-૦ શા. દેવચંદ લલુભાઇ ,,

૧-૦-૦ પા. નાથાભાઇ કીસોરદાસ ,,

૧-૦-૦ શા. બાપુલાલ નાગરદાસ ,,

૧-૦-૦ શા. ફુલચંદ નાથાભાઇ ,,

૧-૦-૦ શા. મણીલાલ હરકીસન ,,

૧-૦-૦ શા. ચીમનલાલ કાલીદાસ ,,

૧-૦-૦ શા. ચીમનલાલ ભીખાભાઇ ,,

૧-૦-૦ શા. સોમચંદ હરગોવન ,,

૧-૦-૦ શા. નારણદાસ આસારામ ,,

૨-૦-૦ જાની રૂઘનાથજી સીવસંકર ગોધરા

૧-૦-૦ દયાગીર ગોકળગીર ગો સ્વામી

૪-૦-૦ શ્રી દેશ ખડકીના પંચ તરફથી ગોધરા

૨-૦-૦ રાવસાહેબ છોટાલાલ નાથાલાલ મામલતદાર સાહેબ બોરસદ

---

૨૦૬-૯-૦

अहिंसा परमो धर्मः। आत्मवत् सर्वभूतेषु।

मातरः सर्वभूतानां गावः सर्व सुखावहाः।




[ વસન્તતિલકા વૃત્ત ]

સુગન્ધ ધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,<br>
છે આમ્ર તીક્ષ્ણ, બદરી તરુથી સમૃદ્ધ,<br>
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી 'સુકીર્તિ',<br>
संगः सतां किमुन मंगलमातनोति।

વર્ષ ૬ ઠું ] શ્રાવણ-અમાવાસ્યા વિ. સં. ૧૯૭૦ [ અંક ૨ જો.



## મસ્ત વૈરાગ્ય.

હતું શું ! ને જવાનું શું ? જશે તેથી રડવાનું શું ?<br>
કહો શું બાંધી છે જન્મ્યા, વળી છે લઈ જવાનું શું ?<br>
અમે કંચન અમે માટી નથી જુદાં કદી જાણ્યાં,<br>
અમે કંગાલ ને ભૂપાલ બંને એક છે માન્યા;<br>
અમે રાગી, અમે ત્યાગી, અમારા રાહમાં મસ્તો,<br>
નથી પરવા ! નથી પરવા ! ભલે સંસાર સૌ હસતો;<br>
નથી આ વિશ્વમાં પામ્યા, કદાપિ માન તો સારૂં !<br>
ગણે છો વિશ્વ દિવાનો ! અમારે વિશ્વ છે ખારૂં.<br>
પિતા માતા ભગિની ભ્રાતની પેરવાહ ના કરશું,

અમે બસ ટેકથી જન્મ્યા, અને બસ ટેકમાં મરશું;
હમેશાં મૂર્ખ દેખાશું, ભલેને વિશ્વ દૃષ્ટિમાં!
સદા ચાલુ મણિશંકર તણો છે ટેક સૃષ્ટિમાં!

મણિશંકર ત્રિભુવનદાસ ત્રવાડી.
કવિ—શ્રી. આ. ની. દ. નાંટક સમાજ.

## અવિચ્છિન્ન આત્માને!

અખિલ બ્રહ્માંડમાં તું જો, અજિત છે સર્વ આ જૂઠું,
ખરે પંથે કરી દૃષ્ટિ, સુલભ કર્મોથી શાન્તિ લે. ૧
થયું છે જે, થશે પણ જે, નહિં કર શોક તું શાણા,
ધણીનું ધાર્યું થાવાનું, વૃથા મારે તું શીદ ફાંફા. ૨
અમર નહિં કોઈ આ જગમાં, થવાનું નષ્ટ નિજ યોગે,
સંબંધીનું પૂરણ દેવું, પતાવીને વિરામે છે. ૩
ઉદયનો અંત પણ અસ્તે, ખરે! સિન્ધુ તણી ભરતી
ચઢીને ઓટ પણ થાએ, નિશા ઉષા ક્રમે થાતી. ૪
ભ્રમિત છે ચક્ર આ જગનું, ખુવારીમાં સુવાડે ને,
ફરી પાછું ચઢાવે તે, વિલાસાનંદના શૃંગે. ૫
ગયા, કંઈ જાય છે નિત્યે, વિભવ સંસારના છોડી,
જવાનું ના ગમે તેને, નિરૂપાયે જવું દોડી. ૬
જગતના ક્ષેત્રને જોઇ, યશસ્વી કાર્ય તું કરજે,
ભલાઈ કે બુરાઇના કદી ના ભાર શિર લેજે. ૭
મળે મોટાઇ જો તુંને, બની રે'જે સદા છોટો,
સુણાવીને કટુ શબ્દો, બનીશ ના, શત્રુ તું કોનો. ૮
વિદારી વિશ્વની આધિ, ઉપાધિ, વ્યાધિ સર્વેને,
પ્રીતમના પંથને માટે, સ્મરી લે નિત્ય પ્યારાને. ૯

નવાપુરા-લાકશેરી
સુરત. } પ્રીતમ



**દરેક માણસોના ધર્મ જુદા જુદા હોય છે અને દરેક માણસોની સ્થિતિઓ પણ જુદા જુદા પ્રકારની હોય છે, માટે હું હમણાં કઇ ભૂમિકામાં છું ? અને મારો ધર્મ શું છે ? તે આપણે પ્રથમ જાણવું જોઇએ. એ જાણવાથી આપણને આગળ વધવાની ખબર પડે છે.**

( ગતાંક પૃષ્ટ ૯થી શેષ. )

( લેખક—રા. રા. વૈદરાજ અમૃતલાલ સુન્દરજી પઢીઆર-મુંબાઇ )

ઘણા માણસો પોતે ગૃહસ્થાશ્રમી હોય છે, છતાં પણ ત્યાગીઓના જેવા ધર્મ પાળવાની ઇચ્છા રાખે છે, અને ત્યાગીઓના ધર્મને પોતાના ધર્મ સમજે છે તેથી તેઓ ગૃહસ્થાશ્રમને લીધે ત્યાગીઓના ધર્મ પાળી શકતા નથી અને તેમ છતાં ફોકટના મનમાંથી દુઃખી થયા કરે છે અને સમજે છે કે અમે ધર્મ પાળી શકતા નથી. પણ તમારાથી એ ધર્મ પળાય ક્યાંથી ? અને એ ધર્મ તમારે પાળવા પણ શા માટે જોઇએ ? તમે તો ગૃહસ્થ છો માટે ગૃહસ્થના ધર્મ પાળો. ગૃહસ્થાશ્રમ વખતે કાંઇ ત્યાગીના ધર્મ પળાય નહીં. અને ગૃહસ્થાશ્રમમાં રહીને ત્યાગીના ધર્મ પાળવાથી કાંઇ લાભ થાય નહીં. એમાંથી તો ઉલટો ક્લેશજ થાય માટે તમારો ધર્મ શું છે એ પ્રથમ તમારે સમજવું જોઇએ. અને તે પાળવાની તમારે કોશિશ કરવી જોઇએ. જો તમારોજ ધર્મ તમારે પાળવો હોય તો એમાં કાંઇ મુશ્કેલી નથી; એ તો સ્વાભાવિક છે, પણ જ્યારે તમે બીજાઓના ધર્મ પાળવા જાઓ છો ત્યારેજ મુશ્કેલી ઉભી થાય છે, જેમકે સાધુઓ સાધુપણાના ધર્મ પાળે તો એમાં કાંઇ મુશ્કેલી પડતી નથી. ત્યુએથી રોટલાનો ટુકડો મળી રહે છે અને યથાશક્તિ ભજન ધ્યાન બન્યા કરે છે. તથા કોઇને ઉપદેશ દેવાતો કે કોઇની સેવા કરવાની તક પણ મળ્યા કરે છે. પણ એટલાથી તેઓને સંતોષ થતો નથી, તેથી તેઓ ગૃહસ્થના ધર્મ પાળવા લાગે છે અને મકાન બંધાવવા મંડે છે. પોતાની નાતો જમાડવા મંડે છે, રાજા રજવાડા સાથે દોસ્તી વધારવા મંડે છે અને દાદા ગુરૂ અને ચાચા ગુરૂ વગેરેની સગાઇઓ બાંધવા મંડે છે તથા વેપાર વધારી મૂકે છે અને વૈભવો પણ વધારી મુકે છે; પણ એ બધાના પ્રમાણમાં ઉપજ થતી નથી, તેથી મુશ્કેલીમાં આવી પડે છે ને પછી ફાંફાં મારવાં પડે છે. તથા ભોળા લોકોને ઉંધુંચત્તું સમજાવવું પડે છે અને એથી આગળ જતાં ઘણી જાતના વરઘોડા થાય છે એટલે પછી ધર્મનો વાંક કાઢે છે, કળિયુગનો વાંક કાઢે છે, ભગવાનનો વાંક કાઢે છે, સુધારાનો વાંક કાઢે છે, જમાનાનો વાંક કાઢે છે પણ પોતે ત્યાગી છતાં ગૃહસ્થના ધર્મ પાળવા મંડયા છે એ વાંક તેઓને જણાતો નથી, પણ જો ખરેખરો વિચાર કરીએ તો આપણો ધર્મ આપણને દુઃખ દે તેવો હોતોજ નથી, તે તો આપણાથી ઉપડી શકે તેવોજ હોય છે અને આપણાથી પાળી શકાય તેવોજ હોયછે પણ આપણે તેને બીજાઓના ધર્મ સાથે ભેળી નાખીએ છીએ અને તેથીજ ગોટાળો થાયછે. કારણકે પારકો ધર્મ આપણને સહેલાઇથી પાળવામાં હરકત આવે તેમાં કોઇ નવાઇ નથી, માટે આપણો ધર્મ શું તે આપણે પ્રથમ નક્કી કરવું જોઇએ,

આવીજ રીતે કેટલાક માણસો જુવાન હોય છે છતાં કેટલીક બાબતોમાં બુઢ્ઢાઓનો ધર્મ પાળવા ઇચ્છે છે અને કેટલાક બુઢ્ઢાઓ જુવાનોના ધર્મ પાળવા ફાંફાં મારે છે પણ એ બનેમાં નિરાશ થાય છે કારણકે જુવાનથી બુઢ્ઢાનો ધર્મ બરાબર રીતે પાળી શકાતો નથી અને બુઢ્ઢાઓથી જુવાનોના ધર્મ બરાબર રીતે પાળી શકતા નથી. આવીજ રીતે ઘણા માણસો પોતે નોકર હોય છે છતાં પણ શેઠના ધર્મ પાળવા ઇચ્છે છે અને ઘણાએ મૂર્ખ શેઠો પોતાના હલકા નોકરો કરતાં પણ હલકી દશામાં પોતાનું જીવન પુરૂં કરે છે. ઘણા રાજાઓ પોતાનો રાજધર્મ સમજ્યા વિના પોતાના રૂચિ પ્રમાણે વરતે છે તેથી કોઇ વખત સિપાઇના ધર્મ પાળવાનું મન થઇ જાયછે, કોઇ વખત સન્યાસીના ધર્મ પાળવાનુ મન થઇ જાય છે કોઇ વખત ચક્રવર્તી રાજાના ધર્મ પાળવાનુ મન થઇ જાય છે કોઇ વખત રૈયતના ધર્મ પાળવાનું મન થઇ જાય છે, અને કોઇ વખત કારીગરના કે પંડિતના ધર્મ પાળવાનુ મન થઇ જાય છે. પણ એ એકે ધર્મ બરોબર રીતે પાળી શકાતા નથી કારણકે એ તેના પોતના ધર્મ નથી, પણ એ તો પરધર્મ છે અને પ્રભુનો તો એ સિદ્ધાંત છે કે –

श्रेयान्स्वधर्मो विगुण परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधन श्रेय परधर्मो भयावह ॥ અ૦ ૩, શ્લોક ૩૫.

અર્થ–પોતાનો ધર્મ ઓછા ગુણવાળો હોય તો પણ કલ્યાણ કરનારો છે, એટલુંજ નહિં પણ સ્વધર્મ પાળતાં મરવુ પડે તોએ મરણ પણ સારૂં છે અને પરધર્મ સારી રીતે પાળ્યો હોયતો પણ તે ભયભરેલો છે.

આ પ્રમાણે પ્રભુનો ચોકખો હુકમ છે છતાં પણ આપણે આપણા પોતાના ધર્મ છોડીને બીજાના પરાયા ધર્મ પાળવા જઇએ છીએ તેથીજ દુખી થઇએ છીએ જેમકે–

જે ઘરમાં સ્ત્રીઓ સ્ત્રીઓનોજ ધર્મ પાળે છે એટલે કે ઘર સંસારની પોતાની ફરજો બજાવવી, પતિની સેવા કરવી, બાળકોને ઉછેરવાં તથા બને એટલી શુભ દૃષ્ટિ રાખી પરમાર્થનાં કામોમાં ભાગ લેવો તે સ્ત્રીઓ સુખી હોય છે અને તે ઘર આનંદી દેખાય છે. પણ એને બદલે જે ઘરમાં સ્ત્રીઓ પુરૂષોના ધર્મ પાળવા ઇચ્છે છે એટલે કે પુરૂષની સત્તા પોતાના હાથમાં લઇ લેવા ઇચ્છે છે ને પોતાની આધીનતાને પોતાની સેવા ઉપર પાણી ફેરવી ધણીપણું ભોગવવા ઇચ્છે છે તે ઘરના બુરા હાલ થાય છે. અને એવા સ્વભાવવાળી સ્ત્રીઓ પણ દુખી થાય છે કારણ કે તેઓને પોતાના ધર્મો ગમતા નથી અને પુરૂષોના ધર્મો તેઓ બરોબર રીતે પાળી શકતી નથી તેથી એ બને ધર્મોનો ખીચડો થઇ જાય છે અને તેમાંથી ખરાબ પરિણામ નીપજે છે. આવીજ રીતે ઘણાએ ગુરૂઓ ગુરૂપણાના ધર્મોમાંજ રહેતા નથી પણ ગુરૂપણાના ધર્મની સાથે તેઓ રાજસત્તાના ધર્મને ભેળી નાખે છે અને જાણે પોતે મોટા અધિકારવાળા મહારાજા હોય તેમ વરતવા મંડે છે ને એવા ઠાઠમાઠ રાખે છે, પણ ખરી રીતે તેઓના હાથમાં રાજ્યના જેવી કાયદાપૂર્વક સત્તા હોતી નથી તેથી તેઓનું ગાડું વધારે આગળ ચાલી શકતું નથી. કારણ કે પારકા ધર્મની વાત તે ક્યાંથી નભી શકે ? એમાં તો અંતે ભયજ હોયજ, માટે આ બધી બાબતોમાંથી આપણે એમ શીખવું જોઇએ કે આપણો ધર્મ કાંઈ મુશ્કેલ

નથી. આપણો ધર્મ તો આપણે બહુ સહેલાઇથી પાળી શકીએ તેવોજ છે. પણ આપણે બીજાઓના ધર્મો પાળવા જઇએ છીએ તેથીજ દુઃખી થઇએ છીએ, માટે હવેથી આપણે ઠરાવ કરવો જોઇએ કે હું મારો ધર્મ પાળવાને બંધાયેલો છું માટે મારી રિલિજનના મર્મો મારે સમજી લેવા જોઇએ. જો એ સમજી જવાય તો બહુ સહેલાઇથી આગળ વધી શકાય છે, માટે બીજાના ધર્મોમાં નહીં પડયા રહેતાં સ્વધર્મ સમજીને તે પાળવાની કોશિશ કરો. સ્વધર્મ સમજીને તે પાળવાની કોશિશ કરો. એટલે પરમકૃપાળુ પરમાત્મા તમારા મદદગાર થશે, અને કલ્યાણના રસ્તામાં બહુ સહેલાઇથી આગળ વધી શકશો.



## મદ્યને શા માટે ઘૃણા કરો?

(લેખક— રા. લલ્લુભાઇ કેસુરજી નાયક—કતારગામ)

મદ્યપાનમાં કોઇ પ્રકારનો લાભ નથી. એ વાત સાધારણ પરંતુ ખાસ ધ્યાન આપવા જેવી છે. કોઇપણ પ્રકારની બે બાબતનો નિર્ણય કરવા માટે તે બન્નેને ન્યાયરૂપી ત્રાજવાનાં પલ્લાંમાં તોલવામાં આવે છે. તેમાં જે અધિક પ્રમાણવાળી માલુમ પડે તે સત્ય મનાય છે. પરંતુ કોઇપણ આ બાબતનો એક અવાજે કબુલ કરે છે કે મદ્યપાન લાભ કર્તા નથી એટલુંજ નહિ, કિંતુ એના ભોક્તા પણ કહે છે કે એમાં કોઇ પણ પ્રકારનો લાભ નથી. એ પરથી એટલું તો સિદ્ધ થાય છે કે મનુષ્ય પોતાના અભ્યાસથી અગર તો જાતીય રીતિ સંસ્કારથી મદ્યપાન કરે છે, કિંતુ એથી કોઇ લાભ થાય છે એવું સમજીને કરતા નથી.

મદ્યપાનમાં અતિશય વ્યય થાય છે. એમાં એટલો બધો વ્યય થાય છે કે એક ધનવાન માણસ પણ તેટલો કરવાને અશક્ત છે. આ દુનિયામાં મદ્ય સિવાય એના જેવો (જેટલો) ખર્ચ કરાવનાર અન્ય પદાર્થ મળશેજ નહિ; કોઇ શિક્ષિત દેશમાં એકવાર ધનાઢ્યની સંખ્યા અધિક હોય પરંતુ તેઓનું ધન બહુધા મદ્યપાનથીજ ધૂળ મળી ગયું હોય, એવા દાખલા ભરત ભૂમિના ઇતિહાસનાં પૃષ્ઠો પર કંઇ કમી નથી. એવા ધનીઓનો મદ્યપાનનો ખર્ચ અને એક બાજુ લોર્ડ વેલિંગ્ટનની સરદારી નીચે વોટર્લુની લડાઇમાં જનાર લશ્કરોનો રાક્ષસી ખર્ચ એ બેમાં બિલકુલ તફાવત નથી. જ્યારે ધનવાનો મદ્યપાનમાં ખરાબ થઇ જાય છે ત્યારે નિર્ધનીઓનું તો પૂછવુંજ શું? પ્રતિદિન મદ્યપાનમાં થોડો થોડો વ્યય કરવાથી પણ એ બુરાં વ્યસનમાં એટલો બધો રાક્ષસી ખર્ચ થાય છે કે તેની ગણત્રી થઇ શકે એમ નથી? એવા સહસ્ત્રો નવયુવકોનાં ઉદાહરણો આપણને મળે છે. બે સમાન પૈસાવાળા હોય છે પરંતુ બંનેના ખર્ચના માર્ગ જુદા જુદા હોય અર્થાત એક વેપારમાં પોતાનો ભંડોળ રોકતો હોય અને બીજો મદ્યપાનમાં પોતાનો પૈસાનો વ્યય કરતો હોય તો તેમાં શું પરિણામ આવે તે કોઇ પણ મદ્યપાન કરનારને અગર તો અન્યને અજાણ્યું નથી. એ ઉપરથી પ્રમાણિત થાય છે કે ધનવાન તેમજ નિર્ધન બન્નેએ મદ્યપાનનો અભ્યાસ રાખવો ન જોઇએ.

મદ્યપાનમાં ઘણો સમય નકામો જાય છે. સમયનું મૂલ્ય ધન કરતાં પણ અધિક છે, સમય એજ જ્ઞાન છે, અનુભવ પણ સમય છે તેમજ સમયથીજ વૃદ્ધિ અને સિદ્ધિ છે. સમય એ એક એવી વસ્તુ છે કે જે વડે આ સંસારની કોઇ પણ અમૂલ્ય વસ્તુ પ્રાપ્ત કરી શકાય છે. અને એટલાજ માટે જેમાં સમય નષ્ટ થાય એવો અભ્યાસ રાખવાની જરૂર નથી. ખરા મનુષ્યનું એજ કર્તવ્ય છે. જેટલો વખત નવયુવકો મદ્યપાનમાં પોતાનો સમય વ્યતિત કરે છે, એટલાજ સમયમાં કોઇ એકાદ ભાષા શીખી શકાય, અથવા તો કોઇ પણ ઉત્તમ પુસ્તકો વાંચવામાં એટલો સમય વિતાડવામાં આવે તો તેથી અતિશય લાભ થાય એ ખુલ્લું છે. ઘણીજ ખેદજનક વાત તો એ છે કે કેટલાક 'વકીલ' તેમજ ડૉકટર સાહેબો પોતાનો અમૂલ્ય વખત મદ્યપાનમાં ગુમાવે છે. પરંતુ તેઓ એટલોજ સમય કોઇ અન્ય વિષયમાં ખર્ચે તો તેઓ કેટલી સફળતા પ્રાપ્ત કરે તેનો વિચાર તેવા વિદ્વાન ભોક્તાઓજ કરવો જોઇએ. એવા માણસો એક કલાક મદ્યપાનમાં ગુમાવે તેને બદલે કંઇ ભણવામાં એટલો સમયનો વ્યય કરે તો તેથી તેની વિદ્વતામાં ઘણીજ વૃદ્ધિ થાય એ દેખી તું જ છે. જેઓ આરંભમાં પોતાનો થોડો સમય મદ્યપાનમાં નષ્ટ કરે છે તેઓ દશ વરસમાં કલાકોના કલાક જેટલો સમય વ્યર્થ ગુમાવે છે. પોતાનો અમૂલ્ય વખત મદ્યપાનમાં નષ્ટ કરે એનાથી બીજું કોઇ પણ પાપ ચઢીઆતું નથી. મનુષ્ય જીવનના હેતુઓ પૂર્ણ થવાનો તેમજ નષ્ટ થવાનો આધાર સમય અને શક્તિપરજ છે, બુદ્ધિમત્તા, ભાગ્ય અને ચતુરાઇથી જે ન થઇ શકે તે સતત્ અધ્યાવસાય પૂર્વકના ખરા દૃઢ પરિશ્રમથી થઇ શકે છે. જે કોઇ વૈષ્ણવ હોય ખરા કૃષ્ણના ભક્ત છે તેમણે આખાં યાદવ કુળની થએલી બુરી સ્થિતિનું સ્મરણ રાખવું જોઇએ. તેની સાથે એટલું પણ જાણવું જોઇએ. કે એવાઓને બચાવવાને કૃષ્ણ પરમાત્મા પણ શક્તિવાન થયા નથી તેમજ તેમના ભાઇ બળભદ્ર જેવાએ પણ પોતાનાં કુળનો સંહાર સ્વહસ્તેજ કર્યો હતો. (અપૂર્ણ)



## ॥ શ્રીમદ્ ભગવદ્ ગીતા ॥

(લેખક-રા. રા. ભગવાન શિવશંકર ભટ્ટ—સુરત)

### વિઘ્નુવંદન.

શાર્દૂલવિક્રીડિત

જેને નિત્ય સ્તવે મહેશ વિધિ ને, ઇન્દ્રાદિ સૌ દેવતા,
જેનું નિર્મળ ગાન વેદ વદતા, શાસ્ત્રોય જે સેવતા;

યેગીઓ ધરી યોગને મનથકી, ધ્યાને જુએ જેહને,
જેને પાર ન પામતા સુરગણો, વંદુ વિભુ તેહને;



## અધ્યાય ૧ લો.

હરિગીત છંદ.

કુરૂક્ષેત્ર સંજય પુણ્યક્ષેત્રે, મળી યુદ્ધ પ્રસંગમાં
ધૃતરાષ્ટ્ર કહે કરતા શું કૈરવ પાંડવો મમ જંગમાં. ૧
સંજય કહે તવ વ્યૂહરચના, દેખી પાણ્ડવ દળતણી;
કહ્યું જઈ સમીપે દ્રોણને, દુર્યોધને વિસ્મિત બની. ૨
આ મહત સેના જુઓ હે, આચાર્ય પાણ્ડવની ખરી;
તવ શિષ્ય ધીમત દ્રુપદપુત્રે, વિચિત્ર વ્યૂહ જેની કરી; ૩
લહી સહજને સામાન્ય રચના, ઉપેક્ષા નવ આદરો;
છે સમર્થ યોદ્ધા રક્ષણે, ગણના કહું શ્રવણે ધરો.
અર્જુન ભીમ સમાન મ્હોટા મારથી દિસે ધીરા
યુયુધાન ને વિરાટ દ્રુપદ રાજ જેવા શૂર વીરો. ૪
વળી ધૃષ્ટકેતુ ચેકિતાનને કાશીરાજ બલીષ્ઠ જે;
પુરૂજીત કુન્તિ ભોજ ને છે શૈબ્ય નૃપમાં શ્રેષ્ટ તે. ૫
છે ઉત્તમૌજા યુધામન્યુ, ધીર્યવાન વિક્રાન્તને
સૌભદ્ર દ્રૌપદીપુત્ર સરખા, શૂરવીર મહાન જે. ૬. ૬
હવે સાંભળો દ્વિજવર્ય છે, મમ સૈન્યમા યોધ્ધા ઘણા,
તે વિષે શ્રેષ્ઠ શુરાતને કહું નામ તે સૈનિક તણા. ૭
છો આપ એક અજીત ભિષ્મ ને કર્ણ કૃપરણજીયખરા
વિકર્ણ અશ્વત્થામ જયદ્રથ સોમદત્ત જયી પૂરા. ૮
વળી અન્ય યુદ્ધનિ પુણ યોદ્ધા સજ્જ શસ્ત્ર ધરી દિસે;
મમ હિતાર્થે નિજ પ્રાણ તજવા મુદિત જેનાં મન હિંસે. ૯
આ અનંત એવું સૈન્ય મારૂં, સુરક્ષિત ભિષ્મે કરી,
વળી ભીમરક્ષણ તળે પાણ્ડવ-ચમૂ ન્યૂન દિસે ખરી. ૧૦
એ કારણે નિજસ્થાન સ્થિત સહુ આપ આદિ શુરેશ્વરો;
વ્યૂહયુકત સકળ ચમૂવિષે ભડ ભિષ્મનુ રક્ષણ કરો. ૧૧

તવ દેખી દુર્યોધન ભયાકુલ મુદિત કરવા તેહને;
કુરૂવૃદ્ધ ભિષ્મ પ્રતાપી તે, કરતા હવા શંખનાદને, ૧૨
પછી શંખ ભેરી પણવ આદિ, અનેક રણશિંગા તણો;
તત્કાળ યુદ્ધ પ્રસંગનો રણવાદ્યનાદ થયો ઘણો. ૧૩
પછી શ્વેત હય જોડેલ નિજરથ વિષે સ્થિત ત્યાં થૈ ફરી,
નિજ શંખનાદ ગજાવિયા, પારથ અને પોતે હરિ. ૧૪
કૃષ્ણે ગજાવ્યો પાંચજન્યને દેવદત્ત ધનંજયે;
મહાશંખ પૌન્ડ્ર વગાડિયો ત્યાં ભીમકર્મ વૃકોદરે, ૧૫
દીધો પછી ત્યાં ધર્મરાયે અનંતવિજય બળે કરી,
સુઘોષ મણિપુષ્પક ગજાવ્યો, નકુળ સહદેવે ફરી. ૧૬
પછી મોટથી શીખંડી બાણાવળી કાશીરાજ જે,
સાત્યકી ધૃષ્ટદ્યુમ્નને વિરાટરાજ અજીત તે, ૧૭

## મઝા તું શું જવા દેશે.

મળ્યા છે વારસામાં આ ભર્યો જે સાકીના પ્યાલા,
ખરી મસ્તી ગણુએ જે, મઝા તે શું જવા દેશે ?
અરે તુજ તાત એ માટે ગુમાવી લાખની પૂંજી,
ગયા, જહન્નમને રસ્તે મઝા તે શું જવા દેશે ?
અરે ભાઈ તને મારી શિખામણ એજ સાચી કે,
ખરા જહન્નમના રસ્તા કદી ના બંધ તું કરજે.
બનીને મસ્ત ફરવામાં અને ચૌટે રઝળવામાં,
ખરી ચકલા તણી મોજે કદી તું શું જવા દેશે ?
તમારાં બાળબચ્ચાંઓ ભલે ઉપવાસ છો કરતાં,
ભલે તે ભીખ માગે તો, મઝા તે શું જવા દેશે ?
ગુમાની રાજવાડાનો બની ફરવું સદા તારે,
તને આમીન એ માગી મઝા તું ના જવા દેજે !
સંબંધી સૌ મળીને જે રિબાવે છે ઘણા જનને,
તને એ દુઃખથી દૂરે મણુએ દૂર કીધો છે.
અરેરે યોગ સાધે છે સગાંથી દૂર થાવાને,
અનુકુળ તુજને છે એ મઝા એ ના જવા દેજે !

[તારગામ] લલ્લુભાઈ કેસુરજી નાયક.

# આત્મઘાત ને પ્રાચીન શાસ્ત્રો.

## આત્મ ઘાતની નીતિ કોઇ પણ પ્રસંગે પ્રશંસ્ય છે?

[ ગતાંક પૃષ્ટ ૧૪ થી શેષ ]

[ આલેખકઃ-રા. રા. મોતિલાલ ત્રિ. દલાલ. બી. એ , એલ. એલ. બી.-મુંબાઈ ]

રામાયણ અને મહાભારતના પૂર્વાર્ધ પ્રાચીન ઇતિહાસ પર ઉપર ટપકે નજર કર્યા બાદ હવે તેના ઉત્તરાર્ધ પ્રાચીન ઇતિહાસમાં આત્મઘાત કેવી દષ્ટિએ જોવામાં આવતો તેનાં કેટલાક અદ્ભુત દષ્ટાંતો સંગ્રહિત કરીશું. ડૉ૦ સર રામકૃષ્ણ ભાંડારકર કહે છે કે, ચીનાઇ બૌદ્ધ મુસાફર હ્યુએનસંગ કહે છે, કે દક્ષિણ પથના રાજા બીજા પુલકેશીની સેનાના જે યોદ્ધાઓ યુદ્ધમાં હારી જતા તેમને, દેખીતી શિક્ષા માત્ર સ્ત્રીનો વેશ ધારણ કરવાની ફરજ પડવાની હતી. પરિણામે આત્મઘાત કરવાનીજ તેને ફરજ પડતી.[1] વળી જ્યારે દક્ષિણના વિક્રમાદિત્યનો પિતા સોમેશ્વર ઉર્ફે આહવમલ્લને પોતાનું મરણ સમીપ આવતું લાગ્યું ત્યારે (ઇ. સ ૧૦૬૮) સ્નાન દાન આદિ કરીને તુંગભદ્રા નદીમાં નદીનાં મોજાં તથા વાદિત્રના કોલાહલ વચ્ચે ડુબી મૂઓ.[2] તેજ વાત મિ૦ સ્મિથ પણું જણાવે છે. તેમાં ફેર એટલોજ છે કે તેના કહેવા પ્રમાણે ચાલુક્ય વંશનો એ રાજા જ્વરના અસાધ્ય રોગથી પીડાયમાન હોવાથીજ તેણે શિવ સ્તોત્રનું ગાન કરતાં કરતાં તુંગભદ્રામાં પોતાના શરીરની આહુતિ આપી હતી.[3]

૭ ૭ ૭ ૭

મરણ સામીપ્ય જોઇને એમને એમ મરવા કરતાં વારંવાર ધર્મક્રિયા પૂર્વક, સર્વ સન્મુખ નદીમાં દેહત્યાગ એ કાલમાં ઘણા કરતા. તે ધર્મ કૃત્ય ગણાતું. મોતે મરવું, એ તેના ક્ષત્રિયત્વના વિચારથી વેગળું હતું. હિન્દુસ્તાનથી સીકંદર કલ્યાણ નામના એક બ્રાહ્મણ વૈદ્યને પોતાની સાથે લઇ ગયો હતો. તેણે સ્વસમાજ ત્યાગના અપકૃત્યની લજ્જાથી ઇરાનમાં આવતાં આત્મઘાત કીધો હતો.[4] ભગવાન્ સિદ્ધાર્થ બુદ્ધનો દેહાંત થયો ત્યારે તેના સન્માન માત્ર સારૂ, તેના અઢાર હજાર શિષ્યો તેની સાથે બળી મુઆં હતા![4] આ પ્રમાણે રાજા, રાર

૧ ભાંડારકર કૃત "દક્ષિણનો પ્રાચીન ઇતિહાસ પ્રકરણ ૧૦.
૨ ,, ,, ,, ,, ,, ,, ૧૧.
૩ વિન્સેંટ સ્મિથ કૃત "ભારતનો અસલી ઇતિહાસ" પૃષ્ટ ૩૨૯.
૪ સ્વ સર વિલિયમ વિ. હુટર કૃત "ભારત વર્ષનો પ્રાચીન ઇતિહાસ" પૃ. ૧૬૯.

આદિના એવાં મરણ સમયે સહચિતા પ્રવેશથી આત્મઘાત કરવો એ એક શિષ્ટાચાર માનવામાં આવતો! આવાં અનેક દૃષ્ટાંતો છે. રાજાની વિધવાઓ તેની સાથે સતી થતી. તે પણ ભક્તિભાવની પરાકષ્ટા બતાવવાના હેતુથીજ હતું. રાજા સાથે નોકરો પણ બળી મરતા એટલી ભક્તિ પરાયણતા હતી, પછી સહધર્મચારિણી સહગમન કરે તેમાં શું આશ્ચર્ય ! એક ઉત્તમ ગુણની પણ હદ બહાર વ્યવહારમાં અત્યુક્તિ કરવાથી શી ગંભીર હાનિ નીપજે છે, તે આ દાખલાથી સાફ જણાશે. પ્રખ્યાત રાજા જયપાળ લાગલગટ બે વાર હારવાથી બળી મુઓ હતો ? ક્ષત્રિઓ માનભંગ થાય, તેથી એટલા લજ્જિત થતા, કે જીવતર ધૂળ સમજીને આપઘાત કરતા, તેજ પ્રમાણે રજપુતો મુસલમાનોની સામે કેસરીયાં કરતાં ત્યારે પ્રથમ સેંકડો સ્ત્રીઓને બાળી અથવા દારૂગોળાથી ઉડાવી મૂકતા. તેનો શુભ આશય પણ મ્લેચ્છોના હાથમાં સ્ત્રીના પતિવ્રત કે કૌમાર્યવ્રત ભંગ ન થવાનોજ હતો. તેવીજ રીતે અસાધ્ય રોગના દુઃખથી કંટાળી જનાર રાજા પણ ધામધૂમ સહિત આત્માર્પણ કરતો.

   

[ અસમાપ્ત. ]



# અશક્તાશ્રમ.

ખા, બા, અરદેશર કોટવાલની વાડી—રામપુરા, સુરત.

અશક્તાશ્રમ વિષે આ પત્રમાં આજ સુધીમાં અમોએ વિવિધ રીતોથી ઘણું લખ્યું છે. આજે એક ઉદાર ચરિત મહાનુભાવનાં જીવનના એક પ્રસંગનું વર્ણન દાનેશ્વરીઓને આદર્શ રૂપ થાય એવું હોવાથી આપવું આવશ્યક વિચાર્યું છે વિલાયતમાં એક પારમાર્થિક સંસ્થા ઉભી કરવા માટે એક સભા મળી અને સભામાં તેને માટે ઉઘરાણું કરવા પાંચ માણસ નિયત કરવામાં આવ્યાં એ પાંચે અમીરી કુટુંબના હોવા છતા પારમાર્થિક કામમાં સહાય આપવા પોતાનું તન તોડવા તત્પર થયા હતા. ફંડ ભેગું કરનાર પાંચે વિચાર કર્યો કે આ સંસ્થાને માટે એક લાખ પાઉંડ અથવા પંદર લાખ રૂપીઆની જરૂર પડશે તત્કારણ પ્રથમ મોટા મોટા શ્રીમંતોની સહાય લેવી જોઇશે એવો ઠરાવ કરી તેઓ ત્યાંના શ્રીમંતોમાં મુખ્ય ગણાતા કરોડાધિપતિ ગૃહસ્થને ત્યાં પહોંચ્યા. આગમનસૂચનપત્રિકા આપતાં તેને અંદર કંઇ કલહ તંત્ર ચાલતું જણાયું. તપાસ કરતાં જણાયુ કે નોકરથી દિવાસળીની પેટીમાંથી કેટલીક દિવાસળીઓ વેરાઇ ગઇ, જેને પાછી ભેગી કરવાની માથાકૂટમાં ન પડતાં જેમની તેમ પડી રહેવા દીધી હતી, ગૃહસ્થ તે જોતાં તેને ધમકી આપતો હતો, તેમજ કોઇ પણ ચીજ વાપરતાં આવી બેદરકારી પુનઃ જણાશે તો નોકરીમાંથી પાણીચું આપવા કહેતો હતો. બહાર ઉભેલા આ જોઇ આશ્ચર્ય પામ્યા તથા વિચાર કરવા

લાગ્યા કે જે માણુસ એક પાઇની દિવાસળીની પેટીમાંથી અમુક દિવાસળી કે જેની કિંમત પા પાઇ પણુ ન થાય તેને માટે નોકરને આટલો બધો સતાવે છે તે માણુસ આપણુને શી મદદ આપવાનો હતો. માટે પત્રિકા ન આપતાં અત્રેથીજ પાછા જઇ માનભંગ ન થવું એજ હિતાવહછે. જોકે આધુનિક રાજ્ય નીતિ પ્રમાણે વધુ મતે વર્તવું જોઇએ છતાં તેઓમાંના એકના કહેવાથી પત્રિકા આપી અંદર જવા નક્કી કર્યું કારણુ એમાં આપરૂ પરમાર્થ માટે બહાર પડેલા ફંડ ઉઘરાવનારની જવાની નથી. આખરે તેઓ અંદર ગયા. તે ગૃહસ્થે તેમનો સારો સત્કાર કર્યો તેમજ આગમન કારણુ પૂછ્યું. કારણુ વિદિત થતાં ગૃહસ્થે હર્ષિત થઇ સભાના ઉદ્દેશ તથા પરમાર્થમાટે બહાર પડેલ સજ્જનની સ્તુતિ કરી તે સંસ્થાનો તમામ ખર્ચ પોતે આપવા કબુલ થયો આ સાંભળી આવનાર ગૃહસ્થો આશ્ચર્ય પામ્યા, આશ્ચર્ય પામવાનું કારણુ પૂછતાં તેમણે કલહની વાત જણાવી તેના ઉત્તરમાં તે સદ્‌ગૃહસ્થે જણાવ્યું કે પૈસા ખરચી આણેલી કોઇ પણુ ચીજ નકામી જવા દઇ દ્રવ્યનો દુરૂપયોગ શા સારૂ કરવો ? તેમજ વધારામાં જણાવ્યું કે જે ચીજ વિના આપણુને ચાલી શકે તેને માટે દ્રવ્ય બીલકુલ ખરચવું નહિં. આ દૃષ્ટાંત શ્રીમંતોને ખાસ લક્ષમાં રાખવા જેવું છે. દ્રવ્યનો ગમે તેવો દુર્વ્યય કરવા કરતાં તેનો સંચય કરી તે દ્રવ્ય પારમાર્થિક સંસ્થાને આપવું જોઇએ. અમારૂં અશકતાશ્રમ જેમાં આંધળા, લુલાં, લંગડાં, પીતીઆ વગેરે રોગથી પીડાતાં અશકત જીવોને સંગ્રહવામાં આવી તેમની શારીરિક, માનસિક સ્થિતિ સુધારવા માટે યત્ન કરવામાં આવે છે તેતરફ અમો આશા રાખીએ છીએકે લક્ષ્મીના કૃપા પાત્ર સજ્જન મહાનુભાવો.એ તરફ લક્ષ આપશે તથા પોતાના દ્રવ્યમાંથી ફાળો આપી અમને સહાય ભૂત થઇ અમારા કાર્ય સરળતા કરી આપશે.

તંત્રી.




(હરિગીત છંદ)

શુભ ચંદનીથી ચંદ્ર દશ દિશા અતિ ઉજ્જ્વલ કરે,
તદપિ ન જાણો બિમ્બ એનું છે તદન નિર્મલ ખરે !
નીત વ્યોમની સુર સરિતમાં નિશ્શંક સ્નાન કરે તે,
કાળું કલંક અંતર્ તણું કદી ના મટે તે ના મટે ! ૧

નિર્માણુ વિધિએ વેશ સુંદર છે ગુલાબ તણો કર્યો,
તો તેથી શું ગુણયુક્ત હોય હીણોજ તે જગમાં ઠર્યો;
પ્રણુયી મધુકર પાસ જાતાં દેહ વિંધે કંટકે,
તો નામ તેને આપવું 'ગુણી'ના ઘટે તે ના ઘટે ! ૨
ચન્દન થકી નન્દન થઇ કરી તિલક સહુ અલિ વન્દતા,
નિજ તુલ્ય આશ્રિતને કરે નિત તરૂ જગમંડિતા;
કિન્તુ ખરેખર શોચ વિષધર નાગ કાળા ત્યાં વસે,
સંપૂર્ણ સાંગોપાંગ વિશ્વે ના દિસે તે ના દિસે ! ૩
ગિરિ શાન્ત ગહ્વર જ્યાં વસી ઋષિ વૃન્દ પૂજ્ય પ્રભુ સ્તવે,
ને દિવ્ય જ્ઞાનાભાસ જેના દર્શને ઉર ઉદ્ભવે;
કિન્તુ સજ્યા ત્યા કેસરી રગરગ સિંચી નિર્દય પણું,
છે વિધિ પણ અજ્ઞાન પછી જગ સ્થાન કયાં જ્ઞાની તણું ? ૪

" શારદા—વિહાર "
હનાડિઓ ચકલા–સુરત } છોટુભાઇ દાજીભાઈ દેશાઈ.



## ચંદ્રસિંહ

### પાત્રો.

ચંદ્રસિંહ... ...સ્નેહપુરનો રાજા
અમરસિંહ... ... ...તેનો સેનાધિપતિ
પ્રેમો ... ... ...એક ગરીબ ખેડૂત
અમથી ... ... ...તેની સ્ત્રી.

### પ્રવેશ-૧

ચંદ્રસિંહ—હા ઈશ્વર તારી શી લીલા ? આ પર્વતોની હાર, ધીમે ધીમે વહેતી આ નદી, આવુ શાન્ત સ્થળ જોઇ કયા દુખી જીવને આનંદ ન થાય? હવે શું કરવું ? લુચ્ચા દુશ્મનો મારી પાછળ આવી શકે એમ નથી: પણ અહીંઆ કંઇ વસ્તી જણાતી નથી. ચાલ જીવ અગાડી જઇ જોઉ નહીંતર ભૂખે મરવું પડશે અહીંઆથી રસ્તો છે (આગળ ચાલીને) હા પેલો ધુમાડો જણાય છે. વાહ ! ત્યાં એક નાનું ઝુંપડું પણ છે.

### પ્રવેશ-૨

ચંદ્રસિંહ—ભલા માણસ ! ઇશ્વર તને સુખી રાખે તુ મારા જેવા મુસાફરને કંઇ આશ્રય આપશે ?

પ્રેમો—ભાઇ હમણાં તો ઘણા ગરીબ મુસાફરો આવે છે. જો તે બધાને રાખીએ તો ઘરબાર ગીરો મુકવા પડે. પણ ચાલો હું તમને મારી સ્ત્રી પાસે લઇ જાઉં, પછી વિચાર થશે. (અંદર જઇ) અલી હું બહુ થાકેલો છું; મેં આખો દિવસ લાકડાં કાપ્યા છે.

અમથી—તમે ખાવા માટે હંમેશા તૈયાર છો પણ ખાવાનું તમારે માટે તૈયાર નથી. હું તમને ખાતરીથી કહું છું કે રોટલા કરતાં એક કલાક થશે. હજુ સુરજ આથમ્યો નથી. પણ તમારી સાથે આ કોણ છે?

ચંદ્રસિંહ—ભલી માતા, હું અજાણ્યો છું. તમે મને ખોરાક અને રહેવા માટે થોડી જગ્યા આપશો?

અમથી—હું અજાણ્યા માણસોને ચહાતી નથી કારણકે જ્યાંથી સ્નેહપુરીમાં અજાણ્યા માણસો પેઠા ત્યારથી સુખનો વખત નથી આવ્યો.

ચંદ્રસિંહ—જો કે હું તમારે મન અજાણ્યો છું, પણ સ્નેહપુરથી અજાણ્યો નથી. હું સ્નેહપુરમાંજ જન્મેલો છું.

પ્રેમો—અને શું જે લુચ્ચા બહારવટીઆએ આપણા રાજ પર સ્વારી કરી છે, પ્રજાના ઘરોને આગ લગાડી છે તેમને તમે ધિક્કારો છો?

ચંદ્રસિંહ—હૃદય પુર્વક હું તેમને ધિક્કારું છું.

પ્રેમો—ત્યારે દોસ્ત તું મને તાળી આપ. તું એક પ્રામાણિક માણસ લાગે છે.

ચંદ્રસિંહ—હું આપણા રાજા સાથે રણક્ષેત્રમાં હતો.

અમથી—આપણા રાજા સાથે? ઇશ્વર તેનું રક્ષણ કરો!

પ્રેમો—આપણા રાજાનું શું થયું?

ચંદ્રસિંહ—શું તમે તેને ચાહો છો?

પ્રેમો—જેવી રીતે એક ગરીબ રાજાને ચહાય તેવી રીતે અમે ચહાઇએ છીએ. અમે રાત્રે ઘુંટણીએ પડી ઇશ્વર પાસે માગીએ છીએ કે "તું રાજાને દીર્ઘાયુષી કરો" અને બીજું એ કે રાજા લુચ્ચા બહારવટીઆ પર જીત મેળવો. પણ તેનું શું થયું?

ચંદ્રસિંહ—બધા કહે છે કે તે મરણ પામ્યો છે.

પ્રેમો—આ માઠી ખબર છે. ઇશ્વિર અમને મદદ કરો. ચાલો અમે તમને રોટલો આપીશું. તું મજબુત અને નિરોગી જણાય છે પણ તું શું કરશે?

અમથી—આ રોટલો સેકવા મૂકયો છે તે જોશો ચાલો.

(બંને જાય છે)

## પ્રવેશ-૩

ચંદ્રસિંહ—અહો સ્નેહપુરવાસી ખેડુતની શી સ્વામીભક્તિ? સ્વભૂમિ પર હેત પણ કેવું? લુચ્ચા બહારવટીઆઓ! તમે મારા રાજ્યની ભૂમિ રૂધિરમય કરી છે, મારા રાજ્યના સ્થંભ રૂપી સિપાઇઓના કકડેકકડા કર્યા છે, ઇશ્વર જો મારામાં સ્નેહપુર બચાવવા યોગ્યતા ન હોય તો તો કોઇ બીજા વીરને ઉત્પન્ન કર. સ્નેહપુર સુખી હશે તેમાંજ મારૂં સુખ છે.

### પ્રવેશ-૪

અમથી—હાય ! હાય ! આ રોટલાઓ તો બળી ગયા.

પ્રેમો—કંઇ ફીકર નહીં.

ચંદ્રસિંહ—માફ કરો. હું કંઇ વિચાર કરતો હતો.

પ્રેમો—ભાઇ આ મીઠું દુધ અને રોટલો ખાઓ.

ચંદ્રસિંહ—હા દુધ અને રોટલો કેવા સ્વાદિષ્ટ છે.

પ્રેમો—અલી સામણે એને કયાં સુવાડીશું પેલું કુમળુ ઘાસ થયું છે તેના પર કેમ?

ચંદ્રસિંહ—(સ્વગત) જો હું એક રાજા તરીકે નહીં પણ એક સૈનિક તરીકે સૂઇશ.' હા દૈવ ? મારા કેટલા બધા સૈનિકો ભૂમિ પર સુતા છે ?

અમથી—અહીં આ ઘોડાઓના દાબડાઓનો અવાજ આવે છે. તમે તપાસ કરો

ચંદ્રસિંહ—ઇશ્વર જો મારે લીધે આ ભોળા કુટુંબને કંઇ દુઃખ પડવાનું હોયતો માફ કરજે હું જંગલમાં મરી ગયો હોત તો સારૂં

### પ્રવેશ-૫

(પ્રેમો પાછો આવે છે. તેની પછવાડી ખુલ્લી તરવારે સમરસિંહ આવે છે)

અમથી—ઇશ્વર અમારૂં રક્ષણકર!

પ્રેમો—ઓ બહારવટીઆઓ અમને ના મારો

સમરસિંહ (ચંદ્રસિંહને પગે પડી)—મહારાજ શું તમે અહીં છો?

ચંદ્રસિંહ—વીર સમરા હું અહીંઆજ છું

સમરસિંહ—હુ શુભસમાચાર લાવ્યો છે. મારા લશ્કરે બહારવટીઆઓનો ઘાણ કાઢી નાખ્યો છે. ને તેમનો નાયક મરણ પામ્યો છે ?

ચંદ્રસિંહ—આ ખરીવાત છે? હું હજી રાજા છું?

સમરસિંહ— સઘળા ચંદ્રસિંહ નામે પોકારે છે. સરદારોએ આ પત્ર આપ્યો છે (પત્ર આપે છે)

ચંદ્રસિંહ— ચાલો હું આવું છું

પ્રેમો અનેઅમથી(ચંદ્રસિંહને પગે પડી) અમોને માફી આપો

ચંદ્રસિંહ—ભલાં માણસો હું તમને ફક્ત માફ કરતો નથી પણ તમને શાબાશી આપું છું. તમે મારા દુઃખના વખતમાં મને આશ્રય આપ્યો છે. હું થોડા વખતમાંજ તમારી સ્થિતિ ફેરવી નાખીશ, અને તમને સારી રીતે બદલો આપીશ. સમર! વહાલા સમરા હવે ચાલો, ખુલ્લી તરવારોથી વધેલા બદમાશોને ઠાર કરવા ચાલો.

બાળમુકુન્દ ગિરિધરલાલ મોદી.

---

*અંગ્રેજી પરથી અનુવાદ

# સાભારસ્વીકાર–સમાલોચન.

**કુન્દકુન્દાચાર્ય ચરિત્ર:**—(કિં૦ ૦–૩–૦) દિગંબર જૈનની સાતમા વર્ષની પ્રથમ ભેટ અનુવાદક અને પ્રકાશક શ્રીયુત મુલચંદ કિસનદાસ કાપડીઆ–ખપાટિઆ ચકલા–સુરત. પુસ્તકમાં ઇ.સ.પૂર્વે પાંચસે વર્ષનો જૈનોનો સંક્ષિપ્ત ઇતિહાસ દર્શાવવામાં આવ્યોછે. આચાર્ય શ્રી કુંદકુંદ સ્વામી શ્રી નું ચરિત્ર બોધક હોઇ આશ્ચર્ય કારક બીનાઓથી ભરપુર છે. મૂળ મરાઠીમાં રચાએલ પુસ્તકનું તેમાં જૈન ઇતિહાસને લગતી ઉત્તમ માહિતીને લીધે ગુજરાતીમાં અવતરણ કર્યું છે. એકંદર આ પુસ્તક જૈન સમાજ તેમાં વિશેષ કરીને દિગંબર જૈનોએ ખાસ સંગ્રહ કરવું જોઇએ. શ્વેતાંબર દિગંબરની ભેગી સભામાં કુંદકુંદ સ્વામીએ દિગંબર મતની પ્રાચીનતા અદ્દભુત રીતે દર્શાવેલી છે.

**સ્વામી રામતીર્થ ભા. ૬ તથા ૭**–"પ્રકાશક શ્રીયુત અખંડાનંદ-ભિક્ષુ મંત્રી:–સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબાઇ નં. ૨. સ્વામી રામતીર્થના ઉપદેશો એટલા બધા બોધ પ્રદ તથા સર્વ પ્રિય થઇ પડયા છે, તે તેનો અંગ્રેજી, મરાઠી, હિન્દી વિગેરે સર્વ ભાષામાં અતિ પ્રચારજ જણાવેછે. ગુજરાતીમાં એ કાર્ય સસ્તા સહિત્ય વર્ધક કાર્યાલયે હાથમાં લીધું છે, જેથી ગુજરાતી બોલનારા પર તેમણે ઉપકાર કર્યો છે, કારણ એ કાર્યાલયથી આવાં ઉત્તમ પુસ્તકો સર્વને સસ્તે ભાવે મળ્યાં છે, અને મળશે. જો કોઇ સ્વતંત્ર વ્યક્તિ તરફથી પ્રકટ થાત તો તેની એટલી સસ્તી કિંમત અને પ્રચાર હોત નહીં. એનો વધુ પ્રચાર થવાનુ કારણ એ કાર્યાલય તરફ જનસમૂહનો પ્રેમ છે, તેમજ ગુજરાતીમાં અનુવાદ એવી સરળ રીતે કરાયું છે કે મૂળ અંગ્રેજી કરતાં પણ લેખન શૈલી મધુર તથા વધુ અસરકારક નિવડી છે. **સ્વામી રામતીર્થના** લેકચરો કે જેથી અમેરિકન તથા વિદેશીઓ હિન્દુસ્થાન તરફ આકર્ષાયાં છે, અને તેના શ્રવણથી હિન્દુધર્મ શાસ્ત્રોના અભ્યાસ તરફ તેમની પ્રીતિ વધી છે, તો તે લેકચરો એજ ધર્મના જન્મથી અભ્યાસીઓને હંમેશા મનનીય તથા માનનીય છે, એમ કહીશું તો તેમાં શંકાને બીલકુલ સ્થાન નથી. આ પુસ્તકો વિવિધ ગ્રંથમાળાના મણકા તરીકે બહાર પડેલ છે. કિંમત દરેક ભાગની કાચાં પૂઠાંનાં ૦ા તથા પાકાં પૂઠાંની ૦ાા તેના ગ્રાહકોને પડે છે.

**સામાજિક સેવાના સન્માર્ગ**:–આ પુસ્તક પ્રથમ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઈ પટેલ પાસે ગુજરાતીમાં અનુવાદ કરાવેલું હતું. તેની આ બીજી આવૃત્તિ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય ના મંત્રી શ્રીયુત અખંડાનંદ-ભિક્ષુએ સોસાયટીની અનુમતિથી પ્રકટ કરી છે. વિષય સર્વને ઉપયોગી હોઇ પુસ્તક એક જીવન સૂત્ર જેવું છે. સમાજની ઉન્નતિને માટે કઇકઇ દિશામાં કેવી કેવી રીતે પ્રયાસો કરવા તે સર્વ વિસ્તારથી સરળ શૈલીથી દર્શાવવામાં આવ્યુંછે. અનુવાદ દેશની આધુનિક સ્થિતિને અનુસરી થએલું હોઇ એક ઓરીજીનલ પુસ્તક જેવું છે. જીવનસૂત્ર જેવાં આ પ્રશંસનીય પુસ્તક દેશસેવક થવા ઇચ્છનારે સતત દૃષ્ટિ સમક્ષ રાખવુ જોઇએ.

**રમત ગમત**;—તંત્રી શ્રીયુત ચતુર્ભુજ વિ. તારાચંદ મહુવાકર તલાનજા (કાઠિઆવાડ) આ નવા માસિકના ત્રણ અંકો અમને મળ્યા છે. પ્રથમ અંકના વિષયો જોતાં સહજ ખેદ થતો હતો પરંતુ તેના બીજા અને ત્રીજા અંકના વિષયોની ચૂંટણી સારી રીતે થએલી છે. લેખો માસિકના ઉદ્દેશ અનુસાર ગમત આપનારાછે. માસિકમાં કેટલીક અવ્યવસ્થા

છીએ. એકંદરે બીજા, અને ત્રીજા અંકના વિષયો કે જે એક એક લેખ હાસ્ય સાથે જ્ઞાન મળે એવા છે. આ એક આશાજનક દર માસે રમુજી ચિત્રો આપતું તથા ઇનામી ગોઠવણવાળું માસિક છે. વાર્ષિક લવાજમ રૂ. ૧॥ છે.

**ઉત્તમ બોધઃ**—અ. સૌ. મહુંમ બાઈ સમરથ સ્મારકમાળાના ચોથા મણકાતરીકે તેમાતાના ચરણ કિંકરોએ આ પુસ્તક પ્રકટ કર્યું છે. ૧૯ વર્ષની વયે વિદેહ થએલા ઉત્તમચંદ ગિરધરલાલ કાપડીઆના વિચારોનો સંગ્રહ છે. આ યુવકનું સંક્ષિપ્ત જીવન પ્રથમ આપ્યું છે તે જોતાં ભવિષ્યનું એક આશાજનક રત્ન ખોવાયું છે તેના મૃત્યુ માટે સંગ્રહકર્તા તેના જીવનના અંતમાં લેખનથી જે શોક બતાવે છે, તે હૃદય ભેદક હોઇ વાચક પણ તેના શોકનો સહ ભાગી થવા વિના રહે નહિં કેળવણી, ગૃહસંસાર, પ્રેમ, ફરજ, મૈત્રી, સામાન્યનીતિ વગેરે સંબંધી વિચારોનો સંગ્રહ છે.

**શ્રી ગૌતમ સ્વામીનો રાસઃ**—શ્રીજૈન ધર્મ પ્રસારક સભા—ભાવનગર તરફથી એ સભાના પ્રમુખ શાહ કુંવરજી આણંદજી એ વિજયભદ્ર મુનિની પ્રાચીન કૃતિને સહજ વર્તમાન રૂપમાં અર્થ સાથે લખી પ્રકટ કરેલું પુસ્તક છે પુસ્તક સં–૧૪૧૨ માં લખાએલું હોઇ તેસમયની ભાષાની ઝાંખી થાય છે. જોકે ભાષામાં માગધી પાલી ભાષાનું મિશ્રણ છે. આ માંગળિક રાસ નિત્ય અધ્યયન કરવા જેવો છે.

**શ્રીસ્થૂલિ ભદ્રજીની શિયલ વેલઃ**—અ. સૌ. મહુંમ બાઇ સમરથ સ્મારક માળાના ત્રીજા મણકા તરીકે શિયલ મહિમા દર્શાવતું આ પુસ્તક તે માતાના ચરણ કિંકરો એ પ્રસિદ્ધ કરેલું છે. વિ–સં–પૂર્વે ૩૫૦ બનેલા સત્ય બનાવને પંડિત રવિવિજયજીએ સં ૧૮૬૨ માં પદ્યમાં આલેખેલો છે.

**લેખમાળા**—બેન મોંઘી સ્મારક લેખ માળાનો પહેલો મણકો જેમાં લગન સંબંધી માહિતી વરકન્યાની યોગ્યતા પરીક્ષા આદિ વિષે શાહ કુંવરજી આણંદજી એ લખેલા નિબંધ છે. લગ્ન કરતા પહેલા શી શી બાબતો પર લક્ષ આપવું તે સર્વ આમાં વર્ણવેલું છે.

**શ્રીપુણ્ય પ્રકાશનું સ્તવનઃ**— દરરોજ વાંચવા યોગ્ય આ નાનકડું પુસ્તક વિનય વિજયે સં ૧૭૨૯માં રાંદરમાં ચોમાસું રહી લખેલું છે.

ઉપરના પાંચે પુસ્તકો શ્રીયુત મોતિચંદ ગિધરલાલ કાપડીઆને ભાવનગર પોસ્ટ ખર્ચ મોકલવાથી મળશે.

નીચેના પુસ્તકો અમને મળ્યાં છે, તેનો સ્વીકાર આભાર સાથે કરીએ છીએ. સમાલોચના આગામી અંકોમાં લઇશું.

| | | | |
|---|---|---|---|
| ૧ | રવિ કાન્ત ભા. ૧ લો | | રા. ચુનીલાલ નરભેરામ દેસાઇ. |
| ૨ | રાજયોગી યા પરમાર ધારાવર્ષદેવ | ભા. ૧ | રા. લલ્લુભાઇ ભીમભાઇ દેસાઇ. |
| ૩ | ,, ,, ,, | ભા. ૨ | ,, ,, ,, ,, |
| ૪ | કાવ્યવિલાસ | | રા. ભગવાન શિવશંકર ભટ્ટ. |
| ૫ | મુખમંડિત શિક્ષક | ભા. ૧ | રા. છગનલાલ મોતીરામ શાહ. |
| ૬ | ,, ,, ,, | ભા. ૨ | ,, ,, ,, |
| ७ | मांस भक्षणपर विचार ( हिन्दी ) | | श्रीयुत बाबू अंबालालजी विद्यार्थी |
| ८ | मनुष्याहार ( हिन्दी ) | | श्रीयुत बाबू दयाचन्द्र गोयलीय बी. ए. |
| ९ | मनुष्ये स्वाभाविक खाद्य कि ? (बंगाळी) | | ,, ,, ,, ,, ,, |

તંત્રી.

# અંશકતાશ્રમનો પહોંચ.

અશક્તાશ્રમ—ખા૦ બા૦ અરદેશર કોટવાલની વાડી—રામપુરા—સુરત.

મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપુર્વક સલામ સાથે વિનંતિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દિલદાઝ્રા ગ્રીસ્સુસોએ મોકલવા કૃપા કરી, તે આ. સેક્રેટરી ડૉ૦ ડી. જે. એદલબેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે. રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનભાવથી લીધી નથી. પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી.

તા. ૧ થી તા. ૧૫ ઓગષ્ટ સને ૧૯૧૪ સુધીમાં આવેલી રોકડ બક્ષીસની યાદી.

૫–૦–૦ રા. રાજારામ દયારામ પંડયા સબ જડજ બોરસદ
૨–૦–૦ પા. નાથાભાઇ પીતામ્બર બોરસદ
૧–૦–૦ પા. માણેકલાલ હરકીશનદાસ „
૧–૦–૦ શા. ભોગીલાલ ભાઇલાલ „
૧–૦–૦ વકીલ ધનાભાઇ નરસીભાઇ „
૧૦–૦–૦ વકીલ છોટાભાઇ ચતુરભાઇ „
૧–૦–૦ રા. કાલીદાસ જેસંગભાઇ „
૧૦–૦–૦ વકીલ ફુલાભાઇ નરસીભાઇ „
૨–૦–૦ શા. જીવાભાઇ પરશુદાસ „
૧–૦–૦ ચોકસી કેશવલાલ હીમચંદ „
૧–૦–૦ શા. ચુનીલાલ હરીવલભદાસ „
૧–૦–૦ ચોકસી ભાઇલાલ ચતુરભાઇ „
૧–૦–૦ સોની મનસુખભાઇ ફુલાભાઈ „
૨–૦–૦ રા. નરભેરામ ભાઇશંકર „
૨–૦–૦ પુરૂષોતમ મોતીરામ દવે સ્ટેશન માસ્તર ભાલજ
૧–૦–૦ ગોવનજી તલસી વઢવાણ
૫–૦–૦ શેઠ મનસુખલાલ ચુનીલાલ ભાલજ
૧–૮–૦ શેઠ કાસમનજી „
૧–૮–૦ સેઠ મીરૂમનજી બાપુમીઆં „
૨–૦–૦ રાજુમીઆં સુજાતમીઆ ઉમરેઠ
૧–૦–૦ ડૉ. રામનારાયણ ભાલજ
૫–૦–૦ સેઠ હોરદાસ રંગીલદાસ „
૫–૦–૦ શા. હોરદાસ ગુલાબદાસ હનમાનપોળ
૨–૦–૦ સા. છબીલદાસ ગુલાબદાસ હરીપુરા
૨–૦–૦ લીંમડાચોકના કાપડ બજાર તરફથી હા. છવણલાલ કીસનદાસ
૨–૦–૦ શેઠ દયારામ પ્રાણજીવનદાસ છાપરીઆસેરી અનાજના પંચ તરફથી
૫–૦–૦ હોરદાસ મથુરદાસ જડજ સાહેબ ગોપીપુરા
૧૦૦–૦–૦ ગુપ્તદાન એક કોઇ ગૃહસ્થ તરફથી રૂ. ૧૦૦ની નોટનું
૧૨–૭–૬ પરચુરણ રૂ ૧)ની અંદરની બક્ષી સોનું એકંદર.
૧–૦–૦ શાહ હીરજી રતનજી ડાંડાંવચા
૧–૦–૦ „ અમુલખચંદ મુરચંદ ડાંડાવચા
૧–૦–૦ „ રૂપચંદ રાવતમલ „
૧–૦–૦ સ્ટેશન માસ્તર ભગવંતલાલ વીરસુરામ „
૧–૦–૦ મીસતરી છગણ અનકવાસી વા. કંપની „
૧–૦–૦ પારસી બેજનજી પેસતનજી
૧–૦–૦ સોમાભાઇ ડાહ્યાભાઇ પટેલ ડાંડાવચા
૧–૦–૦ શાહ ધરમદાસ રઘુદાસ શાહાદા
૧–૦–૦ „ કરસનદાસ ધરમદાસ શાહાદા
૧–૦–૦ „ માણેકલાલ જગજીવન „
૧–૦–૦ „ ઘેલાભાઇદાસ વણારસીદાસ „
૨–૦–૦ શેઠ મહેરવાનજી ધનજીભાઇ „
૧–૦–૦ દેસાઇ ગજા હરીલાલ બનસીલાલ „

૧-૦-૦ વહોરા ઇસબજી અબદુલજી ,,
૧-૦-૦ ઇજનીયર સોરાબજી બમનજી ,,
૧-૦-૦ શા. હરીભાઇ માણેકલાલ
૧-૦-૦ વકીલ પુરશોતમ વામન ,,
૧-૦-૦ રાવસાહેબ મામલતદાર ,,
૬-૦-૦ મેં૦ એમ. એસ. અડવાણી સાહેબ તરફથી માસિક મદદના
૨૫-૦-૦ શેઠજી ઓવકભાઇ નીમજી મુલાઇ
૨૫-૦-૦ ,, હરગોવિંદ શીવલાલની કંપની
૨૫-૦-૦ ,, હૈદરઅલી અલીભાઇ
૨૫-૦-૦ ,, હોરમસજી રૂસ્તમજી વાડીઆ ,
૨૫-૦-૦ ,, ફ્રેદુનજી ખરસેદજી મોદી ,,
૨૫-૦-૦ ,, પેસ્તનજી જામેસજી ,,
૨૫-૦-૦ ,, મોરાબજી હોરમસજી કંપની,,
૧૫-૦-૦ ,, એસ. મેહરવાનજી ,,
૮-૦-૦ ,, અબદુલ રહેમાન મીસ ,,
-૦-૦ શેઠ ગુલામઅલી મુસ્તફા ,,
-૦-૦ શા. ત્રિભોવન નાનાભાઇ દા. બાઇ પારવતી નાણાવટ

ચારંગ ખેડા.

-૦-૦ શા. રણછોડદાસ કિસોરદાસ
૧-૦-૦ પોષ્ટ માસ્તર દત સેવક
૧-૦-૦ શેઠ રૂસ્તમજી મમેરજી
૧-૦-૦ ,, મહમદઅલી અબદુલઅલી

ગામ સીન ખેડા.

૧-૦-૦ શાહ વણારસીદાસ કીસનદાસ ,,
૧-૦-૦ ઘાંચી મોતીલાલ ચબુલાલ ,,
૧-૦-૦ અકબરઅલી ખાનજીભાઇ ,,

ગામ અમલનેર

૨-૦-૦ શાહ મગનદાસ ભીમચંદ
૧-૦-૦ ,, દગડુશાહ તીલકચંદ
૧-૦-૦ ,, હીરજી રતનજી વંકરે
૧-૦-૦ વકીલ ગણેશ ભાવડેકર

૧-૦-૦ શેઠ મહમદઅલી ઇસાભાઇ
૧-૦-૦ શેઠ દીનશાહજી આદરજી વણીકદાર
૧-૦-૦ ,, બાપુજી દિનશાહજી
૫-૦-૦ શેઠ મેહરવાનજી કાવસજી ઝવેરી
૨-૦-૦ ,, નસરવાનજી હોરમસજી હાથીરામ
૧-૦-૦ માસ્તર ભીંવા લક્ષ્મણ
૨-૦-૦ મીસ્તરી સીવરામ બેચર
૧-૦-૦ જોમર બળદેવ તથા રામજી
૧-૦-૦ શેઠ એરચશા કાવસજી
૧-૦-૦ એક જરથેસ્તી
૧-૦-૦ શેઠ બહેરામશાહ કાવસજી
૫-૦-૦ મેમસ હીરાલાલ નગીનની કંપની
૧-૦-૦ રમણીકલાલ સ્ટેશન માસ્તર સિનોર
૧-૦-૦ પા નરોતમભા કુબેરભાઇ ,,
૧-૪-૦ દેસાઇ ડાહ્યાભાઇ મોતીરામ ગોપીપુરા સાંકડીશેરી સુરત
૧-૦-૦ શાહ ચદુલાલ પરસોતમદાસ નગરશેઠની પોળ.
૨-૦-૦ શા. ગુલાબદાસ ભગવાનદાસ મારફતીઆ સોનીફળીઆ.
૫-૦-૦ શેઠ મગનલાલ બાપુભાઇ અમરોલી સ્ટેશન.
૧-૦-૦ શેઠ હરજી રાજી માસ્તર.
૧૦-૦-૦ ખુદાવંદ મહેરબાન સચીનના નવાબ સાહેબ બહાદુર જુલાઇ માસના મદદના.
૧-૮-૦ બાઇ દયાકોર છાપરીઆશેરી અશ્વનીકુમારના ગલ્લામાં.
૧-૦-૦ સરબઇ મરાઠા ભાગાતળાવ અશ્વની કુમારના ગલ્લામાં
૧-૦-૦ બાઇ રૂક્ષ્મણી તે દામોદરદાસ પીતાંબરદાસની પત્ની અશ્વનીકુમારના ગલ્લામાં શાહપોર.
૧-૮-૦ બાઇ શીવકાશી તે નરોતમદાસ વીઠ્ઠલદાસ મારફતીઆની વિધવા ભાગાતળાવ ગલ્લામાં.
૧-૦-૦ મયારામ મકનજી દેસાઇ ગોપીપર
૫૯-૫-૯ પરચુરણ

૫૩૪-૧-૦ એકંદર.

# કામિની અને કાંચન.

લખનાર,

છગનલાલ નારાયણભાઇ મેથી.

"નંદનવનનો નાશ, ગૃહલક્ષ્મી, ઇન્દુકુમારી, રંકનું રત્ન" ઇ.ના કર્તા.

શ્રીમદ્ રામકૃષ્ણ પરમહંસના તત્વપૂર્ણ ઉપદેશોને આધારે લખાયેલી બોધદાયક સાંસારિક નવલકથા. જેમાં કામની અને કાંચનનો લોભ, હાલની અર્ધદગ્ધ કેળવણી, અને ધર્મ નીતપર અસરકારક રીતે વિવેચન કરવામાં આવ્યું છે આ નવલકથાની વસ્તુ સંકલના એટલી બધી બોધક અને મનોરંજક છે કે તેને એકવાર વાંચવા લીધા પછી પૂરી કર્યા વિના નીચે મૂકવી ગમતી નથી. વર્તમાન પત્રોએ તેમજ વિદ્વાનોએ એને માટે ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે એટલું જ નહી પણ એનું અન્ય ભાષામાં ભાષાન્તર કરવાને માટે તે તે ભાષાના વિદ્વાનોએ એના કર્તા પાસેથી પરવાનગી માંગી છે, એજ એના ઉત્તમપણાની સાબિતી છે. મૂલ્ય કલોથ બાઇન્ડીંગ રૂ. ૧॥ પેપર કવર રૂ. ૧) ટ૦ ખ જુદું.

મુંબઈ, અમદાવાદ, વડોદરા વિગેરે શહેરોના જાણીતા બુકસેલરો પાસેથી તથા સુરતમાં આ પુસ્તક નીચેના ઠેકાણેથી મળી શકશે.

દલપતરામ ઠાકારરામ ભટ્ટ.

તંત્રી "સત્સંગ"

સેતાનફળીઆ—સુરત.

## અતિ સસ્તામાં સસ્તું સાહિત્ય !

સચિત્ર નવલકથાઓનો યુગાંતર !

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ હિંદ માટે રૂ. ૨, પો૦ સાથે. પરદેશ માટે રૂ. ૨-૬-૦ | કથાકુંજ. | ઉત્તમ કાગળ, મનહર છાપ, આકર્ષક પૂંઠું — એપ્રિલ ૧૯૧૪થી શરૂ |

વાર્ષિક માત્ર રૂ. ૨માં પો. સાથે ૧૫૦૦ પૃષ્ઠ ! ! !

સામાજિક, ધાર્મિક, ઐતિહાસિક તથા ગુપ્ત પોલિસ ચાતુર્ય દર્શક નવલકથાઓનો સચિત્ર ભંડાર ! લાયબ્રેરીઓ માટે સુંદર શણગાર.

## ચાલુ વર્ષની કેટલીક નવલકથાઓ.

(૧) નવીન સંન્યાસી:—બંગાળી ભાષાના સુપ્રસિદ્ધ લેખક પ્રભાત કુમાર બેરિસ્ટરની નવલકથાનું ઉત્તમ રૂપાંતર, પૃષ્ઠ સંખ્યા ૧૩૦ તૈયાર છે.) (૨) સમાજ અને સુવાસિનીનું અનુસંધાન:—સ્વ. રમેશચંદ્ર દત્ત કૃત ગુજરાતી ભાષામાં અપ્રકટ રહેલી નવલકથા સંસાર દર્પણનો સર્વાંગ ચિતાર પૃષ્ઠ સંખ્યા ૨૬૦ (તૈયાર છે). આ ઉપરાંત (૩) વાર્તાવિહાર. (૪) આદર્શ અબળા (૫) ચિતોડપર ચઢાઈ વગેરે નવલકથાઓ સમયાનુસાર પ્રકટ થશે.

નમુનો મફત મળશે નહિ. વધુ વિગત માટે લખો:—

મેનેજર, કથાકુંજ—નવલકથા માળા.

અમદાવાદ.

“દુર્વ્યસન નિવારક જીવદયા પ્રેરક અને નીતિવર્ધક મંડળ” સુરત.
દર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રગટ થતું પાક્ષિકપત્ર.

# સત્સંગ.

વર્ષ ૬ ઠું) ભાદ્રપદ-પૂર્ણિમા. વિક્રમ સં. ૧૯૭૦. (અંક ૩ જો.

*Abstinence* *Mercy* *Morality*

मातर सर्वभूताना गाव सर्व सुखानहा ।



श्लोक

काव्य शास्त्र विनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणां निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.
सैतानफळीआ-सुरत.

તા. ૪ થી સપ્ટેમ્બર સને ૧૯૧૪ ને ગુરુવાર

વાર્ષિક લવાજમ [illegible]

## સત્સંગ—વિષયાવલિ.



---


ગુજરાતી ભાષાનું એક ઉમદા માસિક પત્ર

ઇનામી ??? સચિત્ર ઇનામી ???

# विवेचक

ભેટ બુક—બલીશના અદ્ભુત પરાક્રમ. તૈયાર છે.

આ નામની ૨૨૫) પૃષ્ઠની એક ઉત્તમ ભેટ બુક છે વાર્ષિક લવાજમ ભેટના પોસ્ટેજ સહિત દિ૦મા રૂ ૧-૨૦-૦, હિન્દ બહાર રૂ ૧-૧૪-૦ વી પી થીજ મગાવી લ્યો આજ થીના અંકો તૈયાર છે

નમુનાનો અંક જોઈતો હોય તો બે આનાની ટીકીટ મોકલો
જાહેર ખબરનું ઉત્તમ સાધન કાર્ડ પુછો

છો. દા. દેશાઈ
સંપાદક 'વિવેચક' બાઇરસ—નાકોલ.

अहिंसा परमो धर्मः। आत्मवत् सर्वभूतेषु ।

मातरः सर्वभूतानां गावः सर्व सुखावहाः ।




[ વસન્તતિલકા વૃત્ત ]

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર નીમ્બ, બદરી તરુથી સમૃદ્ધ;
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सतां किमु न मंगलमातनोति ।

વર્ષ ૬ ઠું.] ભાદ્રપદ-પૂર્ણિમા. વિ. સં. ૧૯૭૦ [ અંક ૩ જો.

## ભય માત્ર મૃત્યુનો છે !

ઉંચે ઉડો આકાશમા, પેસો ભલે પાતાલમાં,
વાસો વસો છોને જઈ સાયર તણા ઉંડાણમાં;
છાના છુપાઓ ભોયરે, ટાંકે, કુવે, ગિરિ કંદરે,
પણ મૃત્યુ કેડો ના મૂકે તે ના મૂકે જ દિગંતરે.
જાતાં નિશા અંધારમાં હિંમત જરા નથી ચાલતી,
ને રજનીએ સૂતા છતા કદી ઉંઘ પણ નથી આવતી;
રહી ના શકે ઘરમાં કદાચિત્ એકલા કંઈ કારણે,
ઉર ભીતિ મૃત્યુ ખડું થઈ ઊભું પુકારે બારણે.
છે બીક કેવલ મૃત્યુની આ વિશ્વમાં વસનારને,
એ બીક થાતાં નષ્ટ પછી ના ભય રહે તલભારને;
સહુ યોગીઓ ધરી યોગને તન્મય થતા પર બ્રહ્મમાં,
એકાત્મ વૃત્તિ થયાં પછી શો ભય રહે બ્રહ્માંડમાં.

"શારદા-વિહાર"—સુરત.] છોટુભાઈ દાજીભાઈ દેશાઈ.

## 'પછી શું.'

### ભુજંગી છંદ.

પડયો જીવ તું જગત જંજાળ માંહીં,
ચહે એક પે એક[2] ઇચ્છાજ આંહીં;[3]
નહીં પંડને પ્રશ્ન, પૂછે કદી તું,
'પછી શું? પછી શું? પછી શું? પછી શું?'

કદી શુભ યેગે કરી પ્રાપ્ત વિદ્યા,
સહુ માર્ગ સંપત્તિના સેંજ[4] સિદ્ધયા,
ભલા ભોગ વિલાસ માણ્યો કદી તું.
પછી શું?

કદી મેળવી પંક્તિ ઊંચી પ્રયાસે,
સુકીર્ત્તિ તણો ડંક[5] દિગંત[6] થાશે;
મળ્યાં માન પાને બન્યો મસ્ત જો તું,
પછી શું?

ઘણામાં ગણાયો વડો ભાગ્યશાળી,
મહા નામ માટે મચ્યો ટેક ટાળી;
પ્રતિષ્ઠિતમાં નામ પૂરૂં ગણાયું,
પછી શું?

## ॥ શ્રીમદ્ ભગવદ્ ગીતા ॥

(લેખક—રા. રા. ભગવાન શિવશંકર ભટ્ટ, મિશન હાઈસ્કૂલ-સુરત.)

[અધ્યાય ૧ લો-ગતાંક પૃષ્ટ ૨૮થી શેષ]

દ્રુપદ અને દ્રૌપદી પુત્રો, આદિ સર્વે મહીપતિ;
સૌભદ્ર બાહુ વિશાલ તે, સહુ ભિન્ન નાદ્ કરે અતિ. ૧૮
એ શંખ શબ્દ વિપુલથી, આકાશ અવનિ ગાજીયાં;
ધૃતરાષ્ટ્ર પુત્ર સહોદરો કેરાં હૃદય વિદારિયાં, ૧૯
દુર્યોધનાદિ સજ્જ દેખી, કપિધ્વજ તત્પર થતો;
નિજ હસ્તમાં ગાણ્ડિવ ધરી, ઉંચું કર્યું જ્યમ યોજતો. ૨૦
તત્ક્ષણે, હે રાજન, શ્રી હૃષિકેશને કહેતો હવે;
કરીને કૃપા રથ મુજ આ, બે સૈન્ય મધ્યે સ્થાપવો. ૨૧
ઉભો રહી જ્યાં યુદ્ધ તત્પર ભીષ્મ આદિ જોઉં હું;
ધારૂં પછી રણ વિષે કોને યુદ્ધમાં હું યોગ્ય છું. ૨૨
દુર્બુદ્ધિ દુર્યોધન તણા, હિતેચ્છુ ભીષ્મ ને દ્રોણ આ;
કુરૂક્ષેત્રમાં આવેલ યુદ્ધાતુર મારે લક્ષવા. ૨૩
સંજય કહે અર્જુન તણું આ વચન સુણતાં શ્રીહરિ;
ઝટ ઊભય સેનની મધ્યમાં નિજ રથ રૂડો સ્થાપન કરી. ૨૪
પછી ભીષ્મ દ્રોણની સન્મુખે રહી બોલિયા પારથ પ્રતિ;
જો મળ્યા આ દ્રોણાદિ સર્વ સમર્થ કૌરવ ચમૂ પતિ. ૨૫
પછી તત્ર સેના ઉભય મધ્યે દેખતો સહુ સ્વજનને;
સંબધી સર્વ કુટુંબ સુહૃદ સખા પુત્ર પ્રપૌત્રને. ૨૬
વળી પૂજ્ય પિતૃ શ્વસુર ગુરૂ આચાર્ય દેખી ચકિત થતો;
યમ સ્થિત સકળ નિજ જન મળ્યા ત્યાં કુન્તિપુત્ર વિલોકતો. ૨૭
કહે દીન વચને કૃષ્ણને, બહુ ખેદ યુક્ત થયો છતાં;
હા કૃષ્ણ આ-રણક્ષેત્રમાં યુદ્ધાર્થી સ્વજન મળેલ આ. ૨૮
થઇ શિથિલ મમ ગાત્રો ગળ્યા, તે દેખી-મુખ શોષાય છે;
મમ કાય આ કંપી રહી, રૂવાંટી ઉભી થાય છે. ૨૯
મુજ ત્વચા બળબળ થતાં આ ગાણ્ડિવ કરમાં નહિ ટકે;
વળી ભ્રમિત ચિત્ત થતે ન સ્થિરતા શરીર આ ધારી શકે. ૩૦
વિપરીત નિમિત્ત નિહાળું કેશવ, યુદ્ધમાં કહો કયમ ટકું;
આ સ્વજનને હણવા થકી કહો શ્રેય શું પામીશ હું ? ૩૧

હા કૃષ્ણ વિજય ન ઇચ્છું હું, નહિ રાજ્યને સુખ ભોગને;
ગોવિન્દ એ સુખ ભોગ રાજ્યે, જીવિતથી શું ફલ દિસો! ૩૨
વળી જેહ અર્થે રાજ્યને સુખ ભોગમાં હું મોહું છું;
તે સર્વને તો પ્રાણ તજવા આવી ઉભા જોઉં છું. ૩૩
આચાર્ય પિતરો પિતામહને પુત્રપૌત્રજ આ રહ્યા;
માતુલ શ્વસુર આદિ સહુ સંબંધીઓ હાં સ્થિત થયા. ૩૪
નહિ હણું હણતાં એહને, કદી મળે રાજ્ય ત્રિલોકનું;
તો કહો કેશવ તુચ્છ પૃથ્વી રાજ્ય માટે કયમ હણું? ૩૫
હે જનાર્દન દુર્યોધનાદિને હણે શું હિત થશે?
એ આતતાયીને હણ્યાથી પાપ ઉલટું લાગશે. ૩૬
તસ્માત્ એ બંધુ તણી હિંસા નહીં અમને ઘટે;
એ સ્વજનને હણવાથી હરિ શું સુખ અમને સંભવે! ૩૭
જો કે ન દેખે દોષ પાતક લોભ મોહિત બંધુ એ;
કુળક્ષય અને વળી મિત્ર દ્રોહે દોષ તો અમ દેખીએ. ૩૮
હે જનાર્દન એ દોષને દેખ્યા છતાં ન વિચારીએ;
એ પાપ દેતુ યુધ્ધથી કયમ નિવૃત્તિ નવ ધારીએ. ૩૯
કુળક્ષય કરે જે, સનાતન કુલધર્મ તે નાશે ખરે;
એમ ધર્મ નષ્ટે સકલ કુલજન અનાચારજ આદરે, ૪૦
વળી અધર્માચરણે બને સહુ કુલસ્ત્રિયા વ્યભિચારિણી;
એ દુષ્ટ સ્ત્રીની પ્રજા સઘળી વર્ણસંકર રહે બણી. ૪૧
સંકર પ્રજા એ કુલ નાશક નરકનું કારણ ખરે;
એ · પછી શું? રહી પિણ્ડ રહિત ન ઉદ્ધરે. ૪૨
કારી દોષ વડે બહુ;
વદી વાત વિવેકનાશ, પામે છે સહુ. ૫૩
સમાજે વિષે શ્રેષ્ઠતા ઉપદ્રજ થાય છે;
શકે સ્વર્ગમાં છું અસુ એમ મનાય છે. ૪૪
પછી શું? નિશ્ચય અમે;
ાસર ઊઘમે! ૪૫
મિશન હાઇસ્કૂલ સુરત. } હણે રણે;
ભગવં. નિશ્ચે બણે. ૪૬
નીચે ધરી;
૧. જન્ત-જગત. ૨. એક ઉપર એક. ૩. અહીં-આ દુઃખમય કરી. ૪૭
૫. ડરો. ૬, દિશાના છેડા સુધી આખી દુનિયામાં. ૭. લૈ-લઇ

# "આત્મા અને શરીર."

હરેક મનુષ્યને પરમાત્માએ 'આત્મા' અને 'શરીર' બન્ને આપેલાં છે. આત્મા અદશ્ય છે અને શરીર દશ્ય છે. આત્માની યોગ્યતા શરીરની યોગ્યતા કરતાં મહત્વની છે. કારણુ આત્મા ચેતન અને શરીર અચેતન છે, શરીરને ગૃહ ગણવામાં આવ્યુ છે; અને ઘરની અંદર રહેનારને માલેક એટલે આત્મને ગૃહાધિપ ગણવામાં આવ્યો છે. ગૃહની રચના માલેકને અર્થે કરવામાં આવે છે પણ ઘરને માટે ગૃહાધિપ ઉત્પન્ન કરવામાં આવતો નથી. આત્માને આધારે શરીર પ્રવર્તન કરે છે, પણ શરીર આત્માને પોતાની સ્વસત્તાથી પ્રવર્તાવતુ નથી. આત્મા અદશ્ય થયો એટલે આત્માએ શરીર સાથેનો સંબંધ છોડી દીધો.

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथाशरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥

ભગવદ્ગીતા અ. ૨, શ્લોક ૨૨.

ભાવાર્થ:—જેમ વિક્રિયાથી રહિત થયેલો પુરૂષ પૂર્વમાં જુનાં વસ્ત્રોનો ત્યાગ કરીને બીજાં નવીન વસ્ત્રોનું ગ્રહણ કરે છે તેવી રીતે 'આત્મા' 'શરીર' સાથેનો સંબંધ છોડી દે છે. અને પૂર્વે સંપાદન કરેલા પુણ્ય યાને પાપ કર્મનાં ફળ ભોગવવા માટે સર્વથી ઉત્કૃષ્ટ યા કનિષ્ટ શરીરને પામે છે.

'આત્મા' જ્યારે સંબંધ છોડે છે ત્યારે દેહના નિકટ સંબંધવાળાં અતિશય પ્રિયજનોને પ્રિય હોય છતાં તેમના મન તે 'મૃતદેહ' કંઇ પણ કામ વગરનો લાગે છે. અર્થાત તે 'મૃત નિરર્થક શરીર' થઇ જાય છે. તેમજ લોકોના કહેવા મુજબ જમીનને નકામી ભારે કરે છે ! જલ્દી કાઢો ! ! છોકરાં બીશે ! ! ! આવી કહેણી થાય છે અને શરીરને યોગ્ય ધર્માનુસાર ઠેકાણે પાડવાની બાળવાની અથવા દફનાવવાની હીલચાલ ત્વરાથી થાય છે.

"મનુષ્ય માત્રને જે કાંઇ પ્રિય લાગે છે તે 'શરીર' નહિ પણ તે માંહેલો 'આત્મા' લાગે છે." વળી શ્રુતિમાં કહેલું છે કેઃ—

एकोदेवः सर्वभूतेषुगूढः सर्वव्यापी सर्वभूतांततरात्मा ।
कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षीचेताः केवलोनिर्गुणश्च ॥

ભાવાર્થ:—એક અદ્વિતીય આત્મા દેવ સર્વ શરીરોમાં ગૂઢ થઇને રહેલો છે, તથા સર્વ વ્યાપી છે તથા સર્વ ભૂતોનો અન્તરાત્મા છે તથા પુણ્ય પાપરૂપ કર્મોનું ફળ આપનારો છે તથા સર્વભૂતોનો અધિષ્ઠાન છે તથા બુદ્ધિ આદિક સર્વ સંઘાતનો સાક્ષી છે, ચૈતન્યરૂપ છે. તથા અદ્વિતીય રૂપ છે તથા નિર્ગુણ અને નિષ્ક્રિય છે. આ શ્રુતિ સ્થાવર જંગમ રૂપ સર્વ

શરીરોના સંબંધવાળા એક નિત્યવિભુ આત્માને કથન કરે છે. વળી તે ઇશ્વર સમાન શાશ્વત નિર્વિકાર અને નિત્ય છે. કારણ કે તેજ અધ્યાયના વીસમા શ્લોકમાં કહેલ છે કે "આત્મા જન્મતો નથી અને મરતો નથી, તથા આત્મા કોઇ વખતે પણ પ્રથમ ન હોઇને પછી ઉત્પત્તિવાળો થયો નથી. કારણ કે આત્મા અજ છે, નિત્ય છે તથા શાશ્વત છે અને પુરાણ છે. એવો આત્મા શરીર હણાય તો પણ હણાતો નથી,"

વળી અગાડી પણ કહેલું છે કેઃ—

"ખડગાદિક શાસ્ત્રો શરીરને છેદી શકે છે, પણ આત્માને છેદી શકતાં નથી કારણ તે છેદી શકાય તેવો નથી. અત્યન્ત પ્રજ્વલિત અગ્નિ આ શરીરને બાળી ભસ્મ કરી દે છે પણ આત્માને બાળી શકતો નથી કારણ કે આત્મા બાળી શકાય એવો નથી. આત્મા પલાળી શકાય એવો નથી માટે એને જળ પણ પલાળી તેમજ શિથિલ કરી શકતું નથી. પ્રબલ વાયુ શરીરાદિકને રસ રહિત રૂપ શોષણ કરી નાંખે છે પણ તે આત્માને શોષણ, કરવાને અશકય છે. "તથા આ આત્મા" नित्यः નિત્ય છે सर्वगतः સર્વમાં રહેલો સ્થાણુ. અચલ, તથા સનાતન છે. તેમજ

अव्यो कोयमचिन्त्योय—मविकार्योयमुच्यते ॥

तस्मादेनंविदित्वैव नानुशोचितुमर्हसि ॥ २५ अ: २

ભાવાર્થઃ—હે અર્જુન ? આ આત્મા અપ્રત્યક્ષ છે માટે વેદમાં તેને અવ્યક્ત કહેલો છે તથા આ આત્મા અનુમાનથી ઉત્પન્ન થયેલા જ્ઞાનનો વિષય નથી માટે તેને અચિન્ત્ય કહેલો છે તથા આ આત્મા સર્વ વિક્રિયાથી રહિત છે માટે તેને અવિકાર્ય કહેલો છે. તેથી તેને એવી રીતે જાણીને તું શોક કરવાને યોગ્ય નથી.

જમનાદાસ વિઠ્ઠલદાસ શરાફ.

---

## કરણી તેવી પાર ઉતરણી.

## અરબસ્તાની ચાબુક.

યાને

### કન્યા વિક્રય નિષેધક—ખ્યાલ.

જનુની તારી કોણ હતી, કમજાત પ્રગટ થઇ તું કયાંથી;
ચાબુક મારો છે કેવો આ, અવાજ સાંભળ કાન વતી.

ફક્ત એક બસ છે તુજને તું, નાનકડી છો તે માટે;
બીજો લાગે એક કદી તો, જવું પડે ગાંધી હાટે.
બીજીની -માફક સાહેબ હું, માર નથી ખાવાવાલી;
તેમ છતાં જો ગરબડ કરશો, પસ્તાસો અમથા ખાલી.
લાલચનો છે બાપ જુગારી, બે હજાર રૂપીઆ લઇને;
કસાઇને કન્યા આપી છે, જુવો ઘરે તેના જઇને.
નામ તણું કંઈ કામ નથી, આ ખરી વાત કહું છું તમને;
નહિં તો પીટયો વાટ ઘાટમાં, ગાળ દીયે છે તે અમને.
લાલચ મારી બેનપણી છે, એક સમય હું ત્યાં ગઈતી;
નખોદીયો કહેવાને લાગ્યો, રાતે વહુ કોની થઇતી.
લાલચ બેન કશું નવ બોલી, બુટ બુટથી ત્યાં મારી;
છતાં બીચારી હાંડો લઇને, ગઈ ભરવા નળમાં વારિ.
પિતાજીએ પૈસા લીધા છે, માટે સંકટ છે આવું;
ખબર પડી મુજને પાછળથી, વાત બધી કહી સમજાવું.
લાલચને ઘરમાં : ગોંધીને, બીજી સાથ ગયો ફરવા;
બ્રાન્ડી પી બેહોશ થયોને, હાથ ઘસી લાગ્યો મરવા
ઉપાય કીધા બેનપણીએ, ન હોત તો બચત શાનો;
આ ઉપકાર ખરો વૈરીનો, પછી ગમે તેવું માનો.
સાવિત્રી કહે સ્વામીનાથને. ચાબુક તો તેવી ખાશે;
બાપ કુકર્મી હોય જેમનો, જોવું કંઈ ન પડે વાંસે.
કન્યાદાન કરો છો પોતે, રૂપીઆ દાન લેવા માટે,
રૂધિર માંસના વજન પ્રમાણે; સોનું તોળો છો કાટે.
આર્ય ભૂમિનો અંત આજથી, નકકી આવ્યો છે સમજો;
દીકરીઓનાં નાણાં લેઇને, જુગારીઓ સાથે રમજો.
દાણી દુણી ભરો ત્રીજોરી, પછી ફળો તેના ભોગો;
સટ્ટો તો રમજો સૈ એમા, બીજા પણ ઘરમાં ખોલો.
એમાંથી જો બચ્યો કદાપિ, રાંડો છે તુજને રડવા;
જો ન સાંપડયો આ પંજામાં, જાદુ મંત્ર જજો પઢવા,
કયા પાપનું આં ફળ છે તે, સમજ સમજ મનમાં ભાઈ;
રૂપીઆ ઉપર હાથ ફીરાવો, એજ તમારી મરદાઇ.
પરવા હમ રખતા ન કીસીકી, ઇશ્વર દેના હય સબકું,

છે. ઇશ્વરે મનુષ્યને બીજા પ્રાણિથી જેમ અધિક શક્તિઓ બક્ષેલી છે તેમ કર્તવ્યનો બોઝો પણ તેના શિર પર વધારે છે અને તેથીજ કહ્યું છે-કે જેના જીવનમાં ઘણા જીવો પોષાય છે તેજ જીવે છે.

અરે! ધનવાન ગૃહસ્થો! આપણે "પેટ ભરાયું કે પાટણ ધરાયું" એ સુત્રને ત્યાગી વિશાળ દૃષ્ટિથી અવલોકન કરીશું તો જણાશે કે આપણા કેટલાક બંધુઓ આંખે અંધ, પગે પાંગુલ અને વાણિમાં મુગા છે. જેઓથી કોઈ પણ યત્ને પોતાનું ઉદરપોષણ થઇ શકતું નથી રસ્તામાં જ્યાં ત્યાં પડેલા તેમના સમૂહો તેનના હૃદયદ્રાવક રૂદનો, અને તેમની દયાજનક સ્થિતિ સર્વને ગ્લાનિ ઉપજાવે છે તેઓનો આધાર ઉદારચિત શેઠો પરજ છે. આપણા ઘરમાં કોઇ અંગત સંબંધી ઉપરોક્ત રીતે અશક્ત હોય તો આપણે તેની અવગણના કરતા નથી કે ત્યાગી જતાં નથી તેમ એકજ પિતાના સંબંધથી મુક્ત થયેલા આપણા અપંગ ભ્રાતા-ભગિનીને પોષવા એ આપણા સુકોમળ હૃદય પર દુઃખી બંધુના આર્તનાદના આઘાતોની તીવ્ર અસરનુંજ પરિણામ છે! એજ ઇશ્વરી આદેશ છે! એજ આપણું કર્તવ્ય છે! અને તે શ્રેષ્ઠ છે.

પ્રત્યેક માણસ સુખની મહેચ્છા રાખી તે મેળવવાને સતત પ્રયત્ન આદરે છે ત્યારે કેટલાકને જન્મથીજ ને વારસામાં મળે છે કારણ કે આ જન્મમાં મળેલા સુખ વૈભવો એ ગત જન્મના કરેલાં સુકૃત્યની અવશિષ્ટ રહેલી પ્રસાદીજ છે, જ્યારે એ પૂર્ણ થાય છે કે દુઃખ આપોઆપ પ્રગટે છે માટે સુખ અથવા દુઃખના કર્તા અને ભોક્તા માણસ પોતેજ છે. મળેલા દ્રવ્યનો યોગ્ય કે અયોગ્ય વ્યય એજ માણસની ઉન્નતિ કે અવનતિના બીજ રૂપ છે. "કરો અને પામો" એ કહેવત પણ એજ સૂચવે છે કે જો આપણું સત્કર્મી દ્રવ્ય ગુણકાના ગાનમાં, મોટર અને સાઇકલની ફેશનમાં, ન્યાતિવરાની ચાર ઘડીની મોટાઇમાં અને નાટક, હોટેલ અને સેન્ટ લવેન્ડરની સફાઇમાં ખરચશો તો મણિને બદલે તમે પાષાણુજ વહોરો છો પણ તે દ્રવ્યનો જુજ ભાગ ચક્રવૃદ્ધિ વ્યાજની આશાએ પરમાર્થ રૂપી બેંકમાં જમા કરાવશો અપંગોને અન્નદાન, વસ્ત્રદાન ને વિદ્યાદાનમાં વાપરશો, તેઓના અંતઃકરણની આશિષથી આપણો ઐહિક અને પારલૌકિક અર્થ સરી સર્વ વાતે મંગળ થશે.

કેટલાક દાનેશ્વરી ગૃહસ્થો પાત્રાપાત્રની પરીક્ષામાં, પાપીઓના પાખંડમાં અને ધુતારાના ઢોંગમાં ફસાવાની બીકને લીધે પોતાના અંતઃકરણને દુભવે છે તેઓને હું સુરત રામપુરા ખા. બા. અરદેશરની વાડીમાં આવેલા અશક્તાશ્રમની મુલાકાત લેવાની ખાસ ભલામણ કરૂં છું. જ્યાં પ્રત્યક્ષ અવલોકનથી કાંઇ વધુજ ખુલાશો મળશે.

નવાપુરા-લાડશેરી સુરત. પ્રી૦મ૦

---



# કમલાવતી.

લેખકઃ—રા. રા. છોટુભાઇ દાજીભાઇ દેશાઇ. "શારદા વિહાર," સુરત.

(૧)

"રૂસ્તમ !"

"જવાબ !"

"શું આ તેજ સ્થાન છે ?"

"જી હા, આ તેજ ગુર્જર પ્રદેશ છે."

"રૂસ્તમ ! ખરેખર શું આજ ગુર્જર પ્રદેશ છે ? શું એનેજ નાશ કરવાનો વિચાર આપણે કર્યો છે ? શું એનેજ માટે આપણે આ છદ્મવેશ ધારણ કર્યો છે ? રૂસ્તમ ! સાચું કહો, સમુદ્રમેખલા, ગિરિકિરીટની ગુર્જર ભૂમિ શું આ છે ?"

"હજૂર આપ જે અનુમાન કરો છો, તે સત્ય છે. સન્મુખ જે કૃષ્ણ વર્ણ છાયા નજરે પડે છે, તેજ ગુર્જર પ્રદેશનો કિનારો છે."

"રૂસ્તમ ! આ પર્વત શ્રેણિઓ તો શોભતો નિહાળો, કેટલી બધી એની ઉંચાઇ છે ! જણાઇ છે કે ભૂરાં આકાશની ભેટ લેવાને માટે એઓ ગર્વભાવથી આટલા ઉન્નત થયાં હોવા જોઇએ. શું અલૌકિક સૌન્દર્ય છે ? આવું દૃશ્ય આપણે અફગાનિસ્તાનમાં કદી પણ ભાળ્યું નથી. રૂસ્તમ ! શું આ સ્વર્ગભૂમિ તો ન હોય ? એના મલય પ્રવાહમાં કેવી સંજીવિની શક્તિ છે. ચન્દ્ર જ્યોત્સના કેવી ઉજ્જ્વલ અને સ્નિગ્ધ છે !"

સંધ્યાનો સમય છે. ગુર્જરભૂમિના કિનારા નજીક એક નાવ ધીરે ધીરે ગમન કરી રહી છે. નાવિક હિન્દૂ છે, અને આરોહીગણ હિન્દૂ વેશ ધારી મુસલમાન છે. સંખ્યામાં એ લોક ૬ છે. ચાર નાવની અંદર છે, અને બે ઉપર બેસી કથોપકથન કરી રહ્યા છે. વાંચકોએ એમનો વાર્તાલાપ હમણાંજ સાંભળ્યો છે.

જે સમયનું ચિત્ર અત્યારે રજુ કરાય છે, તે સમયે ગિઝની પતિ સુલતાન મહમૂદ ભરતખંડ પર હુમલા પર હુમલા કરી રહ્યો હતો, ભારતના પ્રસિદ્ધ પ્રસિદ્ધ નગરોનો નાશ કરી આ સમયે એણે ગુજરાત તરફ કઠોર નજર ફેરવી હતી. ગુજરાતમાં સોમનાથનું પ્રસિદ્ધ મન્દિર હતું, અને સુલતાનની ઇચ્છા એને હસ્તગત કરવાની હતી, પરંતુ એની એ અભિલાષા બર આવવી મૂશ્કેલ હતી. એનો અધીશ્વર ગુર્જર દેશાધિપતિ હતો. મહમૂદે સાંભળ્યું હતું કે તે ઘણો શૂરવીર નરેશ છે એનું સૈન્ય [બળ કેટલું છે, એ જાણવાની ઇચ્છાથી સુલતાને સ્થળમાર્ગે ત્રણવાર ગુપ્ત જાસુસ મોકલ્યા હતા પણ તેઓમાંથી એક પણ પાછો ફર્યો ન હતો. તેમજ એ લોકોની કાંઇ ખબર પણ મળી શકી ન હતી.

આ સમયે મહમદે પોતાના માતૃપુત્ર ગિઝનીનો ભવિષ્યનો અધિકારી શાહ જમાલખાં અને પ્રધાન સેનાપતિ રૂસ્તમને મોકલ્યા હતા, એમની સાથે ચાર સૈનિક પણ આવ્યા હતા. એઓ સ્થળ માર્ગે ન આવતાં સમુદ્રમાર્ગે આવ્યા હતા. રૂસ્તમખાંએ અનેક વાર સુલતાનની સાથે ઉત્તર ભારતમાં મુસાફરી કીધી હતી. તે ઘણી ભાષા જાણતો હતો ગુર્જર પ્રદેશની ભાષાથી પણ અજાણ ન હતો. આથી મુસાફરી દરમિઆન એઓને કાંઇ પણ કષ્ટ સહવું પડ્યું નહિં તેમજ એમને માટે કોઇને કશો સંદેહ પણ થયો નહિ, બે દિવસ સમુદ્રમાં ગાળી ત્રીજે દિવસે સોમનાથ બંદરે પહોંચ્યા.

નાવ ઊભી રાખવામાં આવી. સર્વે નીચે ઉતર્યા. રૂસ્તમે નાવિકને એક સુવર્ણ-મુદ્રા આપી. એ મુદ્રા ગુજરાતની જ હતી, જે પ્રથમથી પ્રાપ્ત કરવામાં આવી હતી નાવિક ત્યાંથી વિદાય થયો અને એ લોક પણ પાષાણ ખંડો પર વિશ્રાન્તિ લેવા બેઠા

સમીપમાંજ સોમનાથનું મંદિર હતું. એના રત્નસુમંડિત શિખર પર ચન્દ્રરશ્મિ પડતાં ઉભયના સંમીલનથી અપૂર્વ શોભા થતી હતી. એ શોભા ખરેખર અનિર્વચનીય હતી.

ધીમે ધીમે રાત્રિનો અમલ વધવા લાગ્યો, રાત્રિનો સમય આવ્યો ભગવાન્ સોમનાથની આરતી થવા લાગી. ઢોલ તથા ઘંટાનો એકત્ર ધ્વનિથી ગંભીર નાદ ઉત્પન્ન થયો. અને તે નાદ સમુદ્રના ભીષણ ગર્જન સાથે મળી આકાશ મંડલને ધ્રુજાવતો હતો. આરતી ઉતારી રહ્યા બાદ વેદપાઠી બ્રાહ્મણો સુમધુર સ્વરથી સોમનાથની સ્તુતિ કરવા લાગ્યા. નિશાની નૈસર્ગિક નિસ્તબ્ધતાનો ભંગ કરી તે સ્વર પવનથી ચોમેર ફેલાવા લાગ્યો અને આ . મધુર સ્વરથી ચન્દ્રાલોકપ્લાવિત પૃથ્વીતલ પુલકિત થઇ ઉઠ્યું.

શાહજમાલ સ્થિર દૃષ્ટિથી એ તરફ જોઇ રહ્યો હતો, તે કોણ જાણે શો વિચાર કરી રહ્યો હતો.

રૂસ્તમ બોલ્યોઃ—"હજૂરની શી મરજી છે? ચાલો કોઇ મુસાફરખાનામાં જઇ વિશ્રામ લઇએ. અમને અમારી બીલકૂલ ફીકર નથી પરન્તુ આપને કષ્ટ ન થવું જોઇએ. કારણકે સુલતાને અમને એવી આજ્ઞા આપી છે."

જમાલખાં વિરક્ત થઇ બોલ્યો, "ચૂપ, ચૂપ, રૂસ્તમ! સુલતાનનું નામ લેવાની અત્રે શી જરૂરત છે? જાણતો નથી કે આપણે ક્યાં આવ્યા છીએ? રૂસ્તમ પોતાની ભૂલ જાણી ચૂપ થઇ ગયો.

જમાલખાં પુનઃ બોલ્યો "રૂસ્તમ! ક્યાં પણ જવાની જરૂર નથી નગરમાં શું આનાથી સારી જગ્યા મળશે? આપણે અહીંજ આરામ લઇશું. આ તરફ જુઓ શું આ સહુ તારાઓ છે?. અહો! આ દેશના તારામાં આટલું વર્ણવૈચિત્ર્ય શું છે? નીલા, પીલા, લાલ અને શ્વેત તારા ગણોથી જુઓ તો સહી આ નભ મંડળ કેવું શોભી રહ્યું છે."

રૂસ્તમઃ—"જનાબ! આપ ભુલ કરો છો, એ તારાઓ નથી એ તો સોમનાથના મન્દિરનાં શિખર પર જડેલાં રત્ન છે."

જમાલ—"હાં! સોમનાથનું શું આટલું ઐશ્વર્ય!

રૂસ્તમઃ—"જનાબ! સોમનાથનું ઐશ્વર્ય વિશ્વ વિખ્યાત છે."

જમાલ—"જ્યારે બ્હાર આટલું છે ત્યારે અંદર કોણ જાણે કેટલું હશે? પણ રૂસ્તમ સાચું કહે, તેં આવું કદી ક્યાં એ જોયું છે? ઉપર આકાશમાં ચંદ્રની નિર્મલ

જ્યોતિ, નીચે એની વિમલ જ્યોતિથી પ્લાવિત મન્દિર શિખર પર રહેલાં રત્નોની જ્યોતિ ! રૂસ્તમ ! શું આવું ક્યાં એ કોઇ બીજું સ્થાન હશે ખરૂં ? હુ તો ગુર્જર પ્રદેશની આ અદ્‌ભૂત શોભા નિહાળી મુગ્ધ થયો છું "

રૂસ્તમઃ—" જનાબ ! બીજું કયાંએ પણ આપ આવું જોઇ શકશો નહી સુલતાન એટલાજ સારૂ એને હસ્તગત કરવાની ઇચ્છા રાખે છે, અને આપણું છદ્મ વેશ ધારણ કરી આવવાનું પ્રયોજન પણ એજ છે "

જમાલખાં એક દીર્ઘ નિશ્વાસ લઇ બોલ્યો, " રૂસ્તમ ! શું બોલે છે ? આપણે આ સુન્દર દેશને નષ્ટ કરી શું ? આ સ્વર્ણ ભૂમિને ધ્વંસ કરી શું ? અગ્નિદાહ કરી આ નન્દનકાનનને ભસ્મ કરી શું ? શું ખુદાએ એટલાજ સાર એને આવી શોભા, સમ્પત્તિ આપી હશે ? શું આપણે આ શાન્તિમય દેશને શોણિતમય કરીશું ? નહીં, નહીં, રૂસ્તમ એવું કદી પણ નહીં થાય. આપણે એવું કદાપિ નહીં કરી શું. "

રૂસ્તમખાં ઘોર હિન્દુદ્વેષી, સુલતાનનો વ્હાલો વિશ્વાસુ સેનાપતિ હતો તે આ વાત સાંભળી શકયો નહીં પણ કરે શું ? તે " ધીરેથી બોલો, આખર આપનો મનસુબો શું છે !"

જમાલખાંઃ—" એતો મેં પ્રથમથીજ બતલાવી દીધું, રૂસ્તમ ! જે વિજયવાસનાએ સુલતાનના હૃદયને પાષાણ બનાવી દીધું છે. જે કારણોએ એમણે ભારતનું આજે સત્યનાશ વાળ્યું છે, ખુદાની પવિત્ર ભૂમિમાં રક્ત વહેવડાયું છે, જેને લીધે ભારત આજ સ્મશાન થઈ રહ્યું છે. તે દુર્દમનીય વાસના અમારા હૃદયમાં નથી હું અફગાનિસ્તાનના પાર્વતીય રાજ્યથીજ સંતુષ્ટ છું, મારે આ ઐશ્વર્ય નથી જોઇતું હું સત્ય કહું છું કે મારાથી આ સૌન્દર્ય શાલિની ભૂમિનું. સર્વનાશ કરવું નહી બને. "

રૂસ્તમે ગંભીર સ્વરથી કહ્યું, " જનાબ ! આપશું બોલો છો ? આવતી વખતે સુલતાને આપને આ તલવાર આપી હતી, એનો સ્પર્શ કરી આપે સુલતાનની આજ્ઞા પાલન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. શું આપ આપની તલવારની ગૌરવ રક્ષા ન કરી શકશો ? "

જમાલઃ—" રૂસ્તમ ! સ્વાધીન અફગાનિસ્તાન મારી જન્મ ભૂમિ છે; તથા હું એક સ્વાધીન નરાધિપની ક્રીડાથી જન્મપતી પરિપાલિત થયો છું. તે સ્વાધીનતા હું છોડી શકતો નથી. સુલતાનને મેં મારો દેહ વેચ્યો છે, પણ મારા વિવેકને વેચ્યો નથી. આ દેહ પર સુલતાનનો પૂરો અધિકાર છે, પરન્તુ મારો વિવેક સ્વાધીન છે, એનાપર સુલતાનનો કાંઇ પણ અધિકાર નથી સુલતાન ઇચ્છે તો અત્યારે હું એને માટે મારાં પ્રાણ આપી દઉં અને તે ભલે આ પ્રાણ વિહીન દેહને લઇ કૂતરાં–બિલાડાંની સામે ફેંકી દે. પરન્તુ હું મારા પોતાની વિરૂદ્ધ કામ ન કરીશ. રૂસ્તમ ! તમે આ તલવાર લઇ લો, એને સુલતાનના પગ નીચે મૂકી કહેજે કે, જમાલ હાલ અફગાનિસ્તાન પાછો ફરનાર નથી. તે અત્યારે સ્વાધીન છે, આપ જમાલના અપરાધની માર્જના કરો; જે એનો અંતિમ અનુરોધ છે,"

એટલું કહી શાહજમાલે રૂસ્તમના ભણી જોયું' રૂસ્તમ ચૂપ હતો જમાલખાંએ પુનઃ કહેવું શરૂ કર્યું " રૂસ્તમ ! કેમ ચૂપ રહ્યો છો! શું તમારા હૃદયમાં પીડા નથી થતી! તમે પણ વીરશ્રેષ્ઠ સ્વાધીનતાની ગોદીમાં ઉછરેલા તેજસ્વી અફગાન છો, હાય ! આમ કેમ કરો છો! રૂસ્તમ તે દિવસનું સ્મરણ કેમ કરતા નથી કે જ્યારે તમોએ તમારા અપૂર્વ સાહસથી સુલતાનની પ્રાણરક્ષા કીધી હતી; અને જ્યારે કૃતજ્ઞ થઇ તમને પારિતોષિક આપવા ઇચ્છયું હતું

યાદ છે? ત્યારે તમે શું કહ્યું હતું, જનાબ બન્દો આપની પ્રજા છે. રાજાની રક્ષા કરવી એ પ્રજાનું કર્તવ્ય છે. પારિતોષિકનું કંઇ પ્રયોજન નથી. રૂસ્તમ! તમારો તે પ્રભાવ ક્યાં છે! તમારો તે અહંકાર, તે સાહસ તથા તે વીરત્વ અધુના ક્યાં છે? આજ તુચ્છ ધન તથા સન્માનના લોભથી રૂસ્તમ! વીર રૂસ્તમ! સુલતાનના એક નીચ કાર્યનું સમર્થન કરો છો! દરિદ્ર રૂસ્તમે એક દિન જે સાહસ બતાવ્યું હતું. આજે ધનિક રૂસ્તમ તે નથી બતાવી શકતો!! હાય! હાય! રૂસ્તમ! જરા વિચાર તો કરો, તમે આ શું કરવાને આવ્યા છો!"

શાહજાદો ચૂપ થયો. રૂસ્તમ વિચાર કરવા લાગ્યો, શાહજાદાનું કહેવું સાચું છે. સુલતાન ખરેખર અન્યાય કરે છે. તો શું રૂસ્તમ સુલતાનની વિરૂદ્ધ વર્તશે? એની આજ્ઞા ભંગ કરશે? સાવધાન, રૂસ્તમ! સાવધાન, શાહ જમાલ ગમે તેમ કરે, પણ તું સુલતાનની વિરૂદ્ધ કાર્ય ન કરીશ. નહીં તો તારી હૃદયેશ્વરી, પ્રિયતમા, રૂખિઆબીબી તથા પ્રિય પુત્ર જેને તું સુલતાનના મહેલમાં મૂકી આવ્યો છું તે જલ્લાદોને હાથ પડશે. સુલતાન એ લોકને કદી પણ છોડતા ન છોડે.

રૂસ્તમ બોલ્યોઃ— તો આપની ઇચ્છા શી છે? ત્યારે શું અમે અહીં ભીક્ષા માગી જીવન ગુજારીશું! અથવા ગુપ્ત જાસૂસના હાથે ચઢી પ્રાણ ખોઇશું?"

શાહ જમાલઃ—"કેમ? ભીક્ષા શા સારૂ માગવી પડે? શું ગુર્જર દેશવાસીઓમાં દયા તથા આતિથ્ય સત્કારનો આટલો બધો અભાવ છે? વિશ્વાસ રાખો, જો આપણે ગુર્જર નૃપતિ આગળ આપણી સત્ય હકીકત નિવેદન કરીશું, તો તે આપણું અનિષ્ટ ન કરે! સાભિજ્ઞ હશો, કે હિન્દુઓ શરણાગત શત્રુઓનો વધ કરતા નથી, તો પછી ભય શેનો!"

રૂસ્તમ હવે સહન કરી શકયો નહીં. તે ઉન્માદવશ ભૃકુટિભંગ કરી બોલ્યો, "શાહજાદા! આપ અમને ક્ષમા કરો, આપ વિશ્વાસઘાતક સમાન આ સઘળું બોલી રહ્યા છો, અમારાથી એમ નહીં બને."

વિશ્વાસઘાતક! શાહજમાલનું શરીર સળગી ઉઠ્યું, રૂસ્તમની આ ધૃષ્ટતા સહન કરી શકાઇ નહીં. તુર્ત તલવાર ખેંચી વ્યાઘ્ર સમાન ભીષણ ગર્જના કરતો બોલ્યો. "સેતાન! તારી આટલી બધી સ્પર્ધ એક અન્યાયનું સમર્થન ન કરવાથી હું વિશ્વાસઘાતક થઇ ગયો."

ચન્દ્રના અજવાળામાં જમાલખાની તરવાર ચમકી ફરી. ક્ષણ ભરમાં એક ભયાનક પતના થઇ જાત! પરન્તુ દૈવેચ્છાથી [illegible] નહીં. એ સમયે પાછળથી કોઇએ જમાલખાનિ હાથ પકડી લીધો. શાહજાદાએ પાછું [illegible] યું, તો તે એક રમણી હતી. શાહજાદો વિસ્મયવિમુગ્ધ થઇ બોલ્યો "તમે કોણ [illegible] મણ? અમારા કાર્યમાં વિઘ્ન કેમ નાંખ્યું.

[illegible] લખશું. (અસમાપ્ત.)

## સાભાર [illegible]-સમાલોચન.

[illegible] પર્વત.

સંસ્કૃત ગ્રંથોમાં કાવ્યના (૧) દશ્ય અને (૨) શ્રાવ્ય એમ બે વિભાગ પાડેલા છે, તેમાં નાટકોનો સમાવેશ દશ્ય કાવ્યમાં થ.ય છે. શ્રાવ્ય કાવ્ય કરતાં દશ્ય કાવ્ય પ્રત્યક્ષ થવાથી વધુ જન પ્રિય થાય છે. પરંતુ જમાનો બદલાયો છે. હવે તો કાવ્યનાજ વિભાગ ગણાતા

લેખકઃ—એોન. રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ, બી. એ. એલ. એલ. બી. પ્રકાશક રા. રા. છગનલાલ અમરશી મહેતા, અમદાવાદ કિંમત રૂ. ૧. પાકું પૂંઠું ૮+૧૧૭.

નાટકનાંજ દૃશ્ય અને શ્રાવ્ય એવા બે વિભાગ પડ્યા છે કારણ કેટલાક નાટક રંગભૂમિ ઉપર ભજવાય છે જે તેના પાત્રોના અભિનયથી કંઇક પ્રિય થાય છે, પરંતુ તેમાં કલ્પના પ્રાબલ્ય ન હોવાથી તેઓ વાચનપ્રિય થતા નથી જ્યારે કેટલાક શ્રાવ્ય નાટક રંગભૂમિપર ભજવવા તદ્દન નિરૂપયોગી નિવડે છે, જ્યારે આ રા રમણભાઇનું "રાઇનો પર્વત' નામનું નાટક ઉભય વિભાગોમાં પ્રશંસનીય છે તેમાં રહેલું ઉંડું કલ્પના પ્રાબલ્ય જન સ્વભાવનું નિદર્શન પ્રસંગોપાત હાસ્ય રસની ઉક્તિઓથી વાચનપ્રિય તો છેજ તેમજ જો રંગભૂમિનો અનુકૂળ સહજ પરિવર્તન થાય તો તે એક સુંદર દૃશ્ય નાટક તરીકે દૃષ્ટિગોચર થાય એવું છે

રા રમણભાઈનું લેખન બહુ અંશે હાસ્ય રસ તરફ છે અને પ્રસ્તુત નાટકમાં પણ તે સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે આ નાટકનું અભિધાનજ એવું અટપટું છે કે તે વાચી અર્થાત્ સાંભળી તેની માર્મિકતા ન જાણ્યાથી હાસ્ય પ્રાદુર્ભૂત થયા વિના રહેતું નથી, પુસ્તકનો વસ્તુ એમના પિતા અને ગુજરાતી કેળવણીના આદ્ય સુધારક સ્વ મહીપતરામના 'ભવાઇ સંગ્રહ' ની એક વાર્તા ઉપરથી લીધેલ છે

"પ્રભુથી સહુ કંઇ થાય છે, અમથી થાય ન કાંઇ,
રાઇનો પર્વત કરે, પર્વત બાગની માંહિ '

આ દોહરો નાટકનું મૂળ પાયારૂપ સૂત્ર છે! મૂળની સાદી વાર્તા ઉપરથી નાટકની સંકલના એવી યોજાએલી છે, કે તેની એકેએક કડી આકર્ષક થયા વિના રહેતી નથી, દરેક કડીમાં માર્મિક રહસ્ય, સાથે બોધ રહેલો છે વાર્તાનો નાયક જગદીપ જેના બાપને પર્વતસિંહે મારી નાખી રાજ્ય લઇ લીધું હતું, તે તથા તેની માતા અમૃતદેવી અનુક્રમે 'રાઈ' અને 'જાલકા' નામ ધારી માળી તરીકે રહે છે પર્વતસિંહ વૃદ્ધાવસ્થામાં એક જુવાન નવોઢા સાથે લગ્નથી જોડાય છે, તેના નવ જુવાન થવાના હેતુથી 'જાલકા'ની જાળમાં ફસાય છે, તે તેને જુવાની પ્રાપ્ત કરાવવાની લાલચ બતાવે છે પર્વતસિંહ તેને ત્યાં જતાં માળી વેશ ધારી "રાઇ"ના બાણથી મૃત્યુ પામે છે, તેનીસાથે આવેલા શીતળસિંહને સમજાવી જાલકા 'રાઈ' ને 'પર્વત' બનાવવાનું નિશ્ચિત કરે છે રાજા ૭ માસ ગુપ્ત રહેવાના છે એવું તુરતતુરત જાહેર કરવાની ગોઠવણ રચાય છે ૭ માસમાં 'રાઈ'ને શહેર વગેરેથી માહિત કરે છે ૭ માસ પૂરા થતાં 'રાઈ' પોતાની માતા તથા શીતળસિંહના પ્રપંચથી વિરુદ્ધ "પર્વત રૂપે નહિ પરંતુ પોતાના મૂળરૂપ 'જગદીપ' નામે પ્રકટ થાય છે પ્રજાને ૧૫ દિવસની મહેતલ આપે છે આખરે પ્રજા તેનેજ રાજ્યધુરા સોંપવા નક્કી કરે છે શીતળસિંહના પોતાના પુત્રને દત્તક નીમાવવાના પ્રપંચ વ્યર્થ જાય છે 'રાઈ જગદીપ' રૂપે ગાદી ઉપર બેસે છે ગુન્હેગારોનો ઇન્સાફ કરી તેને ક્ષમા બક્ષે છે, ત્યાં આગળ આ નાટકનો અંત આવે છે નાટકની અંદર સ્ત્રી કેળવણી બાળલગ્ન, પુનર્લગ્ન, સ્ત્રી પુરૂષોની ફરજ વગેરે સંબંધી અસરકારક મન પર સબળ છાપ પડે એવી ભાષામાં વર્ણન કરાએલું છે વચ્ચે વચ્ચે કલ્પના બળ એટલું બધું દીપી નીકળ્યું છે કે તે સર્વ જણાવતાં અમારા આ નાનકડા પત્રનો યોગ્ય ગણાય નહિ જેથી આપવું વાજબી વિચાર્યું નથી ગુર્જર ગિરાનું નાટક સાહિત્ય ઘણુંજ ઓછું છે તેમાં આ સર્વાંગસુંદર નાટકનો વધારો થયો છે, અન્ય વ્યવસાયો છતાં પ્રસ્તુત નાટક બહાર પાડવાના એ પ્રયાસ માટે રા રમણભાઇનો આભાર માનવાનો છે અમો દરેકને આ નાટક વાચવા ભલામણ કરીએ છીએ સાથે રા જીવનલાલ કે જેમણે આવા વ્યવસાયી પુરૂષને તેનેજ છપાવવું, વેચવું વગેરેની ખટપટથી મુક્ત કર્યા છે તેનો પણ આભારજ માનવાનો છે રા જીવનલાલનો આ પ્રયાસ ગુર્જર ગિરાના અભ્યુદય માટે અગત્યનો છે

સારા પુસ્તકોનો સવિસ્તર રીવ્યુ લેતા ઘણાં પુસ્તકોની સમાલોચના કરવાની મુલતવી રહી છે

# અશકતાશ્રમની પહોંચ:

અશક્તાશ્રમ—ખા૦ બા૦ અરદેશર કોટવાલની વાડી—રામપુરા–સુરત.

મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેહદાઝ્ઝત વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી. તે ઑ. સેક્રેટરી ડૉ૦ ડી. જે. એદલબેહરામ પણ માન તથા આભારસંહ સ્વીકારે છે. રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી.

તા. ૧૬ ૮–૧૪થી ૩૧ ૮–૧૪ સુધીની પહોંચ.

૧–૦–૦ શેઠ રૂસ્તમજી જીવણજી માછીસીપીદ.
૧–૦–૦ ડયુટી.
૬-૧૦-૦ રાણીતળાવના મારવાડી પંચ
૧૦–૦–૦ રા. જેહાંગીરભાઇ સીનીયર સબ એસીસ્ટંટ સરજન સિવિલ હોસ્પીતાલ સુરત.
૨–૦–૦ એક ગૃહસ્થ હા. વિદ્યાર્થી નારણજી મકન.
૨–૦–૦ શા, મગનલાલ રંગીલદાસ મગનભાઇ દીપચંદની છોકરી બેન લીમુના મરણ પાછળ.
૨–૦–૦ શા. મંછારામ છગનલાલ મારફતીઆ અલાયાની વાડી.
૧–૦–૦ બાઇ ગેવી હા. મણીલાલ ડાયાભાઇ દેસાઇ પોળ.
૪–૬–૩ ગોપીપુરાની દયાળુ બેનો તરફથી.
૧૨–૮–૦ શેઠ તુલસીદાસ ગણપતરામની કંપની
૧–૦–૦ શા દામોદરદાસ તાપીદાસ ડેપ્યુટી પોલીસ સુપિન્ટેન્ડન્ટ સાહેબ
૧–૦–૦ બેન ફોકી તે પા. કસનદાસ શીવલાલની છોકરી દેગમપુરા.
૨–૦–૦ તારા તે ગોકલ બાઇની પણીયાણી હા૦ કીકાભાઇની દુલભભાઇ
૧–૦–૦ બાઇ લાડોર લલુભાઇ ધરમદાસની વિધવાના પુણ્યાર્થે.
૧–૦–૦ શા. વનાજી જેઠાજી કેશાપીઠ
૧–૦–૦ શા. હીરાચંદ વાલાજી ,,
૧–૦–૦ શા. રૂપચંદ પરખાજી ,,
૧–૦–૦ શા. દરજી ભીમજી ,,
૧–૦–૦ શા. અમીરચંદ ધુળાજી ,,
૨–૦–૦ શા. સરૂપચંદ જવેરચંદ વડાચૌટા
૧–૦–૦ શા. નાથુભાઇ દેવચંદ ,,
૨–૦–૦ શા. મેલાપચંદ આણંદચંદ દીવાન
૧–૦–૦ શા. સીવચંદ જવેરચંદ ,,

૧–૦–૦ શા. નેચંદ રતનચંદ ચોકબજાર
૬–૦–૦ શા, ખાતે હા. ઠાકોરભાઇ વીરચંદ પડોલ્નીપોળ
૩–૦–૦ શા. ફુલચંદ પાનાચંદ વડાચૌટા.
૧–૦–૦ શા. ઘેલાભાઇ અમીચંદ ,,
૧–૦–૦ શા. દલપતરામ પરભુદાસ ગામ દીખર.
૧–૦–૦ શા. ધરમચંદ સુરચંદ
૨૫–૦–૦ શા ધી. પ્રતાપ સ્પીનીંગ વીવીંગ કંપનીના વણકરો તરફથી હા. બાપુજી દીનસાજી અમલનેર.
૧–૪–૦ ઝીણાભાઇ હરકીશનદાસ સીમદાચૌક
૨–૦–૦ બરાનપુરી ભાગળની તંબોલીના પંચ તરફથી હ મુલચંદ મોહનદાસ
૫–૦–૦ વૈદ ડાયાભાઇની પુત્રી સન્મુખગવરીના સ્મરણાર્થે ભાગાતળાવ
૧–૦–૦ કેળાપીઠના ગાંધીના પંચતરફથી હા. નરોતમ ગાંધી
૨–૦–૦ શા ગુલાબચંદ મનુકચંદ.
૫–૦–૦ શા ફકીરચંદ જગજીવનદાસ.
૨–૦–૦ શા ચીમનલાલ લલુભાઇ મુનસફ
૪–૨–૬ હરીપુરાના અપાસરાની દયાળુ બાઇઓ તરફથી
૧–૦–૦ છગનલાલ ગીરધરજી.
૫–૦–૦ નવાપુરા જૈન અપાસરા તરફથી.
૧–૦–૦ શા ખાતે હા લલુભાઇ ખુબચંદ
૧–૦–૦ શા. ઘેલાભાઇ દેવચંદ.
૧–૦–૦ શા. નેમચંદ પ્રેમચંદ.
૨–૦–૦ શા. કલ્યાણચંદ દેવચંદ.
૨–૦–૦ પટેલ પરભુદાસ રણછોડ.
૧૦–૦–૦ બાઇ જમના હા. રાયચંદ બેરાજી
૨૨–૩–૦ પરચુરણ.

૧૮૩–૦–૯) . કુલ.

अहिंसा परमो धर्मः।  आत्मवत् सर्वभूतेषु।

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः।




(વસન્ત તિલકા વૃત્ત)

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, ખદરી તરુથી સમૃદ્ધ;
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सतां किमु न मंगलमातनोति !

વર્ષ ૬ ઠું.] ભાદ્રપદ-પુર્ણિમા વિ. સં. ૧૯૭૭ [અંક ૪ થો.

## વિનવો ! જગતના મહાન્ જાદૂગરને !

જાદૂગરોના જાદૂ જ્યાહાં જોઈ મોહ્યા આપણે !
બાજીગરોની બાજીના ફંદે ફસાયા આપણે !
ભવમાં ભટકતા ભૂતના ભ્રમમાં ભૂલ્યા છે આપણે !
અન્ધા છતાં અંધા બની ધંધા તજ્યા છે આપણે !

તેલી તણા બેલોની પેઠ એક ચીલે ચાલવૂં !
નિર્મિત થએલા પથ વિષે છે આપણે ત્યાં મ્હાલવૂં !
માયા તણી અન્ધારીથી ઢંકાઈ આંખો આપણી !
તો માર્ગ બીજો ક્યાં જડે ! મૂંઝાઈ રહેવું ગણગણી !

જો વિનવિશું જગનાથ જાદૂગર જગતના મહાનને !
"હે નાથ ! છેદો જાદૂની આમી રહેલી જાળને !"
જડતા તણી જડને ઉખેડી નિવારશે તમ-તાપને !
ઉર જ્ઞાનરવિજ્યોતિ ઝળહશે, કાપતાં અજ્ઞાનને !

"શારદા-વિહાર"
હવાડિઓ ચકલો-સુરત.
} છોટુભાઈ દાજીભાઈ દેશાઈ

# પછી શું?

(૨)

કળા શાસ્ત્રાન ભેદ ભાવે ભણીને,
બધી વાતમાં બુદ્ધિશાળી બણીને;[૧]
કદી બેસી વિમાનમાં વિચર્યો તું,
પછી શું?
સહુ સુખ સામગ્રી સંપ્રાપ્ત કીધી,
કદી હાકમી એકદા હાથ લીધી;
ગ્રહી શ્રેષ્ઠ સત્તા બહુ રાચતો તું,
પછી શું?
પરિવારનું સુખ સંપૂર્ણ પામ્યો,
જયો સ્નેહી સંબંધીઓનો ખૂબ ભામ્યો;
કુટુંબે કદી પૂજ્ય બેઠો બની તું,
પછી શું?
ધરી એકથી એક મ્હોટીજ આશા,
કરી તંત્રીની પેર[૩] ખોટા તમાશા;
રહ્યું આખરે મર્ણ આધીન થાવું,
પછી શું?
હશે એહ સંસ્કારનો[૪] યોગ જો તું,
કદી પૂર્વ સંચિતક આવી મળેલું;
હતું તે મળ્યું એહ આશ્ચર્ય તે શું!
પછી શું?
કદી ધાર વિશેષ દૈવેજ દીધું,
ક્રિયામાણ પ્રશક્તિતણું સાર્થ કીધું;
તથાપિ કહે-'મૂળ કર્તવ્ય સિદ્ધયું?'
પછી શું?                    (અપૂર્ણ)

મિશન હાઈસ્કૂલ }
સુરત. }          ભગવાન શિવશંકર ભટ્ટ.

૧. બણીને=બનીને. ૨. સારાં કર્મોનો યોગ ૩. પેર=પેરે, ૪. પૂર્વ જન્મના એકઠાં કરેલા સત્કર્મો. ૫. નવા કર્મ કરવાની શક્તિ (જે મનુષ્યનેજ છે.)

# શ્રીમદ્ ભગવદ્ ગીતા.

લેખકઃ—રા. રા. ભગવાન શિવશંકર ભટ્ટ-મિશન હાઇસ્કૂલ-સુરત.

## અધ્યાય ૨ જો.

આ રીત કૃપયાવિષ્ટ અશ્રુપૂર્ણ વ્યાકુલનયન જે;
અર્જુનને સહખેદ દેખી મધુસૂદન ઉચ્ચરે. ૧
અર્જુન સુણો આ સભયસ્થાને મોહ દુઃખ શું કારણે;
અનાર્યસેવ્ય અનિષ્ટ એ અવરોધી છે જન તારણે. ૨
હે પૃથાપુત્ર ન પામતું ક્લીબભાવને નહિ યોગ્ય જે;
થા, પરંતપ, તજી હૃદય દુર્બળપણું તત્પર યુધવિષે ૩
અર્જુન કહે હે શત્રુસૂદન હરિ આ રણ ભૂમિમાં;
કહો પૂજ્ય દ્રોણાદિ પ્રતિ હું બાણ તે યોજીશ કાં !
જે માટ પૂજ્ય પ્રતાપી ગુરૂ આદિકને જો હું હણું;
ભિક્ષાન્ન ભોજન તે થકી પણ શ્રેષ્ઠ આ લોકે ગણું—
એ અર્થકામાકાંક્ષી પૂજ્ય હણી હરિ આ લોકમાં;
એ રૂધીર રેલી પ્રાપ્ત થયલા ભોગ તે શા કામના. ૫
વળી યુદ્ધને ભિક્ષાન્ન બેમાં શ્રેષ્ટ શું નવ જાણું હું;
યુધ્ધે પ્રવર્ત્યા પછી પણ કદી જીતું કે કદી ના જીતું !—
વળી જેહને હણીને ન ઈચ્છું જીવિત તે કદી મન વિશે;
તે સ્વજન સર્વે કૌરવાદિ ઉભા આ સન્મુખ દિસે. ૬
કાર્પણ્યદોષે સ્વભાવે હું થયો યુધ્ધ આનાદરી;
વળી ધર્મમોહિત થયો એવો પૂછું હું તમને હરિ—
તે માટ નિશ્ચિત શ્રેયને મુજને કહો પ્રભુ લક્ષ દૈ;
કરો સ્પષ્ટ છું તમ શિષ્ય શરણાગત કૃપાળુ કૃષ્ણ થૈ. ૭
જે શ્રેય મમ ઇન્દ્રિયના સંતાપ દુઃખને દૂર કરે;
તે શ્રેયની હું અલ્પબુદ્ધિને સમજ કયાંથી પડે—
આ ભૂમિમાં શત્રુ રહિત સમૃદ્ધિવાળાં રાજ્યને;
વળી ઇન્દ્રપદ પણ પામીને નવ દેખતો તે શ્રેયને; ૮
સંજય કહે યમ વદી અર્જુન કૃષ્ણ સન્મુખ સ્થિત થયો;
નહિ યુધ્ધ માહિ પ્રવર્તું ગોવિન્દ એમ કહી મૂગો રહ્યો. ૯
તવ ઉભય સેના મધ્ય ભારત ખેદ કરતો ભાસતે;

અર્જુન પ્રતિ શ્રી કૃષ્ણ વદતા શકે કરતા હાસ્યને. ૧૦
(આ અશોચ્યને તું શોચતોજ અપ્રજ્ઞ વાણી વળી કહી;
કહે કૃષ્ણ પંડિત જીવિતમૃત એ ઉભયને શોચે નહિ. ૧૧)
કહે કૃષ્ણ તવ અર્જુન પ્રતિ—ભિષ્માદિ સર્વ અશોચ્ય જે;
તે તણો કરતો શોક તું, વળી અપ્રજ્ઞ વાણી મુખ વદે—
જે આત્મ દૃષ્ટિ પંડિતો તે વચન આ ન વદે સહિ;
વળી જીવિતમૃત આ સ્વજન કેરો શોક તે કરતા નહિ. ૧૧
જો હું અને તું તેમ આ ભૂપાળ પૂર્વે નજ હશું
વળી કોણ કહેશે અતઃપર આપણે સર્વે નજ થશું. ૧૨
જયમ દેહી આત્મા બાળ—યૌવન—જરા દેહે ભોગવે;
ત્યમ મોહ દેહાન્તર દશામાં ધીરને નવ સંભવે. ૧૩
આ અનિત્ય ઇન્દ્રિય વિષય આધિન નાશ ને ઉત્પતિ તે;
શીત ઉષ્ણ સુખ દુઃખકારી, કુન્તિપુત્ર, સહજે તે સહે. ૧૪
સુખ દુખ સમભાવિ પુરૂષને ઇન્દ્રિય વિષય પીડે નહિ;
તે માટ, પારથ, ધીર તે છે મોક્ષને પાત્રજ સહી. ૧૫
નહિ અસત, વસ્તુતણી, સત્તા સતતણો ન અભાવ તો;
છે તત્વ દર્શીને તથાપિ દષ્ટ અન્ત ઉભયતણો. ૧૬
છે જેવડે આ સર્વ વ્યાપ્તજ જાણ તું અવિનાશી તે;
એ અપરિછિન્નનો નાશ કરવા યોગ્યતા કો નવ ધરે. ૧૭
જે નિત્ય આત્મા અવિનાશી દેહીની અપ્રમેય છે;
આ અનિત્ય સર્વે દેહ તેના—તેથી યુદ્ધ તને ઘટે. ૧૮
જે માનતા આત્મા વિષે હણનાર તેમ હણાયલો;
હણતો હણાતો એ નથી, નથી બેઉનેજ જણાયલો. ૧૯
એ આતમા, પારથ, નથી કદિ જન્મતો, મરતો નથી;
નથી ભૂત કાલે થયો એ, કદિ ભવિષ્ય માંહિ થતો નથી.
કારણ, કહ્યો એ નિત્ય અજ શાસ્વત અને પુરાણ છે;
નથી હણાતો એ કદાચિત્ આ શરીરને હણતે છતે. ૨૦
અજ નિત્ય અવ્યય અવિનાશી આતમા જે જાણતો;
તે પુરૂષ, પારથ, કોણને હણતો અનેજ હણાવતો. ૨૧
જેમ જીર્ણ વસ્ત્ર તજી ધરે નર વસ્ત્ર નૂતન અન્યને;
તેમ તજી જીર્ણ શરીર દેહી ધરે નૂતન તનને. ૨૨
નહિ શસ્ત્રથી છેદાય જે નહિ અગ્નિ બાળે જેહને;

નથી પલળતો એ પાણીથી નહિ વાયુ શોષે એહને. ૨૩
કારણ—અછેદ્ય અદાહ્ય જાણ અશોષ્ય તેમ અકલેદ્ય છે;
એ નિત્ય વ્યાપક અચલ સ્થાણુ સનાતન વળી સદા એ. ૨૪
અવિકાર્ય આત્મા અચિંત્યને કહેવાયલોજ અવ્યક્ત એ;
તે માટ તારે શોક કરવો એમ સમજી વ્યર્થ છે. ૨૫
કદિ નિત્યમૃત વા નિત્ય જાત એ આતમા તું માનતો;
તો પણ, મહાબાહુ, ન કરવો શોક તુંને છાજતો. ૨૬
છે જાતને મૃત્યુ વળી નિતમૃતતણો જન્મજ ખરો;
તે માટ એ અનિવાર્ય અર્થે શોક મિથ્યા કાં કરો. ૨૭
વળી આદિમાં અવ્યક્ત શરીરજ મધ્ય કાલે વ્યક્ત જે.
અવ્યક્ત પાછા અંતમાં દુખ પ્રલાપો ત્યાં વ્યર્થ છે. ૨૮
આશ્ચર્યવત્ કો આત્માને જુએ, કહે ને સાંભળે;
તે છતાં પણ એ આત્માને જાણીને કો નવ કળે. ૨૯
વળી ભૂત માત્ર અનિત્ય તો એ દેહી નિત્ય અવધ્ય છે;
તે માટ ભૂત અનિત્ય તેનાં શોક કરવો વ્યર્થ છે. ૩૦



## મદ્યપાનને શા માટે ઘૃણા કરો છો ?

(ગતાંક પૃષ્ટ ૨૬ થી શેષ)

જે માણસોનાં, મા, બેન, આદિ હયાત છે તેમણે તો સ્વપનામા પણ મદ્યપાનનો વિચાર આવવા દેવો નહી. કારણ એ સઘળાની રક્ષા કરવા માટે તે પોતે ઇશ્વરી નિયમથી બંધાએલો છે. માતા, પિતા, સ્ત્રી, બહેન, ભાઇ વિગેરે પરમાત્માનાં આપેલાં અમૂલ્ય રત્નો છે, એ સઘળાનું ભલું કરવા માટે કોઇ પણ હિંદુગૃહસ્થ પોતાનાં સર્વસ્વનું બલીદાન દેવા બંધાએલો છે. જે જે માણસો પોતાના પરિવારની દરકાર રાખ્યા વિના મદ્યપાન કરે છે તેમણે પોતાના પરિવારની કેટલી બધી નિંદ્ય વાતો સહન કરવી પડે છે, તે તો જેને અનુભવ હોય તેજ જાણે!

વ્યાપારી લોકોએ પણ મદ્યપાન કરવુ ન જોઇએ મદ્યની ધૂનમાં કેટલાકોના કહ્યા મુજબ અમુક પ્રકારની વ્યથા (ઘા લાગવો, વધુ શ્રમથી થાકવુ વિગેરે) માલમ પડતું નથી, પરંતુ તે વ્યથા માત્ર મદ્યના અમલ સુધીજ કઇક, અંશે મદ્ય પીનારને શાન્ત થએલી લાગશે. પરંતુ કેફ ઉતરી જતા તેની સ્થિતિ પ્રથમ કરતાં ઘણીજ નબળી થઇ જાય છે. ગરમીની ઋતુમાં એવા ઘણા મનુષ્યો સૂર્યની ગરમીથી હેરાન થઇ મૃત્યુવશ થાય છે. વૈદ્યોનું ખાસ કહેવું થાય છે કે મદ્યપાનાસક્ત માણસજ એવા ગરમીના વ્યાધિથી મત્યુ વશ થાય છે. એક સમય એવો હતો કે સુજ્ઞ પુરૂષો તેમજ વૈદ્યો થોડા મદ્યપાનથી સ્વાસ્થ્યમાં સહાયતા

મળે છે એવું કહેતા! પરંતુ હાલમાં તો સિદ્ધ કરવામાં આવ્યું છે કે મદ્યપાનથી ભયંકર પરિણામો ઉદ્ભવે છે.

મદ્યપાનથી મતિ ભ્રષ્ટ થઇ જાય છે, હમારામાંના કેટલાક મદ્યના ઉપાસકો કહે છે મદ્યપાનથી જ્ઞાન શક્તિ વધે છે! પરંતુ એ વાત તદ્દન અસત્ય છે. અને એવા વિચાર સમાજને ભારે હાનિ પહોંચે છે.

મદ્યપાનથી તર્કશક્તિ મંદ થઇ જાય છે, અંતઃકરણ કુંઠિત થાય છે, અને પ્રકૃતિ અને મનુષ્યત્વનો તો સમૂળો નાશ થાય છે. મદ્યપાનથી સ્થિરમતિ વ્યક્તિઓના સંકલ્પ પણ મંદ પડી જાય છે.

મદ્યપાન આરંભ કરતાં પહેલાં પીનાર માણસે વિચાર કરવો જોઇએ કે જો આથી મને હાનિ થાય તો મારે એને પીવો છોડી દેવો, અગર તો પરિમિત રૂપથી પીવો ચાલુ રાખવો. પરંતુ એવા માણસોની સંકલ્પ શક્તિ મંદ થઇ ગએલી હોવાથી તેઓ પોતાનો વિચાર દ્દઢ કરી શકતા નથી, આપણાજ દેશમાં એક વખત એવા મનુષ્યો હતા કે જેવો પોતાનું જીવન અમુક વખત સુધી નિભાવી શકતા એટલુંજ નહિ પરંતુ તેઓ પોતાની દ્દઢ સંકલ્પ શક્તિથી મતિ રૂપી નૌકા દ્વારા આ અસાર સંસાર રૂપી સાગરને તરી ગયા હતા. પરંતુ સમય ફેરને લીધે હાલમાં તેજ ભારતસંતાનો અધોગતિ પામેલા જોવામાં આવે છે.

મદ્યથી જે જે હાનિ થાય છે તે ફક્ત પીનારને એકલાનેજ થતી નથી. પરંતુ પિતાનો વારસો પુત્રને મળે તેજ રીતે મદ્યપાનનો પણ એક જાતનો વારસો પુત્રને મળે છે. અને એ સંતતિ માત્ર નામના મનુષ્ય તરીકેજ દુનિયામાં ગણાય છે. પરિમિત રૂપથી મદ્યપાન કરનારને કંઇ પોતાની જાતને હાનિ ન માલૂમ પડે, પરતુ તેની સંતતિમાં ઘણાજ ભયંકર દોષો આવી વાસો કરે છે એ તેમણે ભૂલવું જોઇએ નહિ એવા મદ્ય પીનારાઓનાં ફરજંદ સદા અપસ્મારગ્રસ્ત, વ્યભિચારી અને એવા બીજા અનેક દુર્ગુણોથી વિભૂષિત થએલાં હોય છે. જે અગ્નિ મદ્ય પીનારને થયા કરે છે, તેજ અગ્નિ ભયંકર રૂપ ધારણ કરી અસાધ્ય રોગરૂપે તેનાં સંતાનોમાં જન્મ સાથેજ વળગી રહે છે, જે તેઓને અધોગતિના પથે પહોંચાડવાને સામર્થ્યવાન છે.

ઉંચ અને નીચ, શિક્ષિત અને અશિક્ષિત, ધની તેમજ નિર્ધન સર્વને માટે મદ્યપાન ઘણુંજ હાનિકારક છે. દરેક હિન્દુ સંતાનની ફરજ છે કે તેણે મદ્યપાનથી જેમ બને તેમ અલગ રહેવું.*

લલ્લુભાઈ કેસુરજી નાયક

---

## કંત્રી સ્મોકિંગની કિતાબ.

(કવ્વાલી.)

બીડી અમને બધી વાતે, પીડામાંથી મુકાવે છે,
અમો પીતા નથી લોકે, બગાસા ખૂબ આવે છે.—ટેક
જરા ધીમાં રહો ભાઇ, કલેજું પણ જશે ખાઈ,
દેખાશે આંખથી આંસુ, ન ગાતા કંઇજ ફાવે છે.—બીડી

---

* હિન્દી શિક્ષાને આધારે.

ધુમાડો નીકળે જ્યારે, કહે છે શું જુઓ ત્યારે,
બીડી પીનાર પોતાના બદનને પણ બગાડે છે.—બીડી
બીડીનું નામ છે ખોટું, ભલે લાગે જરા ખોટું,
શરીર સુધરી જશે ત્યારે, મજા કેવી ઉડાવે છે.—બીડી
વચન-મારાં કદી પાળો, બીડીને છુટથી મારો,
કહે જયશમ તો અમને, બડો સંતોષ આવે છે—બીડી
કવિ ભાગલીયા, કચ્છ-માંડવીવાળા.

## આત્મઘાત ને પ્રાચીન શાસ્ત્રો.

**આત્મઘાતની નીતિ શું કોઈ પણ પ્રસંગે: પ્રશસ્ય છે !**

( ગતાંક પૃષ્ઠ ૪૭ થી ચાલુ )

(લેખકઃ—રા. રા. મોતિલાલ ત્રિ. દલાલ. બી. એ. એલ. એલ. બી.-મુંબાઇ)

પરંતુ દર વર્ષે હિન્દુસ્થાનમાં પણ આત્મઘાત તથા તેની સાથે કાંઇક કાર્ય કારણનો સંબંધ રાખનારાં દિવાનાપણાના રોગનું પ્રમાણ વધતું જાય છે. તીવ્ર આર્થિક સ્પર્દ્ધા યશ કે ધનના અતિ લોભથી ઉદ્‌ભવાતો સટ્ટો કે ફોજદારી ગુન્હાનું સાહસ, તથા જીવનની જરૂરિઆતો મોંઘી થવા સાથે દુષ્કાળમાં અધિક માસ પેઠે તે પુષ્કળ તથા ઉત્તમ મેળવવાની પ્રજાની વધી પડેલી અભિલાષાથી તેનાં પ્રમાણમાં મળતી નિષ્ફળતા તથા નિરાશા એ કારણો ઉક્ત બે જાતના અકસ્માતના છે. એમાંનાં કોઇક કારણોના વશ પડેલા ભાગનું મગજ ફટકી જાય છે, અથવા શરીરનો ત્યાગ થાય છે. અસહ્ય દારિદ્ર્ય અથવા રોગ દુઃખથી થતા આપઘાતોની આપણે ગણના કરતા નથી. પરન્તુ હાલમાં હિંદમાં જે જાતના આત્મઘાતનો ઉપદ્રવ ફાટી નીકળ્યો છે, તે કાંઇક વિચિત્ર પ્રકારનોજ છે. દુષ્ટ બંધનકારી સામાજિક વ્યવસ્થાનું તે પરિણામ છે. સમાજના દુષ્ટ બંધનોથી વ્યક્તિ શક્તિનું બલાત્કારે નપુંસકત્વ થઇ ગએલું જોઇને ચીડવાયલી છોકરી અથવા કંટાળેલા છોકરો આત્મઘાત કરે તે પ્રકરણાનુસારજ છે. પરંતુ તે તેમના મનની વિશેષ દુર્બળતાનું પરિણામ ગણવું જોઇએ. તેની જાહેરમાં પ્રશંસા કદાપિ ઇષ્ટ નથી. સમાજ કે દેશમાં જે અયોગ્ય તત્ત્વ હોય તે સામેના બંડ તરીકે એ આત્મઘાત હોવાથી તે અયોગ્ય તત્ત્વ તરફ લોકોનું લક્ષ અવશ્ય દોરાય છે. પરંતુ તે લાભ સારૂ આત્મઘાતીને ધન્યવાદ આપવાની ભૂલ કરેવી જોઇતી નથી. તેનો હેતુ એદ્વારાં ચર્ચા જગાડવાનો હોય તો પણ તેની પ્રશંસાનો અનર્થ થવાનોજ સંભવ હોવાથી તે દાબી રાખવી ઘટે છે, કે જેથી કુમળા અને નબળા પરંતુ લાગણીદાર મગજને એ પ્રશંસાનું અનુકરણ કરવાને ઉત્તેજન મળે નહિ. સ્નેહલતાની પ્રશંસાનું ગાણાં પત્રોએ કરવાથીજ અનેક અન્ય કુમારીઓ બળી મરે છે. જેનું પાપ કેટલેક અંશે તેને શિર છે ! એ બાલાનો ઉદ્દેશ સમસ્ત દેશને વરવિક્રયની બદીથી મુક્ત કરવાનો નહિં પરંતુ પિતાને ઋણ કરતો

અટકાવવાનોજ હતો. જો દેશહિતનો વિચાર હોવે તો આત્મઘાત ન કરતાં જીવંત રહીને તેણે યાવજ્જીવન યથાશક્તિ વરવિક્રય વિરૂદ્ધ યુદ્ધ કર્યું હોત ! એ બદી તરફ લક્ષ ખેંચાયું તે તેના આત્મઘાતની બીનાનો માત્ર આડકતરો આકસ્મિક લાભ હતો. અને પિતાને મકાન ગીરો ન મૂકવા દેવાના શુભ ઉદ્દેશ સારૂ પણ આત્મઘાત વ્યાજબી ઠરાવવો મુશ્કેલ છે. પિતાને તેનાં મકાન કરતાં પુત્રી અતિ વિશેષ વ્હાલી હતી. અને પુત્રીના મરણથી તેને જે દુઃખ થયું હશે, તે સામે મકાન ગીરો મુકાતું બચી જવાનાં સુખનું પાસું એકદમ ઉપર ચાહ્યું જાય છે, જેથી અંતે તો કન્યાએ પિતાને આત્મ હત્યાથી વિશેષ દુઃખીજ કર્યો છે. અને એક શું કે અર્ધી કુંડી તો શું પણ સેંકડો અપઘાતોથી પણ વરવિક્રય નષ્ટ થશે એમ માનવું મિથ્યા છે. પાંચ પચાસ દાખલા થશે, પરંતુ સામાન્યતયા તો તે જ્યાં સુધી જ્ઞાતિના અને કુલીનતાના વહેમો છોડવા બંગાળી માબાપો ના પાડશે ત્યાં સુધી ચાલુ રહેશેજ. આત્મઘાતથી સામાજિક સુધારણા થઇ એ સુધારણાની એક નવીજ પ્રણાલી હમે સાંભળી. એનાર્કિસ્ટોના ખૂનથી પણ દુષ્ટ રાજાઓ તથા તેના કારભારીઓનો સીતમ ક્વચિતજ ઓછો થાય છે, તો નપુંસકત્વ સૂચક આત્મઘાતથી જડ સામાજિક બંધનો બ્હીને ભાગી જાય એમ માનવું હાસ્યજનકજ છે. અપયશની કે રોગની તીવ્ર વેદનાનો ભાર સહન કરવાના અસામર્થ્યથી જીવનનો અંત આણવો એ કદાચ બહુ અક્ષમ્ય નથી તેમજ પુણ્યનીતિસારૂ કે પ્રાયશ્ચિતરૂપે પ્રાચી આર્યો આત્મઘાત કરતાં તેમાં પણ એટલી ક્ષમ્યતા હતી કે તેનો સંગીન લાભ તેમના લક્ષમાં હતો. પરંપરા થઈ છે જો કે તે પણ પ્રશંસાને પાત્ર તો નથીજ. કાંઇક નિંધ છે, તો પણ તેનું કારણ તો સમજી શકાય છે. પરંતુ હાલના આત્મઘાતોમાં તો તેવા કોઇ લાભ-નો દાવો પણ નથી. તે માત્ર અતિ ઉશ્કેરાયલા જ્ઞાનતંતુઓ અથવા રોગી હૃદય કે મનનું પરિણામ છે તે કોઈ પણ રીતે ઉત્તેજન કે પ્રશંસાને પાત્ર નથી. અને તેની વિરૂદ્ધ બાબત જાહેર ટીકા કરવાની જરૂર છે. નહિં તો કદાચ આપ-ઘાત કરવાનો ગાંડાઓનો પંથ ઉભો થશે પ્રુશીઆના રાજા ફ્રેડરિક ધી ગ્રેટના સમયમાં આપઘાત કરવાથી અથવા ફાંસીએ જવાથી મોક્ષ થાય છે. એમ માનનારો એક પંથ નીક-ળ્યો પણ હતો. ફાંસીએ જવા સારૂ તેઓ ખુન પણ કરતા તેમને ફાંસીએ દેતા તેમની ઉલટ વધે, તે ભયથી ફ્રેડરિકે ખરી દૂરદર્શિતા વાપરીને તેમને માત્ર દિવાનાશાળામાં મોકલ્યા હતા. એમ મેકોલે તેના જીવનચરિત્રની નોંધ લેતાં કહે છે. આપણે પણ આપઘાત કરનારાઓને એવા દિવાનાજ ગણવા જોઇએ. પણ શરીર અને સંજોગો પ્રાપ્ત થયા હોય તે વડે સંતોષ પામીને તે ચલાવી લેવું એનુંજ નામ મનુષ્યત્વ છે. તે પ્રતિકૂલ હોય તો, સુધારવા ચેષ્ટા કરવી, અને ન સુધરે તો શાંતિથી સહન કરવું, એજ ધર્મનો સાર માત્ર છે, આત્મઘાત કરવો એ દુનીઆમાં રહેવા પોતે લાયક નથી, એમ સ્વીકારવા બરોબર છે આત્મઘાતી એ એક સિદ્ધ કાયર બીકણ મનુષ્ય છે. મનુષ્ય જન્મને તેણે નિષ્ફળ કર્યો છે. તે ખરૂં જોતાં નાસ્તિક પણ છે. કેમકે તે ઇશ્વરની તેના વર્તમાન શરીરમાં અને સંજોગોમાં રહેવાની આજ્ઞા કે ઇચ્છાનું જાણીબુઝીને અપમાન કરે છે. તે દિવાનો છે કેમકે એમ ધારે છે કે એ યુક્તિ તે પોતાને ભોગવવાની શિક્ષામાંથી છટકી જશે. અને તેમની માફક ન વર્તનાર મૂર્ખાઓજ શિક્ષામાં સપડાઇ જશે ! પરમાત્માની ન્યાય અને દયામાં શ્રદ્ધા રાખનાર સારૂ તો આત્મઘાત સારૂ અવકાશજ નથી. ધૈર્ય તેમજ શૌર્યના સ્પષ્ટ નિયમો પણ એ બીકણ અપકૃત્ય સામે સખ્ત પોકાર કરે છે.

# અશક્તાશ્રમ.



ખી. બા. અરદેશર કોટવાલની વાડી,—રામપુરા, સુરત.

મુખથી બોલનારા તો ઘણા મળી આવશે, પરંતુ તે પ્રમાણે વર્તનારા મનુષ્ય મળવા મુશ્કેલ છે. સર્વ કોઇ કહેશે કે જીવનનો હેતુ તન, મન, અને ધનનો સદુપયોગ છે, પરંતુ એ પ્રમાણે સદુપયોગ કરનારા કવચિતજ જણાશે. એ સદુપયોગથીજ જીવનનું શ્રેય થશે એમ સહુ જાણે છે પરંતુ તે શ્રેય સાધવાની કોઇની અંતરની લાગણી નથી.એવું સ્પષ્ટ જણાય છે. એનેજ લીધે પારમાર્થિક સંસ્થાઓ ગરીબ હાલતમાં રહે છે, અને આખરે તેમાંની કોઇ મૃત પામે છે. એ બતલાવી આપે કે દેશની અધોગતિ છે. તનના બળવાન્ માણસો તનથી સહાય ન આપે, મનના બળવાન્ મનની સહાય ન આપે, અને છેવટે જેતી ખાસ જરૂર છે, તેમજ જે એવી સંસ્થાનો આત્મા છે, જેને લીધેજ સંસ્થાનું જીવન છે, તે ધનના બળવાન્ મનુષ્યને ધનની સહાય ન આપે તો એવી સંસ્થાઓ આપોઆપ મૃત પામે, આપણા જીવનને નિયમિત ખોરાકની જરૂર છે, તેમ એવી સંસ્થાને જો નિયમિત ખોરાક મળે તોજ તે તંદુરસ્ત રહી પોતાનું કાર્ય બજાવી પોતાના લાભ તેના આશ્રિતોને આપી શકે. પરંતુ તેજ રોગિષ્ટ રહે, ભૂખથી દુબળું પડી જાય તો પછી તે કોને આશ્રય આપે ? તેમજ તેના વ્યવસ્થાપકો તેને શી રીતે ટકાવી શકે ? વ્યવસ્થાપકોની જાત મહેનત સાથે અન્યના ટેકાની પણ જરૂર છે. ઘણા તાંતણા એકઠા થાય. ત્યારેજ એક મજબુત દોરડું થાય, તેમ ઘણા મનુષ્યોનું એકત્રિત પણું થાય તોજ તે લાંબુ આયુષ્ય ભોગવવા ભાગ્યવાન્ થાય. અને એવા સહાયકારોને ચેતવવાને અશક્તાશ્રમને સારી સ્થિતિમાં મૂકવા, તેનું આયુષ્ય વધારવાને માટેજ, અમારૂં વારંવાર કહેવું થાય છે, અમારાં એ કથને માન અપાશે, 'આવી પારમાર્થિક સંસ્થાઓ ચિરસ્થાયી થઇ પોતે ઘણાં માણસોને આશ્રય આપવા સમર્થ થશે ત્યારેજ દેશના હૃદય ચિહ્ન દૃષ્ટિએ પડશે, તો આશા છે કે ધનિક વર્ગ અમારા અશક્ત જીવના સંગ્રહ સ્થાનને જાતે નિહાળી તેમની દયા લાવી તેમના તેમજ પોતાના જીવનનું શ્રેય કરશે !

તંત્રી.

ક્ષણભરમાં તેઓ સર્વે જ્યાંથી આવ્યા, ત્યાંથી ચાલ્યા ગયા.

શાહ જમાલ આ જોઇ બોલ્યો, 'બહુ સારું, અમો આવીએ છીએ. પરંતુ એક વાતની પ્રતિજ્ઞા કરો ?

રમણી--શી વાતની ?

શાહ--અમને દગો તો ન દો ?

રમણી--ના, 'ભગવાન સોમનાથ ! એમને એવી મતિ ન આપો !'

શાહ--અને બીજું એકે અમારો પરિચય અન્ય કોઇને કરાવશો નહિ.

રમણી--કબુલ છે ?

શાહ--તથા કાલે સૂર્યોદય પહેલાં અમને વિદાય કરી દેવા, તેમજ એક નાવ પણ મેળવી આપવું ?

રમણી--એ પણ કબુલ છે.

શાહ જમાલ રુસ્તમ તરફ જોઇ બોલ્યો, રુસ્તમ ! પેલા લોકોને પણ બોલાવી લાવો ?"

રુસ્તમે એક સીટી બજાવી, જે સાંભળતાંજ ચારે સૈનિક આવી પહોંચ્યા.

રમણી આગળ આગળ ચાલવા લાગી અને તે લોક પાછળ પાછળ વિસ્મય પામી વિમુગ્ધ થઇ જવા લાગ્યા.

(અસમાપ્ત.)

---

# સન્માર્ગ કે શોકાગાર ?

અથવા

## આજ કાલના આર્યાત્મજો ! !

(લખનારઃ—કવિ. ભાઇશંકરજી વિ. વિદ્યારામ પંડિત—વડતાલ.)

હરિગીત છંદ.

જગ જન્મી જે[1] જમદગ્નિનું, આયુષ્ય ઉર અભિલાષતા;
બળ લઇ બૃહસ્પતિનું પછી, વૃદ્ધત્વ રંગ વિકાસતા;
તરૂણસ્થના તન પોષણે, અમરેન્દ્ર રહેતા ઉર રંગ્યાં,
એ આર્યતનુજો ! ! આજ આ, અવનીથી દઇ દિગ આથમ્યા?

(૨)

અરૂ [2]અગ્નિગર્ભા અંગને, આકાશીગ્રહ અવલોકને,
[3]તલ-જવથી તૃપ્તિ તરપતા, તર્પણ કરી ત્રણલોકને;

---

૧ જુઓ ઉપનયન સંસ્કાર વખતે બોલાતો મંત્રઃ=ત્ર્યાયુષં 'जमदग्नेः कश्यपस्य=त्र्यायुषं । यद्देवेषु=त्र्यायुषं तन्नो अस्तु=त्र्यायुषं ॥ ૨. પૃથ્વી. ૩. લૌકિક તલજવ નહીં પણ શ્રદ્ધા અને શાંતિ ચિહ્ન સૂચક.

'[1]બ્રહ્મચર્ય માગાં મિતિ બ્રૂહી' કર કોલદઇ નવ કમકમ્યા,
એ આર્યતનુજો!! આજ આ અવનીથી કઇ દિગ્ આથમ્યા ?

(૩)

જે જન્મસિદ્ધ જ્વલંત ધરતા, નેત્રપર નિર્લોભતા,
હિમમુક્ત ચિત્રાશશી તણા, સંયોગ સરખા શોભિતા;
[2]ગુરૂશુશ્રુષાના સ્વાર્થમાં, ભિક્ષાચરણ . માટે ભભ્યા,
એ આર્યતનુજો!! આજ આ, અવનીથી કઇ દિગ્ આથમ્યા ?

(૪)

મેધા-સ્મૃતિ-શ્રદ્ધાર્થી વળી, ચિરસ્થાયી જે ફળ ચાખતા,
ગુરૂ પુર્વજોથી પ્રાપ્ત કરી, દ્વિજત્વ અંતર દાખતા;
[3]ઉર્જીવ ફલિની ગૃહિણીથી, અહી આત્મબળ દિન નિર્ગમ્યા,
એ આર્યતનુજો!! આજ આ, અવનીથી કઈ દિગ્ આથમ્યા ?

(૫)

[4]દુર્વાણ! તન કટિ મેખળા, સત્સ્નેહરૂપ સમજાવતા,
ઉત્તરીયવસ્ત્ર-અજીન સજી, નીતિ [5]નૈષ્ટિકો! નિપજાવતા;
[6]ઉદીક્ષણિકાના રૂડા, ઉદઘોષ પ્રતિ નેહે નમ્યા,
એ આર્યતનુજો!! આજ આ, અવનીથી કઇ દિગ્ આથમ્યા?

(૬)

[7]સમૃદ્ધિ-સમિધા માની જે, હવિષ્યાન્નથી હરખાયલા,
[8] અગ્નિયસાવિત્રાદિ ઉત્તમ વૃત્ત ધરી વખણાયલાં;
મન નિરતિશય નિવૃત્તિ ભરી, કંઇ [9]દનુજકુળમણિ દૃંદમ્યા,
એ આર્યતનુજો!! આજ આ, અવનીથી કઈ દિગ્ આથમ્યા ?

૧. સૌત્રમત્રનો એ મૂળ કકડો છે ને તેનો અર્થ, બ્રહ્મચર્ય પ્રાપ્ત થવા હું અહીંયા આવ્યો છું એવો થાય છે. ૨ ગુરૂ સેવા, ૩. સરખાવો મૂળમંત્ર अय मूर्जावतो वृक्ष उर्जीवफलिनी भव ॥ ઉમરાના ફળ પેઠે બહુ તેજ અને પુત્રવાળી સ્ત્રીઓ, ૪. વેદાભ્યાસ સુધી બ્રહ્મચર્ય પાળી પછી સંસારમાં જોડાનારાઓને કુર્વાણ અથવા ઉપકુર્વાણ બ્રહ્મચારી કહે છે. ૫. જન્મપર્યંતના બ્રહ્મચારીઓ ૬. સ્વિષ્ટકૃતાદિ સર્વ પ્રાયશ્ચિતોનો હોમ કરી, વેદપ્રત્ત સસ્કાર પ્રાપ્ત કેરાવનારા કર્મો.

૭. સમિધા એજ રિદ્ધી સિદ્ધી છે જેમની, અર્થાત્ યજ્ઞવડે પ્રસન્ન રહેનારા ૮. પ્રાચીન કાળમાં બ્રહ્મચારીઓને બાર વર્ષ પર્યંત પળાવવામાં આવતું તે. ૯. રાક્ષસોના કુળમણિ અર્થાત્ કામ-ક્રોધ-મોહ-લોભાદિ ૭ મહાશત્રુઓ.

(૭)

સ્રસજતા સ્વધર્મ સમર્થ જે, સદ્શાંતિના સહવાસથી,
મળી જાય જ્યમ પ્રીતિ [1] અત્યયો પરમાર્થ [2]પ્રકૃતિ પાસથી;
અતિ [3]અગ્નિ–આજ્ય–અરૂણ, પદતલ સ્પર્શી પ્રેમે પર્ણુગ્યા,
એ આર્યતનુજો!! આજ આ, અવનીથી કઈ આથમ્યા.

(૮)

કળિરાયના કલુષાસ્રનું, ભયકારી બહુ બળ ભાળીને,
[5]પ્રથિત પ્રભાવી કુળો કર્યાં, નિર્વાણ મધ્ય નિહાળિને;
કવિ ભાઇશંકર ઉરથી આ, અનુકંપ ઉભરે [7]અણુશમ્યા,
એ આર્યતનુજો!! આજ આ, અવનીથી કઇ દિગ આથમ્યા.

---

# સાભાર સ્વીકાર–સમાલોચન.

**કાવ્ય વિલાસ પુસ્તક ૧ લું—લેખક શ્રીયુત ભગવાન શિવશંકર ભટ્ટ.**
**મિશન હાઇસ્કુલ સુરત.**

પુસ્તકના આરંભમાં પ્રથમ ઇશ્વર પ્રાર્થના કરી પ્રથમ વિલાસ તરીકે મર્હુમ મહારાજા શ્રી એડવર્ડ ૭માનું હિન્દ રાજ્યાભિષેક મહોત્સવ પર્વ"નું કાવ્ય મૂક્યું છે. પર્વનું અભિષેક મુહુર્ત, શુભ જન્મ સમય, રાજ્યાભિષેક સમારંભ, મહારાજાશ્રીનું પૂર્વ વૃત્તાન્ત (સવિસ્તર) દિલ્હીનો દિવ્ય દેખાવ, દિલ્હીપદ, આશિષ વગેરે પૃથક્ પૃથક વર્ણવેલું છે. દ્વિતીય વિલાસ તરીકે ઋતુ વર્ણન જે લેખકનો પ્રથમ પ્રયાસ છે, તેમજ સ્વતંત્ર છે. તે મૂક્યું છે. ૭ એ ઋતુનું વર્ણન ઇન્દ્રવજાવૃત્તમાં છે. પાછળ માર્ગદર્શક ટીકા છે, જે કાવ્ય સમજવામાં ઉપયોગી નીવડે છે. વડોદરા રાજ્યે ઇનામ લાયબ્રેરી તરીકે મંજુર કરી પુસ્તકને ઘટતો ન્યાય આપ્યો છે. પૃષ્ટ સંખ્યા ૮+૭૪. કિં. ૦–૮–૦. કાવ્યના વિલાસીઓને દ્વિતીય વિલાસ મનન કરવું આવશ્યક છે.

---

૧. જે અક્ષરો ધાતુ અથવા શબ્દો પર આવીને તેના અર્થમાં વધઘટ કરે તે જેમ, મિ–વસ્ ઇત્યાદિ. ૨. ધાતુઓ. ૩. અગ્નિ ઘીને ઉગતો સૂર્ય એજ માત્ર જેમના ઉપાસ્ય. ૪–પાપાસ્રનું. ૫. सर्वान्तरं निरवधि प्रथित प्रभावो. ૬. સદ્અસદ્ વસ્તુના વિવેકથી નિવૃત્તિ પામી જતા. ૭. સમાવતાં ન સમી શકે તેવા.

શ્રી કુંભનાથનું શિવાલય-લેખક શ્રીયુત પ્રભાશંકર જયશંકર પાઠક, ગીરગામ-મુંબઇ.

પ્રારંભમાં શ્રી "સરસ્વતીની સ્તુતિ" તથા સોરઠી ભૂમિનું ગૌરવ" એ બે સુંદર કાવ્ય મુક્યાં છે. પછી સૌરાષ્ટ્રમાં આવેલાં શ્રી કુંભનાથના જીર્ણ દેવાલય વિષે લંબાણથી વર્ણનાત્મક કાવ્ય છે, પ્રથમના બે કાવ્ય જેટલી મીઠાશ એમાં દૃષ્ટિ ગોચર થતી નથી, તો પણ એમાં પ્રસંગોપાત્ત વર્ણન સારી રીતે દીપી નીકળે છે. દેવાલય આગળ સમયોચિત્ત આનંદ પૃથક્ પૃથક્ વર્ણનથી દર્શાવ્યો છે. કોઇએક એને વિશે લખ્યું છે, કે કિંમતનો ઘણો ભાગ જાહેર ખબરથી વસુલ કર્યો છે, પરંતુ ગુર્જર લેખકોના નિસ્વાર્થ લેખન કાર્યને સમય નથી.

કિં. ૦-૪-૦ આ ભકિતરસ પ્રધાન કાવ્ય કાવ્યરસિક તેમજ ભકતોને અવલોકનીય છે.

નિર્ભાગી કુસુમ-લેખક શ્રીયુત વ્રજલાલ જાદવજી ઠક્કર, રાયપુર-અમદાવાદ,

વિધવાના દુઃખો વર્ણવતી આ સમાજિક કથા મૂળ મરાઠી "હતભાગી ઇન્દુ"ને આધારે લખાએલી છે. પૂસ્તકનો હેતુ બાળ લગ્ન નિષેધકનો છે. દશ વર્ષની ઉમરમાં કુસુમના લગ્ન થાય છે. એક વર્ષની અંદર તે વિધવા થાય છે પાછળથી યુવક મધુકર પ્રતિ સ્નેહ સ્ફૂરે છે. પરંતુ તે સમજુ છોકરી આખરે આપઘાત કરે છે. ત્યાં એ કથાનો અંત આવે છે. આ ૪૦ પૃષ્ટની ઉપયોગી કથા વાંચી સર્વેને વિચાર-મનન કરવા જેવી છે.

ચીતવન મળા—લેખક શ્રીયુત ઉત્તરામ ભગવાનદાસ, મંચેરપરાની ખરાડીશેરી-સુરત

આધુનિક સમયમાં પુસ્તક લખવાનો ઘણાને મેનીઆ લાગેલો છે. તેનાજ ઉમળકાથી આ પુસ્તક લખાયેલું છે, જોકે પુસ્તકનો વિષય રામનામ મહાત્મ્યનો છે જે સ્તુત્ય છે કિન્તુ ભાષા, છપામણી વગેરે સંબંધી અતિ દુર્લક્ષ હોવાથી વિદ્દદ્પ્રિય તો નથીજ. મહાત્મા 'રામચરણજી કૃત કેટલાક હિન્દી કાવ્યો ગુજરાતી લિપિમાં ઉતારેલાં છે, જે મનનીય છે. પુસ્તક સર્વને અમૂલ્યે કર્તા પાસેથી મળશે.

મુખગણિત શિક્ષક (ચોથા તથા પાંચમા ધોરણના દરેકના જુદા પુસ્તક):-લેખક શ્રીયુત છગનલાલ મોતીરામ શાહ-શાહપોર સુરત સરકારે હાલમાં નવાં ધોરણમાં ગુણોત્તર પદ્ધતિએ મુખગણિત શીખવવા નકકી કરયું છે. તે ધોરણને અનુસરી આ પુસ્તક યોજાએલાં છે. પ્રથમ કોષ્ટક આપી ગુણોત્તરે એટલે શું તે સમજાવ્યા પછી, ૧૨ના ગુણોત્તરથી ઉદાહરણો કેમ ગણવા તેની સંપૂર્ણ સમજ આપી છે દરેક ભાગની કિંમત ફકત ૦-૨-૦ રાખી છે, ઉપયુકિત કારણોથી એ પ્રચારમાં વિશેષ ઉપયોગી છે. ઉદાહરણો પણ વિશેષ આપેલાં છે. અમો કર્તાનો શ્રમ સફળ થવા ઇચ્છીએ છીએ.

માસિક મિત્રનો પપેતીનો અંકઃ—આ સચિત્ર અંકમાં આઠ ઉત્તમ ચિત્રો તથા પારસી કોમના સારા લેખકોના અંગ્રેજી, ગુજરાતી લેખો તથા કાવ્યો આવેલાં છે. મર્હુમ તારાપોરવાળાના કેટલાક દેહરા તથા બીજા અપ્રકાશિત કાવ્યો છે, જે મર્હુમને યોગ્ય માન આપ્યું છે. આ અંક સાથે છેવટે વાર્તામાળા પણ જોડી દીધી છે. પારસી લેખકોનું વલણ

હાસ્યરસ તરફ વધારે છે આ અંકમાં પણ તેવાં લખાણોનો જથો વિશેષ છે. અંગ્રેજી લેખો અંગ્રેજી વાંચનારાઓને મનોનય છે પૃષ્ઠ ૧૬૨ સાથે ઉત્તમ ચિત્રો છતાં અંકની કિંમત કેવળ ૦-૪-૦ છે જે ઘણીજ ઓછી છે એ સાહસ માટે તેના અધિપતિને ધન્યવાદ ઘટે છે.

શ્રીયુત મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ બી એ. એલ એલ બી.—ભાવનગર તરફથી નીચેના પુસ્તકો મળ્યા છે જે આભાર સાથે સ્વીકારીએ છીએ.

**અંજના સુંદરી**—શીયળ માહાત્મ્ય દર્શાવનાર આ ગ્રંથ પ્રાચીન કૃતિ ઉપરથી પ્રકાશકના ભાઇ શ્રીયુત નેમચંદ ગિરધરે લખેલુ છે અંજના સુંદરીને તેનો પતિ વહેમને વશ થઇ તજી દે છે, તે છતાં પતિ પ્રતિ ભક્તિ રાખી રહે છે આખરે ભક્તિ વશ થઇ પતિને જ્ઞાન થતાં તેનો અંગીકાર કરે છે. ખાસ કરીને સ્ત્રીઓને આ પુસ્તક વાચવા યોગ્ય છે.

**સીતારામ ચરિત્ર** (ભાગ ૧ લો.) રામ વનવાસ જાય છે, સાથે સીતા વનવાસ જવા તૈયાર થાય છે ત્યા સુધીનું વર્ણન સરળ ગદ્યમા વર્ણવેલું છે, એ પણ સ્ત્રી ઉપયોગી પુસ્તક છે.

**ગીત સંગ્રહ**—ઉપયોગી પુસ્તકો ગીતોનો સંગ્રહ જે સ્ત્રીઓના ગાવા તથા મનન કરવા યોગ્ય છે.

ઉપરના ત્રણે પુસ્તકો પોસ્ટ ખર્ચ મોકલવાથી મળી શકશે.

એ સિવાય નીચેના પુસ્તકો અમને સમાલોચના માટે મળેલા છે, જેનો આભાર સ્વીકારીએ છીએ

| | |
|---|---|
| ૧ સ્વામી રામતીર્થ ગ્રંથ ૧ લો | શ્રીયુત સ્વામીજી ભિક્ષુ અખંડાનંદજી |
| ૨ અહિચ્છત્ર કાવ્ય કલાપ | શ્રીયુત દયાશંકર ભાઇશંકર શુક્લ |
| ૩ પ્રભાત<br>૪ બાલ પ્રાર્થના | શ્રીયુત કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા |
| ૫ વિમલ પ્રબંધ | શ્રીયુત મણિલાલ બકોરભાઇ વ્યાસ. |
| ૬ અભયા એકાદશી | શ્રીયુત દયાશંકર ભાઇશંકર શુક્લ. |
| ૭ પ્રેમની પરિસીમા | શ્રીયુત ભાવજીભાઇ જગજીવન કપાસી |
| ८ सागर साम्राज्य (हिन्दी) | श्रीयुत निहालसिंह—कलकत्ता. |
| ૯ રામકૃષ્ણ વાક્સુધા | શ્રીયુત લક્ષ્મીપ્રસાદ શર્મા. |
| १० स्याद्वाद महा विद्यालय १० वें वार्षिक रिपोर्ट. | श्रीयुत सुमतिलालजी शर्मा. |

તંત્રી.

# અશક્તાશ્રમની પહોંચ.

અશક્તાશ્રમ—ખાં૦ બા૦ અરદેશર કોટવાલની વાડી—રામપુરા—સુરત.

મહેરબાન " સંસંગ " પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે અદરકુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝત વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી તે ઓ. સેક્રેટરી ડૉ૦ ડી. જે. એદલબેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે. રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી. પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી.

તા૦ ૧લીથી તા૦ ૧૫ સપટેંબર ૧૯૧૪ સુધી,

૧-૦-૦ શા. બાલુભાઇ કેશવરામ રાંદેર

૧-૦-૦ બાઇ બીખી પરશોતમ રૂઘનાથની વીધવા પરભુના મરણ પાછળ

૩૭-૮-૦ રાંદેરના જૈન પંચ સમસ્ત તરફથી

૨-૦-૦ શાહ છબીલદાસ કાનદાસ ઠામ૦ રેજવાળા ત્રીભોવનદાસ રામદાસના પુન્યાર્થે.

૧૦-૦-૦ ,, કસનદાસ અમાઇદાસ હા. બાઇ પારવતી તે નગીનદાસ ચુનીલાલ, ની વીધવા બાલાજીરોડ

૧૩-૧૪-૦ શગરામપરાના જૈન તપાગસ અ પાસરા તરફથી ટીપના હા. લાલ ચંદ રતનચંદ નીચે મુજબ.

૧ શાહ નેમચંદ નથુભાઇ

૧ ,, રામજી ગોવંદજી

૧ ,, ડાહ્યાભાઇ ધનજી

૧ ,, ,, રાયચંદ અમરચંદ

૯-૧૪-૦ રૂ ૧) ની અંદરની પરચુરણ મદદનું એકંદર

૬-૦-૦ બાઇ પાનરતીના પુણ્યાર્થે હા. બાઇદાસ જમનાદાસ. ખરાદી શેરી

૧-૦-૦ બાઇ આનંદી શાહ-નાનાભાઇ દાર કાદાસ મારફતીયાની છોકરી •

૨-૦-૦ શાહ મંછારામ શિવલાલ ખાંડવાળા પોતાની વરસ ગાંઠની ખુશાલીમાં વાડી ફળીયું

૩-૦-૦ સેઠજી સોરાબજી ડોસાભાઇ પે માસ્તર નાનપરા

૯૪-૦-૦ બાઇ મણીગવરી ગંગાદાસ હ.

૫-૦-૦ જગમોહનદાસ નગીનદાસ શેઠ ઠાકોર દ્વાર નંબર ૧૬૬ મુંબઇ

૧-૪-૦ શાહ ચુનીલાલ આતમારામે લાડુને મગજનું જમણ મોટીબેનના પુણ્ય૦ ર્થે આપ્યું તેની સાથે પરચુરણ ખર્ચના આપ્યા તે

૨-૦-૦ શાહ વેણીલાલ કેસુરદાસ ખપાટી ઓ ચકલો

૧-૦-૦ શાહ ડાહ્યાભાઇ રાયવદાસ નવાપુરા

૧-૦-૦ શાહ પ્રભુદાસ હેમચંદ હરીપુરા

૮-૦-૬ શેઠ નગીનદાસ જગજીવનદાસ સ્થાનક વાસી

૨૮-૨-૦ સગરામ પરાના અપાસરાના જૈન ગૃહસ્થો તરફથી હા છોટુભાઇ અભેચદ નીચે મુજબ

૨-૦-૦ સાહ મોતીચંદ ઉત્તમચંદ

૨-૦-૦ " ગુલાબચંદ કલ્યાણચદ

૨-૦-૦ " હંસરાજ ચાંદમલ

૧-૦-૦ " છોટુભાઈ અભેચંદ

૧-૦-૦ શાહ છોટાલાલ ઉત્તમચંદ

૧-૦-૦ અમીચંદ

૧-૦-૦ શા. જેચંદ આસારામ અમદાવાદ વાળા

૧-૦-- ,, હજારીમલ હમીરમલ

# કામિની અને કાંચન.

લખનાર,

**છગનલાલ નારાયણભાઇ મેશ્રી.**

" નંદનવનનો નાશ, ગૃહલક્ષ્મી, ઇન્દુકુમારી, રંકનું રત્ન" ઇ ના કર્તા

શ્રીમદ રામકૃષ્ણ પરમહંસના તત્વપૂર્ણ ઉપદેશોને આધારે લખાયેલી બોધદાયક સાંસારિક નવલકથા. જેમાં કામિની અને કાંચનનો લોભ, હાલની અર્ધદગ્ધ કેળવણી, અને ધર્મ નીતિપર અસરકારક રીતે વિવેચન કરવામાં આવ્યું છે આ નવલકથાની વસ્તુ સંકલના એટલી બધી બોધક અને મનોરંજક છે કે તેને એકવાર વાચવા લીધા પછી પૂરી કર્યા વિના નીચે મૂકવી ગમતી નથી. વર્તમાન પત્રોએ તેમજ વિદ્વાનોએ એને માટે ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે એટલુંજ નહી પણ એનું અન્ય ભાષામાં ભાષાન્તર કરવાને માટે તે તે ભાષાના વિદ્વાનોએ એના કર્તા પાસેથી પરવાનગી માગી છે, એજ એના ઉત્તમપણાની સાબિતી છે. મૂલ્ય ક્લોથ બાઇન્ડીંગ રૂ. ૧॥ પેપર કવર રૂ. ૧) ૮૦ ખ જાુદુ.

મુંબઇ, અમદાવાદ, વડોદરા વિગેરે શહેરોના જાણીતા બુકસેલરો પાસેથી તથા સુરતમા આ પુસ્તક નીચેના ઠેકાણેથી મળી શકશે.

દલપતરામ ઠાકોરરામ ભટ્ટ.
તંત્રી "સત્સગ"
સેતાનફળીઆ—સુરત.

## અતિ સસ્તામાં સસ્તું સાહિત્ય !

સચિત્ર નવલકથાઓનો યુગાંતર !

વાર્ષિક લવાજમ હિંદ માટે રૂ ૨, પો૦ સાથે. પરદેશ માટે રૂ ૨-૬-૦

## કથાકુંજ

ઉત્તમ કાગળ, મનહર છાપ, આકર્ષક પૂઠું એપ્રિલ ૧૯૧૪થી શરૂ

**વાર્ષિક માત્ર રૂ. ૨ માં પો. સાથે ૧૫૦૦ પૃષ્ઠ ! ! !**

સામાજિક, ધાર્મિક, ઐતિહાસિક તથા ગુપ્ત પોલિસ ચાતુર્ય દર્શક નવલકથાઓનો સચિત્ર ભંડાર ! લાયબ્રેરીઓ માટે સુંદર શણગાર

### ચાલુ વર્ષની કેટલીક નવલકથાઓ.

(૧) નવીન સન્યાસી —બગાની ભાષાના સુપ્રસિદ્ધ લેખક પ્રભાત કુમાર બેરિસ્ટરની નવલકથાનું ઉત્તમ રૂપાંતર, પૃષ્ઠ સખ્યા ૧૭૦ તૈયાર છે.) (૨) સમાજ પાને સુધાહાસિનીનું અનુસધાન —સ્વ રમેશચંદ્ર દત્ત કૃત ગુજરાતી ભાષામા અપ્રકટ રહેલી નવલકથા સસાર દર્પણનો સર્વાંગ ચિતાર પૃષ્ઠ સખ્યા ૨૬૦ (તૈયાર છે) આ ઉપરાંત (૩) વાર્તાવિહાર. (૪) આદર્શ અબળા (૫) ચિતોડપર ચ્હડાઈ વિગેરે નવલકથાઓ સમયાનુસાર પ્રકટ થશે

નમુનો મફત મળશે નહિ. વધુ વિગત માટે લખો—

—મેનેજર, કથાકુંજ—નવલકથા માળા.
અમદાવાદ.

## સત્સંગ–વિષયાવલિ.




ગુજરાતી ભાષાનું એક ઉમદા માસિક પત્ર

ઈનામી ? ? ? સચિત્ર ઈનામી ? ? ?

# વિવેચક

## ભેટ બુક–ખલીફાના અદ્દભૂત પરાક્રમ. તૈયાર છે.

એ નામની ૨૨૫) પૃષ્ઠની એક ઉત્તમ બોધક બુક છે વાર્ષિક લવાજમ ભેટના પોસ્ટેજ હિન્દમાં રૂા ૧–૧૦–૦, હિન્દ બહાર રૂા ૨–૧૪–૦ વી પી થીજ મંગાવી લો આજ થોડીના ખરે તૈયાર છે

નમુનાનો અંક જોઇતો હોય તો બે આનાની ટીકીટ મોકલો

જાહેર ખબરનું ઉત્તમ સાધન ભાર મુકો                છો. દા. દેશાઇ

સંપાદક "વિવેચક" સાબરકાં–નાહોદ.

अहिंसा परमो धर्मः। आत्मवत् सर्वभूतेषु।

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः।




(વસન્ત તિલકાવૃત્ત)

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરુથી સમૃદ્ધ;
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सतां किमु न मंगलमातनोति।

વર્ષ ૬ ઠું.] આશ્વિન-પૂર્ણિમા વિ. સં. ૧૯૭૦ [અંક ૫ મો.

# યાચો! પ્રભુની કૃપાને!

જંજાળ ભવની અભોજ્યથી સપડાયલા છે આપણે।
પૂર્વીય ભવના પાપની પામ્યા સજા છે આપણે।
પ્રારબ્ધના પિંજર વિષે પુરાયલા છે આપણે!
માયા તણી બેડી થકી બંધાયલા છે આપણે!
બન્ધક વિના બન્ધત્વની પીડા કદી ટળશે નહિ!
નિર્મિત સજા વિણ ભોગવ્યે બન્ધક કદી મળશે નહિ!
નિસ્સાર આ સંસારમાં દૃષ્ટિ પડે કેવળ વ્યથા!
પૂર્વીય સંચિત પુણ્યથી સુખ સ્વપ્ન આવે છે વૃથા।
ગોથાં ઘણાં ખાધાં અરે! પોથાં તણાં થોથાં વિષે!
કિન્તુ બન્યાં ઓથા ખરે! આખર રહ્યા ઓથાં વિષે!
આશા રહી જગનાથની કૃપા તણી ઉદ્ભાગના!
ઇશની કરો આરાધના। અપરાધની થશે માર્જના।

"શારદા-વિહાર"
હવાડઓ ચકલો સુરત. } છોટુભાઈ દાજીભાઈ દેશાઇ.

# પછી શું ?

## ( ૩ )

ઘણું પ્રાપ્ત પ્રાપ્તવ્ય[૧] મિથ્યાજ મ્હોવું,
પડ્યાં ગાત્ર ત્યાં થૈ પરાધીન રોવું;
કહે સાથ આમાં થકી આવશે શું ?
પછી શું ?
હતો કોણ ? આવ્યો કહીંથી ? જવું ક્યાં ?
હવે મુજ કર્તવ્ય શું શું રહી હ્યાં ?
નથી યાદમાં લેશ એ આણતો તું,
પછી શું ?
મહત્પ્રશ્ન એવા નહીં પંડ[૨] પૂછે,
તું માં ને પશુમાં કહે ફેર શું છે;
કહે આત્મકલ્યાણ એમાં કર્યું શું ?
વિના પ્રશ્ન પૂછે,[૩] 'પછી શું ? પછી શું ?'
નહીં ધર્મ પોતાતણો જેહ[૪] જાણ્યો,
ભરી ભાર મિથ્યા મહિમાંજ તાણ્યો;
પછી વ્યર્થ વિમાસવું કામનું શું ?
વિના પ્રશ્ન પૂછે, 'પછી શું ? પછી શું ?'
નહીં તેં પ્રભુ પ્રેમ સ્નેહે નિહાળ્યો,
નહીં ભક્તિ ને મોક્ષનો માર્ગ ભાળ્યો;
વહ્યો જન્મને મર્ણના ફેર[૫]માં તું,
વિના પ્રશ્ન પૂછે-'પછી શું ? પછી શું ?'
ભણુ આજથી ભાળ કર્તવ્ય તારૂં,
'પછી શું' સદા પૂછ. છોડી 'હું-મ્હારૂં;'
પ્રવૃત્તિતણા પૂરનો પાર છે શું ?
વિના પ્રશ્ન પૂછે-'પછી શું ? પછી શું ?'

મિશન હાઈસ્કૂલ
સુરત. } ભગવાન શિવશંકર ભટ્ટ.

૧ જે મેળવવાનું તે. ૨. પંડ=પડને ૩. પૂછે=પૂછ્યે-પ્રશ્ન પૂછ્યા વિના. ૪. જેહ=જેણે. ૫ ફેરમાં=ફેરામાં-ચક્કરમાં.

# ઈશની આરાધના.



તોટક છંદ.

જગદીશ્વર દેવ દયાળ તમે, કરીએ કરજોડી પ્રણામ અમે.
સ્મરિએ ઉપકાર સદા પ્રભુના, પરમેશ તમે કરશો કરૂણા. ૧

જન મંગળ કાર્ય સદા સુચવો, કૃતિ સામું કદાપિ તમે ન જુઓ,
વિનવી વિનતિ કરીએ તમને, કરણા કરી સન્મતિ દો અમને. ૨

પ્રભુની કરુણા થકી કાર્ય થશે, પ્રભુની કરૂણા થકી કષ્ટ જશે;
ભય દુઃખ વિપત્તિ બધી ટળશે, પ્રભુ પ્રેમ પ્રસાદ સદા મળશે. ૩

ચિર કાળ અહીં જીવ વાસ નથી, પરલોક વિષે સહુ નીજ ગતિ;
ફળ સંચિત કાર્યનું પ્રાપ્ત થશે, સહુ દૈવી જીવો પ્રભુને મળશે. ૪

અતિ પ્રેમ થકી પ્રભુને ભજીએ, વિષથી વિષયો વિષવત્ તજીએ;
સઘળી નબળી કૃતિથી લજીએ, શુભ સાધન મોક્ષ તણું સજીએ. ૫

જીવ તારક કો નથી નાથ વિના, ઉપકાર જણાય ઘણા પ્રભુના;
ભય સંકટ સર્વ તમે હરશો, ચિત્ત શાંતિ કૃપા જળથી કરશો. ૬

પ્રભુ સત્ય સનાતન વિશ્વપતિ, ગુણની ગણના નથી નાથ થતી;
સ્તુતિ શું કરશે જીવ અલ્પ મતિ, કરુણા કરી દ્યો અમને સુમતિ. ૭

શુભ ધ્યાન અમે હૃદયે ધરીએ, ઉપકાર અપાર સદા સ્મરીએ,
પ્રભુને પ્રિય કાર્ય અમે કરીએ, ભવસિંધુ થકી સહજે તરીએ. ૮

ગોપીપુરા-સુરત } આત્મારામ જમનાદાસ વિછવાવાળા.



# શ્રીમદ્ ભગવદ્ ગીતા.

લેખકઃ—શા. શા. ભગવાન શિવશંકર ભટ્ટ-મિશન હાઇસ્કૂલ-સુરત

## અધ્યાય ૨જો.

( ગતાંક પૃષ્ઠ ૫૯ થી શેષ. )

તેમજ નિહાળી ધર્મ તારો કંપ યુધ્ધે છે વૃથા;
ક્ષત્રીનરોને ધર્મયુદ્ધથી શ્રેયકર નહિ અન્યથા. ૩૧

વિણ પ્રયાસે છે પ્રાપ્ત આવું યુધ્ધ મોક્ષદ જેહને;
સાચા સુખી, હે પાર્થ, ક્ષત્રીનર કહ્યા છે તેહને. ૩૨

તવ જો હવે તું કદાપિ આ ધર્મયુદ્ધ કરે નહિ,
તો ધર્મકીર્તિ છોડીને તું પાપને પામે સહી. ૩૩

તવ સર્વકો અપકીર્તિ તારી જગતમાં કહે સર્વદા;
જે પુરૂષ સંભાવિતને છે અધિક મોત થકી સદા. ૩૪

વળી શુરવીરો તુજને ગણે ઉપરામિઓ રણભય થકી;
જેમાં ગણાતું માન તારૂં લઘુતા પામે નકી. ૩૫

વળી શત્રુ તુજ અહિતમાટ અવાચ્ય વચનો કહે બહુ;
સામર્થ્ય તારૂં નિન્દતા-જેથી અધિક દુખ અન્ય શું. ૩૬

જો હણાઇશ તો સ્વર્ગ પ્રાપ્તિ જીતતાં રાજ્યજ ખરે;
તે માટ નિશ્ચય યુક્ત થૈ તું યુદ્ધ સત્વર આદરે. ૩૭

વળી જય-અજય સુખ દુઃખ લાભાલાભ તેને સમ લહી;
પછી યુદ્ધને તું યોજ એથી પાપને પામીશ નહિ. ૩૮

આ બ્રહ્મનીતિ કહી તુને-સુણ યોગીનીતિ કહું હવે;
જે નીતિયુક્ત થયેલ તું નહિ કર્મબંધ કશો લહે. ૩૯

નથી કર્મફલનો નાશ એમાં, પ્રત્યવાય નહિ થશે,
નિષ્કામ ધર્મ એ સ્વલ્પ તોએ મહત્ ભયથી રક્ષશે; ૪૦

આ શ્રેય માર્ગે આત્મનિશ્ચય બુદ્ધિ, પારથ, એક છે,
વળી સકામી પુરૂષો તણી બહુ વિધિ બુદ્ધિ અનેક છે. ૪૧

વળી હિનવિચારી નર કથે આ કર્મકાણ્ડ સુશોભતું;
જે કર્મફલપ્રદ અગ્નિહોત્રાદિ પ્રધાનજ સ્થાપતું. ૪૨
તે અર્થવાદિ વેદરત નર કર્મફલ શ્રેષ્ઠજ કહે;
વળી સકામે એ સ્વર્ગથી પર અન્ય ફલને નવ લહે. ૪૩
વળી કર્મ બુદ્ધિથી રહે ઐશ્વર્યભોગ વિષે મથી;
આ બહિર્મુખ સકામ નરને બ્રહ્મબુદ્ધિ થતી નથી. ૪૪
આ ત્રિગુણવિષયક કર્મકાણ્ડજ તે થકી તું થા રહિત;
થૈ રહિત સુખ દુઃખ યોગ (ક્ષેમ)થીથા નિત્યસત્વ તું આત્મવત. ૪૫
વળી અલ્પ જલ સ્થલમાં સરે જે અર્થ સ્નાનાદિ યથા;
તે સરે તેમજ જાણ મહાજલ સ્થાન વિષે સર્વદા——
એ રીત સર્વે કામ્ય કર્મે સિદ્ધિ જન જે પામતો;
તેવોજ પૂર્ણાનંદ જ્ઞાની બ્રહ્મવેત્તાને થતો. ૪૬
અધિકાર તારો કર્મમાં હો, નહિ કદી તે ફલ વિષે,
નહિ હોય તું ફલ હેતુ કર્મે, અકર્મે રતિ ના દિસે. ૪૭
સમભાવિ સિધ્ધિ અસિધ્ધિમાં થઈ યોગ રતિને આવરો;
હે ધનંજય, તું પ્રેર કર્મે યોગ સમભાવજ ખરો. ૪૮
વળી ધનંજય એ આત્મજ્ઞાનથી યોગતો અતિ અધમ છે;
એ આત્મજ્ઞાનનું ઈચ્છ શરણું, ફલેચ્છુ નર કૃપણ તે. ૪૯
આ કર્મમાં સમભાવિ પુરૂષો, પુણ્ય પાપ ઉભય તજે;
તે માટ સંગ્રહ સત્વબુધ્ધિ, કર્મથી જે શ્રેષ્ઠ છે. ૫૦
સમભાવિ પુરૂષો કર્મફલ ત્યજી બ્રહ્મવેત્તા થાય છે;
થઇ જન્મબંધ વિમુક્ત, અર્જુન, મોક્ષ પદ તે જાય છે. ૫૧
જવ હૃદય તારૂં અવિવેકી મોહ કલુષને ત્યાગશે;
તવ શ્રુત શ્રોતવ્ય કર્મથી વૈરાગ્ય તુંમાં જાગશે. ૫૨
જવ બુધ્ધિ તુજ ફલ શ્રવણથી સંશયે મુકત થએલ જે;
નિશ્ચલ રહેશે સમાધિમાં યોગને તવ પામશે. ૫૩
વળી સમાધિસ્થ થએલ છે સ્થિત પ્રજ્ઞ એવો પુરૂષ જે,
હે જનાર્દન, કોણ લક્ષણે તે અન્યથી ઓળખાય છે. ૫૪



# દારૂ સંબંધી કેટલાએક અભિપ્રાય.

ઘણા ખરા ગુન્હાઓનું મૂળ દુર્વ્યસન હોય છે, તે નીચેના અભિપ્રાયોથી જણાય છે.

ઈંગ્લંડના લોર્ડ જસ્ટીસ ડેન્મેન કહે છે, કે માણસોને જે જે દુઃખો ખમવાં પડે છે, તેનું મોટું કારણ દુર્વ્યસનજ છે. કેફીપીણું એ દુનીઆને માટે શ્રાપ છે. મારાં વીસ વર્ષની જડજ તરીકેની નોકરી અને ગુન્હેગારોની કોર્ટમાં જડ્જ કે વકીલ તરીકે ૪૬ વર્ષની હાજરીને લીધે મને માલુમ પડયું છે કે મારા હાથ નીચે આવેલા અને સાંભળવામાં આવેલા ગુન્હાઓમાં અડધા કરતાં વધારે • હમખહાર મદ્યપાનથીજ થયા હતા.

ડૉ• સાલીબીનો આંકડો કે "જેને માટે હજુ સુધી કોઇએ વાંધો ઉઠાવ્યો નથી" તે કહે છે, કે દરેક વર્ષમાં ગ્રેટબ્રિટનમાં ૪૫૦૦૦ વિધવા અને અનાથ છોકરાંઓની વૃદ્ધિ દારૂના સેવનને આભારી છેઃ કે જેનો રોજનો સરેરાશ આંકડો ૧૨૪ આવે છે.

કોલંબિઆ ડિસ્ટ્રીક્ટમાંથી વૉર્ડર હેરિસ જણાવે છે કે મારા દશ વર્ષના અનુભવ ઉપરથી હું કહી શકું છું કે જે ગુન્હાઓને માટે માણસોને કેદ સેવવી પડતી હતી તેમાંના ᳵ ગુન્હાઓ સીધી કે આડકતરી રીતે દારૂના ઉપયોગને લીધેજ થએલા હતા. યુનાઇટેડ સ્ટેટ્સમાં ૨૦ વર્ષમાં ૧૨૦૦૦૦ હોમીસાઇડ (ઘાતકી) થયા હતા, જેમાંના ૮૯ ટકા સાથે મદ્યપાન સગપણ ધરાવતું હતું. આ કેવું છાતી ધ્રુજાવનારૂં ભયંકર પરિણામ છે !

ઇગ્લંડના એક જાણીતા ડોક્ટરે થોડા વખત ઉપર જાહેર કીધું હતું કે ગ્રેટબ્રિટનમાં દર વર્ષે દારૂને લીધે ૧૪૦૦૦૦ મરણ થાય છે.

દારૂ એ શું છે ? "ઝેર." આત્માને માટે ઝેર, સદ્ગુણને માટે ઝેર, આચાર વિચારને માટે ઝેર, અને ધર્મને માટે પણ ઝેરજ છે. પાપના કોઇ પણ કારણ કરતાં એ મોટામાં મોટું કારણ છે.

તંત્રી.



## કંત્રી સ્મોકીંગના કીતાબ.

( ૨ )

### યાને તલ્લક બીડી વિષે.

કવાલી.

પડી પાછળ જુવો કેવી, બીડી બદમાસ આ વારૂં
તંબાકુના, વ્યસનીયોની, પ્રસાદી છે નકી ધારૂં.—ટેક
ભોળા પણમાં ગયું ફાવી, કોણે તુજને અહીં લાવી
કર્યાં છે ભ્રસ્ટ તેં અમને, નથી આ કૃત્ય કંઇ સારૂં.—પડી

વ્યસન કેવું હશે તેની, ખબર અમને પ્રથમ નહોતી
તપાસીને જુદા જોયું, ગયું ચમકી હૃદય મારૂં.—પડી
દીસે આંખો સદા રાતી, ગળું પણ જાય છે ફાટી,
બળે છે જીભ પણ અમથી, કઢાવ્યું કામ પરબારૂં.—પડી
ઓળખતો પણ નથી મુજને, ખરૂં કહું છું હવે તુજને
ખાંસી દમની બીમારીમાં, જીવન તારૂં બધું ગાળું.—પડી
નથી કંઈ સ્વાદ પણ સારો, અમસ્તી કાં મુને બાળો
તદન ગઇ છું હવે હારી, પ્રભુએ શું હશે ધાર્યું.—પડી
બીડીનો બાપ છે જંગી, તમો તેના થયા સંગી
રહ્યું શું પુછવું બાકી, પીયો પાણી જરા ટાઢું.—પડી
મધર એની મરાઠણ છે, સગી સીસ્ટર કમાઠણ તે
જમે બેસી બધા ભાણે, તમોએ પણ હશે ભાળ્યું.—પડી
તપાસો તો પડે નજરે, માટે કહું છું બીડી તજરે
કવી જયરામના વચનો થકી, પદ મેળવો પ્યારૂં.—પડી

કવિ ભાગલીઆ.

## મનુષ્યનો વાસ્તવિક આહાર શો?

(લંડનના "હેરલ્ડ ઓફ ગોલ્ડન એઇજ"ના સંપાદક શ્રીયુત મિ૦ સિડની એચ. બિયર્ડના "વૈજ્ઞાનિક સાક્ષી પ્રમાણે મનુષ્યનો વાસ્તવિક આહાર શું" એ પુસ્તકના હિન્દી ભાષાન્તરનો આશયાનુવાદ.)

અનુવાદકઃ—રા. રા. છોટુભાઇ દાજીભાઇ દેસાઇ—"શારદા-વિહાર"—સુરત.

માંસ ભક્ષણનો રિવાજ પાશ્ચાત્ય દેશોમાં ઘણા લાંબા સમયથી પ્રસાર પામેલો છે. એનો ઘણો પ્રચાર થવાનું કારણ મનુષ્ય માત્રનો સાધારણ વિચાર એવો છે કે મનુષ્યને માટે એ એક આવશ્યક અને સ્વાભાવિક ખોરાક છે.

કોઈ પણ વિચારશીલ અર્થાત્ દયાવાન્ પુરુષ જે' આ વાત સારી રીતે જાણતો હશે કે માંસ ભક્ષણમાં કેવી અને કેટલી નિર્દયતા હોય છે તે કદી પણ એ ભોજન કરશે નહિ, તેમજ એનો પક્ષપાતી પણ થશે નહિ. કદાચ એમના મનમાં એમ ન હોય કે એના વિના જીવન અસંભવિત છે, પરંતુ જ્યારે આ સિદ્ધ કરીશું કે આ ઉક્તિ કે માંસ મનુષ્યનું આવશ્યક ભોજન છે, એ નિર્મૂલ અને અસત્ય છે તો તેને તુરત માનવું પડશે કે આ ક્રૂર પ્રથા જ્ઞાની પુરુષને સભ્યતાના નિયમ પ્રમાણે તજવા યોગ્ય છે.

એટલા માટે બની શકે તેમ જલદી માંસ ભક્ષણ કરનારાઓને સમજાવવું જોઇએ કે માંસ ભક્ષણ અનાવશ્યક છે, એટલુંજ નહિ પરન્તુ પ્રકૃતિ (કુદરત)ની પણ વિરૂદ્ધ છે, તથા એનાથી તન્દુરસ્તી તથા ધર્મ ઉભયની મર્યાદા તૂટે છે. આ વાત સારી રીતે સમજ્યા પછી એ પરિણામ આવશે કે હત્યા જે સંસારમાં અજ્ઞાનતાથી ભયંકરપણે પ્રસરી રહી છે અને ધર્મને કલંકિત કરી રહી છે, તેનો તુર્ત અંત આવી જશે.

ઘણા થોડાજ મનુષ્યો આ વાત જાણતા હશે કે ઘણાં પશુપક્ષી ઇસુ ખ્રિસ્ત ધર્મ પાળનારાઓના માંસ ભક્ષણાર્થે હંમેશાં વધ કરાય છે. લંડનના કાસ્મોપાલિટિન સમાચાર પત્રમાં એકવાર આ સબંધે જે હકીકત પ્રગટ થઇ હતી, તે જોતાં રોમાંચ ખડાં થાય છે, તે કહે છે કે એક વધગૃહમાં ૫૦ મૈલ લાંબી બે હાર થાય એટલાં પશુપક્ષીનો દરરોજ વધ થાય છે. આ તથા નાનાં વધગૃહો જે એકલા લંડનમાં ૪૦ છે, તે સર્વ મળી દરરોજ કેટલા બધા જીવોનો વધ થાય છે! પરંતુ એ ધર્મના અનુયાયીઓને તેમના ધર્મોત્પાદક દયાળુ ઇસુએ શું કહ્યું છે, તે સ્મરણ કરાવવું જોઇએ. તેમણે કહ્યું છે કે "તમે જાઓ અને શીખો, એનો અર્થ શું છે? હું દયા ચાહું છું નહિ કે બલિદાન" સજ્જે મહાશયો! જો ઇશ્વરની આજ્ઞાનુસાર પોતાનું જીવન વ્યતિત કરવા માગતા હો તો જ્યાં સુધી બની શકે ત્યાં સુધી સંસારમાં દુઃખ, કષ્ટ, નિર્દયતા ઓછાં કરવાં જોઇએ. મહાન્ વિજ્ઞાનવેત્તાઓ એ સંબંધે શું કહે છે? તેપણ સાથે સાથે સ્મરણ કરાવવું જોઇએ-કે મનુષ્યના શરીરની બનાવટ સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે મનુષ્યનું આંતરિક તથા બાહ્ય સ્વરૂપ, દાંત આદિ અન્ય જીવો કે જે માંસાહારી છે તેમનાથી ભિન્ન છે. મનુષ્યનું શરીર માંસ ભક્ષણ કરતાં સ્વભાવી થઇ જાય છે. પણ એતો સ્પષ્ટ છે કે માંસાહારીઓ જે રોગોથી અતિ દુઃખિત જણાયછે, તેનાથી માંસાહાર ન કરનારા નીરોગી હોય છે.

આ સર્વ બતાવે છે કે માંસાહાર કરવો કુદરતથી વિરૂદ્ધ છે, જ્યાં જ્યાં કુદરતના નિયમો તોડાય છે, ત્યાં અનેક રોગ, કષ્ટ, ધૂર્તતા પ્રસાર પામે છે. ઘણા ડાક્ટરો જેઓ પોતાની ઉન્નતિની અભિલાષા રાખે છે અને જનસાધારણની તંદુરસ્તી શી રીતે સાચવી શકાય તેની નિરંતર શોધમાં રહે છે. તેઓ સર્વ એક અવાજે માંસભક્ષણનો નિષેધ કરે છે. અને પોતાના રોગીઓને તેનાથી દૂર રહેવા ફરમાવે છે. માંસભક્ષણ છોડી દેવાથી ઘણા ભયંકર રોગો થતા મટે છે.

(અસમાપ્ત.)

# અશક્તાશ્રમ.

ખા૦ બા૦ અરદેશર કોટવાલની વાડી રામપુરા—સુરત.

કહેનારા કહી ગયા છે, અને કહે છે, પરંતુ તેને સંભારનારા ક્યાં છે? બોલનારા બોલી ગયા છે, અને બોલે છે, પરંતુ તેને સાંભળનારા કયા છે? તેમજ લખનારા લખી ગયા છે, અને લખે છે, તેને વાંચનારા અને મનન કરનારા કયા છે? કારણ તે સાંભળવાને સંભારવાને, વાંચવાને અને મનન કરવાને પૂર્વના સંસ્કારની જરૂર છે, સંસ્કારની પ્રબળતા વિના એ સર્વ તેના ઉપર અસર કરી શકશે નહિ. અર્થાત્ તેનો જીવનના શ્રેયનો માર્ગ બન્ધ હોવાથી આ સત્યો તેના મનમાં ઉતરશે નહિ! એથી ઉલટું જો તેના શ્રેયનો માર્ગ ખુલ્લો હોય તોજ તે એ સત્યો મનમાં ઉતારવા ઉપરાંત પોતાની ભાવિ પ્રબળતાને પરિણામે પોતે નવાં સત્યો શોધશે, અને ત્યારે તેના ભેજા ઉપર લાંબા કાળથી લાગેલા કાટનો પોપડો આપોઆપ ફીટી જશે. સર્વ મુક્ત કંઠે કહે છે કે પોતાના તન, મન અને ધનની પ્રબળ શક્તિનો વ્યય અનાથ-અશક્તોની વ્યથાના નીવારણ માટે કરવો જોઈએ, પરંતુ તેને યથાર્થ જાણી તેનો ઉપયોગ કરનારા ઘણા થોડા મળી આવે છે, કારણ આ સત્ય બાઝેલા અજ્ઞાન રૂપી કાટના પોપડાને ભેદી જઈ શકતું નથી. અને ઘણાના મનને અસર કરી શકતું નથી, એનું પરિણામ એ આવે છે કે પરોપકારી સંસ્થાઓ આત્મવિહીન થઈ અચેતન દશા પ્રાપ્ત કરે છે.

પોતાના જીવનના શ્રેય સારૂ અને આવી સંસ્થાઓ તથા તેના આશ્રિતો સુરક્ષિત સ્થિતિ સારૂજ સુજ્ઞ પુરૂષો સત્સંગની જરૂર જણાવે છે. સંસગ થતાં જ્ઞાનનો ઉદય થાય, તો પછી આપોઆપ સર્વ સારૂં થાય. અમારા અશક્તાશ્રમની સંસ્થા કે જેને એકવાર નજરે જોવાથી તેની દીનદશાની છાપ હૃદય ઉપર પડતાં મહાત્મા બિલ્વમંગળ ઉર્ફે સુરદાસની માફક એકાએક અંતઃકરણમાં જ્ઞાનનો ઉદય થશે, તેમજ આ ભવ પર ભવનું શ્રેય સધારો માટે એકવાર પધારી જોઇ પોતાની પ્રબળ શક્તિનો લાભ દીન અશક્તોને આપશો.

તંત્રી.



(૩)

લેખકઃ—રા. રા. છોટુભાઇ દાજીભાઇ, દેસાઇ,–"શારદા વિહાર." સુરત.

કેટલેક દૂર ચાલ્યા પછી એક મોટી અટ્ટાલિકા મળી ત્યાં ૧૦ શસ્ત્રધારી સૈનિક ઘુમી રહ્યા હતા રમણીએ શાહજાદાની તરફ જોઇ કહ્યું "મહાશય! આપ અહીં નિશ્શંક પધારો! રાજપૂતો પોતાના અતિથિનું અનિષ્ટ કદી પણ કરતા નથી. મહાન્ શત્રુ પણ અતિથિ થઈ આવે, તો તે અમને પૂજનીય છે.

એટલું કહ્યા બાદ એક સૈનિકને ઉદ્દેશીને કહ્યું "ભૈરવ ! આ લોક આપણા અતિથિ છે, એમને વિશ્રામસ્થાન બતાવો "ભૈરવે આવી કહ્યું "ચાલો મહાશય !"

રમણી એક બાજુ વળી ગઇ, અને શાહ જમાલ તથા તેના સાથીઓએ આ મોટા અટ્ટાલિકામાં પ્રવેશ કર્યો. ભૈરવ એમને એક શણગારામલા ઓરડામાં લઇ ગયો, તથા બોલ્યો, "આ ઓરડો આપને માટે છે, અને આ બીજો ઓરડો આપના ભૃત્ય-નોકરવર્ગને માટે છે."

એમ કહી ભૈરવ ચાલ્યો ગયો. શાહજમાલની આજ્ઞા મેળવી બીજા ચારે સૈનિક પણ બીજા ઓરડામાં ચાલ્યા ગયા. એ ઓરડામાં રહ્યા કેવલ શાહજમાલ અને રૂસ્તમ.

શાહજમાલ:—"રૂસ્તમ !"

રૂસ્તમ:—"જનાબ."

શાહ.:—"આ શો વ્યવહાર ચાલે છે ? કંઇ સમજમાં આવે છે ?"

રૂસ્તમ:—"કંઇ નહિ જનાબ."

શાહ.:—"એઓનો ઉદ્દેશ શો છે ? અતિથી બતાવવાનો કે એ બ્હાને બન્દીવાન્ કરવાનો ?"

રૂસ્તમ:—"બન્દીવાન્ થવામાં હવે શું બાકી રહ્યું છે ?"

શાહ.:—"પણ એ રમણી કોણ હતી ?"

રૂસ્તમ:—"હજૂર ! હું કંઇ કહી શકતો નથી.

એ સિવાય બીજી કશી વાતચિત થઇ નહિ. એટલામાં ભૈરવ ચાર નોકર સાથે આવી પહોંચ્યો.

ભૈરવ બોલ્યો "અમારી માતાજીની આજ્ઞા છે કે હવે આપ ભોજન કરો ! અત્રે જે કાંઇ મળી શક્યું, તે આપને માટે હું લાવ્યો છું. ફલ, કંદમૂલ અને દૂધ વિના બીજું કશુ નથી" એટલું કહી ભૈરવ ચાલ્યો ગયો. અને એઓ ભોજન કરવા લાગ્યા. શાહજાદા વિના ઘડી ભરમાં સહુ ઘોર નિદ્રાવશ થઇ અચેત થઈ ગયા.

શાહજાદાને નિદ્રા આવી નહિ. તે જાગતોજ રહ્યો. આજ સુધી શાહજાદાના હૃદયમાં કોઇ પણ રમણીનું ચિત્ર અંકિત થયું નહતું પરંતુ આ ગુર્જર રમણીના અપૂર્વ સૌન્દર્ય, અદમ્ય સાહસ, તથા આતિથ્ય સત્કારે એના હૃદય પર એક મહાન્ આઘાત કર્યો. એ આઘાતને લીધે એનું હૃદય જળી રહ્યું હતું. શાહજાદાને જરા પણ શાન્તિ મળતી નહતી.

રાત્રિ વ્યતિત થઈ ગઇ. આકાશમાં સવારની લાલાશ ફેલાવા લાગી. રૂસ્તમ તથા ચારે સૈનિકો સૂતેલા ઉઠયા. ભૈરવ ફરી આવ્યો. શાહજાદાને પ્રણામ કરી બોલ્યો "રાણીજી જાણવા માગે છે કે આપને કાંઇ કંઇ કષ્ટ તો નથી નડયું ?"

શાહ.—"રાણીજી કોણ ! જેણે અમને આશ્રય આપ્યો તે ?"

ભૈરવ—જી હા, જેના આપ અતિથિ છો."

શાહ.—"શું પેલી ગુર્જર રાજકન્યા કમળાવતી છે, તે કાલે અમારી સાથે આવી હતી?"

ભૈરવ—"જી હા."

શાહ.—રાણીજીને અમારી તરફથી ધન્યવાદ આપીને કહેજો, કે અમો આપના ઘણા કૃતજ્ઞ છીએ. હવે તે અમને વિદાય કરે."

ભૈરવ—"આપ સર્વ પ્રાતઃકાલના કાર્યોથી નિવૃત્ત થઇ ચૂકયા હો તો અત્યારે પ્રસ્થાન કરો, નાવ તૈયાર છે."

શાહ૦—ગુર્જરના અતિથિ આપની રાણી પાસે એક બીજી વાતની પ્રાર્થના કરવાની ઇચ્છા રાખે છે"

ભૈરવ—"બોલો"

શાહ૦—"એજ, કે તે જાતે અમને વિદાય કરે."

ભૈરવ—"અસંભવા એવું કદી પણ થઇ શકશે નહિ!"

શાહ૦—"શું? કાલે તો તે અમારી સાથે આવી હતી!"

ભૈરવ—"પણ તે કર્તવ્યના અનુરોધથી હતું. આજે કદાપિ આવી શકશે નહિ."

શાહ૦"અમે મુસલમાન છીએ. પોતાના આમંત્રિત અતિથિને પૂરા સમ્માન સહિત વિદાય કરવા જોઇએ જણાય છે કે ગુર્જરે રાણી શિષ્ટાચારની આદર્શ નથી. તે પોતાના શ્રેષ્ટ અતિથીનું અપમાન કરવામાં સંકોચ કરતી નથી"

ભૈરવનું રકત વર્ણું થઇ ગયું. એણે તલવાર પર હાથ નાખ્યો. એટલામાં પાછળથી કોઇએ કહ્યું "સાવધાન, ભૈરવ! સાવધાન, **અતિથિનું અપમાન મા કરો!"**

ભૈરવે ચોંકી પાછું જોયું તો જાતે રાણી કમળાવતી ખડી થઇ ઉભી છે.

શાહજમાલે જોયું કે આ વખતે કમળાવતીનું મુખ ખુલ્લું નહતું તે અવગુંઠનથી આવૃત્ત હતી.

કમળાવતીએ શાહજમાલ ભણી જોઇ કહ્યું, જનાબ, આપ ગુર્જર પર કલંક આરોપણ કરવાને તૈયાર થઇ ગયા હતા, તેટલાજ માટે મારે આવવું પડયું. એટલું ધ્યાનમાં **રાખજો કે ગુર્જર રાણી પોતાના અતિથિ સાથે અશિષ્ટ વ્યવહાર નહિ કરશે."**

કમળાવતી એટલું બોલી ચૂપ રહી, શાહજમાલે શિર નીચે ઝુકાવ્યું. કમળાવતી ફરી ગંભીર સ્વરથી બોલી, "જનાબ, હું હમણા વધારે વખત ઉભી રહી શકતી નથી. કારણ કે પૂજાનો સમય વીતી જાય છે. જો અમારાથી કંઇ ભૂલ થઇ ગઇ હોય તો તે આપ ક્ષમા કરો, ભૂલ હરકોઇથી પણ થઇ જાય છે. હા, એ પણ કહી દઉં છું, કે આપ ફરી કોઇ વખતે છદ્મ વેશ ધારણ કરી ગુર્જર દેશમાં આવશો નહિ. નહિ તો આપ આપદામાં આવી પડશો"

કમળાવતી જલદીથી ચાલી ગઈ. વિદ્યુત્ જેમ ક્ષણભરમાં આકાશમંડલમાં પ્રકટ થઇ ફરી લુપ્ત થઇ જાય છે, તેમ તે પણ આવી જલદીથી પાછી જતી રહી. શાહજમાલ જોતોજ ઉભો રહ્યો.

સેનાપતિ રૂસ્તમે કહ્યું "શાહજાદા! હવે આપ વૃથા વિલમ્બ શા સારૂં કરો છો?"

શાહજાદાએ એક દીર્ઘ નિશ્વાસ છોડી કહ્યું, "રૂસ્તમ ચાલો, હવે અત્રે ઉભા રહેવાનું કામ નથી"

સર્વે આગળ વધવા લાગ્યા, અને ભૈરવ પણ એમની પાછળ ચાલવા લાગ્યો.

(અસમાપ્ત)



# મ્હારૂં જીવન.

રો. રા. ગ. નટવરલાલ જગન્નાથ ગૌનમી;—અજમેર.

૧

હું શું કહું ! ત્હમે શું સમજશો ! ત્હમે તો મ્હારી આ વિચિત્ર પ્રણય-ઘટના વાંચીને કદાચ હસશો. ત્હમે માનશો પણ નહીં કે એક આંગલ્ય ભૂમિકા નિવાસી અંગ્રેજ કુમારિકા મ્હારા આ કૃષ્ણવર્ણા શરીરના સૌન્દર્ય ઉપર વિમુગ્ધ થઇ મ્હને ખરા અંતઃકરણથી ચાહતી હતી. વાત ઘણીજ હસવા જેવી છે ખરી તેમા બિલકુલ શક નથી પરન્તુ ત્હમારે શા માટે સંદેહ આણવો જોઇએ ? હું સાચેસાચું કહું છું કે એમાં એક શબ્દ પણ અસત્ય નથી. હું જરા શ્યામ છું એ વાત ખરી, પરન્તુ હું કંઇ કદરૂપો થોડોજ છું !

ગોવાળના છોકરાના શ્યામ રંગ ઉપર ગૌરરંગી ઇન્દુમુખી ગજેન્દ્ર ગામિની રાધિકા સુન્દરી મોહ-મુગ્ધ ન્હોતાં થયાં ? વેનીસ નિવાસી ડેસ્ડીમોના ઓથેલા નામના હબસી ઉપર વિમો હિત ન્હોતી થઇ ? તો મ્હારા આ શ્યામવર્ણા શરીર ઉપર એક વિશુદ્ધ ઇંગ્લન્ડ નિવાસી ઇગ્રેજ કુમારિકા ભાન ભુલીને મોહ-મુગ્ધ થઇ જાય તો એમાં આશ્ચર્ય શું ?

એક ઇંગ્લન્ડનિવાસી ઇગ્રેજ કુમારિકા મ્હને ખરા અંતકરણથી ચાહતી હતી. અને હું પણ ત્હેને એટલાજ પ્રેમથી ચાહતો હતો. અમે બન્નેએ એક બીજામાં કાંઇ એવું અપૂર્વ સૌન્દર્ય જોયું હતું કે જેથી સ્વદેશ, સ્વજન, સ્વાર્થ, અને જાતિભેદને ભૂલી જઇ અમારાં બન્નેનાં તરૂણ હૃદય પરસ્પર આકર્ષિત થયાં હતાં.

એક બે દિવસ કરતાં જીવનના કેટલાય દિવસો ચાલ્યા ગયા છે પરન્તુ ત્હેના પ્રેમથી પ્રફુલ્લિત થએલું મ્હારૂં હૃદય આજ દિન પર્યન્ત ત્હેને વિસ્મૃત કરી શક્યું નથી. ભૂતકાળના એ સુખનું સ્મરણ હજુ પણ મ્હારી આંખમાં આંસુના બે એક બિન્દુ લાવ્યા વગર રહેતું નથી. ત્હમે મ્હારી આ પ્રણય-ઘટનાને હસી કહાડશો, પરન્તુ યાદ રાખજો કે પ્રત્યેક લાઇનમાં મારા હૃદયની મર્મ વેદના અંકિત છે.

૨

અમે નદી કિનારે એક સુન્દર બંગલામાં રહેતાં હતાં બંગલાની આગળ ન્હાનો સરખો રમણીય બગીચો હતો. બગીચામાં જુઇ, જેસમિન, વાઇયોલેટ, ગુલાબનાં ફુલ ખીલતાં હતાં. બગીચાની નીચે પગથીયાં હતાં એ પગથીઆં આગળ થઇને પુણ્ય-સલિલા ગંગા ખળખળ વ્હેતી હતી.

સાથેના બંગલામાં સિવિલ સર્જન એલન સાહેબ રહેતા હતા. એ સાહેબ ઘણા દયાળુ હતા. એવા સહૃદય સાહેબ લોકો હવે ઘણાજ થોડા દીઠામાં આવે છે. એલન સાહેબ વિધુર હતા. એમનાં "મેમ સાહેબ" ને ગુજરી ગયે ઘણાં વર્ષ થઇ ગયાં હતાં. લિલિયન નામની એક કન્યા સિવાય આ બહુજન સંગ્રહિત વિપુલ સંસારમાં ત્હેમને કોઇ હતું નહી. એલન સાહેબ વિલાયતમાં ઘણા સારા અને પ્રતિષ્ઠિત કુટુમ્બમાં જન્મેલા હતા અને એ ઉચ્ચ કુળનું અભિમાન ત્હેમને બહુજ હતું. દવાખાનાનું કામ પુરૂં કરીને સાહેબ પોતાને બંગલે આવતા અને પ્રયોગશાળામાં બેસીને રાસાયણિક પ્રયોગો કર્યા કરતા.

લિલિયનને મ્હારી સાથે રમવાનો ઘણો શોખ હતો. અમે કોઇ દિવસ બેડમિન્ટન તો કોઇ દિવસ ટેનીસ રમતાં તો કોઇ દિવસ નદી કિનારે કરપલ્લવ ઝાલી ફરતાં અને ફરતાં ફરતાં થાકી જતાં ત્યારે બંગલાના પગથીઆ ઉપર બેસી દુર્લભ આનંદોપભોગ કરતાં.

એ ગૌરવર્ણી કુમારિકાનું અસાધારણ સૌન્દર્ય, ત્હેનો સુન્દર પોશાક, ત્હેનાં સ્નિગ્ધ કાન્ત ભુરાં નયનો, સુગંધીદાર તેલ નાંખીને આકર્ષક રીતે હોળેલા ત્હેના સોનેરી કેશ ત્હેનું હર્ષોત્ફુલ્લ મોં એ બધાથી હું મુગ્ધ થઇ ગયો હતો. હરિણી જેવાં નાજુક પગલાં ભરનારી ચાલથી, ત્હેની નિર્દોષ સરળ વાણીથી તથા ત્હેની હસિત–મધુર–મુખમુદ્રાથી ધીમે ધીમે મ્હારૂં હૃદય ત્હેના તરફ આકર્ષાયું. હું ત્હેને ચાહવા લાગ્યો. એ પણ મ્હને ચાહતી હતી. કોલેજમાંથી પાછા આવતી વખતે હું જોતો કે લિલિયન બંગલાના ઓટલા ઉપર સફેદ ગાઉન પહેરીને, વાળ હોળીને અદમ્ય આતુર નયને મ્હારા રસ્તા તરફ જોઇ રહેતી. મ્હને જોતાં તે હરિણીની માફક દોડી આવતી અને ઝટપટ મ્હારા હાથમાંથી ચોપડીઓ પડાવી લઇને મ્હારી સાથે સાથે ચાલતી. ત્હેના ચંચળ નેત્રોમાં કેટલો પ્રેમ, કેટલી આશા જણાઇ આવતાં! હું બિલકુલ વિસરી જતો કે લિલિયન શુદ્ધ અંગ્રેજની કન્યા છે. જાણવા છતાં પણ ભુલી જતો કે હું હિન્દુ છું.

૩.

એક દિવસ સંધ્યાકાળ થઇ ગયો હતો. પૂર્ણિમાની સ્હાંજ હતી. લલાટમાં પૂર્ણ ચન્દ્ર લઇને રજની સુન્દરી ધીમે ધીમે આવતી પ્રતિભાત થતી હતી. ફુલોની સુગંધથી, નદીના કલરવથી, રાત્રીના આગમનની વાર્તા ચારે તરફ ફેલાઇ હતી આકાશમાં તારાઓ વિરાજમાન હતા. નદીના વક્ષ:સ્થળ ઉપર પણ તારાઓનાં ઝુમખાં તરંગિત થતાં હતાં. આકાશમાં એક પૂર્ણ ચન્દ્ર અને નદીમાં ત્હેના પ્રતિબિમ્બ રૂપ સેંકડો પૂર્ણ ચન્દ્ર પ્રકાશી અતુલ સૌન્દર્યની ઉત્પત્તિ કરતા હતા. સ્નિગ્ધ નિર્મળ વસંત વાયુ ફર ફર વહી રહ્યો હતો. કોયલો મદનોત્લાસક મધુર કંઠથી "કુહુ કુહુ" કરી રહી હતી. નાવિકો સુખેથી ગાતા ગાતા પોતાને સ્થાને જતા હતા. સુર, તાલ વગરનું ત્હેમનું ગાયન પણ એ વખતે વિશ્વ સૌન્દર્યની ઉત્તમ ભાવના હૃદયમાં જાગૃત કરતું હતું.

નદી કિનારે બંગલાના પગથીઆ ઉપર બેસી અમે બન્ને વાર્તાલાપ કરી રહ્યા હતાં. અમે બન્ને એક બીજાની પડખે બેઠાં હતાં. લિલિયનનો હાથ મ્હારા ખભા ઉપર હતો.

અલંકારો દીઠા સારા કહો શું ! પાદ પંકજથી;
નથી શું ! સત્ય એમાંનું હૃદય ખોયું કહો શાથી ?—૭
(પણ) કટાક્ષોની કટારીથી કદિ જો કેશ કાળાથી;
ઠરે છે ભાગ્યને કાળું પ્રભુના પંથ માંહે તું—૮
(શું) બદનની લાલીથી મોલો (પણ જો) ઉષા પક્ષી તરૂ રંગો;
સદા યશમાળ ગ્રીવામાં કરાવે ભાન તે તેનું—૯
(માટે) વહાલી નામને છોડી વહાલો સર્વનો જે છે;
જવાનું ના કહીશ તેને અચળ જે અંતમાં તે છે—૧૦
ગણે છે તું સદા પ્યારૂં જીવનને તે કરે ખારૂં;
ઉપાધિ વિશ્વની ત્યાગી પ્રીતમની પ્રીત પામી લે—૧૧



## સાભાર સ્વીકાર—સમાલોચન.

રવિકાન્ત ભાગ ૧લો—લેખક શ્રીયુત ચુનીલાલ નરભેરામ દેસાઇ.
અમદાવાદ સારંગપુર-ઘાસીરામનીપોળ.

આ આધ્યાત્મિક ગ્રન્થ ચન્દ્રકાન્તની શૈલિએ લખાએલો છે. ચંન્દ્રકાત, સ્વામી રામતીર્થ વગેરે ગ્રંથોના અતિ પ્રચારથી એટલું તો નક્કી થઇ ચૂક્યું છે કે ગુર્જરી પ્રજાનો કેટલોક ભાગ આધ્યાત્મિક ગ્રંથોના વાચનની ઇચ્છા રાખે છે. જો કે તેનો પ્રચાર નવલકથા જેટલો નથી, પરંતુ આવા પુસ્તકો વર્ણનાત્મક વાર્તાઓ સાથે હોવાથી સામાન્ય વાચકના મન ઉપર કેવળ આધ્યાત્મિક પુસ્તકો કરતાં સારી અસર કરી શકે છે. એ હેતુ ધ્યાનમાં લઇનેજ આ પુસ્તકની યોજના થએલી છે. આ પુસ્તક ચંદ્રકાન્તના અનુકરણ રૂપે લખાયલું છે, પરંતુ …ની ભાષા સાધારણ પણ સમજે એવી હોવાથી ચંદ્રકાન્ત કરતાં વિશેષ આદરને પાત્ર છે. …જા ઉદયકાન્ત નામે દાન ધર્મશીલ રાજા ઉદયાવતી નામે નગરીમાં રાજ્ય કરતો હતો, તે સર્વ રીતે સુખી હતો, પરંતુ કોઇને કાંઇ દુઃખ હોયજ એ નિયમ અનુસાર તેનું સુખ સ્વપ્ના સમુંજ હતું, તે તથા તેની રાણી ઉદયાવતી સન્તાન ન હોવાથી રાત્રિ દિન મુઝાયાં કરતાં. દૈવજોગે તે નગરીમાં કોઇ મહાત્મા આવી ચઢે છે. રાજા તેનો શિષ્ય થાય છે. મહાત્મા તરફથી સદૃષ્ટાંન્ત અપાયલા બોધ રૂપે આ પુસ્તકની રચના છે. આખરે મહાત્માના નીતનિયમ અનુસાર વર્તતા ઉદયકાન્તને પુત્ર પ્રાપ્તિ થાય છે, તેનું નામ રવિકાન્ત પાડે છે અને ત્યાંજ આ પ્રથમ ભાગનો અન્ત આવે છે. પુસ્તકની પ્રસ્તાવના લેખકના આંતરોત્સાહ દર્શાવે છે. લેખક કહે છે તેમ ઘણી પ્રજા મિથ્યા મોહ જાળમાંજ ફસાયલી છે, તથા "પૈસો મારો પરમેશ્વર ને બૈરી મારી ગુરૂ" એજ તેમના જીવનનું સૂત્ર છે. આવા જમાનામાં સન્માર્ગ (જેને) પરમોતી ખમ અમત્ય પરી પાન્‍ના અર્થે જ્યાંએ જે શ્રમ લીધો છે તે માટે વાચક

તેને આભારી છે, આધ્યાત્મિક ગ્રંથોના વાચન તથા મનન પછીજ આ ગ્રંથની યોજના રચના થએલી હોવાથી કર્તાએ સારી સફળતા મેળવી છે. વિચારો મનન કરવા જેવા તેમજ અમલમાં મૂકી જીવનનું શ્રેય સાધવા ઉપયોગી છે. જેમના ભેજા ઉપર આજ વર્ષો થયાં અજ્ઞાનતાનો કાટ બાઝેલો છે, તેઓએ આ મનનીય ગ્રંથ હમેશા પાસે રાખવો જોઇએ, અને તેનું અહર્નિશ મનન કરી પોતાના કાટને સાફ કરવા યત્ન કરવો જોઇએ. પુસ્તકનાં પૃષ્ટ રોયલ આઠ પેજી ૪૦૦ ઉપરાંત છે, છતાં કિંમત રૂ. ૨–૦–૦ છે, જે ગ્રંથની ઉપયોગિતા, લેખકનો શ્રમ આદિ જોતાં કાંઇ વધારે નથી. છેવટે અમારી લેખકને ખાસ સૂચના છે કે આવાં ગ્રન્થને બીજી આવૃત્તિમાં કેટલાંક ભાષા–જોડણી આદિ અક્ષન્તવ્ય દોષોથી મુકત કરશે, તો તે વિશેષ આદરણીય થઇ પડશે.

બાલ પ્રાર્થના.—લેખક શ્રીયુત કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા, પાટિદાર બોર્ડિંગ હાઉસ–સૈયદપુરા–સુરત.

નામીનામી કવિઓનાં કાવ્યોમાંથી પ્રભુભકિતનાં કાવ્યોનો બાળોપયોગી સંગ્રહ નાનકડાં બાળકોને પ્રિય થઇ પડે એવા કદમાં પ્રકટ કરવામાં આવ્યો છે. જે વડિલોએ બાળકોને લ્હાણી વ્હેંચવા જેવું છે. કિંમત પણ રૂ. ૦–૦–૬ એક રૂપીઆની ૩૬ હોવાથી સામટી નકલો લઇ વહેંચવા ઘણું ઉપયોગી થઇ પડે છે.

અભયા એકાદશી.—લેખક શ્રીયુત દયાશંકર ભાઇશંકર શુકલ સાર્વજનિક હાઇસ્કૂલ–સુરત.

એકાદશી માહાત્મ્ય બતાવનાર આ નાનું પુસ્તક ખાસ ભકિતપ્રેમીને મનન કરવા જેવું છે, વળી પ્રાચીન કાવ્ય હોવાથી કાવ્યપ્રેમીઓને પણ ઉપયોગી થઇ પડે એવું છે. લેખકનું નામ કાવ્ય જોતાં જણાતું નથી. આવાં ભકિતપ્રધાન પુસ્તક જેની કિંમત કેવળ ૦–૧–૦ હોવાથી સર્વ ભકતજનોએ ખરીદી વાંચવા, તેમજ દર એકાદશીએ અધ્યયન કરવા સદા પાસે રાખવાની જરૂર છે. સામટી નકલો લઇ સ્નેહીઓને લ્હાણી આપવાને પણ આ પુસ્તક ઉપયોગી થઇ પડે એવું છે.

રામકૃષ્ણ વાક્સુધાઃ—પ્રકાશક શ્રીયુત લક્ષ્મીશંકર મહાશંકર જોશી નડિઆદ.

શ્રીમાન્ પરમહંસ રામકૃષ્ણનાં બોધ વચનોનું આ પુસ્તક શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ 'એ આના માળાના પ્રથમ મણકા તરીકે પ્રસિદ્ધ થએલું છે. પુસ્તકનાં પૃષ્ટ ૧૦૦ ઉપરાંત તથા સારૂં બાઇન્ડિંગ જોતાં રૂ. ૦–૨–૦ કિં. ઉચિત છે. અમો એમના ઉપયોગી સસ્તું સાહિત્ય પુરૂં પાડવાના કાર્યની ફતેહ ઇચ્છીએ છીએ.

નીચેનાં પુસ્તકો અમને મળ્યાં છે જેનો સમાલોચન અવકાશે લઇશું.

| | |
|---|---|
| ૧ નેપોલિયન બોનાપાર્ટ. | શ્રીમાન્ સ્વામીજી ભિક્ષુ અખંડાનંદજી. |
| ૨ વાર્તા વિહાર. | શ્રીયુત મગનલાલ જાદવજી ઠક્કર. |
| ૩ રાજગીત માળા. | શ્રીયુત દયાશંકર ભાઇશંકર શુકલ. |
| ૪ સુમન મામા (દ્વિતીય તથા તૃતીય સુમન) | શ્રીયુત હીમતલાલ ડાહ્યાભાઇ દવે. |

તંત્રી.

# અશકતાશ્રમની પહોંચ.



અશકતાશ્રમ—આ૦ બા૦ અરદેશર કોટવાલની વાડી—રામપુરા—સુરત.

મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝવાળા વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી તે એ સેક્રેટરી શે૦ ડી. જે. એદલબેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે. રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી. પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી.

તા૦ ૧લી સપ્ટેંબર થી તા૦ ૧૫મી સપ્ટેંબર ૧૯૧૪ સુધીની આવક ગયા અંકમાં સ્વીકારવામાં આવી હતી પણ તેમા ઘણી ભૂલો રહેલી હોવાથી આ અંકમાં ફરીથી દાખલ કરવામા આવી છે અને તા૦ ૧૬થી તા૦ ૩૦ સપ્ટેંબરની સેટો તેની નોંધ દાખલ કરવામાં આવી છે

૧–૦–૦ શાહ બાલુભાઇ કેશવરામ રાદેર.

૧–૦–૦ બાઈ ભીખી પરસોતમ રૂપનાથની વીધવા. પરસના મરણ પાછળ

૩૭–૮–૦ રાદેરના જૈન પંચ સમસ્ત તરફથી

૨–૮–૦ શાહ છબીલદાસ ડાહીદાસ કામ રેજવાળા ત્રીભોવનદાસ દાજારામ ના પુન્યાર્થે,

૧૦–૦–૦ શાહ કાનદાસ અમાઇદાસ હા. બાઇ પારવતી તે નગીનદાસ ચુનીલાલની વીધવા. બાલાજીરોડ.

૧૩-૧૪-૦ સગરામપરાના જૈન તપાગસ અપાસરા મધ્યેથી ટીપના હા લાલચંદ રતનચંદ

૧ શાહ નેમચંદ નાથાભાઈ

૧ શાહ રામજી ગોવીંદજી

૧ ,, ડાહ્યાભાઇ ધનજી હા. લલ્લુશા હ

૧ શાહ રાયચંદ અમરચંદ

૯ ૧૪ ૦ રૂ૦ ૧)ની અંદરના પરચુરણ

૧–૦–૦ બાઇ પાર્વતીના પુન્યાર્થે હા. ભાઇદાસ જમનાદાસ ખરાદીશેરી

૧–૦–૦ બાઇ આનંદી શાહ નાનાભાઇ દા કાદાસ મરફતીઆની છોકરી.

૨–૦–૦ શાહ સંછારામ શીવલાલ ખાંડવાળા પોતાની વર્ષગાંઠની ખુશાલીમાં વાડીફળીઆ.

૨–૦–૦ શેઠ સોરાબજી ડોસાભાઇ પેમાસ્તર નાનપુરા

૯૪–૦–૦ બાઇ મણીગૌરી ગંગાદાસ

૫–૦–૦ જગમોહનદાસ નગીનદાસ શેઠ હકોરદ્વાર ૧૬૬ મુંબઇ.

# સત્સંગ–વિષયાવલિ.




૧૯૧૪ના જાન્યુઆરીથી ત્રીજુ વર્ષ શરૂ થશે

## ગુજરાતી ભાષાનું શ્રેષ્ટ માસિક પત્ર




સુંદર કાવ્યો ઇતિહાસિક સંસારીક નવલ કથાઓ ધર્મ નિતિ અને અન્ય પ્રકારના મુનન લાયક ઉત્તમ લેખો 'વિવેચક'મા આવે છે તે ઉપરાંત બંગાળી મરાઠી હિંદી અને અંગરેજી ભાષાના શ્રેષ્ટ માસિકોમાથી લેખોના સરલ ભાષાંતર આપવાની ગોઠવણ થઇ છે તે ઉપરાંત દર માસે ગ્રાહકોને પ્રશ્ન પુછી ઇનામી પુસ્તકો આપવામાં આવે છે ચાલુ માસમાં મ઼ઠક થનાર ૧૯૧૩ ત્યા ૧૪ની બે ભેટો મળશે તુરત નામ નોંધાવો નમનાના અંક માટે આનાની ટીકીટ બીડવી ના ભુલો ઉત્તમ સખન ભાવ પુછો હિંદમાં વર્ષિક લવાજમ ભેટના પોષ્ટેજ વી પી સાથે રૂ ૧–૧૦–૦ હિંદ બહાર રૂ, ૧–૧૪–૦ લખો

'વ્યવસ્થાપક 'વિવેચક'

હી. દા. દેશાઇ

નં ૩૦ લાહરસ—તાડો

अहिंसा परमो धर्मः।  आत्मवत् सर्वभूतेषु।

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः।




(વસન્તતિલકાવૃત્ત)

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ
છે આમ્ર નીમ્બ બરી તરુથી સમૃદ્ધ,
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ
सग सता किमु न मगलमातनोति।

વર્ષ ૬ ઠું ] આશ્વિન-અમાવાસ્યા વિ. સ. ૧૯૭૦ [અંક ૬ ઠ્ઠો.

# નૂતન વર્ષની નન્દન વાણી.

પામે ઉદય નવ વર્ષનો સવિતા સુવર્ણ પ્રભાતમાં!
ને જ્યોતિ જેની ઝગમગે ઝળહળ દિગન્ત નભાતમાં!
દૂર હો તિમિર અન્તર તણું તમ આત્મજ્યોતિ ઝળહળો!
પ્રાત તણા શીત સમીર સદશ આત્મ શાન્તિ સહુ ફળો!
આ ઉદિત નૂતન વર્ષમાં ઉત્કર્ષ હર્ષથી હું ચહું!
વન્દન કરી વિભુને સદા નન્દન તથા મંડન ગ્રહું!
આયુ વધો મોદપ્રદા! શ્રી, ધી, વધો શાન્તિપ્રદા!
ને સ્વજન પરજન સર્વ હો ક્ષણુ ક્ષણુ થતા સુખપ્રદા!
પ્રગતિતણા પથમાં વિચરજો એજ મારી છે મતિ!
હો આપ્ત કે નિરાપ્ત પણ પ્રિય સર્વને થાઓ અતિ!
બન્ધુત્વ ભાવે સંસરો ટળી ચ૨ સુહૃદ્ સર્વ હો!
નડતી બધી બાધા ટળી જીવનતણું સાફલ્ય હો!

"શારદા-વિહાર" } છોટુભાઈ દાજીભાઈ દેશાઈ

## નૂતન વર્ષ મુબારક ?

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

હે વિશ્વેશ સુરેશ લક્ષ્મી પતિ તું, પ્રેમોદધિ છે સદા,
સ્તુતિ તારી અહર્નિશ સ્તવું છું હું, ટાળો બધી આપદા;
પાળ્યા પ્રાણુ રૂપે પ્રજા સકળને, અદ્યાપિ સૃષ્ટિ વિભુ;
તે રીતે ઇશ પાળજે સકળને, યાચું દયા હું વિભુ. ૧
સૃષ્ટિમાં પ્રસરાવજે પ્રીત કરી, તું શાન્તિ રાજ્યો બધે,
કુટુંબી, પરિવારના સમૂહમાં, સુખોદધિ સ્થાપજો .
ધર્મોની ચડતી દશા પ્રીતિ ભરી, સર્વત્ર ફેલાવજે,
સ્થપીને નિજ કાર્ય સૌ કરી શકે, એવી દશા આપજે. ૨

"ભારતી ભુવન "
મોગારા-સ્ટ્રીટ કનશાક

ખુસાલભાઈ સવરામભાઈ દેશાઇ.

## નૂતન વર્ષે અભિનંદન.

આ નૂતન વર્ષે નવનીતિ સત્સંગી સર્વે શીખજો,
સ્નેહી સહિત સત્સંગનું, વિભુથી શતાયુષ્ય લીખજો;
સમ્યક્ પ્રકારે શુભમતિ. સુખ સંપ સર્વે માગજો,
શોભાવજો શુભ કૃત્યને કુરી રીતિઓ ત્યાગજો.

( રાગ ભૈરવી કવ્વાલી )

પ્રભાતે આ પ્રભા કોની ભૂતળમાં ભવ્ય ભાસે છે!
ઝળક જ્યોતિ ઝગી રહી આજ જગતને ઝળહળાવે છે!

જુઓ શિવસાધ્યગણુ સુર સાથ સુકાંતિ સ્વપ્રકાશે છે!
જશે સારંગપાણિ પાસ, સિદ્ધ સુસ્નેહ સધાવે છે!
સીતાપતિ રામની રશ્મિ. રૂડી રીતે વિકાસે છે!
પરમ પુરૂષાર્થી પરશુરામ; પ્રીત તે શું વધારે છે!
પ્રબળ નર પાર્થનીજ પ્રભા પુનિત પ્રેમે આભાસે છે!
સખા શ્રી કૃષ્ણુ કેરા પ્રેમ ભૂમિમાં પ્રસારે છે!
દિસે દેવ દીપ્તમાન દિનકર અતૂલ તેજે આકાશે છે!
સકળ સુર વર્ગની જ્યોતિ શાન્ત સૃષ્ટિ શોભાવે છે!
બહુ લક્ષ રાખી મનથી માગ નર નીતિ તે પાસે છે!
નૂતન વર્ષમાં નવીન સ્નેહે નિઃવેરી નેમ નિભાવી લે!

ગોપીપુરા—સુરત.) બળવંતરામ પાર્વતીશંકર શુકૂલ.

---

# સેવો! સદા સાચા સગાને!

માતા તથા પિતા ભલે ત્રાતા થતા જ જણાય છે!
ભ્રાતા તથા ભગિની ભલે સહજીવના જ ગણાય છે!
જીવન સખી ગૃહિણી ભલે અર્ધાંગના જ ભણાય છે!
ને મિત્ર કે જેના થકી આપત્તિ સર્વ હણાય છે!
કિન્તુ સગાં સર્વે જડયા કઇ આશ કેરા પાશથી!
સમ્બન્ધ સન્ધાયે સદા છે દ્રવ્યના ઉન્નતશથી!
ક્ષતિ દ્રવ્યની થાતાં થતા શત્રુ સહુ મિત્રો મટી!
આપત્તિના હણનાર સહુ આપત્તિ શિર કરતા અતિ!
સાચો સગો છે એક કેવળ વિશ્વ આ અખિલે અહા!
જે પાય પથ્ય કટુ થતાં કદી ભૂલ લઘુ અથવા મહા!
કરતાં સુકૃત્ય વધાવી લે આશીષ દે ઉર વ્હાલથી!
રાખો ટકાવી સ્નેહ પ્રભુ સાચા સગા સહ હોંસથી!

"શારદા-વિહાર"
લુવારિઓ ચકલો-સુરત. } છોટુભાઇ દાજીભાઇ દેશાઇ.

## ઈશ્વરાધના.

( શાર્દૂલવિક્રીડિત. )

વિશ્વાધિપતિ વ્યાપી વિશ્વ વિપુલે વિશેષ રૂપે રહ્યા,
નેતિ નેતિ પુકારી વેદ વિરમ્યા કેમે તું જાએ કહ્યો;
ગાવા તુંજ ગુણાનુવાદ ગૂઢ જે કયાંથી ગતિ માહરી,
શ્રદ્ધા સ્ફૂરણ થાય સે'જ તું વિષે પૂરી કૃપા તાહરી. ૧
ત્હારી શક્તિ થકી થએલ સહુ આ સૃષ્ટિ પદાર્થો વિષે,
વસ્તુ માત્ર વિલોકી વિસ્મિત થતાં વિભૂતિ ત્હારી દીસે;
વિચારે વધતાં વિમૂઢ બનીને વિચાર શૂન્યે પડું,
પામું ના પ્રભુતા પ્રવાહ પટનો આરો અતિ આથડું; ૨
વંદું વિશ્વવિભુ હું દીન વચને દેવાધિદેવા તુંને,
દાસાનુગ્રહકારી તું અનુગ્રહી રાખે સમીપે મુને,
પ્રેરી પ્રેમપ્રસાદ પાત્ર કરી ને ભક્તિ રસેથી ભરે,
ટાળી તું ભગવાન તાપ ત્રિવિધિ તારે ભવાબ્ધિ હરે. ૩

મિશન હાઈસ્કૂલ
સુરત. } ભગવાન શિવશંકર ભટ્ટ.

---

## શ્રીમદ્ ભગવદ્ ગીતા.

લેખકઃ—રા. રા ભગવાન શિવશંકર ભટ્ટ, મિશન હાઈસ્કૂલ–સુરત.
(અધ્યાય રજો–ગતાંક પૃષ્ઠ ૭૭ થી શેષ.)

વળી ચલિત ચિત વૃત્તિ તણો નિગ્રહ કરી કયમ યોજતો;
ઇન્દ્રિય નિગ્રહ છુટતાં શી રીત વિષયો સેવતો. ૫૪
ગુણ મનોગત સહુ કામના એ સમાધિસ્થ તજે યદા;
તલ્લીન આત્માનંદમાં સ્થિત પ્રજ્ઞ તેને કહે તદા. ૫૫
નવ દુખવિષે ઉદ્વેગ જેને, વિષય સુખમાં નિસ્પૃહી,
નિવૃત્ત રાગ ભયાદિથી સ્થિત પ્રજ્ઞ સાચો તે સહી. ૫૬
જે વિષયથી વિરક્ત થાતા શુભાશુભને પ્રાપ્ત થઈ,
નથી પ્રશંસા કે દ્વેષ કરતો, સ્થિતપ્રજ્ઞ ખરો સહી. ૫૭
વળી કૂર્મ જ્યમ નિજ અંગને ત્યમ ઇન્દ્રિયોને વિષયથી;
સંકોચતો તે કાળ તે નરતણી પ્રજ્ઞા સ્થિત કથી. ૫૮
વળી વિષયરત નિબળ થતે પણ રાગરહિત થતો નથી;

સ્થિત પ્રજ્ઞ તો પરબ્રહ્મ પામી નિવર્તે છે સર્વથી. ૫૯
વિવેકી પુરૂષ પ્રયત્નશીલ તે તણા પારથ મનને;
બહુ બલિષ્ટ ઇન્દ્રિયો બલાત્કારે વિકારે યુક્તજ કરે. ૬૦
તે સર્વને જે પુરૂષ મત્પર સંયમી નિગ્રહ કરે;
વર્ત્તાવતો . વશ ઇન્દ્રિયોને પુરૂષ સ્થિત પ્રજ્ઞજ ખરે. ૬૧
વળી વિષય કેરૂં ધ્યાન તેને સંગ તેમાં ઉપજે;
સંગે કરીને કામ, કામે થકી ક્રોધજ નિપજે, ૬૨
ક્રોધે કરી સંમોહ, મોહે સ્મૃતિ વિભ્રમ થાય છે;
સ્મૃતિ નાશથી બુદ્ધિ જતાં, અંતે વિનાશજ થાય છે. ૬૩
વળી રાગદ્વેષ રહિત નિગ્રહી, મનાધીન ઇન્દ્રિય થકી;
તે વિષયને ગ્રહતાં છતાં, ચિતસ્વસ્થતા પામે નહી. ૬૪
જે પ્રસાદે આ પુરૂષના સહુ દુઃખ નિવૃત થઇ રહે;
કારણ-પ્રસન્નચિત નરતણી મતિ તતક્ષણે સ્થિરતા લહે. ૬૫
નહિ આત્મવિષયક બુદ્ધિ ઉપજે નિરંકુશચિત પુરૂષને;
આ બુદ્ધ કેરા અભાવે વળી ભાવના નહિ ઉપજે—
યમ ભાવનાહીન પુરૂષ જે તે શાન્તિ પામે નહિ નકી,
શાન્તિ રહિત નરનેજ મોક્ષાનંદ રૂપ સુખ ક્યાં થકી? ૬૬
કારણ-પ્રવૃત્તજ ઇન્દ્રિયોમાં લક્ષનું મન ઇન્દ્રિ જે;
તે હરે પ્રજ્ઞા પુરૂષની, જ્યમ જલે વાયુ નાવને. ૬૭
તે માટ શબ્દાદિ વિષયથી ઇન્દ્રિયો સહુ જેહની;
નિવૃત્ત થયલી હોય, અર્જુન, સ્થિર પ્રજ્ઞા તેહની. ૬૮
વળી સર્વ અજ્ઞાની પુરૂષોતણી પ્રજ્ઞા રાત્રિ જે,
છે ઇન્દ્રિયોના સંયમી સહુ પુરૂષ જાગૃત તે વિષે.
જે અવિદ્યારૂપ નિન્દ્રમાં અજ્ઞાની નર સહુ જાગતા;
તે અવિદ્યા સ્થિતપ્રજ્ઞ બ્રહ્મજ્ઞાનીઓની છે નિશા. ૬૯
જ્યમ પ્રવેશે જલ અચલ ઉદધિ સર્વનદીએ પૂર્ણ જે,
ત્યમ પ્રવેશે સ્થિતપ્રજ્ઞા પ્રતિ શબ્દાદિ ઇન્દ્રિય વિષય તે.
આ ઉદધિવત સ્થિતપ્રજ્ઞ નર તે સદ્ય શાન્તિ પામતો,
નહિ વિષયકેરી-કામના બદ્ધ પુરૂષ લેશ વિરામતો. ૭૦
જે પુરૂષ તૃણવત ત્યાગીને સહુ કામના નિસ્પૃહ - થતો,
અહંકાર મમતા રહિત તે સ્થિતપ્રજ્ઞ શાન્તિ પામતો. ૭૧
આ બ્રહ્મ વિષયક સ્થિતિ પામી કોઈ નર મોહે નહિ;
સ્થિત થયો અંતે એહમાં નિર્વાણપદ પામે સહી. ૭૨

અધ્યાય ૨ જો સંપૂર્ણ.

## એક ચેતવણી.

આપણા શરીર, 'ભેજા' અને આત્માને આ પૃથ્વી પરની કોઇ પણ ચીજ જેટલું નુકશાન કરે છે, તેના કરતાં શરાબ ઘણુંજ વધારે નુકશાન કરે છે.

શરાબ એ માણસનો મોટામાં મોટો દુશ્મન છે, કારણ કે તેથી તંદુરસ્તી, સુખ, સંસાર અને આબરૂનો નાશ થાય છે,

શરાબ એક ભલાં માણસને બદલી નાંખે છે, અને તેને એક ખરાબ ભાઇ, એક ખરાબ દીકરો, એક ખરાબ ધણી, એક ખરાબ કારીગર અને એક ખરાબ શેઠ બનાવે છે.

શરાબ પીધાથી એક માણસ જોરાવર થતો હોય એમ માનવામાં આવે છે, પણ તેને બદલે તે ખરેખર એટલો તો નબળો પડી જાય છે કે શરાબની અસર તળે તેનાથી ટટાર ઉભું રહી શકાતું નથી, અથવા સીધું ચાલી શકાતું નથી.

શરાબ પીધાથી માણસ સુખી થવાની આશા રાખે છે, પણ તેથી તેનું માથું દુઃખે છે અને પાછળથી પસ્તાવાને લીધે તેનું દીલ દુઃખે છે.

માણસો માને છે કે શરાબ પીધાથી તેઓ રમુજી અને હોશિયાર થાય છે, પણ તેઓ ઉલટાં ગાંડા માણસની માફક વર્તે છે.

શરાબ પીધાથી એક માણસ પોતા તરફ તેમજ પોતાના વહાલાઓ તરફ જેટલો બેદરકાર અને ઘાતકી થાય છે, તેટલો બીજા કશાથી થતો નથી.

શરાબને લીધેજ, ઘણાજ આશાવંત લાખો જુવાન પુરષો પાયમાલ થયા છે, અને હજારો કુટુંબોનો નાશ થયો છે

જો તમો ડાહ્યા હો, અને સુખી, ઉપયોગી જીંદગી ગુજારવા માગતા હો તો મહેરબાની કરી પવિત્ર સમખાઓ કે તમો કોઇપણ દિવસે પેલી પ્રવાહી આગ અને ઝેર સાથે કામ પાડશો નહિ કે જે આગ અને ઝેરનું નામ શરાબ છે.

તંત્રી.

## દારૂ પીવાથી ભયંકર પરિણામ.

દારૂના વ્યસનથી એક માણસની જીંદગીનો નાશ થયો તેનો હૃદય ભેદક એક કાગળ જેના સાર હેઠળ પ્રમાણે છે. દરેક ઠેકાણે જુવાનીઆઓને એથી ગંભીર ચેતવણી મળે છે.

એ લખનાર કહે છે કે, જો મારી જીંદગી મને ફરીથી મળે, તો જેમ મેં મારી તેર વર્ષની ઉમરે દારૂની દુકાનમાં નોકરી કરવાની શરૂ કરી તેમ ફરી કરૂંજ નહિ.

હું છેક છોકરો હતો, તે વખતે એક ઘરવાળાએ મારી પાસે દારૂ મગાવ્યો, ત્યાં અમારો ઘરાક દારૂ પીને બારણા પછવાડે મરેલો પડેલો હતો

કેટલાંક વર્ષ પછી હું એક સ્ત્રીને દારૂ આપતો હતો. તેણીએ પછીથી પોતાના ધણીને મારી નાખ્યો તેણીના ઉપર ખુનનો ગુન્હો સાબિત ઠર્યો અને રાજાની મરજીમાં આવે ત્યાં લગી તેને કેદમાં રહેવાની સજા મળી.

દારૂની એક બીજી દુકાનમાં હું એક જુવાન માણસને દારૂ આપતો રહ્યો હતો, તેના પર પછીથી ખુનનો ગુન્હો સાબીત ઠર્યો. એ દુકાનમાં હુ હતો ત્યારે મને રૂા. ૩૦,૦૦૦નો વારસો મળ્યો, એ બધા પૈસા મે ઉડાવી નાખ્યા, મારા કુટુંબમાના ઘણાજણ કલાલનો ધંધો કરતા હતા અને તેમા હું પણ ફસાયો હતો.

ત્રીસ વર્ષ લગી હુ દારૂડીઓ હતો પણ આજ સાત વર્ષ થયા મારૂં હૃદય તથા મારી જીદગી બદલાઈ છે.

તંત્રી.



# જમાનાની જોગણ



યાને

## પરમેશ્વરની પુતળી.

[રાહ-દાસપરે દયા લાવો]

જોઈ રૂપાળી તું નારીરે, મોહિશ મા પ્યારા, જોઈ રૂપાળી તું નારી.
હોઠ લાલને ગાલ ગુલાબી, પગમા પહેરે કડલાં કાંબી;
વાટ્યું નખોદ ઝાંઝરનાં ઝમકારે ભારીરે.—મોહિશ મા.
આંખો બે એની અણીયાળી, જગત લોક વશ છે કરનારી,
ભૃકુટિ બાણુ સખા તુજ માટે રહી છે ધારીરે.—મોહિશ મા.
પીન પયોધર જો પરખાયા, મર્દ મુછાળા કૈ લલચાયા;
એ ચંડાલણીયે જન કૈંક, નખાવ્યા મારીરે.—મોહિશ મા.
વીસનખી વસમી છે ભારે, વજ્ર હોય તેને પણ ગાળે;
વગર મોતથી મરી જવાની પાળીરે,—મોહિશ મા.
પ્રથમ પરીનું રૂપ બતાવે, હિંમત ઉંવટ સર્વ હઠાવે;
નથી એ અચલ તમારી, ભાઈઓ પ્યારીરે.—મોહિશ મા.
જયરામ જગતને કહિ સમજાવે, માનવ દેહ ફરી નહિ આવે,
પડેલા જનો તણી થઈ છે. ખ્વારી ખ્વારીરે.—મોહિશ મા.

કવિ ભાગલીયા.

# મનુષ્યનો વાસ્તવિક આહાર શો?

લેખકઃ—શ્રી. રા. છોટુભાઇ દાજીભાઇ દેસાઇ—"શારદા-વિહાર," સુરત.

( ગતાંક પૃષ્ટ ૮૦થી શેષ. )

## માંસ ભક્ષણનો પ્રકૃતિ-વિરૂદ્ધ પ્રભાવ.

પ્રોફેસર બેરન કયુવિયર સાહેબ લખે છે કે જો આપણે જાનવરોની બનાવટ જોઇએ, તો સ્પષ્ટ જણાય છે, કે મનુષ્ય ફળાહારી જીવો સાથે દરેક રીતે મળતા આવે છે કિન્તુ માંસાહારી પ્રાણીઓ સાથે કોઇપણ રીતે મળતા થતા નથી. કેવળ અગ્નિ પર તપાવી નરમ કરી તથા એની મૂળ સ્થિતિમાં પરિવર્તન કરી માંસ દાંતોથી ચવાય એવું બનાવવામાં આવે છે, તથા એના ભયંકર સ્વરૂપ અને દુર્ગંધીથી ઉત્પન્ન થતી ઘૃણા દૂર કરાય છે. મનુષ્યને જે હું પહેલાં કહી ચૂક્યો છું, કે કોઇપણ માંસાહારી જીવ સાથે સરખાપણું નથી. આંતરડાંની રચના ફળાહારી જીવ સાથે મળતી આવે છે. વનવાસી મનુષ્ય દરેક રીતે મનુષ્યને મળતો આવે છે. એટલે સુધી કે એની જાતિ તથા એના દાંતોની સંખ્યા પણ એટલીજ હોય છે, તેમજ એના પગ પણ એવીજ છે. વાંદરોમાં જે ફક્ત ફળાહારી છે, તે આવા વનવાસી મનુષ્યને મળતા આવે છે. એવું બીજું કોઇ પ્રાણી નથી કે જેનો ભિન્ન ભિન્ન ભોજન પર જીવનાધાર છે અને તેથીજ તે આટલું બધું મળતું આવે છે.

પ્રોફેસર વિલિયમ લોરેન્સ પોતાના એક વ્યાખ્યાનમાં કહે છે, કે મનુષ્યના દાંત માંસાહારી જીવોના દાંત સાથે જરાપણ મળતા આવતા નથી માંસાહારી જીવોની દાંતની રચનાજ જૂદી છે.

ડૉ૦ પાચટ કહે છે કે મનુષ્ય ફળાહારી જીવ છે, અને એ વાતને એના આંતરડાની બનાવટ અને એનાથી અધિક એના દાંત સારી પુર્તિ આપે છે.

પ્રોફેસર સર ચાર્લ્સ બેલ કહે છે કે મનુષ્યનાં દરેક ભાગની બનાવટ મનુષ્ય ખરેખર ફળાહારીજ છે એ વાતને પુષ્ટિ આપે છે, આમ કહેવામાં જરાપણ અત્યુક્તિ નથી. આ બીનાઓથી વિશેષ પ્રગટ થાય છે કે એના દાંત, એની પાચન શક્તિ, એના ચામડી અને એના હાથપગની બનાવટ ફળાહારીજીવની બરાબર છે.

પ્રોફેસર સર રીચર્ડ ઓવેન લખે છે કે લંગુર યા વાંદર જેની સાથે મનુષ્ય દાંતોમાં ઘણે ભાગે મળતા આવે છે, એનું કારણ એઓ કેવળ ફળ ફૂલ, ભાજીપાલો, બીજ વિગેરે ખાનારા છે. એની અને મનુષ્યના દાંતોની સમાનતાથી જણાય છે, મનુષ્ય ફળાહારી છે.

હેકિલ સાહેબ કહે છે કે મનુષ્ય અને વાંદરનું શરીર કેવળ મળતા આવે છે એમ નહીં, પરંતુ દરેક પ્રકારે એકજ છે. ૨૦૦ હાડકાથી બનેલુ શરીર, માંસના ૩૦૦ ટૂકડાથી હાલવું ચાલવું, ચામડી પર વાળનું ઉગવું, હૃદયની અંદર ચાર હોજરી હોવી, ૩૨ દાંતના જડબા, થુક, પિત્ત તથા પેટના પ્રવાહી રસથી પાચન થવુ, તેમજ ગર્ભસ્થાન આદિ તમામ રીતે મનુષ્ય તથા વાદરમાં સમાનતા જોવામાં આવે છે.

ડોકટર જોશિઆ ઓલ્ડફીલ્ડ કહે છે કે હાલમાં વિજ્ઞાનના જોરથી આ વાત સ્પષ્ટ થઇ ગઇ છે કે મનુષ્ય માંસભક્ષી નથી કિન્તુ ફળાહારી છે. રસાયન વિદ્યા પણ એને પૂર્તિ આપે છે, તેમજ એ સંબંધે કોઇનો કોઇ પ્રકારનો પણ વિરોધ નથી, કારણ કે શાક તથા ફળોમા એ સર્વ પદાર્થો હયાતિમાં છે કે જેના પર મનુષ્ય સારી રીતે જીવન વ્યતિત કરી શકે છે. માંસ ભક્ષણ કુદરતથી વિરૂદ્ધ છે. માંસ સેવનથીજ હાલમાં ઘણા મનુષ્ય ભયંકર રોગોથી પીડાતા જોવામાં આવે છે. માંસ ભક્ષણથી એવા ભયંકર. રોગ થાય છે, કે જેનાથી ૧૦૦માંથી ૯૯ મનુષ્ય મરણ પામે છે.

પ્રોફેસર જાનરેનુ કથન છે કે મનુષ્ય નિઃસંદેહ કદી પણ માંસાહારી જીવ બનાવેલો નથી.

પ્રોફેસર પીરી ગેસેન્ડી લખે છે કે મને એ બાબત પર વિચાર કરતાં જણાય છે કે આપણાં દાંતોની બનાવટ જોતાં કુદરતે આપણને માંસાહારી બનાવ્યા નથી, કારણ કે જે જે જાનવર માંસાહારી છે, તેના દાંત લાંબા, મોટા અને તીણા તથા વચ્ચે અંતર હોય છે. જેમકે સિંહ, વાઘ, કુતરો, બીલાડી વગેરે પ્રાણીના છે. પરન્તુ જે ફળાહારી છે, તેનાં દાંત નાના, ધાર વિનાના, પાસે પાસે, બરાબર બે હારોમાં હોય છે.

પ્રોફેસર બેરન કયુવિયર પુનઃ લખે છે કે મનુષ્યનું કુદરતી ભોજન જો એની બનાવટથી જોઇએ તો ફળ, ફુલ, વગેરે ભાજીપાલો છે.

[અસમાપ્ત.]

---

## અશક્તાશ્રમ.

ધન હાટે પૃથ્વી હસે, ઔષધ ખાતાં કાળ;
વ્યભિચારિણી નારી હસે, પિયુ રમાડે બાળ.

આ એક પ્રસિદ્ધ દોહરો જો કે તે નાનો છે, પરંતુ તેમાં ઘણું રહસ્ય રહેલું છે. કૃપણ મનુષ્ય પોતાના સંચિત દ્રવ્ય દાટવા જતાં પૃથ્વી હસે છે, કે આ બિચારો કોણ જાણે કોને માટે એકઠું કરતો હશે. ઔષધ ખાતાં કાળ-મૃત્યુ હસે છે કે ગમે તેટલા ઉપચારો કરશે, કિન્તુ મારા પંજામાંથી છટકી શકવાનો નથી. તેમજ વ્યભિચરિણી સ્ત્રી પોતાના પિયુને પોતાના બાળને રમાડતો જોઇ હસે છે કે આ ફરજંદ કોણ જાણે કોનું હશે, પરંતુ આ મૂર્ખ પોતાનું ધારી રમાડી રહ્યો છે મનુષ્ય પોતાના જીવન દરમિઆન એટલું તો જુએ છે તથા જાણે છે કે દરેક મનુષ્ય પોતાની સાથે આ ઐહિક સુખોમાંથી કાંઇ પણ લઇ જઇ શકતો નથી. અખૂટ ધનના ભંડારો જેમના તેમ પડયા મૂકી આ ફાની દુનીઆ છોડી જવું પડેછે. કિન્તુ દીલગીરીની વાત છે, કે તે જાણવા છતાં દરેક જણ તે એકઠું કરવાના ઉદ્યોગમાંજ મચ્યા રહે છે અને તે એટલે સુધી કે યમદેવનો સાક્ષાત્કાર છતાં પણ એ વૃતિ શાન્ત થતી નથી. પરંતુ પ્રિય પાઠક બાઇઓ! આજ આપણા વિનાશનું

કારણુ છે. જ્યાં સુધી આપણે પ્રભુને પ્રિય કાર્ય કરી તેના આશીર્વાદને પાત્ર થઇશું નહી ત્યાં સુધી આપણને હમેશાં તેના તરફથી કટુ પથ્ય મળ્યાજ કરશે. અને તે પ્રમાણે આપણી અનિચ્છા છતાં પીવુંજ પડશે.

પ્રિય પાઠક ! એ કટુપથ્યપાનથી બચવાને માટેજ આવી સંસ્થાઓ સાધનભૂત થઇ પડે છે, એવી સંસ્થાઓનું પ્રત્યક્ષ દર્શન થતાં તેના આશ્રિતો દયાજનક સ્થિતિ જોતાં સ્વાભાવિક જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે, અને તત્ક્ષણ તેની અશિષ્ઠ વૃત્તિ ક્ષય પામે છે. જો વારંવાર મનુષ્ય એવા સમાગમમાં આવે તો તેના જીવનપર એક નવોજ પડદો પડે છે. તેટલા માટેજ અમો પુનઃ પુનઃ અમારી આ અશક્ત-નિરાધારોની સંસ્થા નજરે નિહાળવા વિનંતિ કરીએ છીએ. તો સુજ્ઞ પાઠક મહાનુભાવો ! આ સંસ્થા નવરાત્રને વખતે નજરે નિહાળી પોતાના જીવનનું શ્રેય કરશે તેમજ દિવાળીના દિનોના વ્યર્થ ઉડાઉ ખર્ચ કરતાં આવા કાર્યમાં વ્યય કરી પોતાનું એહિક પારલૌકિક જીવન સુધારશે એવું ઇચ્છી વિરમીએ છીએ.

તંત્રી



# કમળાવતી.

(૪)

લેખકઃ—રા. રા. છોટુભાઇ દાજીભાઇ દેસાઇ,–"શારદા-વિહાર." સુરત.

"મા, શું આ કામ સારૂં કર્યું ?"

"એમાં બૂરૂં શું થયું ! ભૈરવ !"

"મુસલમાન આપણા શત્રુ છે, તેમાં વળી જે અત્રે આવ્યા હતા તે આપણા ઘોર શત્રુ હતા"

"કોઇ પણ હો, પરંતુ હતા તો આપણા અતિથિ !"

"જણાય છે, ગુર્જર ભૂમિપર જલદી કંઇ વિપત્તિ પડશે."

"કેમ જાણ્યું ?"

"એ લોકોની વાતચિતથી માલમ પડ્યું."

"કઇ ચિન્તા કરવા જેવું નથી. ભૈરવ ! તું ભય મા રાખ ! ગુર્જરવાસી નિર્બળ નથી. કુમારસિંહની શકિત હજી ક્ષીણ થઇ નથી. ગુર્જર ભૂમિનું કાંઇ પણ અનિષ્ટ થશે નહિ."

" સત્ય છે કમળા ! ગુર્જરવાસી નિર્બળ નથી, " પાછળથી કોઇએ કહ્યું.

કમળાવતીએ મુખ ફેરવી જોયું, તો કુમાર પાછળ હસતો ઉભો છે. ભૈરવ કુમારને જોઇ ત્યાંથી ચાલી ગયો. કમળાએ ચિંતિત સ્વરથી કહ્યું, કુમાર ! આપણા લોક પર દુઃખ આવી પડનાર છે."

કુમાર૦:—દુઃખ ! કમળા ! જ્યાં સુધી સુલતાન મહમૂદ જીવે છે, ત્યાં સુધી સુખ મળનાર નથી, પરંતુ એ પણ ધ્યાનમાં રાખો, કે હું દુઃખનીજ શોધ કરૂં છું.

કમળાએ કઠોર દૃષ્ટિપાત કરી પૂછયું, "કેમ ?"

કુમાર૦:—શું તે નથી જાણતી ? સ્મરણ છે ! સોમનાથના મન્દિરમાં આપે શી પ્રતિજ્ઞા કરી હતી ?-તથા શો નિશ્ચય કર્યો હતો ? જો દુઃખ ન આવશે તો કુમારસિંહનું બાહુબળ શી રીતે પ્રકટ થશે ?

કમળા ગંભીર થઈ બોલી, "કુમાર ! આ સમય સુખ-કલ્પના કરવાનો નથી. ગુર્જર ભૂમિનો આધાર તારાપર છે, પિતા વૃદ્ધ છે, જે પણ તારાપર વિશ્વાસ રાખે છે."

કુમારઃ—એ સર્વ જાણું છું જીવતાં છતાં હું કર્તવ્ય વિમુખ ન થઈશ. તું એની ચિંતા ના કર.

કમળાઃ—"મારી સાથે સંકોચ ન રાખશો."

કુમારઃ—કમળા ! યુદ્ધમાં સર્વ અનિશ્ચિત હોય છે. કોણ જાણે કે શું થશે ? કદાચ કયાં હું માર્યો પણ જાઉં.

કમળાઃ—કુમાર ! તો હું સ્વર્ગમાં આવી તમારા ચરણોને ચુમીશ.

કુમારઃ—કમળા ! હું એજ સાંભળવા માગતો હતો. મને એવું જણાય છે, કે તમારે લીધેજ એ નીચ "મહમૂદ" ગુર્જર ભૂમિપર હુમલો કરશે.

કમળાઃ—એ આપે શી રીતે જાણ્યું ?

કુમારઃ—સુલતાનના માતૃપુત્ર શાહજમાલ તને જોઈ ગાંડા જેવો થઇ ગયો છે. તેજ સેનાપતિ થઈ આવશે, ભૈરવે આ મને કહ્યું છે. એ તે લોકોની સાથે ઘણે દૂર સુધી ગયો હતો, એણે આ વાત તેઓના મુખથી સાંભળી છે.

આ સાંભળી કમળાવતીના હૃદયમાં ભય ઉત્પન્ન થયો. એક અનિષ્ટની આશંકા ઉદ્‌ભવી. શું એને લીધેજ એની જનની જન્મભૂમિનું સર્વનાશ થશે ? શું એનેજ લીધે શાહજમાલ ગુર્જરભૂમિ ઉપર હુમલો કરશે ?

કેટલેક વારે કમળાવતીએ કહ્યું કુમાર ! તમે એનો ભય ના બતાવો. હું રાજપુત્ર કન્યા છું. હું મારી ફરજ સારી રીતે સમજું છું. વખત આવે અમારે માટે ચિતાગ્નિ ચન્દન પ્રલેપની સમાન શીતળ થઈ જાય છે.

કુમારની આંખોમાં પાણી ભરાયું. તે ત્યાંથી ચાલવા લાગ્યો. કમળાવતીએ કરૂણ સ્વરથી આકાશ તરફ જોઇ કહ્યું "ભગવાન સોમનાથ ! હજારો કમળાવતી ભલે કાળના ભીષણ પ્રવાહમાં વહી જાય, પરંતુ જો જો પ્રભો ! કુમાર ગુર્જરભૂમિની રક્ષા સારી રીતે કરજો."

(અસમાપ્ત.)




લેખક—રા. રા. ડૉ. નટવરલાલ જગન્નાથ ગૌતમી. અજમેર.

(૪)

હું બંગલે આવ્યો. પિતાજીની બ્હીકથી મ્હારો જીવ ઉડી ગયો હતો. મ્હારા અભ્યાસ કરવાના રૂમમાં આવીને એક ખુરસી ઉપર બેસીને પિતાજી બોલ્યાઃ—"કાલેજ ત્હને કલકત્તે મોકલી દઇશ. અક્કરમી એટલામાં તો "લવ"મા પડી ગયો! યાદ રાખજે કે મ્હારા છોકરાઓ અભણ રહેશે તે હું પસંદ કરીશ પણ તેઓ ખરાબ ચ્રિચાલના નીકળે એ મ્હને જરા પણ પસંદ નથી તું હવેથી એલન સાહેબની છોકરી સાથે ફરીશ તો ત્હને ઘરમાંથી બ્હાર કહાડી મુકીશ" હું ન્હાના બાળકની માફક રોઇ પડયો. "મ્હારો શો દોષ? લિલિયન મ્હારી સાથે ફરવા આવે ત્હેમાં હું શું કરૂં?" પિતાજીએ સ્નેહપૂર્વક કહ્યું—"એ આવે તો આવવા દે. પરન્તુ તું એને મ્હારી આજ્ઞા જણાવી દેજે." પિતાજી ચાલ્યા ગયા. હું બેઠો બેઠો ઉંડા વિચારમાં ગરકાવ થઇ ગયો

જીવન વસન્તનું પ્રથમ સ્વપ્ન ઘણુંજ મધુર હોય છે. એને ભુલી જવાની શકિત કોનામાં હોય છે? એ રાત્રે મ્હેં એક સ્વપ્ન જોયું. લિલિયન અને હું બન્ને જણ સંપ કરીને સંસારની બધી અડચણોને દૂર કરીને ચાલી ગયા છીએ. ઉંચે ચન્દ્ર લોકમાં, નિર્જન કુન્જ વનમા અમે બન્ને જણા ઘણા આનંદમાં દિવસ વ્યતિત કરીએ છીએ

પિતાજીની કઠોર આજ્ઞાને વશ થઇને મ્હારે બીજે દિવસે સ્હવારેજ કલકત્તે જવું પડયું હતું એટલે લિલિયનને મળવાનો અવકાશ મ્હને મળ્યો ન હતો. પરન્તુ મનની દુર્બળતા હતી કે ત્હેને પત્ર લખવાનું હું ભુલી ગયો ન હતો.

પ્રથમ પત્રમાં લખ્યું હતું કેઃ—"તમે શા માટે એકાએક ચાલ્યા ગયા? મ્હેં એવો શો અપરાધ કર્યો હતો કે મ્હને મળવા પણ ન આવ્યા? બીજે દહાડે સ્હવારે હું ત્હમને ખોળી ખોળીને થાકી ગઇ?" આ પ્રમાણે પત્રોદ્વારા અમારો સ્નેહ વધતો ગયો. પિતાજી તો જાણતા હતા કે આપદા ટળી ગઇ છે. પરન્તુ ખરૂં જોતાં તો મ્હારી મનોવ્યથા તો વધતી જતી હતી.

એક દિવસ લિલિયનનો પત્ર આવ્યો. ત્હેના પિતા એલન સાહેબે પેનશન લીધું હતું પરમ દિવસે તેઓ સ્વદેશ જશે. લિલિયન સ્વદેશ જતા પહેલાં મ્હને છેલ્લીવાર મળવા માગતી હતી, પરન્તુ પિતાજીની રજા વગર કેવી રીતે જવાય? આ વખતે પ્રેમનું પ્રાબલ્ય

અધિક હતું. એ પ્રેમને લીધે મ્હેં પિતાની આજ્ઞાનું પણ ઉલ્લંઘન કર્યું. હું પિતાની પાસે ગયો. પિતાએ વિસ્મય પામીને પુછ્યું:—"તું એકદમ અહિં શા માટે આવતો રહ્યો? ત્હારા અહિં આવવાની તો કોઇને ખબર પણ નહતી મ્હેં ત્હને આપણે ગામ જવા માટે લખ્યું હતું ને? ત્યાં જઇને આપણાં ખેતરની દેખરેખ રાખવાની જરૂર હતી. હું નીચું મ્હોં ઘાલીને બેસી રહ્યો.

એ દિવસે પણ જ્યોત્સ્ના તે રાત્રિની માફક હાસ્ય કરી રહી હતી. એ પ્રથમ ચુમ્બનની રાત્રિની માફક આજે પણ પુષ્પોની સુગંધ ચારે તરફ પ્રસરી રહી હતી. પક્ષીઓનાં કલરવથી દિશાઓ ગાજી રહી હતી. બગીચામાં હું ફરતો હતો. ત્યાંથી લિલિયન અને મ્હેં એક બીજાનાં દર્શન કર્યાં. લિલિયન મ્હારી પાસે દોડી આવી અને મ્હારી છાતીમાં પોતાનું માથું ચાંપીને ઉભી રહી. આજે હોઠ કંપ્યા નહીં. પિતાની કઠોર આજ્ઞાના ભયથી હૃદય કંપ્યું નહિ. મ્હેં ત્હેના લાલ અધરોષ્ટ ઉપર હૃદયની પ્રગાઢ પ્રીતિના ચિત્ર સ્વરૂપ એક ગાઢું ચુમ્બન અંકિત કર્યું લિલિયન રોતી હતી. હું પણ આંસુને રોકી શક્યો નહિ. જો રોકી શક્યો હોત તો આ પ્રમાણે આખું જીવન દગ્ધ કરવું પડત નહીં. હું આવેગ પૂર્વક બોલ્યો:—"લિલિયન! ત્હારા હૃદયમાં આટલો બધો પ્રેમ છે! તું મ્હને હજુ પણ આટલો બધો ચાહે છે!"

લિલિયને કહ્યું:—"વ્હાલા પ્રેમ એકવાર બંધાય છે કે બે વાર? મ્હારા સ્વદેશના ઘણા યુવકો મ્હારા હાથની માગણી કરે છે પરન્તુ હું કોઇની સાથે પરણીશ નહીં. મ્હેં એ લોકોને સાફ જવાબ દઇ દીધો છે કે આ જીવનમાં હું ત્હમને કદિ મેળવી શકીશ નહી. ચાલો ત્હમે પણ વિલાયત ચાલો"

મ્હેં કહ્યું:—"એ તે કંઇ બને? આખી જીંદગી સુધી વ્હાલી ત્હારૂં સ્મરણ મ્હારા હૃદયમાં વહન કરીશ હૃદયમાં ભરી રાખેલી સેંકડો વાત ભાષાથી વ્યક્ત કરવી બની શકી નહી. ઉભયની મર્મ વેદના આંખોમાં સ્પષ્ટ જણાઇ આવી—

વિદાય થતી વખતે લિલિયને ત્હેના સ્મૃતિ ચિહ્ન તરીકે એક વીંટી, છબી અને ત્હેના માથાના વાળનો એક ગુચ્છો મ્હને આપ્યો અને મ્હારી વીંટીને મ્હારા સ્મૃતિ ચિહ્ન તરીકે પોતે પહેરી લીધી. અશ્રુભરી આંખોએ અમે પોતપોતાને બંગલે પાછાં ફર્યાં.

લિલિયન ત્હેના પિતાની સાથે વિલાયત ચાલી ગઇ પિતા મ્હારા લગ્નને માટે ઉતાવળ કરી રહ્યા, પરન્તુ એકવાર કોઇને હૃદય આપ્યા પછી બીજા કોઇના ઉપર પ્રેમ રાખી શકાય?

રવિવારનો દિવસ હતો. સ્હવારના પહોરમાં હું ટેબલ ઉપર ચ્હા પીતો હતો. પિતાજી એક આરામ ખુરશીમાં પડ્યા પડ્યા વર્તમાનપત્ર વાંચતા હતા. એવામાં પોષ્ટમેન એક કાળી લીટીઓવાળું કવર આપી ગયો. પિતાજી આ પત્ર વાંચી મ્હારા ઉપર ફેંકી દઇ બીજા રૂમમાં ચાલ્યા ગયા. ધ્રુજતે હાથે પત્ર વાંચ્યા પછી મ્હેં જાણ્યું કે લિલિયન હવે આ નિ-

ચુર જગતમાં નથી. તેજસ્વિની ઇંગ્રેજ કુમારિકા લિલીયન મૃત્યુ શય્યા ઉપર પણ મ્હારા નામનું સ્મરણ કરતી કરતી મરી છે ! ખરે ! રમણીનો પ્રેમ અલૌકિક છે !

એલન સાહેબે પત્રનો ઉપસંહાર કરતાં પિતાશ્રીને લખ્યું હતું કે:—"જો ત્હમે મ્હને ઇંડીયામાં ખબર આપી હોત કે ત્હમારા પુત્ર ઉપર મ્હારી દીકરીનો પ્યાર છે અથવા તો લિલિયને પોતે મ્હને જણાવ્યું હોત તો હું મ્હારી એકની એક લાડકવાઇ લિલિયનના સુખને માટે સર્વ પ્રકારની અડચણો દૂર કરવા તૈયાર થાત. સ્ટીમરમાંજ ત્હેને તાવ આવ્યો, લંડન પહોંચ્યા પછી તાવ ઘણો વધી ગયો અને ત્હેને ન્યુમોનિયા થઇ ગયો. હાય ! લંડન શહેરના પ્રખ્યાત ડોકટરો પણ મ્હારા એકની એક લિલિયનનો પ્રાણ બચાવી શકયા નહીં. મ્હારા નેત્રોમાંથી અશ્રુબિન્દુ નીચે સરી પડયાં લિલિયનના સ્મરણથી હું ઘણો વ્યથિત થયો.

શાન્ત અંધારી સધ્યાકાળે જે સ્થળે હું લિલિયનથી છુટો પડયો હતો તેજ સ્થળે એકલો બેઠો. આજ લિલિયન મ્હારા પડખામાં નથી. ત્હેનો વિચાર કરતાં કરતાં હું એક પ્રકારની તંદ્રામાં આવી ગયો. એ તંદ્રાવસ્થામાં મ્હેં જોયું કે વ્હાલી લિલિયન વધારે સુંદર અને મનોહર રૂપ સાથે મ્હારી પાસે આવી છે. તે કહે છે કે:—"વ્હાલા, આવો, આવો હું ત્હમારી વાટ જોઇ રહી છું. અહિંયા આપણું જે મીલન થશે તે અનન્ત કાળ સુધી રહેશે !

આટલું છતાં પણ કોણ કહી શકે છે કે હું કુંવારો છું ? માતા પિતા ઘણા આંસુ પાડે છે, ભાઇ બ્હેનો તથા મિત્રો ઘણોજ આગ્રહ કરે છે પરન્તુ મ્હેં મ્હારો સંકલ્પ ફેરવ્યો નથી.

ત્હેની વીંટી, ત્હેની છબી, ત્હેના વાળનો ગુચ્છો એક ક્ષણને માટે પણ મ્હારાથી વેગળા ખસેડી શકયો નથી !

સંભવ છે કે હવે ત્હમે મારી વાત સાંભળીને હસશો નહી. એક હૃદયના કેટલા ભાગ થઇ શકે ? લિલિયન મ્હારા હૃદયમાં સર્વદા પૂર્ણ સૌન્દર્યની માનસી મૂર્તિ રૂપે વિરાજિત છે. એ મ્હારા હૃદયની રાણી છે. ત્હેને છોડીને હવે હું બીજા કોને મ્હારૂં હૃદય આપું ?



## કામનું શું ?

---

વિચિત્ર ઘટના વિશ્વની વિષ વિષમતાથી વ્યાપ્ત છે,
વિવેકથી સુખના રચ્યા, તો બુદ્ધિ છે શી કામની ? ૧.
રસપૂર્ણ વાની પીરસી રૂડાં કનક પાત્રો વિષે,
રૂચી નહિ જમનારને તો વાની તે શી કામની ? ૨.

કન્યા વર્યા કુળવંતની સૌંદર્યની હો પૂતળી,
ગૃહકાર્યમાં કુશળ નહિ, તે કામિની શી કામની? ૩
પ્રભુની કૃપાથી લાડી વાડી, ગાડીની પ્રાપ્તિ થઇ,
સ્વબન્ધુ દુઃખ ટાળ્યા નહિ, તો સાહ્યબી શી કામની? ૪
પ્રારબ્ધના સંસ્કારથી સંબંધ જ્યાં બંધાય છે,
મોટા અને નાના તણી તકરાર, તો શી કામની? ૫
આ મેં કર્યું, તે મેં કર્યું, માની વદે છે માનથી,
પ્રભુ વિણ ના તૃણ તૂટતું, લવરી કરી શી કામની? ૬
સત્કર્મના સંયોગથી આવી મળે સહુ માનવી,
સમજી ભલાઈ ના કરી, તો જીંદગી શી કામની? ૭
પૂર્વ સંચિત પૂણ્યના ફળથી મળ્યો નરદેહ તો,
ભાવે ન ભક્તિ આદરી, ધરી દેહ તે શી કામની? ૮

માંડવી-મુંબાઇ.] જીવનલાલ એચ. ઘડીઆલી.

## સાભાર સ્વીકાર-સમાલોચના.

સ્વામી રામતીર્થ ગ્રંથ ૧લો—પ્રકાશક સ્વામીજી ભિક્ષુ-અખંડાનંદજી.
મંત્રી-સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય...મુંબાઇ નં. ૨

બૃહદ્ ગ્રંથમાળાના છઠ્ઠા ગ્રન્થ તરીકે વિવિધ ગ્રંથમાળામાં અગાઉ પ્રકટ થએલા સ્વામી રામતીર્થના સદુપદેશોના પાંચ ભાગોની એકત્ર દ્વિતીયા વૃત્તિ છે સ્વામી રામતીર્થ એ આ સદીના એક મહાન્ પુરુષ થઇ ગયા છે. પ્રકાશક સ્વામીજી ગ્રથાર્પણ કરતાં સૂચવે છે તેમ સ્વામી રામતીર્થ તે વર્તમાન યુગના આધ્યાત્મિક ધનવંતરી, તથા તેમની સદુપદેશમયી અમ્મર વાણી રૂપ સંજીવની માત્રા કે જેને તેમણે જીવન પર્યન્ત સંવર્તનના પ્રયોગ વડે અનુભવ સિદ્ધ કરેલી છે, માત્ર તેનો જો સદુપયોગ કરવામાં આવે તો અન્તર્બાહ્ય વિકારોની આત્યંતિક નિવૃત્તિપૂર્વક નિત્યના સર્વોત્તમ જ્ઞાનાનંદમય જીવન અવશ્ય પ્રાપ્ત થાય. જ્યારે સ્વામી રામતીર્થ એ વર્તમાન યુગના આદર્શ "રામ" તરીકે પોતાની જન્મભૂમિમાંજ નહિ પરંતુ અમેરિકા આદિ સર્વ સુધરેલા દેશોમાં માનનીય થએલ છે એમનાજ ઉપદેશ આ

રહતા ભારત પ્રતિ સર્વને આકર્ષણ કરવામાં મૂળ ભૂત છે. જેઓ એને સાંભળે છે, યા વાંચે છે, મનન કરે છે, તે તદ્રૂપ-તલ્લીન થઇ અંત વિના, અટકતા નથી, અને રામના મુક્તકંઠે પ્રશંસક થાય છે. એજ એની વાણીની મહત્તાનો પૂરાવો છે. સ્વામી રામતીર્થ કે જેઓ નાની વયમાં એમ. એ. થયા હતા. તત્પશ્ચાત્ પ્રોફેસર, ફીલોસોફર થઈ સરવીસે જોડાયા. કિન્તુ વિધિએ તેને માટે જૂદોજ માર્ગ નિર્મ્યો હતો તેઓ કાંઇ ઐહિક આનંદમાં સુખ ભોગવી જીવન વ્યતિત કરવા સરજાએલા નહતા, કિન્તુ જગતની નજરે આદર્શ થવા, તથા અધઃપાત ભારતના ઉદ્ધાર માટે જન્મ્યા હતા, અને તે કાર્ય તેણે પાર પાડયું છે સ્વામીજીના વ્યાખ્યાનો કે જે એક મહાન્ ફીલસોફરની સંજીવીની વાણી તેમાં માથું મારવા તેના સમાન થવું જોઇએ. આપણું કથન તો તેના સદ્‌ગુણમાં મોહાઇ તેના અહર્નિશ શિષ્ય થઇ રહેવાનું છે. આ ગ્રંથમાં તેમના ૩૯ વ્યાખ્યાન છે તેમાંનો ઘણો ભાગ અમેરિકામાં થએલા વ્યાખ્યાનો છે અમેરિકનો એમના ઉપદેશથી ભારતના હિન્દુ ધર્મ કે જે આજે તેના જ અનુયાયીઓ તુચ્છ નજરથી જૂએ છે, તેના પ્રતિ અતિ માન ધરાવતા થયા છે. તેઓએ એમના નામથી એક "રામ સોસાયટી" સ્થાપી છે, અને ત્યાં હમેશ એના ઉપદેશોનું મનન થાય છે. આવા એક મહા પુરૂષની વાણીને કે જેને સર્વ સાધારણ પણ સાંભળવાને (વાંચવાને) મનન કરવાને ભાગ્યશાળી થાય, તત્કારણ તેના પ્રકાશકને ગુર્જરી પ્રજા આભારી છે, તેમજ તેમણે જે કિંમતે આ પુસ્તક ગુર્જરી પ્રજાને સાદર કર્યું છે તેને માટે, તેના પ્રકાશકના સાહસની પ્રશંસા તથા તેને અવશ્ય ઉત્તેજન આપવું જોઇએ. પૃષ્ટસંખ્યા૪૮+૩૬૫ છતાં ગ્રંથની કિંમત મૂલ્ય રૂ ૧) છે તે કેવળ પડતર કિંમતેજ છે. અમારી નમ્ર ભલામણ છે કે આવા ગ્રંથને પોતાના શ્રેય સારૂ તેમજ ઉત્તેજન સારૂ અવશ્યસન્માન આપવું જોઇએ.

અમોને નીચેના પુસ્તકો પ્રાપ્ત થયા છે, જેની સમાલોચના આગામી અંકોમાં લઇશું

| | |
|---|---|
| ૧ શાન્તિ પર્વ | શ્રીયુત સ્વામીજી ભીક્ષુ અખંડાનંદ |
| ૨ હિન્દના મહાન્ પુત્ર અને મિત્રોના જીવન ચરિત્ર | શ્રીયુત હીરાભાઇ દાદાભાઇ દેસાઇ |
| ૩ સુલતાન બહાદુરની ચિતોડપર ચઢાઇ | શ્રીયુત પ્રભુશંકર નરભેરામ વ્યાસ |
| ૪ સંસાર દર્પણ | ,, ,, ,, ,, |
| ૫ કાવ્ય ચન્દ્રોદય | શ્રીયુત શંકરલાલ મગનલાલ વ્યાસ |
| ૬ સુખકર | શ્રીયુત છગનલાલ સેનાપસિંગ |

તંત્રી.

શુદ્ધિપત્ર—ગતાંકમાં "વિષયીને"વાળું કાવ્ય રા. પ્રીતમનું હતું.

# કામિની અને કાંચન.

લખનાર,

છગનલાલ નારાયણભાઇ મેશ્રી.

"નંદનવનનો નાશ, ગૃહલક્ષ્મી, ઇન્દુકુમારી, ન્હનુ ગત" ઇ ના કર્તા

શ્રીમદ્ રામકૃષ્ણ પરમહંસના તત્વપૂર્ણ ઉપદેશોને આધારે લખાયેલી બોધદાયક સાંસારિક નવલકથા. જેમા કામિની અને કાચનનો લોભ, હાલની અર્ધદગ્ધ કેળવણી, અને ધર્મ નીતિપર અસરકારક રીતે વિવેચન કરવામા આવ્યું છે આ નવલકથાની વસ્તુ સંકલના એટલી બધી બોધક અને મનોરંજક છે કે તેને એકવાર વાંચવા લીધા પછી પૂરી કર્યા વિના નીચે મૂકવી ગમતી નથી વર્તમાન પત્રોએ તેમજ વિદ્વાનોએ એને માટે ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે એટલુંજ નહી પણ એનું અન્ય ભાષામા ભાષાન્તર કરવાને માટે તે તે ભાષાના વિદ્વાનોએ એના કર્તા પાસેથી પરવાનગી માગી છે, એજ એના ઉત્તમપણાની સાબિતી છે મૂલ્ય કલોથ બાઇન્ડીંગ રૂા. ૧।। પેપર કવર રૂા ૧) ટ૦ ખ જુદુ

મુંબઇ, અમદાવાદ, વડોદરા વિગેરે શહેરોના જાણીતા બુકસેલરો પાસેથી તથા સુરતમા આ પુસ્તક નીચેના ઠેકાણેથી મળી શકશે

દલપતરામ ઠાકોરરામ ભટ્ટ.
તંત્રી "સત્સંગ"
સેતાનફળીઆ—સુરત.

---

## અતિ સસ્તામાં સસ્તું સાહિત્ય !

### સચિત્ર નવલકથાઓનો યુગાંતર !

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ હિંદ માટે રૂા. ૨, પો॰ સાથે પરદેશ માટે રૂા ૨-૬-૦ | **કથાકુંજ** | ઉત્તમ કાગળ, મનહર છાપ, આકર્ષક પૂંઠું એપ્રિલ ૧૯૧૪થી શરૂ |

**વાર્ષિક માત્ર રૂા ૨માં પો. સાથે ૧૫૦૦ પૃષ્ઠ ! ! !**

સામાજિક, ધાર્મિક, ઐતિહાસિક તથા ગુપ્ત પોલીસ ચાતુર્ય દર્શક નવલકથાઓનો સચિત્ર ભંડાર ! લાયબ્રેરીઓ માટે સુંદર શણગાર

**ચાલુ વર્ષની કેટલીક નવલકથાઓ.**

(૧) નવીન સંન્યાસી —બંગાની ભાષાના સુપ્રસિદ્ધ લેખક પ્રભાત કુમાર બૅરિસ્ટરની નવલકથાનું ઉત્તમ રૂપાન્તર, પૃષ્ઠ સંખ્યા ૧૩૦ તૈયાર છે.) (૨) સમાજ યાને સુધાહ્રાસ નીનું અનુસંધાન —સ્વ રમેશચંદ્ર દત્ત કૃત ગુજરાતી ભાષામા અપ્રકટ રહેલી નવલકથા સંસાર દર્પણનો સર્વશ્રેષ્ઠ વિચાર પૃષ્ઠ સંખ્યા ૨૬૦ (તૈયાર છે) આ ઉપરાંત (૩) વાર્તાવિહાર. (૪) આદર્શ અબળા (૫) ચિતોડપર ચ્હડાઈ વગેરે નવલકથાઓ સમયાનુસાર પ્રકટ થશે

નમુનો મફત મળશે નહિ વધુ વિગત માટે લખો—

મેનેજર, કથાકુંજ—નવલકથા માળા.
અમદાવાદ

## શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ

### બે આના માળા.

પ્રથમ મણકો–શ્રીરામકૃષ્ણ વાક્સુધા.

**દ્વિતીયમણકો–વડોદરાને વડલે**

(સાક્ષરશ્રી લલિતનાં વડોદરામાં લખેલાં કાવ્યો,

પ્રથમ મણકો તૈયાર છે. બીજો પ્રેસમાં છે. દરેક સો સો પાનનો, કાગળ ગ્લેઝ ૫૦ રતલી, કવર સુન્દર આર્ટપેપર પર રંગીન સચિત્ર આપેલું બાઈન્ડીંગ મજબુત. બારસે પાનાના વાચનના જથ્થાની બાર માસે કીંમત રૂ. દોઢ. ટપાલ માફ. નમુનો મફત મોકલવામાં આવશે નહિ. એજન્ટો જોઈએ છીએ.

લખો–મેનેજર "સાહિત્ય પ્રકાશ કાર્યાલય."

નડીઆદ ( ગુજરાત. )




Regd. No. B. 910.


## ડૉ. બાટલીવાળાની રામબાણ દવાઓ.

૧ દરેક જાતના તાવ માટે "એગ્યુ મિક્ષ્ચર" અને "એગ્યુપીલ્સ" આબાદછે.

૨ "દરાજનો મલમ" એક દિવસમાં દરાજ, ખુજલી અને કોડ મટાડે છે. કિ ૪ આના.

૩ "કોલેરા", ઉલટી, જુલાબ અને કોલેરાના જંતુને નાશ કરે છે. કિ, રૂ. ૩.

૪ "હેરટોન" સફેદ બાલને કાળ કરી લડપણમાં જુવાની બતાવે છે. કિ. રૂ. ૧

૫. "આંબરીલી ટોનીક પિલ્સ" શરીર સંસ્કૃત બનાવવાનો રામબાણ ઇલાજ. રૂ. ૪

૬ "દાંતનું મંજન". દાંતને મજબુત કરનાર સુગંધી મંજન કિ. આના ૮ તથા ૧

આ દવાઓ દરેક બજારોમાં મળે છે. નહિ તો લખો–ડૉ. બાટલીવાળા, મુંબઈ–વરલી દાદર.



## ગૃહસ્થાશ્રમ.

ગૃહસ્થાશ્રમ સંબંધી સઘળી માહિતી આપનાર, સ્ત્રી, પુરૂષ અને બાળકોના ધર્મો સમજાવનાર ઉત્તમ નિબંધો અને સર્વોત્તમ વાર્તાઓથી ભરપુર મોહક ચિત્રો સહિતનું પુસ્તક આના જેવું બીજું પુસ્તક તમને ભાગ્યેજ મળશે. તેની એકજ પ્રત મંગાવ્યાથી ખાત્રી થશે કે દરેક ગૃહમાં તે રાખવા લાયક છે. સુંદર છાપ પાકું પુંઠું સરળ ભાષા પૃષ્ઠ ૩૫૦. મુલ્ય રૂ. ૧

પ્રાણાયમ–એ સબંધી માહિતી આપનાર લોકપ્રિય ગ્રંથ મુલ્ય રૂ. ૦||

આરોગ્ય–આરોગ્ય સબંધી સઘળી બાબતોથી ભરપુર સચિત્ર પુસ્તક ટપાલ ખર્ચ ૧–૦–૦

બીજાં પુસ્તકો માટે લીસ્ટ મફત મંગાવો.

ચંદ્રપ્રકાશ ઓફીસ ભાગાતળાવ સુરત



આ પત્ર સુરત ખપાટીઆ ચકલાપર આવેલા "ગુલાબચંદ અમીચંદના "ધી સુરત જૈન પ્રિન્ટીંગ પ્રેસ" માં [illegible] મ ભટ્ટે છાપ્યું, અને સુરત સૈદાનપુરીઆમાં આવેલી સત્સંગ પત્રની ઓફીસમાંથી મ ઓધારામ ભટ્ટે પ્રસિદ્ધ કર્યું.

# સત્સંગ—વિષયાવલિ.

| (વિષય-વિભાગ.) | (લેખક.) | (પૃષ્ઠ.) |
| --- | --- | --- |
| કિર્તન—પદ્યપ્રવાહ. | | |
| ૧. પિતાને પ્રાર્થના | છો. દા. દેશાઇ | —૧૦૯ |
| ૨. એક ઇચ્છા | ધીરજ | —૧૧૦ |
| ૩. કૃષ્ણ ધૂન. | વસંતશિશુ ચુની | ૧૧૦-૧૧૧ |
| આધ્યાત્મિક. | | |
| ૪. શ્રીમદ્ ભગવદ્ ગીતા. | ભ. શિ. ભટ્ટ. | ૧૧૧-૧૧૩ |
| દુર્વ્યસન—નિષેધ. | | |
| ૫. દારૂનો અર્ક અને શરીર | તંત્રી. | ૧૧૩-૧૧૪ |
| ૬. સિકંદેદાર સોની | કવિ ભાંગલીઆ. | ૧૧૪-૧૧૫ |
| જીવદયા—પ્રબોધ. | | |
| ૭. મનુષ્યનો વાસ્તવિક આહાર શો ? | છો. દા. દેશાઇ. | ૧૧૬-૧૧૭ |
| ૮. મહુવા ગૌરક્ષિણી સભાનું સાહસ | તંત્રી. | ૧૧૭-૧૧૮ |
| ૯. અશક્તાશ્રમ. | તંત્રી. | —૧૧૮ |
| નીતિ—સદ્બોધ. | | |
| ૧૦. કમલાવતી. | છો. દા. દેશાઇ | ૧૧૯-૧૨૦ |
| ૧૧ વિનોદવાણી | છો. દા. દેશાઇ. | —૧૨૧ |
| પ્રકીર્ણ. | | |
| ૧૨. સાભાર સ્વીકાર-સમાલોચન. | તંત્રી. | ૧૨૧-૧૨૩ |
| ૧૩ સહાય-સ્વીકાર | તંત્રી | ૧૨૪ |
| ૧૪ અશક્તાશ્રમની પહોંચ | | ૧૨૪-૧૨૬ |


૧૯૧૪ના જાન્યુઆરીથી ત્રીજું વર્ષ શરૂ થશે.

ગુજરાતી ભાષાનું શ્રેષ્ઠ

માસિક પત્ર




સુંદર કાવ્યો ઇતિહાસિક, સંસારીક નવલ કથાઓ ધર્મ નિતિ અને અન્ય પ્રકારના મનન લાયક ઉત્તમ લેખો 'વિવેચક'માં આવે છે તે ઉપરાંત બંગાળી મરાઠી હિંદી અને અંગ્રેજી ભાષાના શ્રેષ્ટ માસિકોમાંથી લેખોના સરલ ભાષાંતર આપવાની ગોઠવણ થઇ છે તે ઉપરાંત દર માસે ગ્રાહકોને પ્રશ્ન પુછી ઇનામી પુસ્તકો આપવામાં આવે છે. ચાલુ માસમાં ગ્રાહક થનારને ૧૯૧૩ તથા ૧૪ની બે ભેટો મળશે. તુરત નામ નોંધાવો. નમુનાના અંક માટે આનાની ટીકીટ બીડવી. જ્ઞાન મેળવવાનું ઉત્તમ સાધન. આગ પુષ્ઠ. હિંદમાં લવાજમ ભેટના પોસ્ટેજ વી. પી. સાથે રૂ. ૧-૧૦-૦. હિંદબહાર રૂ. ૧-૧૪-૦. લખો વ્યવસ્થાપક 'વિવેચક'.

દી. દા. દેશાઇ.

નં. ૩૦ ગાફરસ—વડોદરા.

अहिंसा परमो धर्मः। आत्मवत् सवभूतेषु।

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




( વસન્તતિલકાવૃત્ત )

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીરજ, બદરી તરુથી સમૃદ્ધ;
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सता किमु न मंगलमातनोति ।

વર્ષ ૬ ઠું.] કાર્તિક-પૂર્ણિમા વિ. સં. ૧૯૭૨ [અંક ૭ મો.

# પિતાને-પ્રાર્થના.

( ગઝલે-કવ્વાલી. )

ફરી ઢગલા રજના ધૂળે, બન્યા અમ સ્પર્શથી મેલા!
ખુંદીમાતા તણે ખોળે, બન્યા અમ લાડથી ઘેલા!
રહી રણવાસમાં આઆ રહ્યા ઓલા અને દોલા!
હતી પીછાન ના ભવની, હતા બાળા અને ભોળા!

  

પરન્તુ મુકત થઇ રણવાસથી દર્શન દીધું જ્હારે!
શિશુ વયની અચેતનતા તણા પડદા ખૂલ્યા જ્યારે!
ગૂંચો ગૂંચાયી આ ભવની દીઠી ઉકેલવી ભારે!
પરમ પિતા તણી પીછાન મારે તો થઇ ત્યારે!

પિતા! છે પ્રાર્થના મારી, મને વ્હાલે વધાવી લો!
અને લઇ સોડમાં પ્રેમે, મને ખોળે રમાડી લો!
અતિ આંટી ઘુંટી સંસારની સઘળી ભૂલાવી દો!
જીવનના શ્રેયને માટે સીધો રસ્તો બતાવી દો!

" શારદા-વિહાર "
ફુવાડિઓ ચકલો-સુરત,

છોટુભાઇ દાજીભાઇ દેસાઇ.

# એક ઇચ્છા.

(ગઝલ)

તજી આ ખલ્કની જેહમત, જિયારત આત્મના કરશું !
જહાને આત્મ સંતોષે, સદા બિહિસ્ત સમ ગણશું !
યકીનેં માલિક તણું રાખી કપટબાજી બધી ત્યાગી!
અહીં લ્હેઝત તુજી ખફગી, અમે મસ્તાન થઇ ફરશું !
જહાંના ઇલમીઓ છોડી, અમન આશ્નાફથી લેશું !
દુઆ ચ્હાવા ગરીબોની અમે મશગુલ સદા રહેશું !
તજી તકસીર તજી બાહિલ, ઉઘાડી ચશ્મ દુનીઆમાં !
ખુદાની આ બધી તસવીર તણા દીદાર સહુ કરશું !
સનમની બેવફાઇમા ખતમ રાહત બિલાશક છે,
અમે આશિક ખુદાના થઇ, ગવર માશુક બધી તજશું !
ખેફા આલમ જ્યાદા તો સફા પથ ફિદવસનો છે !
જનારા ત્યાં મુસાફિરની રિસાયત બસ અમે ધરશું !
ખરીદી કે બજારેથી, કિયામત કાજ નવ કીધી !
હવે તો હા ! ભલાઈની, કમાઈ બસ અમે કરશું !

બરવાળા ) ધીરજરામ અમૃતર

---

# કૃષ્ણ ધૂન.

હૃદયથી પ્યારું લાગે છે,
હરે શ્રીકૃષ્ણ રાધે શ્યામ !
અવર લાગે અકારું ત્યાં-
ઉચ્ચારું કૃષ્ણ રાધેશ્યામ !
ઉપાધિ, આધિ, વ્યાધિ છુટી,
જગતની બેડીઓ તુટી;
સ્વરૂપાનંદને લૂટી,
ઉચ્ચારું કૃષ્ણ રાધે શ્યામ !
ઘણા પોથાં અને થોથાં,
ઉથાપી ખાય મૂર્ખ ગોથાં;

વિચારીએ બધું જોતાં,
ઉચ્ચારૂં કૃષ્ણ રાધે શ્યામ !
કહે તે ના કરે કહીએ,
વધુ શું તેહને વદિયે !
સહનતાને ધરી હૃદયે,
ઉચ્ચારૂં કૃષ્ણ રાધે શ્યામ !
ઉદય કે અસ્તની જોને,
પડી પરવાહ તે કોને ?
વિચારી આખરે કહોને,
હરે શ્રી કૃષ્ણ રાધે શ્યામ !

વસન્ત શિશુ મુની.

---

## શ્રીમદ્ ભગવદ્ગીતા,

લેખકઃ—રા. રા. ભગવાન શિવશંકર ભટ્ટ—મિશન હાઇસ્કૂલ, સુરત.

### અધ્યાય ૩ જો.

અર્જુનઃ કહે જો કર્મથી આ બ્રહ્મબુદ્ધિ શ્રેષ્ઠ છે;
તો કેમ હિંસા કર્મમાં, હે કૃષ્ણ પ્રેરો મુજને. ૧
વળી મિશ્ર એવાં વચનથી મમ બુદ્ધિને મોહિત કરો,
તે માટ એકજ શ્રેયકર અધિકાર મુજ નિશ્ચય કહો; ૨
કહે કૃષ્ણ મેં રીતિ દ્વિવિધ આ લોકમાં પૂર્વે કહી;
છે જ્ઞાની માટે જ્ઞાનનિષ્ઠા, કર્મ યોગીને સહી. ૩
નિષ્કામ કર્મ કર્યા વિના નિષ્કર્મ ભાવજ નહિ મળે;
ત્યમ શુદ્ધિવિણુ સંન્યાસથી સિદ્ધિ નરને નવ ફળે. ૪
જેમાટ ક્ષણપણ કોઇ કર્મ કર્યા વિના ન શકે રહી;
કારણ—પ્રકૃતિજ ગુણે કરી સહુ કર્મવશ વરતે સહી. ૫
જે વિમૂઢ નર કર્મેન્દ્રિયોને નિગ્રહી મનથી સ્મરે;
શબ્દાદિ વિષયોને સદા, મિથ્યાભિમાની તે ખરે. ૬
મનસહિત ઇન્દ્રિય નિગ્રહી તજી ફલેચ્છા સુણ, પાર્થ જે;
કર્મેન્દ્રિયે નિષ્કામ કર્મને આદરે, અતિ શ્રેષ્ઠ તે.
તું નિયત કર્મજ કરે—નહિ કરવાથી કરવું શ્રેષ્ઠ છે;

કારણથી હૃદયથી જે કામ થવું જોઇએ, તે થતું નથી ત્યારે તે દારૂ પીનાર માણસને ટંડી લાગેછે, માંદો થાયછે, દુઃખી થાયછે ને બહુ કરીને વધારે દારૂ પીવા માગેછે આગળ જતાં હૃદય રોગી થાય છે, અથવા એવું અશક્ત થાય છે કે મંદવાડના વખતમાં તે બંધ થઇ જાય છે. એ કારણથી ઘણા લોકો જેઓએ સાધારણ રીતે ઘણી લાંબી ઉમર ગુજારવી જોઇએ, તેઓ ૪૦ અને ૬૦ એટલી ઉમરની વચ્ચે મરણ પામે છે.

ફેફસાંઃ—જ્યારે દારૂના અર્કથી શરીરની ગરમી બહાર નીકળી જાય છે, ત્યારે તરતજ ફેફસાંઓને નુકસાન થાય છે, તે કારણથી સાધારણ શરદી લાગવાથી કંઠની નળીઓને સોજો ચડે છે, ફેફસાંમાં લાહ્ય લાગે છે, ને ક્ષય રોગ ઉત્પન્ન થાય છે.

સ્નાયુઓઃ—દારૂનો અર્ક બીલકુલ થોડો પીવામાં આવે તો પણ તેથી સ્નાયુઓનું બળ ઘટી જાય છે. અને તેઓની સ્થિતિ સ્થાપકતા જતી રહે છે. તેથી તેઓનાથી ઓછું કામ થઇ શકે છે, અને થાક વધારે વહેલો લાગે છે.

એક દેડકા ઉપર દારૂની પરીક્ષા કરવામાં આવી, તેથી એવું જણાયું કે જેમ જેમ તેનામાં વધારે દારૂનો અર્ક દાખલ કરવામાં આવ્યો, તેમ તેમ ભાર ઉંચકવાને તે વધારે અશક્ત થતો ગયો.

સર ફ્રેડરિક ટ્રીઝી જણાવે છે કે જ્યારે ૩૦૦૦૦ સિપાઇઓ બોઅર લડાઇની વખતે લેડી સ્મિથ શહેરને છોડાવવા કરવા કુચ કરીને ગયા ત્યારે છોકરાઓ સહુથી પહેલા થાકી જઈ પાછા પડ્યા હતા. જાણે તેઓના ઉપર એવી ટિકિટ ચોટેલી કે જેના પર આ દારૂ પીનારા છે, એમ લખેલું હોય, તે પ્રમાણે પીનારા લોકોની ઓછી શકિત તરત જણાઇ આવી હતી.

(અસમાપ્ત)

તંત્રી.




શરમ વગરના સ્વાદ
બે બાજુથી દોટ
કવડી કવડી જમા
...ને ભય

શરાફ મોટો સમજીને મેં, વ્યાજ તણી આશા રાખી;
મધનું ટીપું મેળવવામાં, મરી ગઇ પોતે માખી.
જોશીજી જોતીવ જુઓની નાણાં મળશે કે જાશે;
મુકયા ત્યારે કેમ ન પુછયું, મુંબાદેવી છે પાસે.
ચમડી ગઇ તો ભલે જવા દો, દમડી નવ ખરચો કયારે;
વહુથી છાના પૈસા ચોરી, લોટામાં રાખ્યા જ્યારે.
એક દિવસ સાસુડી મારી, મરચાં લેવાને ગઇતી;
કોથમરી ચોરીને લાવી, હડહડ પણ ઘરમાં થઇતી.
બે આના લઇ જાય બજારે, આનો એક બચાવે છે;
છતાં ચોરીઓ ખુબ કરે છે, માટે લોક ડુબાવે છે.
મહારાજ કંઈ કરો તેમનું, આ લક્ષણ શું છે સારાં;
માથું કુટી રડી મરે છે જતી નથી શ્રીજીદ્વારા.
જુગારીયોની સાથ રમીને નાણાં બહુ ભેગાં કીધાં,
સટ્ટામાંથી મળ્યા પાંચસે, તે પણ મેં સાથે લીધા.
કાતર લઇને ખીસ્સાં કાપ્યા, તેની દશ નોટો આવી;
બજારમાં જઇ તાળું તોડયું, નવી લગાડીને ચાવી,
બેંક વિષે ખુડયા છો માટે, પાટી લઇ ફરજો કરમાં;
એ પૈસાની કરો મજુરી, મીઠાઈ લઇ ખાજો ઘરમાં.
અરધીના કંકુમાં તે તો, રૂપીયા આઠ જમાવ્યા છે;
નાહ્યા ધોયા વગર કપાળે, જઈને ગંધ લગાવ્યા છે.
ભંગી ઢેડ અમો નવ જાણું, અરધી આપે તે સારો;
ન્યાય ચુકવે છે પરમેશ્વર નહિ આ મનમાં ધારો.
સમજુ લોકો સોચ કરોમાં, નીતિ ધર્મ ફરી પાળો,
અધિક તમોને દેશે એથી પરમ કૃપાળુ છે વહાલો.
શ્રીમંતોકું કયા હય ઇસમેં. ગરીબકી ગરદન મારી;
હરામખોરી કીયા કસીને વો દુષ્ટોકી બલીહારી.
હાં પરસે તુમ મુક્ત ભયે, ઇનસાફ વહાંપર કયા હોગા;
ઉસકાભી કુચ ખ્યાલ કરો તુમ કયસા લેકર મેં ભાગા.
જમા ખરચકી બુક બડીહય, બુરાઇ સબ લીખકર લેતા;
ગુનેહગાર જૈસા જો હોવે; યોગ્ય દંડ વાંકુ દેતા.
કચ્છમાંડવી ગામ હમારા દરવાની હમ હવાંપર કે;
બંબઇકી બસ્તીમેં આયા; અખ્યાતી અપની કરકે.

કવિ ભાગલીયા.

# મનુષ્યનો વાસ્તવિક આહાર શો ?

લેખક—રા. રા. છોટુભાઇ દાજીભાઇ દેશાઇ "શારદા-વિહાર સુરત.!

( ગતાંક પૃષ્ટ ૧૦૧થી શેષ )

## માંસ ભક્ષણ અનાવશ્યક છે.

સર હેનરી ટામસનો સાહેબનું કથન છે કે જીવવાને માટે માંસ ભક્ષણ જરૂરતું નથી.

પ્રોફેસર જી. સિમ્સ વુડહેડ કહે છે કે હમેશા નિરોગી રહેવા માટે માંસ ભક્ષણ સર્વથા બીન જરૂરતું છે. ફળાહારથી ઉત્તમમાં ઉત્તમ કામ કરી શકાય છે, તથા આયુષ્ય પણ લાંબુ થાય છે. ફળાહારી મનુષ્યોએ આનંદમય જીવન પ્રાપ્ત કરવામાં સફળતા મેળવી છે કે જેને માટે ઘણા પુરૂષો વિશેષે કરીને માંસહારી જોર શોરથી ચીડાય છે, કિન્તુ સ્વપ્નમાં પણ એનો અનુભવ કરી શકતા નથી, કોઇ પણ જાતની શારીરિક દશા સુધારવાને માટે ડોકટરો રોગ મુકત થવા સારૂ એને બંધ કરવા તરફ વિશેષ લક્ષ્ય આપે છે વર્તમાન સમયની ચિકિત્સા સંબંધી શિક્ષણનો હેતુ બીમારી આવતાં તેના દૂર કરવાના ઇલાજો લેના જોઇએ, કિન્તુ પ્રથમ તે ન આવે તેને માટે ખુબ કાળજી લેવી જોઇએ ફળાહાર કરવાની રીતિ એને સારી સહાયતા આપે છે.

ડોકટર હેગ સાહેબ કહે છે કે ઘણા વિદ્વાનો પ્રતિદિન એ વાતને સિદ્ધ કરી રહ્યા છે કે ફળાહારથી જીવન શાન્તિથી પ્રસાર થાય છે એને સિદ્ધ કરવાની જરૂરજ નથી, કારણ કે જ્યાં સુધી મેં ખોજ કીધી છે, તેથી મને જણાયુ છે કે આ વાત કેવળ સંભવિત છે. એટલુંજ નહિ, પરન્તુ સર્વ પ્રકારે માનનીય છે કે ફળાહારથી શારીરિક તથા માનસિક બળ બંનેને પુષ્ટિ મળે છે.

ડોકટર રાજર્સ કહે છે કે મને ફળાહારી થયાને તેર વર્ષ થયા છે આ તેર વરસમાં મને માલુમ પડયું છે કે મારી સંપૂર્ણ ઇન્દ્રિયો પહેલા કરતા સારી છે તથા મારી તંદુરસ્તી પણ સારી છે ફળાહારી થતાં મને કોઇ હાનિ નહી નથી, જ્યારે હર પ્રકારે લાભ જ લાભ જણાઇ આવે છે. વિજ્ઞાનવેત્તાઓ એમ કહે છે કે માંસમાં કં [illegible] સર્વથી વિષમય છે. હું સમજું છું કે માંસ

ઘણે યાને ફળાહારી મનુષ્યોમાં વિશેષ એ છે કે એઓમાં

લખપતીયો લોફળાહારી છું, મને નિયમિત સમય થતાં

શરમ વગરના સ્વાદ ચાખ તું, દોરંગ થયું નથી.

બે બાજુથી ઢોલ વગાડે, કઈ રી હોવાને લીધે મારી ઇચ્છા છે કે મારો

કવડી કવડી જમા કરીને, પચાર પ્ત કર્યો છે. તે પ્રકટ કરૂં. મારા વિચાર

લુંટારાનો ભય હોવાથી, કાગળ કૃત્તિથી પણ વિરૂદ્ધ છે. ફળાહારી પહેલવા-

નોની અદ્ભુત સફળતાથી તથા પ્રાચીન અને અર્વાચીન મહાન્ વિદ્વાન્ તત્ત્વવેત્તા ફળાહારી હતા તેથી એ વાત સિદ્ધ થાય છે કે તંદુરસ્તી અને ધારણાશક્તિની વૃદ્ધિને માટે માંસ જરૂરનું નથી.

માંસ ભક્ષણ પ્રકૃતિ વિરૂદ્ધ છે, કારણ કે એ આપણા અસ્તિત્વના નિયમોને તોડે છે. મનુષ્ય ફળાહારીજ બનાવેલ છે, એ ફળાહારી તથા માંસહારી જીવો સાથે સરખામણી કરવાથી સ્પષ્ટ થાય છે. અંતરંગની બનાવટ તથા દાંત અને બાહ્ય સ્વરૂપમાં મનુષ્ય માંસાહારી જીવોથી સર્વથા ભિન્ન છે. પરંતુ વાનર ને લંગુર કે જે કેવળ ફળાહારી છે, તેમને સર્વ રીતે મળતા આવે છે. વધ કરાયલા જીવના મૃતક શરીરને ખાવું તંદુરસ્તીને બગાડનારૂં છે. માલુમ પડયું છે કે માંસ ભક્ષણથી અનેક રોગો ઉત્પન્ન થાય છે.

પ્રોફેસર સાહેબ પુનઃ લખે છે કે ફળાહારીના સંબંધથી મને સારી રીતે જણાયું છે, કે તેઓમાં ઉત્સાહ અધિક હોય છે. ફળાહાર નિઃસંદેહ વૈદકવિદ્યા અનુસાર ઉત્તમ બળવર્ધક ભોજન મેળવે છે. ઉત્તમ ફળાહારમાં શરીરના પોષણ માટે જરૂરની પ્રત્યેક વસ્તુ હોય છે. કિન્તુ માંસાહાર કેટલીક એવી વસ્તુ છે. કે જે આપણા શરીરને હાનિકારક છે.

(અસમાપ્ત.)

---

# મહુવા (કાઠિઆવાડ) ગૌરક્ષણી સભાની
## પાંજરાપોળનું એક વધુ સહાસ.

આ સભા ઘાસ-ચારના ભયંકર દુષ્કાળમાં મદદ માગનારી પાંજરાપોળ તથા ગૌરક્ષા વગેરે જીવદયાની સંસ્થાઓના ઢોરો મંગાવી સંરક્ષણ કરે છે. તેમજ ફરજપાં આવેલી પાંજરાપોળો તથા ગૌરક્ષા વગેરે જીવદયાની સસ્થાઓ ઢોરોનું સંરક્ષણ કરવે અશક્ત થએલી ખરી અડીના વિકટ પ્રસંગે મહુવા સભાની મદદ માગે છે, ત્યારે પણ ત્યાંનાં ઢોરો બચાવવાને મહુવા ગૌરક્ષણી સભા વખતો વખત આશ્રય આપવાનું મહાન્ સાહસ કરે છે, તે અનુસરે હાલમાં પણ "મુળી" ગામની પાંજરાપોળનાં નેવું ઢોરો મહુવા ગૌશાળામાં સંરક્ષણાર્થે મોકલવાની મંજુરી માગવાનો તા. ૫-૧૦-૧૪નો પત્ર ત્યાંના શેઠ લક્ષ્મીચંદ વેલશી તથા શેઠ હરજીવન ગાંગજીનો મહુવા ગૌરક્ષા તરફ આવતાં ત્યાંના સર્વે ઢોરો મહુવા ગૌશાળામાં મોકલી દેવાનો તાર તથા જાo નંo ૨૦૧૪ તા. ૭-૧૦-૧૪નો ખુશાલી ભરેલો ખુલાસાપત્ર મહુવા સભાએ મુળી ગામના મોસુફ શેઠીઆઓને મોકલાવ્યાથી ત્યાંના સર્વે ઢોરો મહુવા ગૌશાળામાં આવવા વકી છે.

આ મહુવા શેહેરની નાનકડી સભાએ ગયા વરસોના ઘાસ-ચારાના ભયંકર દુષ્કાળમાં ભાવનગર, તલાજા, કુંડલા, ખુંટવડા, ડુંગર, રાજુલા, દાઠા વગેરેની ગૌશાળાના તથા દરાંચી અને દકાની પાંજરાપોળનાં આવેલા સદૃશ ઢોરોનું સંરક્ષણ કર્યું હતું. અને બુંદેલખંડના જલાઉન પ્રગણામાં તથા મેવાડ પ્રાંતના બ્યાવર પ્રગણામાં ગયે વરસે ઘાસ-ચારાના દુષ્કાળમાં ઢોરોના સંરક્ષણાર્થે મહુવા સભાની મદદ આવ્યાથી તે દરેક સ્થળના બબે હજાર ઢોરો મહુવા ગૌશાળામાં સંરક્ષણાર્થે મોકલવાનો ખુશાલી ભરેલો ખુલાસા પત્ર મહુવા સભાએ

મોકલાવ્યાથી તે ઢોરો મહુવા ગોશાળામાં આવવા વકી હતી પરંતુ રેલવે કંપનીએ તુરત ઓછું નહીં લીધાથી તથા ઢેરા ઘણાજ નબળાં પડી જવાથી મહુવા સુધી દૂર નહીં પહોંચી શકવાને લીધે તે ઢોરો આવતાં બંધ પડયાં હતાં ત્યારે પણ જલાઉન તથા બ્યાવર અને મજ ચોરાશી કોસના ઢોરોના સંરક્ષણાર્થે દરેક સ્થળે મહુવા સભાએ રૂા ૨૫૦)ની પ્રમાણે કુલ રૂા. ૭૫૦) અને જાફરાબાદ રૂ. ૩૦૦) મળી કુલ રૂા ૧૦૫૦)ની મદદ મોકલી આશ્રય આપ્યો હતો. તદ ઉપરાંત ચાલીશગામની ગૌરક્ષાના વહીવટદાર શા ધનજી ગોવર્ધન હથુના પાંચસેં પચાસ ઢોરો તથા શંખેશ્વર ગૌરક્ષાના વહીવટદાર હથુના બેલગામ જીલ્લાની પાદવાડ ગામની અને જમખંડી જીલ્લાની ડલોલ ગામની ગૌશાળાના ત્રણમેં પાંત્રીશ ઢોરો મહુવા સભાનો ખુલાશો માગ્યાથી તુરતજ તે સર્વ ઢોરો મહુવા ગૌશાળામાં સંરક્ષાર્થે મોકલાવી દેવાનો ખુશાલી ભરેલો ખુલાશો મહુવા સભાએ તેમને લખી મોકલાવ્યાથી તે સર્વ ઢોરો આવવા વકી હતી પરંતુ તે દરમ્યાન જાનવરોના તે અનાથ લોકોના હૃદયના પુણ્યબળે પરમાત્માની કરૂણાથી વરસાદની અમી વૃષ્ટિ થતાં તે ઢોરો આવતાં બંધ રહ્યાં હતા. મહુવા ગૌરક્ષણી સભાની માફક દરેક પાંજરાપોળ અને ગોરક્ષા વિગેરે જીવદયાની સંસ્થાઓ સાહસ કરશે ત્યારેજ પરમારથ થવા સાથે દેશોદય થશે.

તંત્રી.

## અશકતાશ્રમ.

ખા. બા અરદેશર કોટવાલની વાડી રામપુરા—સુરત.

तृष्णात्यागो विमर्शो गुरुषु च विनयः - सर्व भूतानुकम्पा ।

भर्तृहरि.

આપણી આશાઓને હદ પાર વધવા દેવી નહિ, આપણાથી મોટા પ્રતિ વિનય રાખવો, અને સર્વ પ્રાણી માત્ર તરફ અનુકંપા-પ્રીતિ-દયા રાખવી, આજ કલ્યાણનો માર્ગ છે. દ્રવ્ય ભેગું કરવાની હદપાર અભિલાષાને વશ થઇ તે ભેગું કરવું એમાં આપણું શ્રેય નથી, પરંતુ સંચિત દ્રવ્યના સદ્વ્યયથીજ આપણું શ્રેય સધાય છે. સંચિત દ્રવ્ય કેવળ આપણા શરીરની શોભા વિગેરે આપણા ઐહિક સુખની પ્રાપ્તિ માટે નથી, પરંતુ તેમાંથી આપણે પારલૌકિક સુખની આશા રાખીએ છીએ. આમ હોવા છતાં આપણે તેના ઉપાયો લેવા બેદરકાર રહીએ છીએ. ઐહિક સાધન કરતાં પારલૌકિક સાધન પણ ભેગાં કરવા જોઇએ. પરલોકમાં સુખ મેળવવાનું સાધન રાજર્ષિ ભતૃહરિ કહે છે, તેમ સર્વ પ્રાણી ઉપર દયા રાખવી, એજ છે. જેઓ અનાથ નિરાધાર હોઇ પોતાનું જીવન નિભાવવા નિરૂપાય હોય છે. તેવા સર્વ આંધળાં, લુલાં, લંગડા, વિગેરે અશકત મનુષ્યો જેને ખાવા, પીવા, પહેરવા, સુવા મળતું નથી રસ્તામાં નિરાધાર રખડે છે, તેઓને આપણે યથાશકિત આશ્રય આપવો જોઇએ. યાદ રાખવું જોઇએ જે આપણા દાનનો ઉપભોગી ઢોંગી ધુતારાઓ ન થઇ પડે. ઘણીવાર આપણે શરીરે સશકત મનુષ્યોને દાન કરવા ખાતરજ દાન કરીએ છીએ, પરંતુ તેથી દાન કરવાનો ઉદ્દેશ ફળીભૂત થતો નથી, તતકારણ ધ્યાનમાં લઇજ આ અશકતાશ્રમ ખોલવામાં આવ્યું છે, કે જેમાં એવા નિરાધાર આંધળાં, લુલાં, લંગડા વિગેરે અપંગ મનુષ્ય ઉપરાંત અસાધ્ય રોગથી પીડાતાં મનુષ્યને એકઠાં કરી તેમને તેમનું જીવન સારી રીતે ગુજારાય એવા ઉપાયો લેવામાં આવે છે, પરંતુ એમાં એકલા હાથની જરૂર નથી, તેમાં સર્વની સહાયતાની જરૂર છે, તો આશા છે કે દેશના ધનિક પુરૂષો અમારા આશ્રમ પ્રતિ પોતાનો દાની હાથ લંબાવશે, અને અમને સહાયભૂત થશે.

તંત્રી




લેખક —રા. રા. છોટુભાઇ દાજીભાઇ દેશાઇ,—"શારદા-વિહાર"-સુરત

(૫)

સિન્ધુ દેશમાં સમુદ્ર કાંઠેથી ૧૦ ગાઉપર સુલતાન મહમૂદે એક નગર વસાવ્યું હતું જે આજ પણ મહમૂદા[illegible]નામથી જાણીતું છે. ભારતમાં રાજ્ય સ્થાપન કરવું, એ મહમૂદનો આન્તરિક ઉદ્દેશ ન હતો. તેમજ તેને માટે એણે પ્રયત્ન પણ કર્યો નથી, એની ઇચ્છા અસંખ્ય રત્ન સંગ્રહ કરવાની હતી અને એ ઇચ્છા પૂરી કરવાને માટેજ મહમૂદે ભારતપર અનેકવાર હુમલા કર્યા, તથા દૈવેચ્છાથી તેના દરેક પ્રયત્નમાં તેના મનોરથ સફળ પણ થયા. એની રાજધની ગિજની ભારતના ઐશ્વર્યથી અલકાપુરી સમાન થઇ રહી હતી. પરન્તુ મહમૂદ સંતુષ્ટ થયો ન હતો.

સોમનાથના ઐશ્વર્યની કથા સાંભળી એણે ગુર્જરભૂમિ ઉપર પણ હુમલો કરવા નક્કી કર્યું હતું, પરન્તુ એવો સુયોગ મળતો ન હતો. એણે તે માટે અનેક વાર વિચાર કર્યા, પરન્તુ અમલમાં મૂકી શકયો ન હતો. આ વખતે એણે શાહજાદા શાહજમાન અને સેનાપતિ રૂસ્તમને મોકલ્યા, જેઓએ હિન્દૂ વાણિક વેશમાં ગુર્જર દેશમાં પ્રવેશ પણ કર્યો. ત્યારબાદ જે કાંઇ બન્યું તે આપણે જાણી ગયા છીએ.*

રાજ કન્યા કમળાવતીના આદેશ અનુસાર ભૈરવ એઓને એક નિરોપાદ સ્થાનસુધી પહોંચાડી પાછો ફર્યો. માર્ગમાં શાહજમાન તથા રૂસ્તમ પિશ્તુ ભાષામાં વાતો કરતા હતા. શાહજમાલે કઇવાર કમળાવતીનો નામોલ્લેખ કર્યો. ભૈરવ પિશ્તુ ભાષા જાણતો ન હતો, જેથી કાંઇ સમજી શકયો નહિ. પરન્તુ ગુર્જરમાતા પ્રત્યક્ષ દેવી કમળાવતીનું પવિત્ર નામ એ મ્લેચ્છોના મુખથી સાંભળી તેનું આખું શરીર જળવા લાગ્યું. એના મનમાં આવ્યું કે નાવને સમુદ્રમાં ડુબાડીદઉં, જેથી ગુર્જર ભૂમિના બે પ્રબળ શત્રુઓનો નાશ થાય, પરન્તુ તેજ વખતે કમળાવતીનું અન્તિમ વચન એના ધ્યાનમાં આવી ગયું, કે 'જો જે ભૈરવ એ લોકોનું કાંઇ પણ અનિષ્ટ ન થાય. શત્રુ હોવા છતાં પણ એઓ આપણા અતિથિ છે.' ભૈરવે તુરતજ પોતાની હૃદયની ઉત્તેજિત વૃત્તિને દબાવી દીધી. પરન્તુ એટલું એણે સમજી લીધું કે ગુર્જર ભૂમિપર યવન લોક થોડી મુદતમાં હુમલો લાવશે, પરન્તુ તે સોમનાથના વિશ્વ વિશ્રુત ઐશ્વર્યને માટે નહિ લાવતાં કમળાવતીને માટે લાવશે. શાહજમાલના હૃદયમાં એક ભીષણ અંગારો ધગધગી રહ્યો છે, જેની શાન્તિ માટે તે ગુર્જર ભૂમિપર કોઇ દિવસ જરૂર વિપદ લાવશે.

(૬)

મહમૂદાબાદ આવી શાહજમાલે સાંભળ્યું કે સુલતાન મહમૂદ મુલાકાતને માટે નિકળી ચૂકયો છે. શાહજાદો ત્યાંજ સુલતાનની રાહ જોવા લાગ્યો. રૂસ્તમ પણ એની સાથે રહ્યો.

અહીં આવ્યા પછી રૂસ્તમે જોયું કે શાહજાદો હમણું મને પ્રસન્ન કરવાના યત્ન લે છે. ચાલાક રૂસ્તમ સમજી ગયો કે શાહજમાન કેમ ખુશામત કરે છે. વાત એમ

*નિબંધ

હતી, કે રૂસ્તમ સુલ્તાનનો પ્રધાન સેનાપતિ હતો. તેમજ એનાપર સુલતાનનો પૂર્ણ વિશ્વાસ હતો. શાહજાદાએ વિચાર્યું કે રૂસ્તમ સાથે તકરાર કરવી સારી નથી. ક્ષણભરમાં પ્રમાદમાંને પ્રમાદમાં ઉત્તેજિત વૃત્તિને વશ થઇ એણે જે કાંઇ કહી દીધું તેને માટે તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. એને ભય હતો કે રૂસ્તમ કદાચિત્ આ સર્વ બીના સુલતાન પાસે જઇ કહી દેશે. આ સર્વ રોચના-વિચારથી શાહજમાલ રૂસ્તમની ખુશામતમાં મંડયો રહેતો હતો. રૂસ્તમ શાહજમાલ ઉપર આન્તરિક સ્નેહ રાખતો હતો, તે શાહનું અનિષ્ટ કદી પણ ઇચ્છતો નહિ.

સંધ્યા સમયે એક નિર્જન કમરામાં બેસી શાહજમાલ તથા રૂસ્તમ વાર્તાલાપ કરી રહ્યા છે. શાહજમાલે કહ્યું, "રૂસ્તમ સાહેબ! આપ મારી બેઅદબી માફ કરી દેશો?"

રૂસ્તમઃ—"જનાબનું બાળપણ હજી ગયું નથી. તે દિને તે વાત થઇ ગઇ, પરંતુ મેં એને મનમાં રાખી નથી. હજુર એ ધ્યાનમાં રાખજે, કે આવી નાની નાની વાતોપર રૂસ્તમ કદી પણ ધ્યાનમાં લેતો નથી."

શાહ૦.—"મારી સાથે એક વાતની પ્રતિજ્ઞા કરો"

રૂસ્તમ.—"કહો"

શાહ૦—"તે દિવસની વાત તો તમે સુલતાનને કદી પણ કહેશો નહિ ને?"

રૂસ્તમ—"આજ સુધી મેં મિથ્યા ભાષણ કર્યું નથી. પરંતુ આપને માટે તે કરીશ. આપ વિશ્વાસ રાખો, સુલતાનને એ વાત કદી પણ માલૂમ થશે નહિ."

શાહ૦:—"રૂસ્તમ મેં પણ દૃઢ નિશ્ચય કર્યો છે, કે હું સુલતાનની આજ્ઞા કદી ભંગ કરીશ નહિં."

રૂસ્તમ:—"તો શું આપ ગુર્જર ભૂમિપર એમના કહેવાથી હુમલો કરશો?"

શા૦:—"જરૂર"

રૂસ્તમ:—"આ શું? શાહજાદા! આ સર્વ કમળાવતીને માટે તો નથી?"

શાહ૦:—"સત્ય છે, રૂસ્તમ!"

રૂસ્તમ:—આપ નક્કી જાણજો કે ગુર્જર ભૂમિના ધ્વંસ વિના આપ કમળાવતીને મેળવી શકશો નહિ. જ્યાં સુધી ગુર્જર પ્રદેશમાં એક પણ રાજપૂત જીવતો રહેશે. ત્યાં સુધી આપ નિરાપદ થઇ શકશો નહિ"

શાહ૦:—"હા, રૂસ્તમ! જરૂર હું ગુર્જર ભૂમિનો એકદમ ધ્વંસ કરી મુકીશ. એને એકવાર શ્મશાન બનાવી દઇશ. જે પ્રદેશની પ્રાકૃતિક શોભાએ એક વેળા મને મુગ્ધ કરી દીધો છે, હું તે પ્રદેશને તમે જોઇ લેજો કે પ્રેત ભૂમિ બનાવીશ."

રૂસ્તમ:—"કમળાવતી શું એટલી સુંદર છે!"

શાહજમાલ—રૂસ્તમ! તું એ રૂપની કિંમત નથી જાણતો. રૂસ્તમ કંઇ કહેવા ઇચ્છતો હતો, ત્યાં સુલતાન મહમદ પોતે આવી પહોંચ્યો, તેને જોઇ શાહના ચહેરાનો રંગ ઉડી ગયો.

રૂસ્તમનું હૃદય પણ કંપી ઉઠ્યું, અને આસન છોડી સસંભ્રમ ઉઠી બેઠા.

(અસમાપ્ત)

# વિનોદ વાણી.

૧ કોઈ એક અતિ વૃદ્ધ મનુષ્યે પરણી'તી બે નારી,
એક હતી વૃદ્ધા અતિ જયારે બીજી બાળ કુમારી,
કેશ શ્વેત વૃદ્ધા પત્નીના ચંદ્રસમોજ્જવલ વેશ,
સ્વાનુરૂપ પતિને કરવા દુ પે શિર કાળા કેશ,
૨ કાળા ભ્રમર સમાણા કેશવતી નવ યૌવન બાળા,
ધારી ધારી પતિ મસ્તકથી વીણુતી હતી શ્વેત નિમાળા,
સ્વાનુરૂપ કરતા ખુટ્ટાના કીધા ઢીલા હાડ,
ટાલ પડી મસ્તકમા પાડયા તોડી દુખના પહાડ,
૩ જરામિત્ર મૃત્યુ ત્યા આ યા વૃદ્ધ વિનતિથી તેડે,
સુખ પત્નીદ્વયનુ તજી તુર્તજ વૃદ્ધ સિધાવ્યા કેડે,
માથુ કુટી રડીને દર્શાવી સ્વામી ભકિત અતુલ,
સ્વાનુરૂપ બની બેઠી પતિને, કરી કેશ નિર્મૂલ

છોટુભાઈ દાજીભાઈ દેશાઈ.

---

# સાભાર સ્વીકાર–સમાલોચન.

વિમલ પ્રબંધ'—સંશોધક તથા પ્રકાશક રા મણિલાલ બકોરભાઇ વ્યાસ
નાગરફળીઆ—સુરત,

વિમલપ્રબંધ સંવત ૧૫૬૮માં પાટણના જૈનમુનિ લાવણ્યસમયે રચેલો છે, જેની સંવત્ ૧૫૮૪મા લખાએલી પ્રતિ પ્રમાણે અક્ષરશ સંશોધક ભાઇ મણિલાલે પ્રસિદ્ધ કર્યો છે ગુર્જરેશ્વર ભીમદેવના મંત્રી વિમળશાહ જેનુ નામ આજે આબુપર દેલવાડાના દહેરામા અમર સ્મારક તરીકે ગવાઇ રહ્યું છે, તેનુ પ્રભાવશાળી જીવન આ આખ્યાન-પ્રબંધમાં આ લખાએલુ છે જુની ગુજરાતીના આજ સુધી બહાર પડેલાં પુસ્તકોમાં આ સર્વથી જૂનું છે, તદુપરાંત તે તેજ સમયની લગભગ લખાએલુ મળી આવવાથી વિશેષ વિશ્વસનીય છે. તે સમયની લેખન પદ્ધતિની આ પુસ્તકના અક્ષરશ પ્રકાશનથી સારી પીછાન થાય છે. ગ્રંથના આરંભપૂર્વે પ્રથમ વિસ્તારથી ઉપોદ્ઘાત આપવામા આવ્યો છે, જેમા જૈન લેખકોને મળેલા અન્યાયની ફરિયાદ પ્રદર્શિત કરી તેનુ સપ્રમાણ નિરાકરણ કરી લેખક જણાવે છે, તેમ ગુજરાતી ભાષાના સાહિત્યમા જૈનોનો પણ હીસ્સો છે, અને તે માટે તેના તરફ આંકાકાન ન કરતા તેમને તેમના યોગ્ય સ્થાને બેસવા દેવા જોઇએ જૈનેતર છતાં જૈન સાહિત્યને અંધકારમાથી બહાર આણવા પ્રયત્ન કર્યો છે જેને જૈનોએ વધાવી લેવુ જોઇએ ઉપોદ્ઘાત

પશ્ચાત્ પ્રસ્તાવના જેમાં પ્રકાશકે પ્રબંધની સમાલોચના કરી છે. પ્રસ્તાવનામાં પ્રબંધ એટલે શું તે જણાવી વિમળનું વિસ્તારથી યથાજ્ઞાન ચરિત્ર લખ્યું છે જે, વિમળ સંબંધે જૈનો તથા જૈનેતરોના લેખતના આધારે લખાએલુ છે. જે બીના પરાક્રમી પુરુષનાં ચરિત્ર અનુસાર અંબાજીના ચમત્કારોથી ભેળાએલું હોઇ વિમળ પ્રતિ પૂજ્યવૃત્તિ ઉત્પન્ન કરનારું છે. વિમલપ્રબંધના લેખકે નવ ખંડ તથા દશમી ચુલિકા મળી ૧૦ ભાગ પાડયા છે. પ્રથમ ખંડમાં સરસ્વતીના લંબાણથી સ્તુતિ તથા વર્ણન કર્યા બાદ લક્ષ્મીનું નિવાસસ્થળ હેમકુંટનું વર્ણન આપે છે લક્ષ્મીજી શ્રીમાળ નગરની સ્થાપના કરે છે, જ્યાં પ્રથમ ખંડ પૂરો થાય છે. વિમળ પોરવાડ કુળદીપક હોવાથી બીજા ખંડમાં વણિક જ્ઞાતિની ઉત્પત્તિ વર્ણવી છે કવિ વણિક જ્ઞાતિનો ચોરાશી જ્ઞાતિના નામ ગણાવતા તેના પેટા વિભાગ સુદ્ધાં જણાવે છે. જેનાથી વણિક જ્ઞાતિની આજથી પચ્ચિસે વર્ષ પરનો ઇતિહાસ આજે આપણી સમક્ષ રજુ થાય છે. તેમજ લાડુઆ શ્રીમાળી જ્ઞાત જે ઘણી નાની હોવાથી તેમને પ્રબળ સંઘોએ તેમને વાણીયા ન ગણી ન્યાત બહાર મૂકેલી છે, પરન્તુ આ પાંચસે વર્ષના જૂના ઐતિહાસિક સાધનથી તેઓ લાડુઆ શ્રીમાળી વણીઆ સ્પષ્ટ જણાય છે, કિન્તુ લાગવગે દ્વેષ બુદ્ધિથીજ તેમને અન્યાય મળેલો છે, આશા છે કે સંશોધક ભાઇ મણિલાલ પોતાનું જણાવ્યા પ્રમાણે બીજા જૂના પ્રમાણો રજુ કરી એ જ્ઞાતિને થતા અન્યાયથી બચાવશે. તત્પશ્ચાત્ વિમલનુ જીવન ચમત્કારી રીતે મનોરંજક અસરકારક ભાષામાં વર્ણવેલું છે. એ પુસ્તકને એની અતિ લોકપ્રિયતાથી સંસ્કૃતમાં કાંઇક વધારા સાથે કોઇ જૈન મુનિએ ઉતારેલું છે, એજ કવિના ચાતુર્યનો પૂરાવો છે પુસ્તક જૂની ગુજરાતીમાં હોવાથી પ્રકાશકે નીચે વર્તમાન ગુજરાતીમાં અર્થ આપ્યા છે. જેથી એક રસિક વાર્તા તરીકે અન્યને પણ વાંચવામાં ઉપયોગી થઇ પડે છે. આવા અનેક રીતે ઉપયોગી, તથા પ્રકાશકના અથાક માનસિક તથા શારીરિક શ્રમ, તેનો ઉંડો અભ્યાસ વિગેરે કારણથી આ પુસ્તકને ગુર્જરી પ્રજા તરફથી અવશ્ય સન્માન મળવું જ જોઇએ. તેમજ તેના શ્રમનો બદલો આપવા સારૂ દરેકે તેને અવશ્ય ખરીદવું જોઇએ. ૫૦૦ પૃષ્ઠ ઉપરના આ પુસ્તકનું મૂલ્ય રૂા ૧–૪–૦ છે જે વિશેષ નથી પુસ્તક પ્રકાશક પાસેથી મળી શકશે.

અહિચ્છત્ર કાવ્ય કલાપ—સંયોજક રા દયાશંકર ભાઇશંકર શુક્લ

આમલીરાન–સુરત.

અહિચ્છત્ર (પ્રશ્નોરા) નાગર કવિઓએ લખેલાં કાવ્યોનો સંગ્રહ છે. પુસ્તકમાં ઘણો ભાગ પ્રાચીન, અર્વાચીન અપ્રસિદ્ધ કાવ્યોનો છે. પ્રાચીન કાવ્યોનો ઘણો ભાગ તદ્દન અપ્રસિદ્ધ છે. કારણ પુષ્ટિ ત્યાંસે સર્વથી ફરી વળાતું નથી, પરન્તુ જો આવા પૃથક્ પૃથક્ પ્રયત્ન થાય તો તેથી તે પ્રાચીન સાહિત્ય પ્રકાશમાં લાવી શકાય, આ સંગ્રહથી લાલજી શુક્લ, મહાનંદ મહેતા, રઘુનન્દન ભટ્ટ વિઠ્ઠલજી ભટ્ટ વિગેરે પ્રભાવશાળી વ્યક્તિઓના ઘણાજ સુંદર પ્રભાવયુક્ત કાવ્યો પ્રસિદ્ધમાં આવ્યા છે આ સંગ્રહ જો કે જ્ઞાતિના કવિઓનો છે, પરંતુ કાવ્ય સાથે જ્ઞાતિને સંબંધ નથી. સંગ્રહના કાવ્ય દરેક વ્યક્તિને અભ્યાસ કરવા જેવો છે. કહેવું જોઇએ કે આ સંગ્રહના અભ્યાસથી હરકોઇ ઘણુ જ્ઞાન તથા કાવ્યનો આનંદ ભાવ તથા સંગીત

ઉભયમાં સારી અનુભવી શકશે, પાછળ માર્ગ દર્શક ટીકા જે પ્રાચીન કાવ્યોના ભાવ પ્રદર્શિત કરવામાં ખાસ ઉપયોગી નીવડે છે. કિંમત ૦-૧૨-૦ સયોજક પાસેથી પ્રાપ્ત.

રાજગીતમાળા—પ્રકાશક રા૦ દ૦ ભા શુકલ અને રા ક વિ મ્હેતા
સાર્વજનિક હાઇસ્કુલ—સુરત.

શહેનશાહ પાંચમા જયોર્જના રાજ્યારોહણ પ્રસંગે જૂદા જૂદા કવિઓએ—હર્ષ ભરી લાગણીઓ કાવ્ય રૂપે પ્રદર્શિત કરી હતી, જે જૂદે જૂદે સ્થળે પ્રસિદ્ધ થયાં હતાં, તેનો યથાશકિત સંગ્રહ છે. રા. વિહારીનું ષોડશોપચાર પૂજનાત્મક અપ્રસિદ્ધ કાવ્ય પણ પ્રકાશમાં આવ્યું છે. આવા પુસ્તકો ખાસ કરી બાળકો સમક્ષ પ્રારંભથી આદર્શરૂપે મૂકી તેમની રાજ્ય ભકિતની જડ મજબુત કરવી જોઇએ કિં૦ ૦-૪-૦ જે પુસ્તકના કદ, છપાઇ વિગેરેના પ્રમાણમાં ઉચિત છે

**પ્રભાત**—લેખક રા. પુંડરીક પ્રકાશક. પાટીદાર યુવક મંડળ, પારસી શેરી-સુરત.

આ એક સામાજીક ઉપન્યાસ છે, જેમાં ગિરનારના શિલાલેખ પ્રથમ આપ્યા છે. પુસ્તકનો હેતુ "ધર્મે જય અને પાપે ક્ષય" દર્શાવવાનો છે. પ્રપંચીઓના પ્રપંચ વ્યર્થ જાય છે, આખરે સત્યને શાન્તિ મળે છે. વાર્તાના વસ્તુ સાથે કવિ અને કાવ્ય તથા ગરીબ ભર-વાડની પરોણાગત આદિ અનેક રમુજી બોધદાયક વિષયોનો ઉલ્લેખ કરવામાં આવેલો છે. કિં ૧-૮-૦ પ્રકાશક પાસેથી પ્રાપ્ત.

પ્રેમની પરિસીમા:—પ્રકાશક મંત્રી શ્રી જ્ઞાન પ્રસારક મંડળ—ચુડા(કાઠિયાવાડ)

આ પુસ્તકના લેખકશ્રીયુત જગજીવન માવજીભાઇ કપાસી જેમનો આ પ્રથમ પ્રયાસછે સમાજિક સુધારણાને લઇ આ પુસ્તક ગોઠાએલું હોઇ કથા કુસુમ માળાના પ્રથમ કુસુમ તરીકે પ્રસિદ્ધ કરેલું છે. આ મંડળે રૂ. ૧)ના લવાજમથી ૫૦૦ પૃષ્ટ વર્ષે પુરાં પાડી જન સમાજ સેવા બતાવવા શુભ પ્રયત્ન શરૂ કરેલ છે। અમો એનુ સાફલ્ય ઇચ્છી અભિવંદન આપીએ છીએ.

सागर साम्राज्यः—प्रकाशक श्रीयुत निहालसिंह
ग्रंथरत्नाकर कार्यालय, १२४ हेरिसनरोड—कलकत्ता.

હિન્દી રત્નાકર માસિક પુસ્તક માળાના બીજા અંક તરીકે આ પુસ્તક પ્રસિદ્ધ થએલું છે. નવલ કથાના રૂપમાં મોતી કેવી રીતે નીકળે છે, તે સબંધીનું વર્ણન આપેલું છે નવલ કથામાં કેવળ સામાજીક વિષય ચર્ચવાની શૈલીને ન અનુસરતા સાથે વૈજ્ઞાનિક ચર્ચા કે જેથી સામાન્ય ઉપયોગી માહિતી ઉપલબ્ધ થાયછે માસિક ગ્રંથમાળાનુ વાર્ષિક લવાજમ રૂ ૨) છે, તેમાં સુપર રોયલ ૧૬ પેજી ૧૫૦૦ પૃષ્ટ ઉપરાંત સચિત્ર પુસ્તકો પ્રાપ્ત થાય છે. દર માસે ૧૨૦ પૃષ્ટમાં નિયમિત પ્રગટ થાય છે. છુટક અંકની કિ. ૦-૫-૦ છે.

અમોને નીચેના પુસ્તક પ્રાપ્ત થયા છે, જેનો આભાર સાથે સ્વીકાર કરીએ છીએ.

| | |
|---|---|
| ૧ રાજસ્થાન ગ્રંથ ૧ લો | શ્રીયુત સ્વામીજી ભિક્ષુ અખંડાનંદજી |
| ૨ બાદશાહી કથા કુંજ. | શ્રીયુત ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા. |
| ૩ પ્રતાપસિંહ | " " " " |
| ૪ અનુપ કુમારી | " " " " |
| ૫ સમાજ સુધારણા | શ્રીયુત જગજીવન માવજીભાઇ કપાસી |
| ૬ ગુજરાતી પંચનો દીવાળીનો અંક | |
| ૭ ઉદીચ્ય જીવનનો દીવાળીનો અંક | |
| ૮ નડીઆદ હિન્દુ અનાથાશ્રમ ચિત્રાવલિ | |

તંત્રી

# સહાય—સ્વીકાર.

અમોને જણાવતાં આનંદ થાય છે, કે પાટણ ખાતે પ્રવર્તક મહારાજશ્રી કાંતિવિજયના તથા પન્યાસ મહારાજ આનંદસાગરજી મહારાજના પ્રયાસથી જીવદયા નિમિત્તે ફંડ કરવામાં આવ્યું હતું. તે ફંડમાંથી રૂા ૨૫) અમારા જીવદયા ફંડમાં તથા રૂ૦ ૨૫) અશક્તાશ્રમમાં સહાય તરીકે ત્યાંના શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જૈન સમાજ પુસ્તકાલયના ઓનરરી સેક્રેટરી શ્રીયુત મણિલાલ રતનચંદે મોકલી આપ્યા છે જેનો અમો આભાર સાથે સ્વીકાર કરીએ છીએ સર્વ ધર્મમાં દયાધર્મ માટે જૈન સમાજ મગરૂર છે અને એ મહત્વને એમે પ્રારંભથી જાળવી રાખતા આવ્યા છે તેમના આચાર્યો પણ સ્થળે સ્થળે આજ સદ્બોધ આપવામાં પોતાનું મહત્ત્વ માને છે दया धर्मस्य लक्षणम् એજ તેમનું ઉપદેશ સૂત્ર છે એમની એ ભાવના તથા જૈન સમાજના અંતરમાં પડેલી દયાધર્મની છાપથી આવી ધર્મ સંસ્થાઓ તેમના તરફથી નિયમિત મળતા આહારથી સજીવ રહે છે અમો એમનું દીર્ઘ સુખ ઇચ્છી સદૈવ અમારા કાર્યમાં સહાયભૂત થાઓ, એવી પ્રાર્થના કરી વિરમીએ છીએ

તંત્રી.

# અશક્તાશ્રમની પહોંચ.

અશક્તાશ્રમ—ખા૦ બા૦ અરદેશર કોટવાલની વાડી—રામપુરા—સુરત.

મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝ વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી તે ઓ. સેક્રેટરી ડૉ૦ ડી જે એદનમેહરાબ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી

| | |
|---|---|
| ૧—૦—૦ | એક સખી ગૃહસ્થ તરફથી |
| ૧૨—૦—૦ | મેહરબાન એ એસ ચડાણી ડીસ્ટ્રીક્ટ જજ સાહેબ તરફથી સપ્ટેમ્બર તથા અક્ટોબર માસની માસિક મદદ ખાતે |
| ૪૦૦—૦—૦ | એક જરથોસ્તી બાઇએ પોતાના ખાવીંદના પુન્યાર્થે આપ્યા તે |
| ૧—૧—૮ | શેઠ નરોતમદાસ કુબેરદાસ કઠોરવાળાએ દુધ પઉંવાને પુરી તથા પાત્રાનું જમણ આપ્યું તેની સાથે આશ્રમમાંથી વપરાયલા સામાનની કીમત પેટે |
| ૧૨—૦—૦ | શાહ હીરજી રતનજીભાઈ ધુળીઆ |
| ૨૧—૦—૦ | શેઠ સાહેબ ખરશેદજી જીવાજી સોનાવાળા—ધુળીઆ |
| ૧૦—૦—૦ | શેઠ લલ્લુભાઇ માણેકલાલ મવેર જીનના મેનેજર સાહેબ તથા શેઠ ચુનીલાલ આત્મારામ ધુળીઆ |
| ૧૧—૦—૦ | શેઠ બાનારાવ રાવતમલ ધુળીઆ |
| ૫—૦—૦ | શ્રીમળ પ્રતાપમલ ,, |
| ૫—૦—૦ | ,, કનીરામ ગુલાબચંદ ,, |
| ૩—૦—૦ | એક પારસી ગૃહસ્થ ધુળીઆ |
| ૧—૦—૦ | શેઠ રૂસ્તમજી સંજાણા ,, |
| ૫—૦—૦ | શેઠ હીરાલાલ રામલાલ ધુળીઆ |
| ૫—૦—૦ | ,, સખારામ દુર્લભદાસ ,, |
| ૧—૦—૦ | ,, બાઇ નવાજબાઇ જહાંગીરજી |
| ૨—૦—૦ | ,, બાબુલભાઇ અતીબાઇ ,, |
| ૧—૦—૦ | ,, શેઠ કીસનલાલ ઉંકાભાઇ ,, |
| ૧—૦—૦ | ,, રામચંદ્ર કાશીરામ મહાજન, |

૧-૮-૦ „ મેસર્સ વાલકર્ટ બ્રધર્સની કંપનીના માણસો.

૧-૦-૦ શેઠ છગનલાલ વલ્લભદાસ ઇનજીયર ધુળીઆ.

૨-૦-૦ શાહ, ભાણજી દેવજી „

૧-૦-૦ શેઠ નરીમાન દાદાભાઇ „

૧-૦-૦ શેઠ બકટલાલ બાલકીસન „

૨-૦-૦ શેઠ જમસેદજી શેરીઆરજી „

૩-૦-૦ શેઠ ધનજી અરજુન „

૭-૦-૦ ધી મનપોર મેન્યુફેક્ચરીંગ કંપનીના માણસો તરફથી. „

૧-૦-૦ મેમન હાજી સુલેમાનની કુંપની

૫-૦-૦ શેઠ રામદયાળ પ્રાગદાસ. „

૧-૦-૦ જેલરસાહેબ નાનાભાઇપ્રાણસુખરામ

૧-૦-૦ શેઠ પુસાજી ખુદમલ „

૩-૦-૦ આબકારી આફીસના માણસો તરફથી „

૩-૦-૦ પટેલ બાપુભાઇ ગોપાળદાસ કાંઝ તાલુકે વીરમગામ

૧-૦-૦ ઠક્કર અમથારામ પરભુરામ „

૧-૦-૦ શા. લાડકચંદ નાનચંદ „

૧-૦-૦ પા. ભગવત „

૧-૦-૦ ઠાકોર. રણછોડ જેઠારામ „

૧-૦-૦ ઠાકોર. દાનસંગ જીવાજી „

૧-૦-૦ ઠાકોર. કુબેરભાઇ „

૧-૦-૦ ઠાકોર. નથુરામ હીરારામ „

૧-૦-૦ શાહ, ગણેશ ગુલાબચંદ „

૧-૦-૦ શા. મફાભાઇ રણછોડ „

૧૦-૦-૦ મહેરબાન ખુદાવંત સચીનના નવાબ સાહેબ બહાદુર.

૧-૦-૦ શોની જેઠીશન છબીલદાસ સોની ધુળીઆ.

૨-૦-૦ શેઠ નાથુ માણેકચંદ—તકરાર પતી તેની ખુશાલીમાં ખાંડ બજાર

૫-૦-૦ બાઇ માની હા. રાયચંદ મેઘાજી દેશાઇ પોળ.

૨૫-૦-૦ શ્રીમદ હેમચંદ્રાચાર્ય જૈન પુસ્તકાલય તરફથી ઓનરરી સેક્રેટરી મણીલાલ રતનચંદ, તરફથી.

૧-૦-૦ એક સખી ગૃહસ્થ.

૧-૧૨-૦ ચોકશી ભુખણદાસ મોતીરામે પોતાની છોકરી તારાના પુન્યાર્થે ગોળના લાડુનું જમણ આપ્યું તેની સાથે પરચુરણ ખરચના. હરીપરા.

૨૫-૦-૦ રામપરા તાલુકે વીરમગામ મહાજન સમેસ્ત તરફથી

૨૪-૧-૬ ૨ ૧) અંદરની રકમનું એકંદર જમણ વીગેરે.

બાઇ લાડુ તે શા ગોવનચંદગુલાલલાલની વિધવા તરફથી ચાદર જોટા ૨૫ (કાળીઆવાડીવાળા)

એજન દુધ મણ ૧।

પટેલ પરભુ ગંગાદાસ રામપરા-દુધ મણ ૨, ખાંડ શેર ૪ સાથે

નોંધ આસો શુદ પુર્નિમાના અંકમાં પા ૧૯૧ના બીજા ભાગ પર ચુક થઇ છે તે નીચે પ્રમાણે સુધારી છે

૧ શા બેન જમનાએ પોતાના પીતા માણેકલાલ ભેગુભાઇની મરણતીથીએ લાડુને પાત્રાનું જમણ આપ્યું તેની સાથે પરચુરણ ખરચના આપ્યા તે.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી લોકહિતાર્થે અતિ સસ્તી કિંમતે નીકળતા

# ઉત્તમ-ગ્રંથો અને ગ્રંથમાળાઓ.

ચાર વર્ષથી ચાલતી ચાર હજાર ગ્રાહકો ધરાવતી

## વિવિધ ગ્રંથમાળા

જેના ગ્રાહક થવાથી—
વિવિધ વિષયનાં ઉત્તમ પુસ્તકો
દર વર્ષે ૨૦૦૦ પૃષ્ઠ જેટલાં
માત્ર રૂ. ૨) માં મળે છે.
પાકાં પૂઠાં સાથે ૩) પો૦ માફ.
અગાઉના પુસ્તકો માટે-વાંચો આગળ

## ચરિત્રમાળા

જેના ગ્રાહક થનારને—
દેશવિદેશનાં પ્રાચીન અર્વાચીન, મહાન શ્રી પુરુષોનાં ઉત્તમ જીવનચરિત્રો
દર વર્ષે પૃષ્ઠ ૧૫૦૦
જેટલાં માત્ર રૂ. ૨) માં મળે છે. પાકાં પૂઠાં સાથે ૩) પો. માફ.
અગાઉનાં પુસ્તકો માટે-વાંચો આગળ.

## તૈયાર મ્હોટા ગ્રંથો.

શ્રી જ્ઞાનેશ્વરી ... ... રૂ ૨)
શ્રીમદ્ ભાગવત .. ... ... રૂ ૨)
શ્રી શિવાજી છત્રપતિ રૂ. ના॥, ૧, ૨।
રાજસ્થાનનો ઇતિહાસ
ગ્રંથ ૧ લો મેવાડ રાજ્ય. રૂ ૨, ૨॥, ૩॥
આર્યભિષક્... ... .. ... રૂ ૨॥
સ્વામી રામતીર્થ ભા ૧ થી ૫ રૂ ૧, ૨॥
શાન્તિપર્વ-મહાભારતનું ... રૂ ૨, ૩॥

## નીકળનાર ગ્રંથો.

દાસબોધ (રામદાસ કૃત) ... ૧)
રાજસ્થાન-ગ્રંથ ૨ જો ... ... ૨॥
ભક્તચરિત્રસંગ્રહ ... ... ૦॥
યોગવાસિષ્ઠ છએ પ્રકરણ . ... ૫)
સંપૂર્ણ મહાભારત ૪ ભાગમાં રૂ. ૧૨,
.. પ્રથમથી ગ્રાહક થનારને રૂ ૧૦
એકનાથી ભાગવત ...
તુકારામના અભંગ. ... ...
પારમભાગ ભાષાંતર ... ...

## બીજા તૈયાર ગ્રંથો.

શ્રીમદ્ ભગવદ્ગીતાના ગુટકા શ્લોક
ટીકા છબી ઈ૦ સહિત, ૩૦૦ પૃષ્ઠ
સાદું પૂઠું ... ... ... ... ૦)=
પાકું પૂઠું . . ... ... ૦)=
રેશમી કે સોનેરી પૂઠું ... ... ૦।
ખાસ ઉંચી આવૃત્તિ .. .. ૦॥
મનહર પદ ... .. ... ૦)=॥,૦।
મહ્ગુણી બાળકો.. ... .. ૦)=
બાળ સદ્બોધ ... ... ૦)=
બાળકોની વાતો . . ૦)=
સુબોધ રત્નમાળા છત્રીશી ... ૦॥।
વૈરાગ્ય સુમુક્ષુ પ્રકરણ .. ... ૦।=
એકાદશ સ્કંધ . ... ૦।,૦।=॥,૦॥
વસિષ્ઠસારગીતા ... ... .. ૦॥=
સુબોધ રત્નાકર ... ... ૦।=॥
આર્યધર્મ નીતિ . ... ... ૦।
ઈ વિદ્યાસાગર ચરિત્ર .. ... ૦)=
ભગવાનની છબી .. ... .. ૦)—

ઉપલી દરેક બાબત વિષે વધુ માહિતી માટે આગળ વાંચો. મળવાનું સ્થળ—
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઈ-૨ અને અમદાવાદ.




મ્હોટા જનને મારગે, જ્હેવા ચાહો વીર,
ચરિત્ર વાચી તેમના, ધારો ગુણ ગભીર
ચરિત્ર ઉત્તમ વાચતા, અંતર ઉત્તમ થાય,
'ચરિત્રમાળા' આહથી, તે અર્થે વંચાય
મહાજન દેશ વિદેશના પવિત્ર તેના કામ,
ઘણા સ્નેહે સાભળી ક્હાડે તેવા નામ

## ચરિત્રમાળા

ઉત્તમ જીવનચરિત્રોનાં પુસ્તકો
ાર્ષિક રૂ ૨) માં પૃષ્ઠ ૧૫૦૦ નાં
ાકા પૂઠાં સાથે રૂ. ૩) પો. માફ

### ૧૯૭૧ માં નીકળશે.

ભારતની દેવીઓના વિસ્તૃત ચરિત્ર, ારતના મહાન પુરૂષો ભાગ ૩ જો, ગતિપ્ખ્યાત પુરુષો ભાગ ૩ જો, વિદેશી રપુરૂષો, વિદેશી સ્ત્રીરત્નો ઈ આથી





## વિવિધગ્રંથમાળા

દરવર્ષે વિવિધ વિષયનાં
પૃષ્ઠ ૨૦૦૦ માત્ર રૂ ૨) માં
મળે છે. પાકાં પૂઠાં રૂ. ૩) પો.

### ૧૯૭૧ માં નીકળશે.

સ્વામી વિવેકાનંદના ઉપદેશ, સ્વ સ્વર્ગ, આત્માની વાણી, ટુંકી વાર્તા ભા. નવાયુગની વાતો ભા ૩, દૈનીજીવન, તીર્થ ભાગ ૮ ઇ ઈ આથી નીકળશે

### આગલાં પુસ્તકો

નીચલો દરેક ૧૫૦૦ પૃષ્ઠનો સટ રૂ ૧ાા,
પાકાં પૂઠાંનો ૩) સટ મળે છે પો માફ

### સં ૧૯૬૭ નાં પુસ્તકો

૧-૨ આર્યધર્મનીતિ ઈ૦
૨ અબળાહિત દર્પણ
૪-૫-૬ સ્વામી રામતીર્થના ત્રણ ભાગ
૭ લઘુ લેખ સંગ્રહ
૮ સંસારમાં સુખ ક્યાં છે?

બૃહદ્ ગ્રંથમાળા' દ્વારા નીકળેલા ખાસ મ્હોટા ઉત્તમ અને સસ્તા ગ્રંથો

આ જમાનાના મહા સમર્થ ઉપદેશક

# સ્વામી રામતીર્થ

## એમ. એ. ના સદુપદેશ

### ગ્રંથ ૧ લો—ભાગ ૧ થી ૫ભેગા.

સ્વામીજીના ઉત્તમ ચરિત્ર અને ચાર દર્શનીય છબીઓ સાથે મ્હોટાં પૃષ્ઠ ૪૨૦ પાકું પૂઠું છતાં માત્ર રૂ. ૧) સોનેરી રૂ. ૧।. પો. ૦=

આ ગ્રંથમાં વ્યવહાર, પરમાર્થ બંનેની સિદ્ધિના અનેક ઉત્તમમાર્ગો, સાયન્સ, શાસ્ત્ર તથા અનુભવનાં અનેક દૃષ્ટાંતવડે એવી તો સરલ, રસીક અને સચોટ રીત દર્શાવેલા છે કે જેથી વાચકના હૃદયમાં અપૂર્વ ચૈતન્ય, અપૂર્વઉત્સાહ અને દિવ્યમનોબળ રેડાઇ તેનું જીવન બદલાતું જાય છે.

પ્રત્યેક ભારતસંતાને અવશ્ય વાંચવા યોગ્ય હિંદુ ધર્મના રક્ષક મહા પરાક્રમી પુરૂષ

# શિવાજી છત્રપતિ

આ ચરિત્ર નવિન, સંપૂર્ણ, વિસ્તૃત, વીરત્વ ભરેલું, સુબોધક અને અસરકારક છે. મોટાં ૬૫૦ પૃષ્ઠ, છતા માત્ર રૂ. ૦॥ સારા કાગળ રૂ. ૧) ખાસ ઉંચી આવૃત્તિ.રૂ. ૧। પો. ૦=

# આર્યભિષક્

## – અથવા હિંદુસ્થાનનો વૈદરાજ.

વૈદકનો ઉત્તમ ગ્રંથ–પૂર્વાર્ધ તથા ઉત્તરાર્ધ. પૃષ્ઠ ૫૩૦, સોનેરી પૂઠું રૂ. ૨॥ પો. ૦=

# શ્રીમદ્ ભાગવત

## વેદધર્મ સભાવાળું ઉત્તમ ભાષાંતર

પાકું સોનેરી પૂઠું રૂ. ૨) પો. ૦॥=

મહાભારતનો અતિ બોધદાયક વિભાગ

# શાન્તિપર્વ

## રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ

શ્લોકના અંક સહિત ઉત્તમ ભાષાંતર.

## પૃષ્ઠ ૮૪૦-અધ્યાય ૩૬૬

મજબૂત કાગળ, ઉત્તમ છપાઈ, સોનેરી પૂઠાં, છતાં મૂલ્ય-પ્રથમના રૂ. ૮) ને બદલે માત્ર ૨॥ સામાન્ય આવૃત્તિ રૂ. ૨) પો. ૦॥=

૧૯૭૧ આખર સુધી દર પ્રતે રૂ. ૦। કમી.

કર્નલ ટૉડકૃત મહાન ગ્રંથ

# રાજસ્થાન

## નો ઈતિહાસ–ગ્રંથ ૧લો.

એમાં મેવાડ રાજ્યના પ્રથમથી હાલ સુધીના વૃત્તાંત સાથે સેંકડો ધીરવીર સ્ત્રી પુરૂષો અને રાજારાણીઓનાં અદ્ભૂત ચરિત્રો અને ઐતિહાસિક બનાવોનો સંગ્રહ છે.

વળી એમાં ૪૦ વ્યક્તિઓનાં ચિત્ર, સેંકડો નવિન ટીપ્પણ, સરળ, તેજસ્વી અને રસીક ભાષા, મ્હોટાં ૮૦૦ પૃ., બે મ્હોટાં વંશપત્ર, મજબૂત પૂઠું છતા માત્ર રૂ. ૨), સામાન્ય આવૃત્તિ રૂ ૨॥, ઉંચી આવૃત્તિ રૂ. ૩. પો૦ ૦॥= થી ૦॥=

# શ્રી જ્ઞાનેશ્વરી ગીતા

શ્રી જ્ઞાનેશ્વરજીકૃત ટીકાનું ઉત્તમ ભાષાંતર; ગીતાના દરેક શ્લોક, અર્થ તથા જ્ઞાનેશ્વરજીના ઉત્તમ વિસ્તૃત ચમત્કારિક ચરિત્ર સાથે પૃષ્ઠ ૫૫૦, મજબૂત કાગળ, સોનેરી પૂઠું છતાં માત્ર રૂ. ૨) પો. ૦। વધુ.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,** ઠે. કાલબાદેવી, હાથીબિલ્ડીંગ—મુંબઈ, નં. ૨
જમાલપુરરોડ. ખમાસાચોકી—અમદાવાદ.

પ્રથમથી નામ નોંધાવી, હપતે નાણાં ભરી, માત્ર રૂ. ૧૦) માં ગરીબો પણ

ભારતવાસીઓનો સર્વથી મહાન, પ્રિય, પૂજ્ય ગ્રંથ

# સંપૂર્ણ મહાભારત

## ચાર મ્હોટા ભાગમાં—આઠ પેજી પૃષ્ઠ ૩૭૫૦

જેમાં—સુંદર પચરંગી ૫૦ ચિત્રો, મજબૂત એન્ટીક કાગળ, સુશોભિત સોનેરી મજબૂત બંધાઈ, સફાઈદાર છપાઈ, પ્રત્યેક શ્લોકના અંક તથા પ્રત્યેક અધ્યાયના આદિ અંતમાં એકેક શ્લોક આવશે.

પ્રમાણે આ મહાભારત બીજાઓ કરતાં અનેક બાબતોમાં ચ્હડીઆતું થવા સાથે તેમાં ભાષાંતર અન્ય ગુ૦ મહાભારતોથી ઉતરે નહિ એવું ઉત્તમ અને સરલ આવશે. આમ છતાં તેનું મૂલ્ય બીજે રૂ. ૨૫–૩૦ છે, તેને બન્ને આ ખાતાએ પોતાના ધોરણને અનુસરીને

## માત્ર રૂ. ૧૨, અને પ્રથમના ગ્રાહકને માટે ૧૦, જ રાખ્યું છે.

| | |
|---|---|
| ...તિપર્વ—તૈયાર છે .....પૃષ્ઠ ૮૫૦ મૂલ્ય રૂ રાા | ૩ ઉદ્યોગ, ભીષ્મ અને દ્રોણપર્વ....પૃષ્ઠ ૧૦૦૦ રૂ |
| ...દિ, સભા, વન અને વિરાટ. પૃષ્ઠ ૧૦૦૦ રૂ ૩ા | ૪ બાકીનાં છેવટ સુધીનાં મુગાને ૨૦૫ર્વ. ૯૦૦ |

પાછલા ત્રણ ભાગો—વર્ષ વર્ષને અંતરે નીકળશે તેમ મૂલ્ય લેવાશે, જેથી ગરીબમાં ગરી... પણ મહીને ૦। બચાવી ખરીદી શકશે. પોતાની જાત, કુટુંબ અને વંશજોના હિતાર્થે ગ્રંથ આટલા સસ્તામાં સંગ્રહ કરવાની તક ફરીફરીને નહિ મળે પો. દરેક ભાગનું જૂદું

પ્રથમથી ગ્રાહક થનારે—તે વિષે અમદાવાદ કે મુંબઈના કાર્યાલયને જ લખવું, અને ...ાર છે તે તરતમાં રૂ. ૨) થી ખરીદવા ઉપરાંત રૂ. ૧) અનામતનો મોકલવો. વી. પી. થી મ...રે શાન્તિપર્વનું પોસ્ટેજ ૦।।~ મળી ૩।।~ ભરવા પડશે; અને પછી દરેક ભાગ નીકળ્યાની ખબર અ...ક માસમાં તે પોતાને ખર્ચે મંગાવી લેવા જોઈશે. અનામતનો રૂ. ૧) છેલ્લા ગ્રંથમાં મજરે મળશે.

છૂટક—શાન્તિપર્વ સિવાયના બીજા ભાગો સગવડ હશે તો છૂટક દોઢી કિંમતે અપાશે

---

રેલ્વે રસ્તે—આ ખાતાના રૂ. ૫) થી વધુના પુસ્તકો રેલ્વે રસ્તે મંગાવવાથી બહુજ ... અમદાવાદથી આવશે. પણ એ પ્રકારમાં કિંમત પૂરી પ્રથમથી મોકલી સ્ટેશનનું નામ લખવું પેકીંગ

આ ખાતાનાં સર્વ પુસ્તકો નીચેને ઠેકાણેથી પણ (રેલ ખર્ચજોગા જુજ વધુ મૂલ્યે) મળશે, ...પાલ ખર્ચ બચશે.

| | |
|---|---|
| ...ઈ—બૉમ્બે સ્વદેશી સ્ટોર્સ—ઓરીએ હર સ્હામે | ભરૂચ—બુ દેશાઈ બ્રધર્સ—ઠે. કતોપોર દરવાજા |
| „ એન એમ ત્રિપાઠીના કુ૦—પ્રિન્સેસસ્ટ્રીટ | વડોદરા—બુ મોહનલાલ મનસુખરામ—ભેગી |
| „ વસનજી પરમાનંદ—ચાદવાળા, કાલબાદેવી | રાજકોટ—બુ. મ્હેશ્વર મેઘજી—ઠે. પરાબજાર |
| ...ત—ચંદ્રપ્રકાશ ઑફીસ—ગોપાતળાવ | ભાવનગર—બુ અબદુલ હુસેન આદમજી |
| ...ગર—બુ જેઠાલાલ મનસુખરામ. | નડીઆદ—ચુનીલાલ ગોપાળભાઈ—અમદાવાદી બજાર |

પોસ્ટેજ સર્વ પુસ્તકનું જૂદું. વધુ ખુલાસા માટે રિપ્લાઈ સાથે લખો:—

## મુખ્ય સ્થળ—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય મુંબઈ ૨ અને અમદાવાદ.

# કામિની અને કાંચન.

લખનાર,

છગનલાલ નારાયણભાઇ મેશ્રી.

" નંદનવનનો નાશ, ગૃહલક્ષ્મી, ઇન્દકુમારી, રંકનું રત્ન" ઇ ના કર્તા.

શ્રીમદ્ રામકૃષ્ણ પરમહંસના તત્વપૂર્ણ ઉપદેશોને આધારે લખાયેલી બોધદાયક સાંસારિક નવલકથા. જેમાં કામિની અને કાંચનનો લોભ, હાલની અર્ધદગ્ધ કેળવણી, અને ધર્મ. નીતપર અસરકારક રીતે વિવેચન કરવામાં આવ્યું છે. આ નવલકથાની વસ્તુ સંકલના એટલી બધી બોધક અને મનોરંજક છે કે તેને એકવાર વાંચવા લીધા પછી પૂરી કર્યા વિના નીચે મૂકવી ગમતી નથી. વર્તમાન પત્રોએ તેમજ વિદ્વાનોએ એને માટે ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે એટલુંજ નહી પણ એનું અન્ય ભાષામાં ભાષાન્તર કરવાને માટે તે તે ભાષાના વિદ્વાનોએ એના કર્તા પાસેથી પરવાનગી માગી છે, એજ એના ઉત્તમપણાની સાબિતી છે. મૂલ્ય ક્લોથ બાઇન્ડીંગ રૂ ૧॥ પેપર કવર રૂ ૧) ટ૦ ખ જુદુ.

મુંબઇ, અમદાવાદ, વડોદરા વિગેરે શહેરોના જાણીતા બુકસેલરો પાસેથી તથા સુરતમાં આ પુસ્તક નીચેના ઠેકાણેથી મળી શકશે

દલપતરામ ઠાકોરરામ ભટ્ટ.

તંત્રી "સત્સંગ"

સેતાનફળીઆ—સુરત.

---

અતિ સસ્તામાં સસ્તું સાહિત્ય !

સચિત્ર નવલકથાઓનો યુગાંતર !

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ હિંદ માટે રૂ. ૨, પો૦ સાથે પરદેશ માટે રૂ. ૨-૬-૦ | કથાકુંજ | ઉત્તમ કાગળ, મનહર છાપ, આકર્ષક પૂંઠું એપ્રિલ ૧૯૨૪થી શરૂ |

વાર્ષિક માત્ર રૂ. ૨ માં પો. સાથે ૧૫૦૦ પૃષ્ઠ ! !

સામાજિક, ધાર્મિક, ઐતિહાસિક તથા ગુપ્ત પોલીસ ચાતુર્ય દર્શક નવલકથાઓનો સચિત્ર ભંડાર ! લાયબ્રેરીઓ માટે સુંદર શણગાર.

ચાલુ વર્ષની કેટલીક નવલકથાઓ.

(૧) નવીન સન્યાસી,—બંગાળી ભાષાના સુપ્રસિદ્ધ લેખક પ્રભાત કુમાર મુખર્જીની નવલકથાનું ઉત્તમ રૂપાંતર, પૃષ્ઠ સંખ્યા ૧૩૦ તૈયાર છે.) (૨) સમજિ પૂર્ણ સુધાહાસ નીનું અનુસંધાનઃ—સ્વ રમેશચંદ્ર દત્ત કૃત ગુજરાતી ભાષામાં અપ્રકટ રહેલી નવલકથા સંસાર દર્પણનો સર્વશ્રેષ્ઠ ચિતાર પૃષ્ઠ સંખ્યા ૨૬૦ (તૈયાર છે) આ ઉપરાંત (૩) વાર્તાવિહાર. (૪) આદર્શ અબળા (૫) ચિનોડપર ચ્હડાઈ વગેરે નવલકથાઓ સમયાનુસાર પ્રકટ થશે

નમુનો મફત મળશે નહિ. વધુ વિગત માટે લખો —

મેનેજર, કથાકુંજ—નવલકથા માળા.

અમદાવાદ

# सत्संग–विषयावलि.



---


૧૯૧૫ના જાન્યુઆરીથી ત્રીજું વર્ષ શરૂ થશે

**ગુજરાતી ભાષાનું શ્રેષ્ટ**
**માસિક પત્ર**




સુંદર કાવ્યો ઐતિહાસિક, સામાજિક ન વલ કથાઓ ધર્મ નિતિ અને અન્ય પ્રકારના મનન લાયક ઉત્તમ લેખો 'વિવેચક'માં આવે છે તે ઉપરાંત બંગાલી મરાઠી હિંદી અને અંગરેજી ભાષાના શ્રેષ્ટ માસિકોમાંથી લેખોના સરલ ભાષાંતર આપવાની ગોઠવણ થઇ છે તે ઉપરાંત દર માસે ગ્રાહકોને પ્રશ્ન પુછી ઇનામી પુસ્તકો આપવામાં આવે છે. ચાલુ માસમાં ગ્રાહક થનારને ૧૯૧૩ત્થા ૧૪ની બે ભેટો મળશે. તુરત નામ નોંધાવો. નમુનાના અંક માટે આનાની ટીકીટ બીડવી. જાહેર ખબરનું ઉત્તમ સાધન ભાવ પુછો. દિ દમાવાર્ષીક લવાજમ ભેટના પોસ્ટેજ વી. પી. સાથે રૂ. ૧–૧૦–૦. હિંદબહાર રૂ. ૧–૧૪–૦. લખો વ્યવસ્થાપક 'વિવેચક'

હી. દા. દેશાઈ.
નં. ૩૦ હાઉસ—નડીઆદ.

अहिंसा परमो धर्मः ।   आत्मवत् सर्वभूतेषु ।

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




( વસન્તતિલકાવૃત્ત )

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરથી સમૃદ્ધ,
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सता किमु न मंगलमातनोति।

વર્ષ ૧૬ મું. ]   માર્ગશિર્ષ-પૂર્ણિમા   વિક્રમ. સં. ૧૯૭૨ [ અંક ૯ મો.

## જીવનવાડીના રખવાળને!

(શામળીઆ ગિરધારી લાલા—એ રાહ.)

ન્હાનેરાં અમે બાળ તમારાં,—સેવા સ્નેહે સ્વીકારો.
આપ રૂડા રખવાળ અમારા,—સ્નેહ સુવાસ પ્રસારો.—ન્હાનેરાં.
આવી પુકારે દ્વારે તમારે,
વ્હાલા ચઢજો વ્હારે અમારે,
હૈયાના અમ હેત નીતરતાં,—હેતે હૈયા ઉતારો.—ન્હાનેરાં.
હરિયાળી અમ જીવનવાડી,
સૂકી જશે જો દો વણસાડી,
નેહ જીવનનું વ્હેંચી વ્હાલું,—બાળ પંપાળ વિદારો.—ન્હાનેરાં.
તાત! અમારી બુદ્ધિ થોડી,
આવે ઠેકાણે દોડી દોડી,
જયવંદન કરી નંદન ન્હાતાં.—શ્રેય અમારૂં સુધારો.—ન્હાનેરાં.

"શારદા-વિહાર"
હવાડીઆ ચકલા, સુરત. } છોટુભાઇ દાજીભાઈ દેશાઇ

# બેવફા સખાને ઉપાલંભ.

## શિખરિણી.

હુવે, જાણ્યા ત્હારા, કપટમય ભાવો હૃદયના.
અને જાણ્યું ત્હારૂં, નિરસ બસ અર્થી જીગર હા!
મ્હને પસ્તાવાનું, પુનિત ઝરણું શાંત કરશે.
પછી જીવ્યું ભાઇ! દુઃખહીન અને દિવ્ય બનશે.
ઘટે શું હા! આવું, અનુચિત સખા કૃત્ય કરવું,
અને કર્તવ્યોથી, ક્ષણ પણ સખા! શું અટકવું ?
દયા ને પ્રીતિથી, હૃદય દઢ ગ્રન્થી થઇ હતી.
સખે! શા માટે તે, શિથિલ બની આજે છુટી જતી. ?
સખા! ત્હારે માટે, હૃદય મમ ભસ્મીભૂત કર્યું.
ઘણા ઘા વેઠીને, જીવન મૃદુતાથી બહુ ભર્યું.
અરે! અન્યાયી તું, કદર નવ કાંઈ કરી શકયો.
વૃથા લાગે આજે, જિગર મમ બાળી દુઃખી થયો.
અતિ વિશ્વાસે મ્હેં, હૃદય તુજ ખોળે ધર્યું હતું.
કહેની? શા કાજે, કતલ કરવા ખંજર લીધું.
ખરે! આશા કાંઈ, તુજ હૃદયની પૂર્ણ ન થતાં.
તજી મૈત્રી મ્હારી, શરમ નહિ આવી ફરી જતાં ?
થઇ'તી શંકા કે, હૃદય તુજ ઇચ્છે અવનવું.
છતાં ના ઇચ્છયું મ્હેં, પ્રણય પથથી હા! વિરમવું.
નિશંકે, વિશ્વાસે, પ્રણય રસ ઢાળી બહુ દીધો.
અરે! કિંતુ ત્હેં તો, ઘણિત હૃદયે હા! વ્રણ કર્યો.
બન્યો તું વૈરી તો, હૃદય મમ વૈરી, કયમ નહિ. ?
દગો જ્યાં પ્રીતિમાં, જગત કડવું ત્યાં પ્રિય નકી.
હણાતાં આશાઓ, અરર! સઘળું ઉજ્જડ દિસે.
કૃતઘ્ની હૈયાને અધિક વિનવે, શું ફળ થશે ?

ભારતી-મંદિર.
બરવાળા, તા. ધંધુકા. } ધીરજ.

# *મીંચાતી અક્ષિ સમયે કંઈ કામનું ના.

પ્રેમે મળ્યા વિધિવશાત્ બહુએ સુમિત્રો,
માતા પિતા વિનયી પુત્ર અને કલત્રો;
ભ્રાતા ભગિની વળી આપ્તજનો નિહાળ્યા;
મીંચાતી અક્ષિ સમયે કંઈ કામનું ના. ૧
રાખી ગૃહે બાગી કર્યા બહુ બંગલાઓ,
ખર્ચી વસુ જગત મેળવી નામનાઓ;
આનંદ દાયક જણાય અહીં ખરે હા,
મીંચાતી અક્ષિ સમયે કંઈ કામનું ના. ૨
યત્નો કરી કરી બહુ ધન મેળવીને,
ખેતાબ જે. પી. ઇતિ આદિક મેળવીને;
સેટો લવંડરથી મોટરમાં મહાલ્યા,
મીંચાતી અક્ષિ સમયે કંઇ કામનું ના. ૩
વસ્ત્રો સજાવી શણગાર ધર્યા વહુને,
આજ્ઞા પળાવી નિજ ચાકરને બહુએ;
પૌત્રો અનેક નિજ અંકમહીં રમાડ્યા,
મીંચાતી અક્ષિ સમયે કંઇ કામનું ના. ૪
શકત્યાનુસાર ધન ખર્ચી સુકૃત્ય કીધાં,
ભક્તિ ધરી મન મહીં શુભ દાન દીધાં,
સંતોષ જે કરી શકયા દીલમાં દીનોના,
મીંચાતી અક્ષિ સમયે બહુ કામનું હા! ૫

દેસાઇ પોળ. સુરત } વાસુદેવ શંકરલાલ શુક્લ.

* चेतोहरा युवतयः सुहृदोनुकूला,
सद्बांधवा प्रणयनम्रगिरश्चभृत्याः
गर्जन्ति दन्तीं निवहास्तरलास्तुरंगा,
संमीलने नयनयोर्न हि किंचिदस्ति.
એ શ્લોકના ભાવ ઉપરથી લખાયેલી.




(૨)

आयातामधुयामिनी यदि पुनर्नायात एव प्रभुः ।
प्राणाःयान्तु विभावसौ यदि पुनर्जन्मग्रहं प्रार्थये ॥
व्याधः कोकिलबन्धने हिमकरध्वंसे च राहुग्रहः ।
कन्दर्पे हरनेत्रदीधितिरहं प्राणेश्वरेमन्मथः ॥२॥

(શૃંગાર પક્ષે)

पदच्छेदः–आयाता, मधुयामिनी, यदि, पुनः, न, आयातः एव, प्रभु; प्राणाः, यान्तु, विभावसौ, यदि, पुनः, जन्मग्रहम्, प्रार्थये, व्याधः, कोकिलबन्धने, हिमकरध्वंसे, च, राहुग्रहः, कन्दर्पे, हरनेत्रदीधितिः, अहम्, प्राणेश्वरे, मन्मथः।

अन्वयः–मधुयामिनी पुनः आयाताः, यदि प्रभुः न आयातः, (अतः) एव प्राणाः विभावसौ यान्तु, यदि पुनः जन्मग्रहम् प्रार्थये, अहम् कोकिलबन्धने व्याधः (स्याम्), हिमकरध्वंसे राहुग्रहः (स्याम्), कन्दर्पे हरनेत्रदीधितिः (स्याम्), प्राणेश्वरे मन्मथः (स्याम्).

ભાવાર્થ.—આ વસન્તઋતુની મધુર રજની ફરીથી આવશે પરંતુ પ્રાણેશ હજી આવ્યા નહિ.
...થી મારો પ્રાણ અગ્નિમાં જાઓ, અર્થાત્ હું અગ્નિમાં પડી મરણ પામું! જો હું ફરીથી
...ન્મ લઉં તો પ્રાર્થના કરું છું કે કોયલને બંધન કરવાને વ્યાધ (શિકારી) થાઉં, ચંદ્રમાનો
...શ કરવા માટે રાહુ ગ્રહ ... થાઉં, કામદેવને બાળવા માટે શિવની ત્રીજી આંખનાં કિરણરૂપ
...ઉં, અને પ્રાણેશને દુઃખ દેવ... વાને કામદેવ રૂપ થાઉં. અર્થાત્ જેવી રીતે આ વસન્તકાળમાં
...લ આદિ સર્વ મળી મને દુઃખ દે છે એવી રીતે હું પણ અન્ય જન્મમાં એના શત્રુરૂપ
...શુ કરી એ સર્વને દુઃખ દઉં. ...તિમા, (શાન્ત પક્ષે)

...આ, ...મ, યામિની, યદિ, પુનઃ, ન, આઃ, યાતઃ,
पदच्छेदः–आयाता, आम्, अ...धि... पुनः, जन्मग्रहम्, प्रार्थये, अ, व्याधः, कोकिल-
प्रभुः, प्राणाः, यान्तु, विभावसौ, यदि, ...
, हिमकरध्वंसे, च, राहुग्रहः, कन्दर्पे, ह...रनेत्रदीधितिः, अहम्, प्राणेश्वरा१ इमन्मथः

१ इमन्मथः (इ=कामदेव+मद्+मथ ...) २ प्रभुः–आत्मा, नयातः न ज्ञातः।

अन्वयः—आम्, कोकिलवन्धने व्याघ, हिमकरध्वंसे राहुग्रहः, कन्दर्पे हरनेत्रदीधितिः, इमन्मथः, प्राणेश्वरा, यामिनी, अधु पुनः आयाता, यदि प्रभुः न यातः, आः, (तदा) प्राणा, विभावसौ, यान्तु, अहम्, पुनः जन्मग्रहम्, अ प्रार्थये।

ભાવાર્થ:—ઓહો, કોયલના બંધનમાં વ્યાધ સ્વરૂપ, ચંદ્રમાનો ગ્રાસ કરવામાં રાહુગ્રહ, સ્વરૂપ કામદેવને માટે શિવની ત્રીજી આંખના કિરણ સ્વરૂપ, કામદેવના મદની મર્દન કરવાવાળા શિવજીની સ્ત્રી પ્રાણાન્ત કરનારી કાળરાત્રિ ફરીથી આવશે, જો પુનઃ પણ, આત્મજ્ઞાન ન થાય તો આ પ્રાણ અગ્નિમાં જાઓ, અર્થાત્ અગ્નિમાં પડવુંજ ઉચિત છે, હું ફરીથી જન્મ લેવા ને પ્રાર્થના ન કરૂં.

(આ આત્મજ્ઞાન પ્રાપ્ત ન થનારનું જલદીથી મરણનો નિશ્ચય કરનારનું કહેવું છે.)

છોટુભાઇ હાજીભાઇ દેશાઇ.



## હિન્દનો ઘણો ભાગ દારૂથી વિરૂધ્ધ છે.

"ઇન્ડીયન ટેમ્પરન્સ રેકર્ડ"ના ઉનના અંકમાં એક લેખક ટાંકી બતાવે છે કે હીંદુસ્તાનનાં લોકોનો ઘણો મોટો ભાગ દારૂની વિરૂદ્ધ છે, અને દારૂથી થતી ખરાબી અધિકારીઓ કે જેઓ દારૂની આવકના લોભને વળગી રહે છે તેઓ અને માત્ર થોડા હજાર યુરોપીયનો કે જેઓનો પીવાનો રિવાજ છે તેઓને આભારી છે. લેખક પૂછે છે કે.—

ધારો કે હીંદુસ્તાનની સરકાર દારૂને આવતો તેમજ બનાવાતો અને વેચાતો બંધ કરે (સિવાય કે વૈદક ખાતાંને માટેજ અને તે પણ સખ્ત દેખરેખ હેઠળ) તો પરિણામે શું આવે?

મુસલમાનોને તો પીવું જોઇએજ નહીં એ લોકોના ધર્મમાં દારૂ પીવાને માટે સખ્ત મનાઈ કરવામાં આવી છે. એમ છતાં તેઓમાથી કેટલાક પીનારા છે પણ એ પીનારાઓ ગવર્નમેન્ટના આવા હુકમની સામે બોલવાની હીંમત કરી પોતાની ન્યાતમાં અને ધર્મના માણસોનો ગુસ્સો વ્હોરી લેવાનો જોખમ ઉઠાવે નહી, જો એવા ગવર્નમેન્ટ હુકમને માટે મુસલમાનોના મત લેવામાં આવે તો લગભગ બધાજ મુસલમાનો દારૂને રજા આપનારા મત નેજ મળતા થશે. આમાં કોઇ શંકા લાવી શકશે નહી. જો ગવર્નમેન્ટ આવો કાયદો અમલમાં મૂકે તો ફક્ત મુસલમાનોમાંથીજ એ કાયદાને અનુમોદન આપવાવાળા સાડા છ કરોડ મત મળે.

હવે ઉંચવર્ણના હીંદુઓ તો કેફી પીણાની વિરૂદ્ધજ છે. આ લોકોમાં પણ મુસલમાનોની માફક કેટલાક પીનારા નીકળશે, પણ તેઓ જાહેરમાં પીવાની હીમાયતી કરી શકશે નહીં. અને મધ્યમ વર્ગના હીંદુઓમાંથી પણ ઘણો મોટો ભાગ દારૂથી દૂર છે. એમ ખુશીથી કહી

શકીશું. અને નીચવર્ગોમાં પણ ઘણી એવી ન્યાત છે કે જેમાં દારૂ પીવાની મનાઇ કરવામાં આવી છે, અને જ્યાં સુધી બ્રાહ્મણો ખરા હ્રદયથી આનો અટકાવ કરી શકશે ત્યાં સુધી એ પ્રતિબંધ એમનો એમજ રહેશે. ચમાર લોકો તાડી અને ગામડી દારૂ ખુબ પીએ છે એમ ધારવામાં આવે છે. અને એ ખરૂં પણ છે. પણ મારા સાંભળવામાં આવ્યું છે કે કલકત્તાના જોડા બનાવનારાઓએ એકત્ર થઈ કાયદો કર્યો છે કે ન્યાતમાંનો કોઈ પણ માણસ પીધેલો માલમ પડશે તો તેને સજા કરવામાં કાંતો ન્યાત બહાર કરવામાં આવશે. અને આ હીલચાલ એજ ન્યાતમાં ઉત્તર હીંદુસ્તાન તરફ પણ ઘણી ખરી થતી સાંભળવામાં આવે છે. હવે જો સરકાર તરફથી હીંદુઓને પુછવામાં આવે કે "દારૂ વેચવાને માટે તમારો શું અભિપ્રય છે?" તો પરિણામ શું આવશે? હું ધારૂં છું કે લગભગ બધાજ હીંદુ દારૂ નહીં જોઇએ એવોજ અભિપ્રાય આપશે એમાં કોઇ પણ શક લાવી શકશે નહીં. જો આ ખરૂં છે તો પછી હીંદુસ્તાનની એ મોટામાં મોટી જાત કે જેનો આંકડો હીંદુસ્તાનની બધી કુલ વસ્તીનો પંચ્યાસી (૮૫)ટકા જેટલો છે તે ખચ્ચીત રીતે દારૂની વિરૂદ્ધ છે.

એક ત્રીજી જાત યુરોપીઅન ક્રીશ્ચિયનોની છે. અને અહીંઆ આપણે શરમાવાનું છે. આ જાતનો મત શું આવશે એ શંકાસ્પદ છે. એમ પણ વકી છે કે કેટલાક દારૂની વિરૂદ્ધ મત્ત આપશે, પણ ઘણા એવા પણ નીકળશે કે (જેઓ એટલા બધા દારૂના શોખીન છે) દારૂની તરફેણમાંજ મત આપશે. આ યુરોપીયન ક્રીશ્ચિયનોની વસ્તી ત્રણથી ચાર લાખની બની છે, જ્યારે હીંદુસ્તાનની કુલ વસ્તી એકત્રીસ કરોડ પચાસ લાખની છે. પણ એ રાજકર્તા પ્રજા છે.

તો પછી આપણું એ કહેવું વાજબી નથી કે લગભગ હીંદુસ્તાનમાંના લોકોનો ઘણો મોટો ભાગ દારૂના વેચાણની વિરૂદ્ધ છે. શું ત્યારે સરકાર એ વેચાણ બંધ નહીં કરી શકે!

જો એવો કાયદો થાયતો તેમાં અડચણ કરતા કોણ છે?

અને એ ટેવ પણ હીંદુસ્તાનમાં ચાલુ રહેતો તેના જવાબદાર કોણ છે?

એ દેખાઇતુંજ છે કે-આ જોખમદારી સરકારી અધિકારીઓ અને ફક્ત થોડા હજાર યુરોપીયનો કે જેઓ તેઓની ટેવ પીવાની બુરી લત છોડી દેવાને રાજી નથી, તેના શિરેજ છે.

પણ ઉપજ વધારવાની આ એક ખોટી રીત માલમ પડે છે. એ રીતથી એકલા ગરીબોના માથા પરજ એ ભાર આવી પડે છે. એમાં લોકોના વારંવાર જવા આવવાના રસ્તામાં, (જો કહીએતો તે લોકોના નાકની સામેજ) ઠેકાણે ઠેકાણે દારૂની દુકાનો હોય છે. અને જેથી એવા લોકો દારૂ પીવાને લલચાય છે. જે લાલચ હમેશાને માટે જબર હોય છે. પીનારામાં, ઘણાં ખરા ગરીબોજ હોય છે, અને વધારે દારૂ પીવા વાળા અને દારૂના કરોનો ઘણો મોટો ભાગ આપનારા તેઓજ છે. ખરૂ જોતાં જે લોકો કરનો ભાર સહન કરી શકે એવા હોય તેના ઉપરજ કરનો બોજો હેવો જોઇએ, અને નહીં કે એવા ગરીબ અશક્તો ઉપર. આવું થતાં પણ કદાચ કોઇક પીનારો નીકળશે તો તે,સરકાર તરફથી અપાતી પરવાનગી અને લાલચને પરિણામે તો નહીંજ!*

Surat] D'Ray. D. Desai.

* The Abkari ના લેખ ઉપરથી.

# " નિર્દોષ પ્રાણીપર દયા "

માણસ મુઆ પછી તરેહવાર અવતાર લે છે, એ વિચાર કેટલીક ક્રિયામાં ધર્મના ઇતબારથી મનાય છે.

સુધરેલા યુરેપમાં આગળ કોઇ તે માનતું ન હતું હાલ એ ઇતબારને યુરોપ અને અમેરીકા ખાતે કાંઈક વજન મળતું જણાય છે. પણ પુરાતન સ્થાપનાનો એક વિદ્વાન યુરોપિયન એવુ સાબિત કરવાની કોશીશ કરી ગયો છે કે માણસના મરણ બાદ તેના આત્માનો છુટકારો થાય ત્યાં સુધી તેને આ દુનીઆની અંદર તરેહવાર અવતાર લઇ પોતાના કરેલા કરતુકોની સજા ભોગવવી પડેછે. જો આ ઇતબાર ખરો હોય તો એમ કાં નહિ બને કે ખાણાં ઉપર બિરાજતી મરઘી કોઇ આપણી બેન હોય.

આ લેખને સાબિત કરવાને એક પુરાતન પુસ્તકમાંથી આધાર મળી આવે છે કે આવસ નદીના કીનારા ઉપર એક મોટો પૈસાદાર માણસ રહેતો હતો, અને તેના પૈસાના પ્રમાણમાં તેની મોજ મજાહ પણ હતી, ને અન ફ્ળ શાકના કુદરતી ખોરાક ઉપર ગુજરાન કરનારા નિર્દોષ માણસોને ધિક્કારતો હતો, અને તેને ધર્મના નામની પણ છીટ હતી. દરરોજ તેને ખાવાને સો જાતના પ્રાણીઓ અને સેંકડો જાતની વાનીઓ તૈયાર કરી રજુ કરવામાં આવતી, હતી. તેનો ખાધાનો અભખરો તૃપ્ત કરવા ખાતર શી રીતની દરરોજ પ્રાણહસા ચાલતી તેનું તેને કશું ભાન હતું નહિ એક દીવસ તેને બહુ ખાધાથી બદહજમી થઇ, અને બદહજમીથી તેનો અંત પણ આવ્યો. આ ઉપરથી તેના આત્માની તપાસ જેટલાં પ્રાણીઓની તેણે હત્યા કીધી હતી, તેમનાજ એક બેગમંડળને સોંપવામાં આવી. પોતાના આ ન્યાયાધીશોને જોઇ તે ધ્રુજવા લાગ્યો, કેમકે તે મધ્યેના દરેક ઉપર તેણે ઘાતકીપણું ચલાવેલું હતું. હવે તેમની દયા માગવા સિવાય તેનો છુટકો હતો નહિ. તેણે દયાને માટે આઝીજી કીધી, પણ કસાઇની મિસાલ જેમને થોડા વખતની મોજ ખાતર રેહેસવામાં આવેલાં તેઓ શી રીતે માફી બક્ષી શકે! માફી બક્ષવાનો ગુણ આકાશી છે. જે ગુણને બરાબર માણસથી પણ પોહોંચી શકાતું નથી, તો પછી નિર્જીવ પ્રાણીઓથી તેવા ગુણની શી રીતે આશા રાખી શકાય? "માફીનું નામ સાંભળતાજ એક હરણ ગુસ્સાથી બોલી ઉઠયુ "

"શું તું ભુલી ગયો છે કે તે શી રીતનો મારા ઉપર સીતમ ગુજાર્યો હતો? તારી ભુખ છુપાવા ખાતર નહિ, પણ ખાલી વખતને ખાતર મારી પુઠે લાગી મને જંગલે જંગલ રઝળાવી લુસ કીધા પછી શીકાર કરનાર તુ નહિ તો બીજું કેણુ? મારૂં માનતા હો તો એનો હવે પછીનો અવતાર હરણનો આપવો જોઇએ.

આ વાત સાંભળી ન્યાયાધીશની બેઠક ઉપરથી એક મેંટું બોલ્યું "હું ધારૂં છું કે એનો હલવાનનો અવતાર આપવો જોઇએ, કે જેથી થોડા વખતમા તેના જુદા જુદા અવતારની સજા ચખાડવાને બની આવે" વાછરડુ બોલ્યા "અગર જો તમારા નામદારો મારા વિચારને વજન આપવા માંગતા હો, તો એ ધણીને વાછરડો બનાવવો જોઇએ, કેમકે એ ક્રૂર

દૈત્યે મારું માંસ સફેદ બનાવવા ખાતર દરરોજ જીવતાં જીવત મારાં અંગ મધ્યેથી લોહી કાઢયું હતું, અને છેલ્લે ક્રૂર ઘાતકીપણાથી મારો જાન લેવડાવ્યો હતો." આ ઉપરથી મરઘી બાઈ બોલ્યાં "શું આ ડહાપણભરેલું નથી કે એ ધણીને મારી મિસાલ મરઘી બનાવી પ્રથમ પાળી પોષીને પછી મારીજ મિસાલ સ્વાદ લઈ લઈને કાપી ખાવામાં આવે ?" ઘણાખરા ન્યાયાધીશો આ વિચાર તર્ફ એકમત થવાની તૈયારીમાં હતા. એટલામાં બળદિયાજી પોતાની જગા ઉપરથી ઉઠીને બોલવા લાગ્યાં કે "મને ખબર મળી છે કે પાંજરામાં ઉભો રહેલો બધવો પોતાની પાછળ એક હમેલદાર બાયડીને મેલી આવ્યો છે. અગમચેતી કરવાની ઇશ્વરે મને જે શક્તિ આપી છે તે ઉપરથી હું કહી શકું છું કે આ હમેલદાર સ્ત્રી એક બેટાનો જન્મ આપશે, પણ તે બેટો પોતાની આખી જીંદગી દુઃખ દરદ અને ચાલુ માંદગીમાંજ પૂરી કરશે. તે કાનથી, દુબળી, દરદી દેહ સાથ જન્મ્યાથી, નહિ તેનાથી દુનીઆદારીનું સુખ જોવાશે, કે નહિ તેની આસપાસનાઓ તેની આવી હાલતથી સુખી રહેશે. આ ઉપરથી મારા ભલા જોડીદાર ન્યાયાધીશો હું તમારો અભિપ્રાય પુછું છું કે આપણે એ ધણીને એના પોતાનાજ બેટાના અવતારમાં પેદા કરીએ તો શું ઠીક નહિ થશે ? આવી સજાથી તે જોશે કે પોતાની બીન પરેજી અને ખાધરી જીંદગીથી તે પોતાની આવતી ઓલાદ ઉપર કેવું મહા કષ્ટ લાવી નાખનાર છે." બળદિયાજીના આ શબ્દો સાંભળી આખી અદાલતે તેમને તાલીઓથી શાબાશી આપી અને આવી ઉત્તમ સલાહ માટે તેમનો આભાર માનવામાં આવ્યો.

પેલોજ પૈસાદાર એકવાર ફરીથી આ ખરી દુનીઆમાં પોતાનાજ છોકરાના અવતારમાં અવતર્યો. આ નવા અવતારમાં તેને માત્ર ત્રિશ વરસનીજ જીંદગી ગુજારી, પણ તે એવી તો સખત ચાલુ માંદગી પીડાકારી અને દળદર અવસ્થામાં ગુજારી હતી, કે ત્રિશ વરસની જીંદગીમાં ભાગ્યેજ તેણે ત્રિશ કલાકનું પણ સુખ જોયું હોય.

આ ઉપરથી આપણને એમ સમજાય છે કે નિર્દોષ પ્રાણી ઉપર જુલમ ગુજારતાં કેવા હાલ થાય છે. માટે હમેશા સર્વ પ્રાણી માત્ર ઉપર જે દયા રાખે છે, સર્વજીવોના જે વિશ્વાસપાત્ર હોય છે, જેણે હિંસા વર્જ કરી છે, તે સ્વર્ગ લોકમાં જાય છે.

ફકર બીલ્ડીંગ.
ભાગાતળાવ રોડ, સુરત. } ડા. નરસિંહદાસ નારણદાસ.

## "અનાથોના આશ્રયદાતાને સત્કાર"

( શું નટવર વસંત...... એ રાહ.)

રે અનાથોના નાથ ભલે આવીઆ અહિં,
આવીઆ અહિં રે મન ભાવીઆ અહિં—અનાથો—
(સાખી) સુખીઆનાં સંસારમાં, સાથી સૌ કો હોય
પણ દુખીયાનાં દરદને, જાનન હારા કોય

પરની પીડાના જાણુ, પ્રાણુ પ્રભુકેરા
દાતા દયાળુ દયા દિલમાં લહી—અનાથોના—
(સાખી) નહીંસ્વાગત સાધન કંઈ, કે નહિ દેવા ભેટ,
પણ શક્તિહીન થઈ પડયાં ઉલટાં તમને વેઠ,
હવે ઉગારો ઉદાર હાથ કાઢી
આશ્રય તમારે હવે ભીડ શી રહી—અનાથોના—
(સાખી) જેવા તમને ઠારશો, તેવાં ઠરશો નેક.
પરહિતમાં હિત આપણું, સમજો એ વિવેક
અન્ન વસ્ત્ર પ્રાણદાન પ્રેમેથી આપતાં.
પ્રભુને ભજીશું શુભ આશય દઈ—અનાથોના—

ઉપદેશ—કમગનલાલ જાગનાથ
અશક્તાશ્રમ—સુરત



## કમળાવતી.

લેખકઃ— રા. રા. છોટુભાઇ દાજીભાઇ દેશાઇ, "શારદા-વિહાર" સુરત.

( ૯ )

સંધ્યા સમય થયો, ગુર્જરસેના પકાણોથી પરાજય પામી સૂર્યદેવ ગુર્જરોનું પરાજયનું કલંક ન સહન થવાથી ક્રોધથી રાતા તાતા થતા આકાશ મંડળમાં અદશ્ય થઇ ગયા.

એ દિવસે ભગવાન સોમનાથના મન્દિરમાં આરતિ નહિ થઇ. એ દિવસે દેવ મન્દિરના ઘંટનિનાદ તથા બ્રાહ્મણોના સ્તોત્ર પાઠથી આકાશ ગાજી ઉઠયું નહિ. એ દિવસે ગુર્જર સૌન્દર્યશાસનની ભૂમિ વિભીષિકામય સ્મશાન સમાન થઇ રહી હતી.

ભગવાન સોમનાથ સ્મશાનમાંજ રહ્યા છે, તેજ તેમનું નિવાસ સ્થાન છે. પરંતુ એ સ્મશાનમાં ચિતા-ભસ્મ નથી, એને ઠેકાણે એમના એકાન્ત ભક્ત ગુર્જર વાસીઓનું હૃદય શોણિત હતું.

ક્રમે ક્રમે રજની ગંભીર થવા લાગી. અંધકાર વધવા લાગ્યો. કમળાવતી પોતાના પિતાની ૧ દેહને માટે ચિતા રચી ભૈરવની સાથે પુનઃ યુદ્ધ ભૂમિમાં આવી, એ મહા સ્મશાનમાં .. પ્રેતિની સમાન ઘૂમી રહી છે. પાછળ પાછળ હાથમાં મશાલ લઇ ફરતો રત હતો. ભૈરવ મૃત દેહોના મુખ આગળ મશાલ ધરતો હતો. પછી નિરાશ પૂર્ણ સ્વરથી કહેતો હતો " એ કુમાર નથી. વાયુ પણ હતાશ થઈ કહેતો હતો "ના, એ એ કુમાર નથી " આ સ્મશાન ક્ષેત્રમાં રહેલાં વૃક્ષના પાંદડાઓ પણ કહેવા લાગ્યાં, "ના,

એ કુમારસિંહ નથી. " ચન્દ્રહીન આકાશ મંડળના તારા પણ બોલી ઉઠતા હતા, "કુમારસિંહ ક્યાં છે ? એને-ક્યાં શોધે છે ? એતો અમારાં રાજ્યમાં છે. " કમળાવતી નિરાશ થઇ પુનઃ બીજા મૃતદેહની તરફ જતી હતી.

આ વેળા એ અધકારમય શ્મશાન ભૂમિમાં બે મનુષ્યોની આકૃતિ માલૂમ પડી. એ બન્ને મૂર્તિઓ ભૈરવ અને કમળાવતીએ દીઠી. કમળાવતીએ અને ભૈરવે એ બનેને ઓળખી લીધા. એઓમાં એક શાહજમાલ હતો. અને બીજો રૂસ્તમ

કમળાવતી તિરસ્કાર પૂર્ણ સ્વરથી બોલી " સેતાન નરાધમ ! તેં શા સારૂ અમારૂં સર્વ નાશ કર્યું ? શું અમારા અતિથિ સત્કારનો આ બદલો છે ? " શાહજમાલે આ તિરસ્કાર વાણીનો ઉત્તર દીધો નહિ. તે એ વેળા કમળાવતીની તરફ સ્થિર દ્રષ્ટિથી જોતો ઉભો રહ્યો જેને માટે આજે એણે ગુર્જરભૂમિને પ્રેત ભૂમિ બનાવી દીધી, જેને માટે આજે એણે ગુર્જર ભૂમિની પવિત્ર ભૂમિમાં લોહીની નદીઓ વહેવડાવી. તેનેજ સામે ઉભેલી જોઇ શાહજમાલ ઉન્મત્ત થઇ ઉઠયો. પુનઃ વિકૃત સ્વરથી બોલ્યો " કમળા ! તું અહીં શા સારૂ ઘુમી રહી છે. હું અનુમાનથી કહી શકુ છુ, કે કદાચિત્ તું કુમારસિંહની મૃત દેહ મેળવવા ચહાતી હશે, પરંતુ કુમાર મરણ પામ્યો નથી ઘયલ થયો છે. અને તે અમારી છાવણીમાં કેદી તરીકે છે. કમળા ! હું કૃતઘ્ન નથી. જો તારી ઇચ્છા હોય તો હું હમણા એને તારે સ્વાધીન કરી દઉં. પરંતુ એને બદલે હું તને લેવા ઇચ્છુંછું. " એ પછી શાહજમાલ ઉત્તેજિત સ્વરથી બોલવા લાગ્યો " કમળા સુલતાન તને બેગમ બનાવવા ઇચ્છેછે, અને હું તને મારી હૃદયેશ્વરી, મારી પોતાની પ્રાણેશ્વરી બનાવવા ચાહું છું. હું ગિજની નો ભાવિ સુલતાન છું, પરંતું કમળા તારે માટે હું તે રાજ્ય છોડી દઉં છું. હું તને ચાહું છું. મેં નિશ્ચય કરી દીધો છે, કે હું હવે અફગાનિસ્તાન પાછો ફરનાર નથી. આજ દેશમાં એક ઝુપડી બનાવી હું તારી સાથે સુખેથી રહીશ, મારે હવે બીજું કાંઇ પણ જોઇતું નથી. કમળા ! પ્રાણેશ્વરી કમળા ! એક વાર બોલ, તું મારી છે ! " એટલું કહી શાહજમાલ કમળાવતીને આલિંગન કરવા દોડયો, એકાએક પાછળથી એક બંદુકનો અવાજ આવ્યો, શાહજમાલ ઘાયલ થઇ પૃથ્વી પર ગબડી પડયો. તુરત તે આઘાત કરનાર સહુની સંમુખ આવી ઉભો, તેને જોઇ રૂસ્તમના આશ્ચર્યની સીમા રહી નહિ. કારણ કે એ સુલતાન મહમદ પોતેજ હતો.

ભૂપતિત શાહજાદાની તરફ જોઇ સુલતાન બોલ્યો " સેતાન, વિશ્વાસઘાતક, નફ્ફર, શું એટલા સારૂ મેં તારાપર આટલો બધો વિશ્વાસ રાખ્યો હતો ? મે તને શું ન આપ્યું ? કે જેથી તે આ મારી સાથે દગો કર્યો મહમૂદાબાદમાં મે છુપાઇ તારી વાત સાંભળી લીધી હતી. એક સૈનિકના વેશમાં હું તારી પાછળ પાછળ અહીં સુધી આવ્યો, અને આજ તને એ દગલબાજીનો બરાબર બદલો આપ્યો. "

સુલતાને આટલું બોલી પાછળ જોયું, જોતા ત્યાં કમળાવતી કે ભૈરવ કોઇ નથી. ફક્ત રૂસ્તમ ખડો છે. સુલતાને પૂછ્યું " રૂસ્તમ એ બને કયા ચાલ્યાં ગયાં ? "

રૂસ્તમ બોલ્યો, "જહાંપનાહ ! હું કહી શકતો નથી, કે કયાં ગયા ? મેં એ ખ્યાલમાં રાખ્યું નહિ "

સુલતાન—રૂસ્તમ ! તમો આ લાશને ઉઠાવી મારી પાછળ પાછળ આવો." રૂસ્તમ શાહજમાલની લાશ ઉઠાવી સુલતાનની પાછળ પાછળ ચલ્યો. છાવણીમાં જતાં માલુમ પડ્યું કે કુમારસિંહ પણ કોણ જાણે કેમ છુટી નીકળી નાઠો. સુલતાને કહ્યું–" રૂસ્તમ ! આ વેળા હું દુશ્મનોને પૂરે પૂરી શિક્ષા આપી શક્યો નહિ ચાલો પુનઃ કોઇ વેળા જોઇ લઇશું."

સુલતાન મહમૂદના ચલ્યા ગયા પછી કુમારસિંહે કમળાવતીનું પાણિગ્રહણ કર્યું. કમળાવતીના પિતાની પણ એજ અંતિમ ઇચ્છા હતી. અને એના પછી કુમારસિંહ ગુર્જર ભૂમિના અધીશ્વર પદે નિયત થયો.

[ સમાપ્ત. ]

---

જો તમારે કોઈ પણ નવું કારખાનું કાઢવું હોય, તો તેના અરધા શેર તમે પોતે ખરીદી લો, એટલે બાકીના બીજા અરધા શેરો લોકો એની મેળે ઉપાડી લેશે. તેમજ પરમાર્થ કરવો હોય તો પ્રથમ ઘેરથી શરૂ કરો, એટલે એને ટેકો આપનારા બીજા ઘણા જણા મળી આવશે.

---

જે સાહસિક વેપારીઓ હોય છે, તેઓમાં કામ લેવાની એક કળા હોય છે, અને તે એ કે પોતાને જ્યારે કોઇ નવી જાતની મીલ કાઢવી હોય, અથવા કારખાનું કાઢવુ હોય, ત્યારે પ્રથમ ભાગીદારોની કંપની ઉભી કરે છે, અને તેના અરધો અરધ શેર પોતે ખરીદી લે છે, એટલે બાકીના અરધા શેરો બીજા વેપારીઓ ઉપાડી લે છે કારણકે નવી મીલ કાઢનાર પોતેજ જ્યારે તેના અરધા અરધ શેર ખરીદી લે, ત્યારે બીજા વેપારીઓ પણ ઝપાટાબંધ તેના શેર ખરીદી લે છે, પણ એને બદલે જે વેપારીને નવું કારખાનું કાઢવું હોય, ને તેમ છતાં તેના શેર પોતે ખરીદે નહિ, તો બીજા વેપારીઓ પણ તેના શેરો લેતા નથી, કારણ કે જે પોતે પોતાની મીલના શેર ન લે, તેની ઉપર બીજા લોકો ભરોસો રાખી શકે નહિં અને જે બીકણ હોય, અશક્ત હોય અથવા પોતાની મીલના નફા માટે જેને ખાતરી ન હોય, તેજ માણસ પોતાના ખાતાના શેર પોતે લેતા નથી, એમ જે પોતેપોતાના કામનેજ એમ ઢીલું સમજે, તેનો ભરોસો બીજાઓ કેવીરીતે કરે? નજ કરે, તેથી જે માણસો મૂડી વિનાના હોય અથવા પોતાના ખાતા માટે વિશ્વાસ વિનાના હોય, તેવા માણસોના શેરો ધડીકમાં ભરાતા નથી અને તેઓનાં ખાતાઓ ધમ ધોકાર ચાલી શકતા નથી, પણ જે પોતે અરધા શેર ખરીદી લે, તેનાં ખાતાં ઝપટાબંધ ચાલી શકે છે.

બીજી આ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે આજના વખતમાં ભાગીદારોની મદદથી ઘણું વધારે કામ થઇ શકે છે કારણકે ભાગીદારોની મદદથી જે કામ થાય, તે કામ જાહેરમાં થાય છે, તે કામ મોટા પાયા ઉપર થઇ શકે છે. તે કામમાં ઘણા માણસોની દેખરેખ હોય છે, અને તે કામમાં ઘણા માણસોનું નસીબ સાથે જોડાયેલું હોય છે તેથી ભાગીદારોના

કામમાં વધારે સફળતા મળે છે, પણ એને બદલે જે માણસે પોતે એકલાજ કામ કરવા જાય તેઓના કામમાં કાંઇ બહુ શુકરવાર થતો નથી. અને કોઇ વખત કંઇ મોટો ધક્કો લાગતાં તેઓ માર્યા જાય છે, પણ ભાગીદારોની બાબતમાં મોટો ધક્કો વાગે, તો પણ ભાગે પડતું આવે છે, એટલે તે કોઇને બહુ ભારે પડતું નથી બીજું એકે ખાનગી એક માણસ ઉપર લોકો જેટલો વિશ્વાસ રાખી શકે, તે કરતાં ભાગીદારોની કંપની ઉપર લોકો વધારે વિશ્વાસ રાખી શકે છે. અને એક માણસનું જેટલું વજન પડે તે કરતાં સારા સારા ભાગીદારો હોય, તે ખાતાંનું ઘણું વધારે વજન પડે છે. આવાં આવાં ઘણા કારણને લીધે ભાગીદારોની કંપની ઉભી કરીને વેપાર કરવો એ કામ બહુ સારૂં ગણાય છે. પણ તેમાં મુખ્ય વાત એ છે કે જે માણસે નવું કારખાનું કાઢવું હોય, તેણે પ્રથમ પોતાના કારખાનાંના ઘણા શેરો ખરીદી લેવા જોઇએ, તોજ તેનું કામ આગળ ચાલી શકે, અને તોજ બીજાઓ તેનાં શેરો લેવા તૈયાર થાય. તેમજ પરમાર્થનાં કામો કરવાની બાબતમાં પણ એ નિયમ ધ્યાનમાં રાખવા જેવો છે, કે જો કોઇપણ સારૂં ને મોટું પરમાર્થનું કામ શરૂ કરવા વિચાર થાય, તો તેમાં પ્રથમ પોતે જાતે મોટો ભોગ આપવો જોઇએ. જો પોતાની પાસે પૈસા હોય તો પૈસાની મોટી મદદ આપવી જોઇએ. જો જ્ઞાન હોય તો એ જાતની પુરેપુરી મદદ આપવી જોઇએ.અને જો શરીરબળથી સેવા બની શકે તેમ હોય તો એ રીતે સેવા બજાવવી જોઇએ–મતલબ કે પોતાથી જે રીતે બની શકે તે રીતે વધારેમાં વધારે ભોગ આપવા તૈયાર થવું જોઇએ. જો એમ કરીએ તો બીજા ઘણા માણસો આપણાં પરમાર્થના કામને ટેકો આપવા તથા ઉંચકી લેવા તૈયાર થઇ જાય છે. પણ એને બદલે જો આપણે પોતે કોઇ પણ જાતની મોટી મદદ ન કરીએ અને તેમ છતાં કાંઇ નાનું મોટું કામ કરવા ઇચ્છીએ, અને તેનો બધો આધાર તદ્દન પારકાઓ ઉપરજ રાખીએ, તો એ કામ કદીયણ બની શકતું નથી. પણ જ્યારે પોતાના પગ ઉપર ઉભા રહીએ, પોતાના કાંધ ઉપર ભાર ઝીલીએ અને પોતાના ખીસા ઉપર કાતર મૂકીએ ત્યારે તુરતજ કામ થાય છે. અને એ કામને બીજા ઘણા જણા મદદ આપવા તૈયાર થઇ જાય છે. કાંઇ એમ કર્યા વિના બીજાને આધારેજ પરમાર્થનાં કામો શરૂ કરવાની ને તે પાર પાડવાની આશા રાખવી એ વ્યર્થ છે. કારણ કે લોકોનો સ્વભાવ એવો છે કે જ્યાં સુધી ધરધણી પોતે પોતાના ખાતાને પૂરતી મદદ કરે નહીં, ત્યાં સુધી બીજા લોકો તેના ખાતાને મદદ કરતા નથી. પણ જે પોતે પોતાથી બની શકે, તે બધું કરવા તૈયાર થાય તેને તુરતજ અણધારી મદદ આવી મળે છે. માટે જો પરમાર્થનાં મોટાં મોટાં ખાતાંઓ ખોલવાં હોય તો પ્રથમ તમે પોતે તેમાં ખુબ મદદ કરો. તનથી, મનથી ને ધનથી મદદ કરો. અને બીજા લોકોની ખાતરી કરી આપો કે તમારૂં ખાતું બહુજ લાભદાયક છે. તમારૂં કામ ઉંચા પ્રકારનું છે. તમારૂં કામ નિસ્વાર્થ છે, અને તમારૂં કામ આશ્રય આપવા યોગ્ય છે. એમ લોકોની ખાતરી કરી આપો એટલે એની મેળે મેળે ચોતરફથી મદદ મળવા લાગશે, અને યાદ રાખજો કે એકલે હાથે તાળી નહિં પડે, પણ જ્યારે ઘણા જણાં મદદ કરવા તૈયાર થશે ત્યારેજ મોટા પાયા ઉપર પરમાર્થનાં કામો ચાલી શકશે માટે પરમાર્થનાં કામોમાં બીજાઓની મદદ મેળવવા સારૂ પ્રથમ તમે પોતે તમારાથી બની શકે એટલી વધારેમાં

વધારે મદદ આપવા તૈયાર થાઓ, અને એ પ્રમાણે વરતવા માંડો. એટલે પરમકૃપાળુ પરમાત્માની દયાથી ધાર્યા કરતા ઘણું વધારે, સારૂં ને મોટું કામ થઇ શકસે. અને તમારી મહેનતના પ્રમાણમાં તથા તમારી લાગણીના પ્રમાણમાં તે નહી થકશે, માટે જો પરમાર્થનાં મહાન કામો કરવાં હોયતો પ્રથમ પોતાના ખીસા ઉપર કાપ મૂકતાં શીખો અને પોતાના કાંડા ઉપર ભાર લેતાં શીખો. તથા પ્રથમ પોતાને ઘેરથી શરૂઆત કરો, એટલે ધીરે ધીરે ઘણે ઠેકાણેથી ઓચિંતી મદદ આવી વકશે અને બહુ સારા પાયા ઉપર કામ નભે જશે માટે પ્રથમ ભોગ આપીને કામ કરતાં શીખો.

હાથી બિલ્ડીંગ
કાલમાદેવી–મુંબાઇ | અમૃતલાલ સુંદરજી પદીયાર

## " સ્વભાવ. "

(સવૈયા એકત્રિશા)

સૃષ્ટિ 'સરસ્વતી માંહિ નિરખો, વિવિધ રહેલ રસોના વાસ,
મિષ્ટરસો છે કઇંક વૃક્ષમાં, કઇંક વૃક્ષ ઝાલેલ ખટાશ;
કડવારસ પણ કઇંક વૃક્ષમાં, ભિન્નભિન્ન જો એહ જમાવ,
ગ્રહણ કરે એ રીતે જગમાં જે રસ જેનો જાતિ સ્વભાવ. ૧
શ્વાન, અશ્વ, હય, બેલો, મેના, પોપટ, કોપસને [1]માંઝાર,
વિવિધ પશુ પક્ષી અવનિમા, જાતિ સ્વભાવ પ્રમાણુ ઉચ્ચાર;
ભિન્ન ભિન્ન અવલોકો જગમાં, પાત્ર પ્રમાણ થએલ જમાવ,
ગ્રહણ કરે એ રીતે જગમાં, જે રસ જેનો જાતિસ્વભાવ, ૨
સૃષ્ટિ જન વ્યવહાર જમાવા, કામીજન ચાહે શૃંગાર,
વિદ્યા પાત્ર પ્રમાણ પ્રસરતી, જેના અંતરમા જે પ્યાર;
સુશીલ પ્રતિ સહુ ધર્મ પ્રેરણા. મોક્ષ આપે વૈરાગ્ય જમાવ;
ગ્રહણ કરે એ રીતે જગમાં, જે રસ જેનો જાતિ સ્વભાવ: ૩
મેઘવૃષ્ટિ સમ સદ્‌વક્તાનો, શ્રોતાને સરખો ઉપગાર,
ભિન્ન ભિન્ન રૂપે પરિણમતો, નિરખો જેના જેહ વિચાર;
પાંચ પતિએ સતી દ્રૌપદી, [2]પુંશ્ચલી મન થયો એહ ઉઠાવ,
ગ્રહણ કરે એ રીતે જગમાં, જે રસ જેનો જાતિ સ્વભાવ. ૪
તિમિર ટળે સરવે સ્થાનેથી, આવે રવિનો જેમ પ્રકાશ,
દોષ કહો ! તેનો શું તેમાં, રહેતા ઘુડ સદાય નિરાશ;
થાયેજવાસા વિણુ મેહથી, સર્વ વૃક્ષનો પૂર્ણ જમાવ,
ગ્રહણ કરે એ રીતે જગમાં, જે રસ જેનો જાતિ સ્વભાવ. ૫
વિદ્યા પ્રાપ્ત કરી સુધરે નહી, લક્ષ્મીછતાં નહિ દાન પ્રભાવ,
પરધન પરદારાના ગ્રાહી, અતિ ક્રોધે કર્તા ન હઠાવ;

[1] માંઝાર=બિલાડી [2] પુંશ્ચલી=વ્યભિચારી સ્ત્રી.

વાર્યો ન રહે પણ હાર્યા રહે, અંબક વિણ બનતા ઉડાવ,
ગ્રહણ કરે એ રીતે જગમાં, જેરસ જેનો જાતિ સ્વભાવ, ૬
ઉત્તમ બોધ સુણ્યો બદલાએ, મળતા સદ્‌ભાગ્યે સત્સંગ,
જન્મસ્વભાવ ટળે આણીતે, ઉપર ઉપર સુધરતો રંગ,
શાન્ત કરો માંઝાર સુધારી, જ મુષક દેખતા બેઠે દાવ,
ગ્રહણ કરે એ રીતે જગમાં, જેરસ જેનો જાતિ સ્વભાવ, ૭
અતિ બોધીને સંત પુરુષો. કઇક લખીને થાકયા લેખ,
તો પણ જાતિસ્વભાવ બદલવો, મુશ્કિલ સુધરવા મન પેખ,
ભવ ભીરૂ જિજ્ઞાસુ વીરલા. તત્વ પરાયણ તારે નાવ,
"દુર્લભ" શાન્ત સુધારસ ચાખે, ગ્રહણ કરે જે આત્ય સ્વભાવ. ૮

દુર્લભજી વિ. ગુલાબચંદ મહેતા

---

# સાભાર સ્વીકાર-સમાલોચન.

**અનુપકુમારી**—પ્રકાશક શ્રીયુત ડાહ્યાભાઇ ડામરચંદ મહેતા
મેનેજર સસ્તી વાર્તામાળા—મુંબઇ નં. ૧૭.

આ પુસ્તકના લેખક રા. પુરૂષોતમદાસ લલ્લુભાઇ પંડ્યા છે. વાર્તાનો વિષય ઐતિહાસિક છે. અને તે પંજાબના સિંહ મહારાજા રણજીતસિંહે કરેલો "કાશ્મિરપર હલ્લા" ના પ્રસંગને અનુસરી યોજાએલો છે. પંજાબાધિપતિ રણજીતસિંહના વીરજીવનનો આલેખ આમાં શુદ્ધ ચિતરાયો છે. પ્રતાપી રણજીત જેણે પોતાના પ્રતાપ પ્રભાવથી પંજાબને પરદેશીઓ તથા અન્યના હુમલાથી તદન નિર્ભય બનાવ્યું હતું, તેમજ તે સમયના કાર્ય કુશલ અંગ્રેજ અધિકારીઓ સાથે મૈત્રી કરી પોતાનો પક્ષ સબળ બનાવ્યો હતો, અને તેથી તેણે પોતાની રાજ્ય વિસ્તારમાં વૃદ્ધિ તથા તેને દૃઢ બનાવ્યું હતું. પરંતુ વિધિ બળે તેને પણ કૌટુમ્બિક કલાહ બાધા રૂપ થઇ પડી હતી પોતાની પ્રિયપત્ની હિંગન કુમારી સાથે વિરોધ થતાં તેને દેશવટો દેઉ, ત્યાથી આ નવકથાનો પ્રારંભ થાય છે, રાણી નિમકહલાલ સેવક ધર્મસિંહ સાથે રાણી પંથે પડે છે. માર્ગમાં પોતાની પુત્રી અનુપને ધર્મસિંહને સોંપી રાણીનો દેહાંત થાય છે. ધર્મસિંહ અનુપને લઇ એક કૃષક ને આશ્રયે જઇ રહે છે. કાશ્મિર પર હલ્લો કરતી વખતે અનુપકુમારીનો મેળાપ થાય છે. વીરસરદાર રણધીર સાથે અંતે પાણિગ્રહણ કરાવે છે, ત્યાં તેના કારાગારની સહાયિની સ્ત્રીઓનું આગમન તેનું મરણ પામવું અનેપુન. સજીવન આદિ આશ્ચર્યકારક બીનાથી ગ્રંથની સમાપ્તી થાય છે. ખરે ખર આ વલકથા ગુજરાતીના એક સારી નવલકથામાં ગણવા યોગ્ય છે. લેખકની શૈલીસરળ, તેમજ વાંચકને તેનો અંત જોવા લલચાવે એવી છે સાથે "ડૉકટરની અજ્ઞાનતા" નામની રમુજી

તથા "દુ:ખી ખેડુત"ની હૃદયદ્રાવક ટુંકી વાર્તાઓ પણ જોડાએલી છે, સમા સસ્તીવાર્તામાળાના બીજા વર્ષનું આ પ્રથમ પુસ્તક છે. ઉંચા કાગળ સારૂં બાઇન્ડિંગ જોતાં આ સસ્તુ સાહિત્ય સર્વનું મનહરણ કરનારૂં છે. આજના અંક જોડે એ કાર્યાલયના હેન્ડબીલો વહેચાએલા છે, જે વાંચી એ કાર્યાલયથી માહિતગાર થવા વિનંતિ છે.

### દીગંબર જૈનનો શ્રીવીરનિર્વાણનો સચિત્ર અંક

તંત્રી ને પ્રકાશક—શ્રીયુત મૂળચંદ કિશનદાસ કાપડીઆ–સુરત.

દર વર્ષના રાબેતા મુજબ આ વર્ષે પણ ઘણા રંગીન ચિત્રોથી તથા અંગ્રેજી, ગુજરાતી હિન્દી, મરાઠી લેખોથી ભરપુર નવાવર્ષનો પ્રથમ અંક પ્રગટ કર્યો છે. ચિત્રો આકર્ષક છે. દાનવીર શેઠ માણેકચંદનો રંગીન ફોટો સંગ્રહણીય છે. લેખોનો ઘણો ભાગ બોધક તથા વિવિધજ્ઞાન આપનારો છે. પરિણામે વાર્તાનું વાચન ઓછું હોઇ ઘણું આવશ્યક સાહિત્ય પૂરૂં પાડયું છે. ટુંકા લવાજમમાં પણ એરો તથા આવો અંક આપવાના રા. કાપડીઆના પ્રયાસનો અમે અભ્યુદય ઇચ્છીએ છીએ.

**નડીઆદ હિન્દુ અનાથાશ્રમ ચિત્રાવલિઃ**—આ ચિત્રાવળિ એ અનાથાશ્રમોના કાર્યવાહકોના ઉત્સાહ સબંધી સારી માહિતી પૂરી પાડે છે. આશ્રમના અનાથોની જુદી જુદી સ્થિતિના ફોટાઓ છે. આશ્રમની મકાનની જોગવાઇ સારી છે. પરંતુ દિલગીરીની વાત છે કે આશ્રમમાં જે બાળ અનાથો મૂકવામાં આવ્યાં છે, તેમાંનું કોઇ જીવવા પામ્યું નથી. અને તેથી જણાય છે કે તેમને ઉછેરવાને માટે કાંઇ પણ નડતર રૂપ હોવું જોઇએ અને તેના પ્રતિ કાર્યવાહકોનું દુર્લક્ષ્ય છે એમ પ્રતીત થાય છે, તો હમો તે સબંધે તેનું ખાસ ધ્યાન દોરીએ છીએ. તેમજ એવાં બીજા આશ્રમોની જોગવાઇ જોઇ તે પ્રમાણે ગોઠવણ થશે, એવું અમો ઇચ્છીએ છીએ.

વાર્તા વિહાર:—શ્રીયુત વ્રજલાલ જાદવજી ઠકર. રાયપુરા–અમદાવાદ.

કથાકુંજ કાર્યાલયનું ત્રીજું પુસ્તક જે નવ ઐતિહાસિક પ્રેમ કથાઓથી ગુંથાએલું છે. આ પ્રેમ કથાઓ ભાષાની સરળતાના પરિવર્તનથી તથા તેમાં રહેલી ઐતિહાસિક વસ્તુથી આદરણીય છે. પ્રેમકથા સર્વને ઘણી વાંચવી ગમે છે, પરંતુ આમાં પ્રેમકથા છતાં અંદર જે માર્મિક ઐતિહાસિક તત્ત્વ છે, જેથી વિશેશ સંમાન્ય છે. અમો એ કાર્યાલયની અભિવૃદ્ધિ ઇચ્છીએ છીએ.

### હિન્દમહાન પુત્રો અને મિત્રોના જીવન ચરિત્ર ભા ૧ લો.

પ્રકાશક—હીરાભાઇ દાદાભાઇ દેસાઇ. લાછરસ (નડિઆદ)

આમાં એકંદરે, ૭ મહાપુરૂષોનાં સંક્ષિપ્ત જીવનચરિત્ર છે. પુસ્તકની ભાષા સરળ તેમજ ટૂંક મુખ્ય મુખ્ય બીના સમાવેલી હોવાથી ઉપયોગી નીવડે એવું છે. પ્રયાસ ઉત્તેજનપાત્ર છે. કિં ૦–૨–૬ છે જે કદ જોતાં વાજબીજ છે.

તંત્રી.

# અશકતાશ્રમની પહોંચ.

અશકતાશ્રમ—ખા૦ બા૦ અરદેશર કોટવાલની વાડી—રામપુરા—સુરત.

મહેરબાન "સત્સંગ." પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝના પુરૂષોએ મોકલવા કૃપા કરી, તે ઓ. સેક્રેટરી ડૉ૦ ડી. જે. એદલબેહરામ ઘણા માન આભારસહ સ્વીકારે છે, રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી. તેમનો આભાર પણ ઓછો નથી.

તા. ૧૬ નવેંબરથી તા. ૩૦ નવેંબર સુધી.

૧-૦-૦ રતનજી રણછોડજી દેસાઇ. કતારગામ અશ્વનીકુમારના ગલ્લામાં.

૧-૦-૦ શાહ ચુનીલાલ. ઘેલાભાઇ મારતર દેસાઇ પોળ.

૬-૦-૦ રા. રા. અમ્રતલાલ વી ઠાકોર સર્વન્ટસ ઑફ ઇન્ડીઆ સોસાયટી ગીરગામ-મુંબઇ.

૫-૦-૦ એક સખી ગૃહસ્થ તરફથી હા. પદમાકર ડી. બ્રહ્મા. ડામેલકરની વાડી-કાલબાદેવીરોડ-મુંબઇ

૫-૦-૦ શેઠ નગીનદાસ દામોદરદાસના શ્રેયાર્થે બાઇ મણીગવરી નગીનદાસ હરીપુરા

૧-૫-૦ જયંતીલાલ ઇચ્છાશંકર રાવળ રૂવાળાનો ટેકરો

૦-૦-૦ આશ્રમમાં રામજીની પ્રતિષ્ઠા કરવા. (એક દયાળુ બાઇ) તરફથી

૧-૭-૦ દેશાઇ ડાયાભાઈ લલ્લુભાઇએ રા. રા રણછોડજી છગનભાઇના પુન્યાર્થે ધારી ને દુધપાકનું જમણ આપ્યું તેમાં આશ્રમના ભંડારમાંથી વપરાયલી પરચુરણ સામાનની કીમતના

૦૦-૦-૦ મોતીના ધરમના કાંટાના પ્રમુખ સાહેબ તરફથી વાર્ષિક રૂ ૪૦૦) મુજબ મદદ ખાતે તા ૨૩ ૧૨-૧૪ સુધી વર્ષ દોઢની મદદના મુંબઇ.

૦-૦ રાવબહાદુર વસનજી ખીમજી દાદરવાલા તરફથી મદદ ખાતે-મુંબઇ

૦૧-૦-૦ શેઠ સાહેબ હીરજી ખેતસી તરફથી શેઠ સાહેબ ખીમજી આસર વારજી હા. મુંબઇ.

૧૧-૦-૦ પ્રોફેસર ભીમભાઇ જીવણજી નાયક-કતારગામ.

૧-૦-૦ સાહ કરશુંચંદ સોનાજી.

૧-૦-૦ શેઠ વીઠલદાસ ઠાકોરદાસ શીરાપુરી ને ભાણેઆનું જમણ આપ્યું તેની સાથે પરચુરણ ખર્ચના

૧૭-૧૧-૬ પરચુરણ.

૧૩૦૩-૭-૬ એકંદર.

**જમણ.**

શેઠ નાનચંદ ડોકાભાઇ હરીપુરા રૂવાળાનો ટેકરો પુરી શેર ૭ તા ૨૪-૧૧-૧૪

(પરચુરણ ભેટ) એક દયાળુ બ્હેન તરફથી હા બ્રીજભુખણદાસ મથુરાદાસ તરફથી ડોલા બે તથા કડછી બે લોખંડની

,, એક દયાળુ બેન તરફથી હા બ્રીજભુખણદાસ મથુરાદાસ પથ્થરની કોઠી ૧, મણ ૧૨) અનાજ ભરવાની.

(અનાજ) સા. મોતીલાલ ધરમદાસના માતુશ્રીના પુન્યાર્થે ઘઉં મણ ૦॥ તથા ચોખા શેર ૫) અને દાળ શેર ૪)

,, બાઈ ઝુલકોર તે સાહ ગુલાબદાસ વીઠલદાસની વિધવા. રાણીતળાવ. ચોખા મણ ૬। શેર ૮. દાળ મણ ૧॥ ઘઉં મણ ૨

,, જગજીવનદાસ રણછોડદાસ સૈયદપુરા વાવસેરીના ચોખાજીણાં મણ ૦॥ ઘઉં મણ ।) દાળ શેર ૧૦

પાનવાલા બેચરદાસ ઘીરજલાલની ૬|૦ બરાનપુરી આગળ ચોખા. મણ ૧॥ તુવરનીદાળ મણ ૦॥

સંપૂર્ણ વાંચી લાભ લઇ મિત્રોને ભલામણ કરો.

# અતિ સસ્તું સાહિત્ય! અપૂર્વ પુસ્તકો!

ઉત્તમ નવલકથાઓના વાંચનથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પામી શકાય છે. દુઃખમાં ધૈર્ય અને સુખમાં સંતોષ માનતાં શિખાય છે. સ્ત્રીઓ પતિવ્રતા, સદ્‌ગુણી, ધર્મનિષ્ઠ અને ગૃહસ્થાશ્રમના ધર્મ પ્રમાણે વર્તે છે પુરૂષો વિદ્યા અને હુન્નર પ્રાપ્ત કરી દેશનું કલ્યાણ કરતાં શીખે છે. ઉત્તમ ઐતિહાસિક, સામાજિક, ધાર્મિક, ડિટેક્ટીવ નવલકથાઓ,

**સસ્તામાં સસ્તી કિમ્મતે મેળવવા માટે તરતજ ગ્રાહક થાઓ**

# સસ્તી વાર્તામાળા

## બીજું વર્ષ. લવાજમ પોસ્ટેજ સાથે રૂ. બેમાં ૧૫૦૦ પૃષ્ઠ !

(ચિકણાં કાગળ, સુંદર મજબૂત જાડું પૂઠું, સ્વચ્છ છાપ, ૧૯૭૭ના અષાડથી બીજું વર્ષ શરૂ થયું છે.)

મહિને ૧૨૫ પૃષ્ઠને હિસાબે દરવર્ષે મ્હોટા કદનાં ૧૫૦૦ પૃષ્ઠ ઉપરાંત ઉત્તમ પુસ્તકો મળે છે. દરેક નવલકથા સંપૂર્ણજ હોય છે. આજેજ ગ્રાહક થાઓ અને અમૂલ્ય પુસ્તકો વાંચો.

ગુજરાતી પ્રજાને સસ્તા સાહિત્યની યોજના પ્રમાણે અતિશય સસ્તી (પડતર) કિમ્મતે ઉત્તમ પ્રકારની નવલકથાઓ વાંચવાની મળે અને તે દ્વારા વાંચકની માનસિક, શારીરિક, અને આધ્યાત્મિક શક્તિઓ શ્રેષ્ઠપણાને પામે, તેમના સાંસારિક, સામાજિક અને ધાર્મિક રિવાજોમાં શ્રેષ્ટત્વ આવે, દેશમાં વિદ્યા, હુન્નર, અને ઉદ્યોગ વધે તથા મનુષ્ય જાતિનું સાર્થક થાય એવા ઉદ્દેશથીજ, સેવાધર્મ બજાવવા માટેજ, આ પ્રયાસ છે. આ નવલકથાઓ યુવાન પુત્ર, પુત્રિનાં હાથમાં ખુશીથી મુકી શકાય તેવી છે.

## ચાલુ વર્ષમાં નીચલી નવલકથાઓ મળશે:—

**૧—અનુપકુમારી** અથવા **કાશ્મીરપર હલ્લો:—** આ ઐતિહાસિક નવલકથામાં શિખ વીર-સિંહ મહારાજા રણજીતસિંહે ૧૮મી સદીમાં કાશ્મીરપર ચઢાઈ કરી મહાન વીરત્વ બતાવ્યુ હતુ તેનું મનોવેધક વૃત્તાન્ત છે. પંજાબના શિખોએ જે પરાક્રમો કર્યા છે તે કોઇથી અજાણ્યાં નથી. દેશાભિમાની શિખો કાશ્મીર જીત્યા પછી પણ દુશ્મનો પ્રત્યે પ્રેમભાવથી વર્ત્યા છે. એમાં મહારાજા રણજીતસિંહની પ્રિય રાણીનો દેશનિકાલ, રાણીની પતિપરાયણતા, બાળક પુત્રિનો વિયોગ, રાજકન્યાનું અથડાવું, પવિત્ર પ્રેમ, સંકટમાં સહનશીલતા, ધીરતા, વીરતા, રાજભક્તિ, દેશભક્તિ, ઠગારા સાધુનાં કપટજાળ, પાપીનો નાશ, પુણ્યાત્માનો જય, રણજીતસિંહની શૂરવીરતા, બુદ્ધિચાતુર્ય વગેરે પ્રસંગો ઉપરાંત કાશ્મીરનું મનોહર વર્ણન વાંચતાં આનંદ થાય છે. વીર, કરૂણા, શૃંગાર અને ભયાનક આદિ રસથી ભરપૂર છે. ભાષા સરલ છે. વાંચકોને પ્રિય થઇ પડે એવું છે. આ પુસ્તકમાં બે ન્હાની સામાજિક નવલકથાઓ પણ પ્રકટ થઇ છે. પૃષ્ઠ ૩૫૬. તૈયાર છે.

(પાછળ જુવો.)



## "સસ્તી વાર્તામાળા"ના ગ્રાહકોને નીચલાં પુસ્તકોનો ખાસ "સસ્તો લાભ."

**૧. પંજાબની રાણી**—આ ઐતિહાસિક નવલ કથા ઈસ્ટઇન્ડિયા કંપનીના વખતની છે. આખા હિંદને ધ્રુજાવનાર, પંજાબના શિખ રાજા રણજીતસિંહના રાજમાં કેવી રીતે ફાટફુટ થઈ, બાળ રાજા ધુલિપસિંહની માતાએ રાજ બચાવવા કેવી મહેનત કરી, છતાં અંતે રાજની કેવી પાયમાલી થઈ તથા છેવટે કંપની બહાદુરે રાજ્યમાં કેવી રીતે શાંતિ પ્રસારી તે સર્વનું હૃદયભેદક વર્ણન છે. પાકું પૂઠું, સોનેરી નામો, કિમ્મત ( રૂા. ૧-૮-૦ ) હાલ **કીંમત ૧૨ આના.** પોષ્ટેજ ૦-૧-૬.

**૨. પતિવ્રતા બેગમ**—લુત્ફુન્નિસા—બંગાળાના નવાબ સિરાજુદ્દૌલાની માનીતી બેગમના પતિવ્રતપણાનું બહુ ઉમદા—પ્રેમ અને કરૂણા રસથી ભરેલું વૃત્તાંત છે. ઇસ્લામી બેગમો પણ કેવી પતિવ્રતા હોય છે તેનો આ નવલકથામાં રસભરિત ચિતાર છે. પાકું પૂઠું, સોનેરી નામો, (કિં. ૧-૮-૦) પણ હાલ ૦-૧૨-૦ પોષ્ટેજ ૦-૧-૬.

**૩. દેવી અન્નપૂર્ણા** અથવા સાત્વિક જીવનનો મહામંત્ર—આ સામાજિક ધાર્મિક નવલકથા એટલી ઉત્તમ છે કે તે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતા દરેક યુવક યુવતિએ અવશ્ય વાંચવીજ જોઇએ. તેમ કરવાથી સંસારના ધર્મોમાં રહીનેજ મનુષ્યને સ્વર્ગનુ અપૂર્વ સુખ કેવી રીતે મળે છે તેનું જ્ઞાન થાય છે. ઘણુંજ ઉત્તમ છે. પાકું પુઠું, સોનેરી નામો, કીંમત (રૂ. ૧-૪-૦) હાલ ૦-૧૨-૦ પોષ્ટેજ ૦-૧-૬.

**૪. ભારતજીવન ૧૯૧૦** નો ખાસ અંક—આ ૧૫૦ પાનાના ફળદાર અંકમાં ૫૫ ઉત્તમ પ્રકારની છબીઓ છે. વાંચવા લાયક ઉત્તમ હૃદયગ્રાહી લેખો, વાર્તાઓ, કાવ્યો, વગેરે ખીચોખીચ છે. વળી પૂંઠા પર **હિંદ માતાની** સુંદર છબી છે. ( કિં. ૦-૧૨-૦ ) હાલ ૦-૬-૦ પો. ૦-૨-૦.

**૫. ભારતજીવન ૧૯૧૧** નો ખાસ અંક—આ અંક પણ ૧૫૦ પાનાનો દળદાર અને સંગ્રહ કરવા લાયક ૭૫ છબીઓ તથા ઉત્તમ હૃદયગ્રાહી લેખો, કાવ્યો, નૉવેલો સહિત છે. પૂંઠા પર **હિંદ માતાની** નવીન સુંદર છબી છે. ( કિં. ૦-૧૨-૦ ) હાલ ૦-૬-૦ પો. ૦-૨-૦.

ઉપરના પુસ્તકોનું પોસ્ટેજ, વી. પી. ખર્ચ જુદુ સમજવું. આફ્રિકાના ગ્રાહકોએ પોષ્ટેજ બમણું ઉપરાંત રજીષ્ટ્રેશન ખર્ચ વધુ મોકલવું.

**સસ્તી વાર્તામાળા**નું બીજું વર્ષ ૧૯૭૦ ના અસાડથી શરૂ થયું છે. ગ્રાહક થનારે સત્વર ગ્રાહક થવું. ૧૫૦૦ પૃષ્ઠોની ઉત્તમોત્તમ નવલકથાઓનું **વાર્ષિક મૂલ્ય** મજબૂત જાડા કાચા પૂંઠાના ફક્ત રૂ. ૨-૦-૦ પાંચ સોનેરી નામો સાથેના પાકા પૂંઠાના રૂ. ૩-૦-૦ વી. પી. ખર્ચ ૦-૧-૦ વધુ. આફ્રિકા માટે કાચા પૂંઠાના રૂ. ૨-૧૦-૦ પાકા પૂંઠાના રૂ. ૪-૦-૦ નો પોષ્ટલ ઑર્ડર મોકલવો.

## પરોપકારી. એજન્ટો જોઈએ છે.

સસ્તી કિમ્મતનાં સાહિત્યનો ફેલાવો કરવા સર્વત્ર એજન્ટોની જરૂર છે. ઇચ્છા હોય તેમણે મેનેજરને નીચલે શરનામે પત્ર લખવો. સર્વ પત્રવ્યવહાર:—

---

દરેક સ્થળના પ્રસિદ્ધ બુકસેલરો પાસેથી પુસ્તકો પણ મળશે.

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**
મેનેજર-ભારતજીવન અને સસ્તી વાર્તામાળા. મુંબઇ નં.-૧૩

# કામિની અને કાંચન.

લખનાર,

છગનલાલ નારાયણભાઇ મેશ્રી.

"નંદનવનનો નાશ, ગૃહલક્ષ્મી, ઇન્દુકુમારી, રંકનું રત્ન" ઇ ના કર્તા

શ્રીમદ્ રામકૃષ્ણ પરમહંસના તત્ત્વપૂર્ણ ઉપદેશોને આધારે લખાયેલી બોધદાયક સાંસારિક નવલકથા. જેમાં કામિની અને કાંચનનો લોભ, હાલની અર્ધદગ્ધ કેળવણી, અને ધર્મ નીતિપર અસરકારક રીતે વિવેચન કરવામાં આવ્યું છે આ નવલકથાની વસ્તુ સંકલના એટલી બધી બોધક અને મનોરંજક છે કે તેને એકવાર વાંચવા લીધા પછી પૂરી કર્યા વિના નીચે મૂકવી ગમતી નથી. વર્તમાન પત્રોએ તેમજ વિદ્વાનોએ એને માટે ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે એટલુંજ નહિ પણ એનું અન્ય ભાષામાં ભાષાન્તર કરવાને માટે તે તે ભાષાના વિદ્વાનોએ એના કર્તા પાસેથી પરવાનગી માગી છે, એજ એના ઉત્તમપણાની સાબિતી છે. મૂલ્ય કલોથ બાઈન્ડીંગ રૂા. ૧।। પેપર કવર રૂા. ૧) ટ૦ ખ જુદું.

મુંબઇ, અમદાવાદ, વડોદરા વિગેરે શહેરોના જાણીતા બુકસેલરો પાસેથી તથા સુરતમાં આ પુસ્તક નીચેના ઠેકાણેથી મળી શકશે

દલપતરામ ઠાકોરરામ ભટ્ટ.
તંત્રી "સતસગ"
સેતાનફળીઆ—સુરત.


---


## એક ચેતવણી.



જીંદગીનું ખરૂં સુખ તે આંખ છે. આખ વગરનો અવતાર નકામો છે. જો તમે આખના કોઈ પણ દરદોથી પીડાતા હોય બીજી દવાઓ કરી નીરાસ થયા હોય તો ફકત એક વખત અમારો વિશ્વવીખ્યાત સુદ્ધ મોતીનો સુરમો વાપરો. આ સુરમો થોડા વખતમા આંખના તમામ દરદોનો જડમુળથી નાસ કરી આખની ગએલી જોતી પાછી લાવે છે વળી આ સુરમો વાપરનારને ચશમાની જરૂર રેહેતી નથી. અમારા ઉત્તમ સુરમાએ સેંકડો દરદીઓને આખના ભયકર રોગમાંથી મુક્ત કર્યા છે. અમારા સુરમાના ઉંચા ગુણોને લીધે તે દરેક કુટુંબમાં ખાસ વપરાય છે. એક વખત વાપરી ખાત્રી કરો. તોલા ૧ના રૂ. ૪) ચાર.

વોરા હસાજી મુસાજી સુરમાવાળા.

જામનગર—કાઠીયાવાડ.

# કામિની અને કાંચન

લખનાર,

છગનલાલ નારાયણભાઇ મેથી.

" નંદનવનનો નાશ, ગૃહલક્ષ્મી, ઇન્દુકુમારી, રંકનું રત્ન" ઇ. ના કર્તા.

શ્રીમદ્ રામકૃષ્ણ પરમહંસના તત્વપૂર્ણ ઉપદેશોને આધારે લખાયેલી બોધદાયક સાંસારિક નવલકથા. જેમાં કામિની અને કાંચનનો લોભ, હાલની અર્ધદગ્ધ કેળવણી, અને ધર્મ નીતપર અસરકારક રીતે વિવેચન કરવામાં આવ્યું છે આ નવલકથાની વસ્તુ સંકલના એટલી બધી બોધક અને મનોરંજક છે કે તેને એકવાર વાંચવા લીધા પછી પૂરી કર્યા વિના નીચે મૂકવી ગમતી નથી. વર્તમાન પત્રોએ તેમજ વિદ્વાનોએ એને માટે ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે એટલુંજ નહિ પણ એનું અન્ય ભાષામાં ભાષાન્તર કરવાને માટે તે તે ભાષાના વિદ્વાનોએ એના કર્તા પાસેથી પરવાનગી માગી છે, એજ એના ઉત્તમપણાની સાબિતી છે. મૂલ્ય કલોથ બાઇન્ડીંગ રૂા. ૧ાા પેપર કવર રૂા. ૧) ટ૦ ખ જુદુ.

મુંબઈ, અમદાવાદ, વડોદરા વિગેરે શહેરોનાં જાણીતા બુકસેલરો પાસેથી તથા સુરતમાં આ પુસ્તક નીચેના ઠેકાણેથી મળી શકશે.

દલપતરામ ઠાકોરરામ ભટ્ટ.
તંત્રી "સત્સંગ"
સેતાનફળીઆ—સુરત.



## એક ચેતવણી.



જીંદગીનું ખરૂં સુખ તે આંખ છે. આંખ વગરનો અવતાર નકામો છે. જો તમે આંખના કોઈ પણ દરદોથી પીડાતા હોય બીજી દવાઓ કરી નીરાસ થયા હોય તો ફકત એક વખત અમારો વિશ્વવીખ્યાત શુદ્ધ મોતીનો સુરમો વાપરો. આ સુરમો થોડા વખતમાં આંખના તમામ દરદોનો જડમુળથી નાસ કરી આંખની ગયેલી રોશની પાછી લાવે છે. વળી આ સુરમો વાપરનારને ચશ્માની જરૂર રહેતી નથી. અમારા ઉત્તમ સુરમાએ સેંકડો દરદીઓને આંખના ભયંકર રોગમાંથી મુક્ત કર્યા છે. અમારા સુરમાના ઉંચા ગુણોને લીધે તે દરેક કુટુંબમાં ખાસ વપરાય છે. એક વખત વાપરી ખાત્રી કરો, તોલા ૧ના રૂ. ૪) ચાર.

વોરા હસાજી મુસાજી સુરમાવાળા.
જામનગર—કાઠીયાવાડ.

# હીસ્ટિરિયાથી નિર્ભયપણું.

હરેક જાતના હીસ્ટિરિયા ઉપર ચોકસ ઇલાજ વાયુ મુક્તા છે કીમત રૂ ૪-૧૦-૦ પો જુદુ ટિકિટ બીડે ખુલાસો મળશે. દવા મહિના ભરની, પથ્ય કંઇ નહિ શકા તજી વાપરો અને સુખી થાઓ.

સુરત બાલાજીના ચકલેથી વરોડા રાજ્યના એજન્યુ ઇ સાહેબ છ રા મોદી લખે છે-કે અ સૌ ૪ વહુને ,વાયુમુક્તા લેવાથી હમેશાં આવતી આકડી, ઉધાં પડવું, ગભરામણ, અને દુખાવો તદ્દન ર દી ગયા છે રેવાકાંઠા પો. પોટશે. એ. સાહેબ ન જ. મહેતા લખે છે કે સૌ બહેન ૪ ને ભૂત વળગ્યાની પેઠે ઘુમ રહેતી અને કમાન થયાં કરતી તે દર્દ અઢવાડીઆમા કબજે આવ્યુ છે, અને બીજા બે કેશ સુધારી શકયા છીએ. ૪ ઇ તા૦ ૧-૧૧-૧૪ લખો છગનલાલ લલ્લુભાઇ દેશીનાગાવાળા.

સશોધક-હીસ્ટીરીઆ-દલોઇ. (વરોદરા)



Regd. No. B. 910.

## ડૉ. બાટલીવાળાની રામબાણ દવાઓ.

૧ દરેક જાતના તાવ માટે "એગ્યુ મિક્ષ્ચર" અને "એગ્યુપીલ્સ" બાબાદછે

૨ "દરાજનો મલમ" એક દિવસમાં દરાજ, ખુજલી અને કોડ મટાડે છે. કિં ૪ આના

૩ "કૉલેરા" ઉલટી, ઝાડુખાબ અને કોલેરાનાં જંતુને નાશ કરે છે કિ, રૂ ૩

૪ "હેરટોન" સફેદ બાલને કાળા કરી ઘડપણમાં જુવાની બતાવે છે. કિ રૂ. ૨

૫ "અબરીલી ટોનીક પિલ્સ" શરીર સશકત બનાવવાનો રામબાણ ઇલાજ રૂ. ૪

૬ "દાંતનુ મંજન" દાંતને મજબુત કરનાર સુગંધી મંજન કિ૦ આના ૮ તથા ૧

આ દવાઓ દરેક બજારોમાં મળે છે. નહિ તો લખો-ડૉ૦ બારલીવાળા. મુંબઇ-વરલી-દાદર.

---

આ પત્ર સુરત-બપારીઆ-ચકલાપર આવેલા ખુબચંદ અમીચંદ દ્વા "ધી સુરત જૈન પ્રિન્ટીંગ પ્રેસ" માં દલપતરામ હરિરામે છાપ્યું, અને સુરત સેતાનફળીઆમાં આવેલી સત્સંગ પત્રની ઓફીસમાંથી દલપતરામ હરિરામ ભટ્ટે પ્રસિદ્ધ કર્યું.



"દુર્વ્યસન નિષેધક, જીવદયા પ્રબોધક અને નીતિવર્ધક
દર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રકટ થતું".



વર્ષ ૬ ઠું) માર્ગશિર્ષ-અમાવાસ્યા વિક્રમ સં. ૧૯૭૧. (અંક ૨૦મો.

*Abstinence* *Mercy* *Morality*

मातर सर्वभूताना गाव सर्वसुखावहा ।



श्लोक

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.
सेतानफळीआ-सूरत.



તા. ૧૭ ડીસેમ્બર સને ૧૯૧૪ ને ગુરૂવાર.
વાર્ષિક લવાજમ અગાઉથી રૂ. ૧) અમદાવાદ ભાવનગર પેસ્ટેજ વગર

# સત્સંગ—વિષયાવલિ.




૧૯૧૪ના જાન્યુઆરીથી બીજું વર્ષ શરૂ થશે

ગુજરાતી ભાષાનું શ્રેષ્ઠ

માસિક પત્ર

**વિવેચક.**

સુંદર કાવ્યો, નવલિકા, [illegible] ધર્મ નીતિ અને અન્ય પ્રકારના મનન કરવા ઉત્તમ લેખો 'વિવેચક'માં આવે છે તે ઉપરાંત અંગ્રેજી મરાઠી હિંદી અને [illegible] ભાષાના [illegible] સરસ ભાષાંતર આપવાની યોજના થઇ છે તે ઉપરાંત દર માસે ગ્રાહકોને એક પુસ્તી ઇનામી પુસ્તકો આપવામાં આવે છે. આ જ માસમાં ગ્રાહક થનારને ૧૯૧૩ તથા ૧૪ની બે ભેટ મળશે. તુરત નામ નોંધાવો. નમુનાના અંક માટે અરધા આનાની ટીકીટ બીડવી. જાહેર ખબરનું ઉત્તમ સાધન. ભાવ પુછો. હિંદમાં વાર્ષિક લવાજમ ભેટના પો.ટેજ વી. પી. સાથે રૂ. ૧-૧૦-૦, હિંદબહાર રૂ. ૧-૧૪-૦. લખો વ્યવસ્થાપક 'વિવેચક'

ડી. દા. દેસાઈ.

નં. ૧૦ [illegible]—ઈંદોર.

अहिंसा परमो धर्मः ।                    आत्मवत् सर्वभूतेषु ।

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




( વસન્તતિલકાવૃત્ત )

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરુથી સમૃદ્ધ,
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सता किमु न मंगलमातनोति ।

વર્ષ ૧૬મું. ] માર્ગશિર્ષ-અમાવાસ્યા વિક્રમ. સં. ૧૯૭૧. [ અંક ૧૦મો.

## મુસાફરને !

જાગતા રહેજો મુસાફિર આ ઠગોનું ગામ છે.
આ ઠગોનું ગામ છે, હો આ ઠગોનું ધામ છે,
જાગતા રહેજો મુસાફિર આ ઠગોનું ગામ છે.
આંખ ખોલીને જુઓ તમ ખ્વાબે ગફ્લતમાં પડયા !
જો દિન સારો તો વીત્યો તમ શિર છવ્યી શ્યામ છે.—જાગતા.
ગાફિલ તમ સમ આજતક મેં તો કદી જોયા નથી!
રહેવાસી છો કયાંના તમો ? ને શું તમારૂં નામ છે ?—જાગતા.
જાહિલોની વાત શી ? લૂંટઈ ગયા આકિલ પણ !
તમને સૂઝે તે કરજો પણ, કહેવું અમારૂં કામ છે.—જાગતા.
ખુલ્લું બદન ને હાથ ખાલી પણ સૂવાની ગમ નથી,
વિચારો નિભંય તો સયું અંતર વિષે તમ દામ છે.—જાગતા.

"શારદા-વિહાર"
હવાડિઆ ચકલે-સુરત } છોટુભાઇ દાઉદભાઇ દેશાઇ.

# અવસાન સમય ચેતનની જાગૃત દશા.

( રાગ—હોરી. )

અમે તો ચેત્યા નહિં અણધાર્યો ઝડપશે કાળ
શરીર સુશ્રૂષા ઉમ્મર આખી, કરી રહેવા સુકુમાર,
આખર સમય અગાઉથી પોઢયું જાણ્યે પરાધીન બાળ
દિસે અતિ [1]કૃશિત [2]સુગાળ... .... ....અમે૦ ૧
બાપ દાદા કહી છાતી પર; ચડતા પ્યારા બાળ
કાન ધરે નહિં [3]કેણુ વડિલનું, કોઈક અજ્ઞાની રીસાળ
કરે નહિ સાર સંભાળ.... ... ....અમે૦ ૨
ખાધું પીધું નહિં દાન દીધું નહિં, કરદઈ વદતો કપાળ
એક વખત છોડે તો સાધુ, થાય વિચારનો માળ
પડે જહાં કાળની ફાળ.... .... ....અમે૦ ૩
ડાહ્યા થયો દેખી જ્યાં તારી, ડાંગ એ કાળ કરાળ
અગ્નિ સમય કૂપ ખણવા આજે, ચેતન થયો ઉજમાળ
લાગી ચારે મેરથી આળ.... .... ....અમે૦ ૪
ચેતવતા અહર્નિશ વ્યાખ્યાને, મુનિવર પરમદયાળ
મોહ વિવશ અજ્ઞાને ન માન્યું, છોડી નહિં જંજાળ
વધારતા આળ પંપાળ.... .... ....અમે૦ ૫
ઇંદ્ર ચંદ્ર યોગેંદ્ર કે ચક્રી, સંત જનો ભૂપાળ
શરમ નહિં ઘડીભર પણ તેની, અવધે અહે તત્કાળ
જુએ નહિં કાળ અકાળ.... .... ....અમે૦ ૬
પંચેદ્રિય સામગ્રી મળી સબ, વધતા પુણ્ય વિશાળ
અમૂલ્ય સમય મળવો એ દુષ્કર, તત્ત્વવૃતિએ નિહાળ
અસ્થિર સંસારની આળ.... .... ....અમે૦ ૭
સ્વપ્ન સમાન ક્ષણિક બાજીમાં, રઝળ્યો અનંતા કાળ
"દુર્લભ" નરભવ પામી કરી લ્યો, પાણી અગાઉથી પાળ
નિવારવા દુઃખ અસરાળ.... .... ....અમે૦ ૮

વળા] દુર્લભ વિ૦ ગુલાબચંદ મહેતા.

---

૧ સુકાઇ ગયેલું. ૨ દુર્ગંધમય; અશુચિ વાળું. ૩ કહેવું.

## એક યાચના.

( સખી સ્વપ્ન મહીં મન મોહનને...એ રાગ )

જય નાથ નિરંજન વિશ્વપતિ,
કરૂણા કરીને પ્રભુ દો સુમતિ;
દીનનાથ મહેર સદા કરજો,
દુઃખડાં સરવે દીનનાં હરજો.–૧
સ્તુતિ જાણું નહિ હું કેમ કરૂં
દીલમાં પ્રભુ હું તુંજ ધ્યાન ધરૂં;
જગની કૃતિ જોઈ ફુલાઇ ફરૂં,
પરમાત્મ સ્વરૂપ પ્રતીતિ ગ્રહું–૨
પ્રભુ ! ભૂપ, પ્રજા સુખમાં વસજો,
નીતિ તત્ત્વ સહુ ઉરમાં ઠરજો;
ઇર્ષા અભિમાન વળી ટળજો,
સહુના દિલ માંહિ અમી ભરજો.–૩
જન ગાય ગુણો બહુએ શ્રમથી,
તુજના ઉપકાર શકે શું કથી ?
મતિ અલ્પ અમારી અર્જ સુણી,
સુખમાં રાખો સહુ નાથ ગુણી.–૪

દેશાઇ પોળ
સુરત } વાસુદેવ શંકરલાલ શુકલ.

---

## શ્રીમદ્ ભગવદ્ગીતા.

લેખકઃ—રા. રા. ભગવાન શિવશંકર ભટ્ટ–મિશન હાઇસ્કૂલ–સુરત.

(અધ્યાય ૪ થો–ગતાંકથી શેષ)

જે કર્મયોગી પુરૂષ તે દેવોતણા યજ્ઞો કરે;
બ્રહ્માગ્નિમાં બ્રહ્મવિદ તે આત્માવડે આત્મા ધરે. ૨૫
શ્રોત્રાદિ ઇન્દ્રિય હોમતા વળી અન્ય સંયમ-અગ્નિમાં;
શબ્દાદિ વિષયો હોમતા, કોઇ ઇન્દ્રિયો રૂપ અગ્નિમાં; ૨૬

# અવસાન સમય ચેતનની જાગૃત દશા.

( રાગ—હોરી. )

અમે તો ચેત્યા નહિં અણધાર્યો ઝડપશે કાળ
શરીર સુશ્રુષા ઉમ્મર આખી, કરી રહેવા સુકુમાર,
આખર સમય અગાઉથી પોઢયું જાણ્યે પરાધીન બાળ
દિસે અતિ [1]કૃશિત [2]સુગાળ... .... ....અમે૦ ૧
બાપ દાદા કહી છાતી પર; ચડતા પ્યારા બાળ
કાન ધરે નહિં [3]કેણુ વડિલનું, કોઈક અજ્ઞાની રીસાળ
કરે નહિ સાર સંભાળ.... ... ....અમે૦ ૨
ખાધું પીધું નહિં દાન દીધું નહિં, કર દઈ વદતો કપાળ
એક વખત છોડે તો સાધુ, થાય વિચારની માળ
પડે જહાં કાળની ફાળ.... .... ....અમે૦ ૩
ડાહ્યો થયો દેખી જ્યાં તારી, ડાંગ એ કાળ કરાળ
અગ્નિ સમય કૂપ ખણવા આજે, ચેતન થયો ઉજમાળ
લાગી ચારે મેરથી ઝાળ.... .... ....અમે૦ ૪
ચેતવતા અહર્નિશ વ્યાખ્યાને, મુનિવર પરમદયાળ
મોહ વિવશ અજ્ઞાને ન માન્યું, છોડી નહિં જંજાળ
વધારતા આળ પંપાળ.... .... ....અમે૦ ૫
ઇંદ્ર ચંદ્ર યોગેંદ્ર કે ચક્રી, સંત જનો ભૂપાળ
શરમ નહિં ઘડીભર પણ તેની, અવધે ગ્રહે તત્કાળ
જુએ નહિં કાળ અકાળ.... .... ....અમે૦ ૬
પંચેદ્રિય સામગ્રી મળી સબ, વધતા પુણ્ય વિશાળ
અમૂલ્ય સમય મળવો એ દુષ્કર, તત્ત્વ વૃત્તિએ નિહાળ
અસ્થિર સંસારની આળ.... .... ....અમે૦ ૭
સ્વપ્ન સમાન ક્ષણિક બાજીમાં, રઝળ્યો અનંતા કાળ
"દુર્લભ" નરભવ પામી કરી લ્યો, પાણી અગાઉથી પાળ
નિવારવા દુઃખ અસરાળ.... .... ....અમે૦ ૮

વળા] દુર્લભ વિ૦ ગુલાબચંદ મહેતા.

---

૧ સુકાઇ ગયેલું. ૨ દુર્ગંધમય; અશુચિ વાળું. ૩ કહેલું.

## એક યાચના.

( સખી સ્વપ્ન મહીં મન મોહનને...એ રાગ )

જય નાથ નિરંજન વિશ્વપતિ,
કરૂણા કરીને પ્રભુ દો સુમતિ;
દીનનાથ મહેર સદા કરજો,
દુઃખડાં સરવે દીનનાં હરજો.-૧
સ્તુતિ જાણું નહિ હું કેમ કરૂં
દીલમાં પ્રભુ હું તુંજ ધ્યાન ધરૂં;
જગની કૃતિ જોઈ ફુલાઇ ફરૂં,
પરમાત્મ સ્વરૂપ પ્રતીતિ ગ્રહુ-૨
પ્રભુ ! ભુપ, પ્રજા સુખમાં વસજો,
નીતિ તત્ત્વ સહુ ઉરમાં ઠરજો;
ઇર્ષા અભિમાન વળી ટળજો,
સહુના દિલ માહિ અમી ભરજો-૩
જન ગાય ગુણો બહુએ શ્રમથી,
તુજના ઉપકાર શકે શુ કથી ?
મતિ અલ્પ અમારી અર્જ સુણી,
સુખમાં રાખો સહુ નાથ ગુણી.-૪

દેશાઇ પોળ
સુરત

વાસુદેવ શંકરલાલ શુકલ.

---

## શ્રીમદ્ ભગવદ્ગીતા.

લેખક—રા. રા. ભગવાન શિવશંકર ભટ્ટ-મિશન હાઇસ્કૂલ-સુરત.

(અધ્યાય ૪ થો-ગતાંકથી શેષ)

જે કર્મયોગી પુરૂષ તે દેવોતણા યજ્ઞો કરે;
બ્રહ્માગ્નિમાં બ્રહ્મવિદ તે આત્માવડે આત્મા ધરે. ૨૫
શ્રોત્રાદિ ઇન્દ્રિય હોમતા વળી અન્ય સંયમ-અગ્નિમાં;
શબ્દાદિ વિષયો હોમતા, કોઇ ઇન્દ્રિયો રૂપ અગ્નિમાં; ૨૬-

જે વિષયોપભોગ કરવામાં નિર્લજ્જ બની રહ્યો હોય અને મર્યાદા છોડી નિરંકુશ થઇ વર્ત્તન આચરે છે તે એક મૂર્ખ છે. વ્યાધિ થવા છતાં પણ જે ઓસડ લેતો નથી, જે કદાપિ પથ્ય પાળતો નથી અને અનાયાસે પ્રાપ્ત થએલા,પદાર્થનો જે સ્વીકાર કરતો નથી તે એક મૂર્ખ છે. જે સાથી વિના વિદેશ જાય છે, ઓળખાણ વિના સાથી કરે છે અને જે નદીના ભીષણ પ્રવાહમાં કુદે છે તે એક મૂર્ખ છે. જ્યાં પોતાનું માન હોય ત્યાં વારંવાર જાય છે અને જે પોતાનું માન અને અભિમાનની રક્ષા કરતો નથી તે એક મૂર્ખ છે. જે પોતાના પૈસાદાર સેવકનો આશ્રિત થઇ રહે છે અને જે સદા મન મલિન રહે છે તે મૂર્ખ છે. જે કારણનો વિચાર ન કરતાં વિનાપરાધ દંડ દે છે અને જે થોડાને માટે કૃપણતા બતાવે છે તે મૂર્ખ છે. જે દેવ અને પિતૃઓને ન માને, શક્તિ વિના મોઢેથી ખાલી બડાસ મારે અને જે નકામી બડબડાટ કર્યા કરે છે તે પણ એક મૂર્ખ છે. ઘરનાં માણસો પર દાંત પીસે છે અને બહાર બિચારા દીનની પેઠે રહે છે એવો જે મૂઢ અને પાગલ તે એક મૂર્ખ છે. જે નીચ જાતિ સાથે સંગતિ, બીજાની સ્ત્રીની સાથે એકાન્તમાં વાર્તાલાપ કરે છે અને ખાતો ખાતો રસ્તામાં ચાલે છે તે એક મૂર્ખ છે. જે પરોપકાર કરવાનું જાણતો નથી, ભલાઇ ને બદલે બુરાઇ કરે છે અને કરવું થોડું પરંતુ ઘણું બતાવે છે તે એક મૂર્ખ છે. જે ક્રોધી, ઘણું ખાવાવાળો અને આળસુ છે, મલિન અને મનમાં કુટિલ છે અને જેના પાસે ધીરજ નથી તે એક મૂર્ખ છે. જેની પાસે વિદ્યા, વૈભવ, ધન, પુરૂષાર્થ સામર્થ્ય અને માન આદિ કંઇ પણ નથી, કેવળ અભિમાન નજરે પડે છે તે એક મૂર્ખ છે. જે ક્ષુદ્ર, જૂઠો, લબાડ, કુકર્મી અને કુટિલ હોય જે ઘણો સમય સૂઇ રહેતો હોય તે મૂર્ખ છે. જેના દાંત, આંખો, નાક, હાથ, કપડાં અને પગો સદા મેલાં રહે છે તે મૂર્ખ છે. વૈધૃતિ અને વ્યતિપાત આદિ અનેક કુમુહૂર્તોમાં પ્રવાસને માટે નીકળે છે અને અપશુકનોને ન ગણકારતાં પોતાનો ઘાત કરે છે તે એક પ્રકારનો મૂર્ખ છે. ક્રોધ, અપમાન અને કુબુદ્ધિથી પોતે પોતાનો વધ કરે છે અને જેમાં દૃઢ બુદ્ધિ ન હોય તે એક મૂર્ખ છે. પોતાના પ્રેમીઓને ઘણા દુ:ખી રાખે છે તેઓની સાથે સુખનો એક શબ્દ પણ બોલતો નથી અને નીચ જનોની સ્તુતિ કરે છે તે મૂર્ખ છે. જે પોતે પોતાની અનેક પ્રકારે રક્ષા કરે છે પરંતુ શરણાંગતનો અનાદર કરે છે તથા જે લક્ષ્મીનો ભરોસો રાખે છે તે એક મૂર્ખ છે.

(અસમાપ્ત.)

---

# પૂર્વ અને પશ્ચિમમાંના રોગોના મોટામાં મોટો મિત્ર.

દારૂમાં મુખ્ય તત્વ આલ્કોહોલ હોય છે, હવે લોકોનું સાધારણ ધારવું એવું છે કે આ આલ્કોહોલની ખરાબમાં ખરાબ અસર લોકોને છાકટા બનાવવા એ છે.

આ એક મોટી ભૂલ છે. કારણ એ માન્યતાથી લોકો એમ સમજે છે કે જો તેઓ દારૂમાં સમાએલા આ આલ્કોહોલની અસરથી-દૂર રહે (એટલે કે દારૂ એટલાજ પ્રમાણમાં પીએ કે છાકટા થવાનો સંભવ રહે નહિ) તો દારૂથી થતી ખરાબ અસરથી તેઓ બચી જઇ શકે છે.

પણ એ માનવું તદન ભૂલભરેલું છે. શરીરનું બંધારણ કુદરતી રીતેજ એવું છે કે શરીરમાં દાખલ થવા માંગતા કોઇ પણ પ્રકારના વ્યાધિ તેનાથી બની શકે ત્યાં સુધી શરીર પોતેજ લડત ચલાવે છે. અને વ્યાધિના જંતુનું બળ જો શરીરની એ શક્તિ કરતાં વધારે હોય તોજ વ્યાધિ શરીરમાં દાખલ થઇ શકે છે, હવે આલ્કોહોલની મૂળ અસર એ છે કે તે શરીરની આ કુદરતી શક્તિને નબળી પાડે છે. આલ્કોહોલ વ્યાધિની નાશકારક શક્તિમાં વધારો કરી આપે છે અને દરેક વ્યાધિને શરીરમાં દાખલ થવાને રસ્તો ખુલ્લો કરી આપે છે, અને જો કદાચ શરીરમાં એકાદ વ્યાધિ ભાળુ પડયો હોય તો તે વ્યાધિને ઝડપ બંધ વધવામાં મદદ રૂપ થઇ પડે છે. ઘણા લોકોને પીવાને લીધે ત્રિદોષ થાય છે અને મરી પણ જાય છે. (જો કે તેણે છાકટો બને એટલે સુધી એક વખત પણ પીધું હોય નહીં) એનું કારણ એટલુંજ હોય છે કે શરીરની રોગોની સાથે લડત ચલાવવાની શક્તિ દારૂની ચાલુ અસરને લીધે બીલકુલ મંદ પડેલી હોય છે.

ઘણા લોકો એવા વ્યાધિથી પીડાતા હોય છે કે જો તેઓ દારૂ પીવાનો છોડી દે તો જરૂર સાજા થઇ શકે. આવાજ કારણોને લીધે વીમા કંપનીઓ દારૂ પીનારાઓ દારૂ વેચનારાઓ તેમજ દારૂ બનાવનારાઓનો વીમો ઉતારવાની ના પાડે છે. અને આજ કારણોને લીધે દારૂ પીનારાઓમાં મરણપ્રમાણ ઘણું મોટું હોય છે. એ પ્રમાણમાં જેઓ હદ ઉપરાંત દારૂ પીએ છે, તેને તો ગણતરીમાં લેવામાં આવતાજ નથી,

આલ્કોહોલ વ્યાધિનો નજીકનો મિત્ર છે. એના એકલામાં મારી નાંખવાની શક્તિ નથી પણ એ બીજા વ્યાધિઓને મદદ કરીને પીનારાઓનો છેડો લાવે છે. પીનાર માણસને જો કાંઇ અકસ્માત થયો હોય તો તે જરૂર જીવલેણ નીવડે છે. અને એવા માણસપર જો કાંઇ સરજીકલ ઓપરેશન કરવામાં આવ્યું હોય તો તેની ફતેહમંદીનો ભરોસો પચોતેર ટકા ઓછોજ હોય છે. આ કારણને લીધે "આલ્કોહોલ ખરાબ છે કારણકે એ લોકોને છાકટા બનાવે છે" એ લોક માન્યતામાં આપણે સુધારો કરવો જોઇએ અને દરેક વૃદ્ધ તેમજ જુવાને જાણવું જોઇએ કે આલ્કોહોલને લીધે શરીરમાં પ્રવેશતા આલ્કોહોલના મિત્રોને લીધે આલ્કોહોલ ફક્ત ખરાબ નહીં પણ જીવલેણ છે.

Surat] D'Ray. D. Desai.

---

# દારૂ વિરૂદ્ધનું ધર્મ યુદ્ધ.

દારૂ રૂપી મરકીનો ફેલાવ-અમદાવાદ ખાતેના પ્રેમાભાઇ હોલમાં લેકચર આપતી વખતે કર્નલ પેશુટનજીએ સરકારી અહેવાલોમાંથી મેળવેલા આંકડા ઉપરથી એવું જણાવ્યું કે ઇ૦ સ૦ ૧૮૭૫ મી સાલમાં કેફી વસ્તુના વેચાણથી હિંદની સરકારની આવક રૂપીઆ બે કરોડ, ચોત્રીસ લાખ, ને પંદર હજાર થઇ હતી, તેથી વધીને ઇ૦ સ૦ ૧૯૦૯-૧૦ ની સાલમાં રૂપીઆ દશ કરોડ; સાત લાખ ને પચીસ હજારની થઇ, અને ગયે વર્ષે તેની આવક રૂપીઆ અગયાર કરોડ, પાંત્રીશ લાખ, સાઠ હજારને બસેંની થઇ હતી.

શું આપણે પોતાના દેશને છાકટો થવા દઇએ ! ગોટે એવું થાય પણ આપણી પાસે એક ઉપાય છે. આપણે પોતે કેફી પીણાંઓથી દૂર રહીને બીજાઓની પાસે છોડાવવાને અર્થે પુરી કોશિશ કરી શકીએ છીએ.

આ વધી જનાર બદીને અટકાવવા માટે આ પત્રનો દરેક વાંચક અમારી સાથે મળીને પ્રયત્ન કરશે એવી અમારી વિનંતિ છે. અમે સ્વદેશના રૂધળા હિત ઇચ્છનારાઓને અમારી સાથે મળીને આ તનમન ધનનો નાશ કરનાર વેપારને બંધ પાડવાને બોલાવીએ છીએ.

દારૂ વિરૂદ્ધનો સંપ—સંપમાં સામર્થ્ય છે, આ દારૂ વિરૂદ્ધના સંપમાં દરેક ધર્મના તેમજ દરેક જાતના લોકો સામેલ થઇ શકે એમ છે, જો સર્વ પોતાના પીનારા બંધુઓને એનાથી દૂર રહેવાને ઉપદેશ કરે તેમજ કળે બળે તેને દારૂથી દૂર રહેવાની જરૂર પાડે તો થોડાજ સમયમાં ઘણો લાભ થઇ સ્થિતિ તદ્દન ફેરવાઇ જશે, કારણ તેજ પીનારાઓ દારૂથી છૂટા થતાં દશ ગણા જોરથી પોતાના અનુભવથી અન્યના ઉપર સારી અસર કરી શકશે. અને તેથી આપણા આ ધર્મ યુદ્ધમાં આપણે અંતે વિજય મેળવીશું.

તંત્રી.



# મનુષ્યનો વાસ્તવિક આહાર શો ?

લેખકઃ—રા૦ રા૦ છોટુભાઇ દાજીભાઇ દેસાઇ "શારદા-વિહાર"—સુરત.

[ પૃષ્ટ ૧૩૭થી શેષ ]

ડોક્ટર જે. એચ. કેલાગ લખે છે કે એક મહાશય જે આ શહેરમાં રહે છે, તેની ગરદન ઉપર ૪ વર્ષથી કેંસર રસોળી હતી, જ્યારે તેને એ માલમ પડ્યું. ત્યારથી તેણે માંસ ખાવું છોડી દીધું, અને ફલાહારી થઇ જીવન વ્યતિત કરવા લાગ્યો તેને જલદી આરામ થવા લાગ્યો અને થોડા દિવસમાંજ રસોળી ધીમે ધીમે નષ્ટ થઇ ગઇ. અત્યારે તે સર્વથા આરોગ્ય દશામાં છે. એ રસોળીને ઠેકાણે માત્ર એક નાનું સરખું ચિહ્ન શેષ રહી ગયું છે. મેં એ રસોળીનો નમુનો કારનિલ વિશ્વ વિદ્યાલયના એક બુદ્ધિમાન ડોકટરની પાસે મોકલ્યો હતો, અને તેણે એની પરીક્ષા કરી એ અનુમતિ પ્રકટ કરી હતી કે એ એક મૃત્યુ ઉત્પાદક અસાધ્ય રસોળી હતી.

ઓનરેબલ રોલા રસલ કહે છે કે કેંસર રસોળી મારા વિચાર પ્રમાણે વિશેષે કરીને માંસ ભક્ષણ અને ચાહ કાફી આદિના પીણાથી થાય છે, તતકારણ જ્યાં માંસ અને ચાહનો ઘણો પ્રચાર હોય છે, ત્યાં એ રસોળી ઘણી લાગે જોવામાં આવે છે. તે દેશોમાં કે જ્યાં આ વિષ ઉત્પન્ન કરવાવાળી વસ્તુઓનો ઉપયોગ થતો નથી ત્યાં આ રસોળી દ્દષ્ટિગોચર થતી નથી.

પ્રસિદ્ધ ડૉકટર દ્રિચલના હોઠપર કેંસર રસોળી હતી. એકવાર તેને કાપવામાં આવી હતી, તેમજ અનેકવાર તેને દગ્ધ-દઝાડવામાં આવી હતી, પરંતુ તેથી કિંચિત્ માત્ર પણ આરામ થયો નહિ, તે રોટલી અને મલાઇના ભોજનથી બીલકુલ જતી રહી.

જાર્જ બ્લૈક એમ. વી. કહે છે કે ફળ, અન્ન અને શાકના ભોજનથી કેંસર રસોળીના રોગીઓને એક એવો આસરો છે કે જે કારણથી તેઓ આ ભયાનક રોગની પીડાથી કદાચિત્ બીલકુલ નહિ તો પણ કંઇક તો અવશ્ય બચી શકે છે.

ડૉકટર ફ્રેકસની મૈંડન લખે છે કે મારા વિચાર પ્રમાણે મારૂં એ કહેવું સત્ય છે કે સર્વ ડૉકટરો આ વાતમાં સહમત છે, કે આ મુલકના કાળા મનુષ્યોમાં (જેવા બાર્બરી અને સૂડનના રહેવાસી લોક જેઓ ઘણું કરી સર્વ મુસલમાન છે, પરન્તુ ફળાહારથી પોતાનું. જીવન વ્યતિત કરે છે.) કેંસર રસોળીનો રોગ બીલકુલ જોવામાં આવતો નથી. પરંતુ એને બદલે અરબ અને કૃપના લોકોમા કે જેઓ મિશ્રના નિવાસી જેવા સફેદ રંગના છે, અને જે તદ્દન અંગ્રેજોની પેઠે ખાય, પીએ અને રહે છે, તેઓમાં આ રોગ ઘણે ભાગે હોય છે.

રોબર્ટ બેલ એમ. ડી. કહે છે કે મારો એ વિશ્વાસ છે કે જો પકાવ્યા વિના શાક, ફળ યા મેવો વગેરે આપણા ભોજનમાં વધારે આવે તો કેંસરનો રોગ દૃષ્ટિ ગોચર થશે નહિ, અને સંસારમાં એનું ચિહ્ન પણ રહેશે નહિ.

ડૉકટર બૈલે પોતાનું પુસ્તક કેંસર (રસોળી)મા પ્રકટ કર્યું છે, કે કેંસરનું મુખ્ય કારણ લોહીમાં વિકાર ઉત્પન્ન થવો એ છે, અને એ ઘણે અંશે માંસાહારથી થાય છે, એણે સારી રીતે સમજાવ્યું છે, કે કોઈ પણ રીતે જીવધારીએનું માંસ જે પચતું નથી (જેવું કે વર્તમાન સમયમાં માંસાહારની અધિકતાથી જોવામા આવે છે) તે આંતરડાંમાં સડી જઇ દુર્ગન્ધ યુક્ત વસ્તુ બની જાય છે, એ દુર્ગંધી યુક્ત વસ્તુ લોહીમાં ધીમે ધીમે પ્રવેશ કરે છે, અને તેથી લોહીમાં વિકાર ઉત્પન્ન થવા લાગે છે.

[અસમાપ્ત.]

## ઉગાર તું ગાવડી પ્યારી.

(ગઝલ)

અરે ઓ હિંદના બાળો, ઉઘાડી આંખ આ ભાળો,
તમારી સાહ્યથી બાળો, ન દીપો પરહિતે ફાળો. ૧
રીબાએ છે ગરીબ પ્રાણી, થવા સૌ એહ ધૂળ ધાણી.
મરે છે ગાવડી પ્યારી, અરે ઓ માવડી તારી. ૨
અરે ઓ હિંદનાં વાસી, ગયો તુજ ધર્મ કયાં નાસી,
અહિંસા ધર્મ છે મોટો, પડયો કયમ હાલમાં ટોટો. ૩
તું ચેતીને ન લોભી થા, ખરો રસ્તો ન ભૂલી જા.
ગણાતી માવડી તારી, ઉગાર તું ગાવડી પ્યારી. ૪

હરીઆમ્હેલ-સુરત. ઠાકોરદાસ. એન. શાહ.

# અશક્તાશ્રમ.

ઠા. બા અરદેશર કોટવાળની વાડી, રામપુરા. સુરત.

आत्मवत्सर्वभूतेषु એ મહાત્માઓનું ઉપદેશ સૂત્ર છે, અને અમારું અશક્તાશ્રમ એ સૂત્રને યથાર્થ શીખવનારી પાઠશાળા છે. જ્યારે એ પાઠશાળાની મુલાકાત લઇશું, ત્યારેજ માનવ જીવનની ભિન્ન ભિન્ન અવસ્થાનું અવલોકન કરી શકીશું, અને એકજ ભૂમિમાં વસતા આપણાં ભાંડુઓ ગણાતા જીવોની દુસ્થિતિ જોતાં સ્વાભાવિક આપણને જણાશે કે આપણે સુખી નથી. આપણાંજ સ્વજન ગણાતા મનુષ્યો દુઃખી હાલતમાં જણાશે તો પછી આપણે સુખી ક્યાંથી હોઇશું ? આપણે પણ તેની ઉદવેગ કરવાને રોકાઇશું, અને તે જ્યાં સુધી તેમની સુસ્થિતિ ન પ્રાપ્ત થાય ત્યાં સુધી દુઃખીજ રહીશું, આપણાં આ દુઃખી ભાંડુઓને નિહાળવા તેમજ માનવજીવનમાં પોતાની શી શી ફરજો છે, તે જાણવા અને અદા કરવા અંતરમાં લાગણી થાય તેટલા સારૂજ અમોએ આ અશક્તાશ્રમની સંસ્થા ઉભી કરી છે, અને વારંવાર અમારી એ સંસ્થાનું અવલોકન કરવા દીન પ્રાર્થના છે, જાણી આનંદ પામવા જેવું છે કે અમારી આ પ્રાર્થનાનો ચારે તરફથી સ્વીકાર થવા લાગ્યો છે, તેમજ અમારા આ દુર્ઘટ કાર્યમાં ચારે તરફથી સહાય મળવા લાગી છે, પરંતુ આવી સંસ્થાના જીવનને માટે અતિશય સહાયની જરૂર છે, અને તે તરફ જન સમાજનું વધુને વધુ લક્ષ દોરાઓ એ અમારી પરમ કૃપાળુ પ્રભુ પ્રતિ વિનતિ છે.

તંત્રી.

અમારાં અશક્તાશ્રમમાં મેહેરબાન કલેક્ટર સાહેબ તથા આસિ. કલેક્ટર સાહેબે પધારી આશ્રમ પતિ દર્શાવેલી પ્રીતિ માટે અમો તેમના આભારી છે. તેઓએ કરેલા શેરાની અક્ષરશઃ નકલ નીચે ઉતારી છે. તંત્રી.

The Ashrama is doing excellent work. Both Mrs. Master and myself were much pleased with the buildings and their surroundings. Everything is clean and neat, and the rooms well lighted and airy. Dr. Edal-Behram is to be wished every success for this really valuable iustitution.

*23 Oct. 1914* *Sd / A. Master.*

Assisstant Collector.

I would like to add that I think the idea of excorporating a convalescent Home with the present institution an admirable one as there is no other home of the Kind in Surat and it must be a great boon to people recovering from illness and yet unfit for work to feel there is a place where they can be well fed and cared for and enjoy the fresh air.

Oct. 23rd 1914 Sd./ (Mrs.) D. Master.

I had the pleasure of visiting this admirable institution this morning and was shewn over it by its founder Dr. Edal-Behram. When the improvements now in hand are completed its value and efficiency will be greatly increased. The generous philanthropy with which it is supported by the Jains and grain and vegetable merchants deserve much praise. I congratulate Dr. Edal Behram on the successful developement of his plans and shall watch the future of this poor House with much interest.'

12 Nov. 1914 Sd./ F. G. Pratt

Collector, Surat.'

## પરમાત્મદર્શન ક્યારે થાય?

વિશ્વમાં વસતી દરેક વ્યક્તિને પ્રભુનાં દર્શન કરવાની અભિલાષા તો હોય છેજ, પરંતુ તે દર્શન કેવી રીતે થઇ શકે? તેને માટે ઘણાએ લેશ પણ વિચાર કર્યો હોતો નથી. તેમજ કાંઇ યત્ન પણ કર્યો હોતો નથી. જ્યારે આ સ્થિતિ છે, ત્યારે તેમને સાક્ષાત્ અનિર્વચનીય અકલ્પિત મૂર્તિના શી રીતે દર્શન થાય! જેઓ વિના પ્રયાસે જીવન વ્યતિત કરવા ઇચ્છે છે, અર્થાત્ હાથ પગ જોડી બેસી રહી પેટ ભરવા માગે છે, તેમની ઇચ્છા શી રીતે બર આવવાની હતી? "કરે તે ચરે" એ કહેવત અનુસાર કર્યાં વિના ચરવાનું બની શકશે નહિ, અર્થાત્ "કિસીકા પૂત મરો ઔર કિસીકા ઘર જલો, બન્દા ખાવે ઔર તાપે" એવીજ જેમની વૃત્તિ છે તેમને પરમાત્મ દર્શન જન્માન્તરે પણ થશે નહિ. તેમાં વળી એ કોઇ એવી વસ્તુ નથી કે સહેલ સુતરાઇથી પ્રાપ્ત કરી શકાય! એ એવી વસ્તુ નથી કે લાખો રૂપીઆ ખરચી ખરીદી લેઇ શકાય! એ એવી વસ્તુ છે કે જે અતિ પરિશ્રમે પણ પ્રાપ્ત થઇ શકતી નથી, અતિ દ્રવ્ય વ્યયથી પણ પ્રાપ્ત થઇ શકતી નથી પરંતુ, તેને માટે ફક્ત અંતરની શુદ્ધિ, પાપવાસનાઓથી તદન નિવૃત્તિ, અને તન્મયતાનીજ જરૂર છે. આ કહેવાનું ફક્ત અમલમાં મુકવું અતિ દુર્ઘટ છે. પરંતુ જ્યારે એજ ફક્ત અમલમાં મૂકીશું તોજ તે વૈરાટ સ્વરૂપના દર્શન કરવા આપણાં નેત્રો ભાગ્યશાળી થશે. "માગ્યા વિના મા પણ પીરસે નહિ." તેમ તેના પ્રતિ નિશ્ચય વૃત્તિ થયા વિના તેની ઝાંખી કદાપિ થશે નહિ, આ સત્યની પૂર્તિ માટે અમારા પૂજ્યપાદ ગુરૂ શ્રી બાળયોગી બાલ કૃષ્ણજી દત્ત મહારાજે આપેલું એક દ્રષ્ટાંત અત્રે રજુ કરવાની જરૂર પડે છે.

એક કોઇ મહા અરણ્ય જેમાં પ્રભુની સર્વત્ર કૃપા હતી. વિવિધ વૃક્ષ, વનસ્પતિ, મનોહર રંગ બિરંગી પક્ષીઓ, તથા મૃગ આદિ સુંદર પ્રાણીઓથી તે અરણ્ય ભરપૂર હતું, તેમાં એક

પારધી જેને દરરોજ ત્યાં શિકાર કરવા આવવાનો નિયમ હતો. તે પારધી મૃગોનો શિકારી હતો, અને નિત્ય તે તેનો શિકાર કરતો હતો. તેને તે જ્ઞાન અર્થાત્ ભ્રાંતિ ન હતી કે હું આ દરરોજ મારી અવનતિના સાધનો તૈયાર કરૂં છું. માનવ જીવન તરીકે મારી શી ફરજ છે, તે વિસરી જઈ આ કુટિલ પંથે વળું છું, આત્મવત્ સર્વ ભૂતેષુ એ મહાત્માઓનું ઉપદેશ સત્ર ભૂલી જઉં છું. તે તેના નિત્યના નિયમ પ્રમાણે હમેશા વર્ત્યો જતો હતો. એક દિવસે તે પારધી શિકારને માટે આખું અરણ્ય ઢુંઢી વળ્યો, પરંતુ ક્યાંએ તેની આશા ફળી નહી. આખરે થાકી હતાશ થયો, અને નિશ્વાષ રેલવતો હતો ત્યાં તેને દૂર મૃગનીભ્રાંતિ થઇ. ઉંડા કોટરમાં છુપાએલા મૃગની બે આંખો તેને જણાવા લાગી. તુરતજ તે મૃગયા કુશળ પારધીએ પોતાનું તીર કામઠું તૈયાર કરી પણછ ચડાવી પોતાના શિકાર તરફ તાક્યું. પરંતુ શિકારીઓનો નિયમ છે કે શિકાર કંઇ દિશા તરફ પોતાનું પ્રાણ રક્ષણ કરવા માર્ગ લેશે, તેની પ્રતીક્ષા કર્યા પછીજ તીર છોડવું. પોતે તીર તાક્યાં છતાં પોતાના શિકારની કાંઇ પણ હીલચાલ ન જોતાં પારધી શંકાશીલ થયો. અને તેણે તેની તપાસાર્થે નજદીક જવા વાજબી વિચાર્યું, તેની અતિ નિકટ જતાં જણાયું તો તે મૃગ ન હતું તેમ મૃગની આંખો પણ ન હતી. તે પ્રભુ પ્રાપ્તિની અભિલાષામાં તદાકાર થએલ કોઇ યોગીશ્વરની તરતની ઉઘડેલી આંખો હતી. સત્ય ધ્યાનમાં આવતાં પારધી તેને પગે પડયો, અને પોતાના અપરાધની ક્ષમા માગી. વિશેષમાં બોલ્યો, મહારાજ કૃપા કરી કહેશો કે હું તો આ અરણ્યમાં હરણના શિકારનાં નિમિત્તથી આવ્યો હતો, પરંતુ આપ અત્રે કયા હરણના શિકાર માટે આવ્યા છો, તથા આટલું કષ્ટ ભોગવી રહ્યા છો. યોગી ઉત્તર આપતાં બોલ્યા, હા ભાઇ મારૂં એક હરણ આ અરણ્યમાં ક્યાંક ગુમ થઇ ગયું છે, અને હું તેની રાહ જોતોજ અત્રે બેઠો છું.

પારધી—મહારાજ મને કહેશો, તેનું સ્વરૂપ કેવું છે? હું તેને ક્યાંથી પણ શોધી કાઢીશ અને આપના પ્રતિ થએલા અવિનીત-અવિહિત કાર્યનું પ્રાયશ્ચિત કરીશ.

યોગીઃ—વત્સ ? એ ખરૂં, પરંતુ તે તને ક્યાં પણ શોધ્યું મળી શકે એમ નથી, માટે તું તારે પંથે પળ

પારધીઃ—મહારાજ અનેક કષ્ટો તથા મહેનતે પણ હું તમને તમારૂં હરણ કાલ રોજ સંધ્યાસમય સુધીમાં જરૂર મેળવી આપીશ જ્યાં સુધી તમારૂં હરણ ન મેળવી શકું ત્યાં સુધી કદી પણ ઘર જઇશ નહિ, માટે કૃપા કરી કહો કે તમારૂં હરણ કેવું હતું !

યોગીઃ—વત્સ! તારી ઇચ્છા છે તો સાંભળ ! મારા હરણને ચાર હાથો છે, તે દરેક હાથમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ છે, રંગે શ્યામળું છે, તેણે પીતાંબર પહેરેલું છે, કાને કુંડળ છે, જો એ તને જડે તો મને જરૂર સોંપી જજે!

યોગીને પ્રણામ કરી પારધી નિશાની પ્રમાણે હરણની તપાસ કરવા નીકળ્યો. યોગીએ જે જે હરણની નિશાનીઓ આપેલી હતી તે હરણની ન હતી, પરંતુ સાક્ષાત્ ચતુર્ભુજ સ્વરૂપની હતી. એ નિશાનીનું હરણ તે મૂર્ખ પારધીને ક્યાંથી પણ મળવાનું ન હતું, અને ખરેખર આખો દિવસ અથડાતાં કુટાતાં આખા અરણ્યના ખુણે ખોંચે ખોળી વળતાં ક્યાંથી પણ મળ્યું નહિ. આખરે સંધ્યાકાળ થવાને થોડોજ સમય બાકી હતો. યોગીએ આપેલી નિશાનીઓના સ્વરૂપનું ધ્યાન ધરવામાં તલ્લીન પારધી પોતે યોગીને આપેલું વચન ન પાળી શકવાથી આપઘાત

કરવા તૈયાર થયો. અને પોતાનો દેહ અને જીવનો સબંધ છૂટો કરવા પોતાનું તીક્ષ્ણ ખંજર ઉપયોગમાં લીધું, જ્યાં તે ઉગામી પોતાની ગરદનને ઘા કરવા જાય છે, ત્યાંજ તેની આંખ આગળ યોગીએ આપેલી નિશાનીઓ પ્રમાણે એક હરણ ખડું થયું. આ હરણ કોઇ નહી, પરંતુ સાક્ષાત પ્રભુ! પોતામાં તન્મય થઇ તેનીજ શોધમાં પ્રાણ ખોનાર પારધીની ભક્તિ જોઇ વ્હારે આવનાર ભક્તવત્સલ પ્રભુ! પારધી તુરતજ તે કે કહેવાતાં હરણને પોતાની પણછના દોરથી બાંધી લઈ તે યોગી સમક્ષ નિર્ચિંત સમયે રજુ થયો. યોગી તે સાક્ષાત્ સ્વરૂપ જોતાં પગે પડ્યો અને બોલ્યો ત્યાગી પ્રભુ! આ શું નિત્ય પાપ કર્મ આચરનાર આ પારધીને આપે તુર્ત દર્શન દીધાં અને હું જે આપનાજ ધ્યાનમાં નિમગ્ન થઇ આ દેહને મેં ગાળી નાંખી છે તેને તેની ઝાંખી પણ નહિ! વૈરાટ સ્વરૂપ કહે છે! તારી ભૂલ છે? હું જેની જે અવસ્થામાં વ્હારે આવ્યો છું. તેનામાં એ સમયે બીલકુલ પાપવૃત્તિ હતી નહિ. તેનું ચિત્ત ફક્ત મારામાંજ હતું, અને. મારાં દર્શન ન થવાથી તેણે પોતાના પ્રાણની પણ દરકાર રાખી નથી. આટલું કહી વૈરાટ સ્વરૂપ દેખાતું બંધ થયું. આ દૃષ્ટાંતનો સાર સમજાય એવોજ છે, પ્રભુના દર્શનની ઈચ્છા રાખનારે, પોતાની સદ્દગતિના અભિલાષીએ પોતે પ્રભુતામાં તન્મય થવાની જરૂર છે, પોતાનું અંતઃકરણ શુદ્ધ રાખવું જોઇએ, અને અન્ય વૃત્તિઓથી તદન નિવૃત્ત કરવું જોઇએ.

તંત્રી.



## પતિપત્ની.

(૧)

દૃષ્ટિ પડતાં જરા ન દિનભર.  
કંપિત થાયે હૃદય કો તણું?  
ગૃહે ગમન થતાં નવ સત્વર.  
અસ્થિર થાયે ચિત્ત કો તણું?

(૨)

અગણિત કાળે આવે દ્વારે,  
માર્ગ પ્રતીક્ષા કરે કો તણી?  
દિન જતાં અસ્તાચલ તિમિરે,  
થાયે ચિંતા કહો કે તણી?

(૩)

જાતાં સાયંકાલે શ્રમિત,  
થાએ સ્વાગત કહો કો તણું?

શીશવદનીનું હાસ્ય જોઈને,
સુખકર રંજન થાય કોતણું ?

(૪)

ઉડુગણ નભે નહિ દેખાયે,
કહો "તારકા" એ છે કોની ?
ગૃહ પ્રકાશિત સ્વયમ્ કરે છે,
અઘટિત લીલા જગદીશતણી ?

(૫)

શૈશવ—લીલા દર્શાવવાને;
કોણ કટિપર આવે લેઈ ?
આલિંગીશ પ્રેમે બન્નેને,
એ સુખનો કહો કોણ ધણી ?

જનાર્દન નાનાભાઇ પ્રભાસ્કર.



# આત્મભોગ.

(ઇંગ્રેજી ઉપરથી.)

રા. રા. ડોકટર નટવરલાલ જગન્નાથ ગૌતમી—અજમેર.

" Love is sweet in any guise,
But is best in sacrifice"

(પ્રેમ કોઇ પણ રૂપાન્તરમાં મધુર લાગે છે; પરન્તુ તેથી સર્વોત્તમ માધુર્યનું દિગ્દર્શન તો આત્મભોગમાંજ છે.)

ઇસ્વીસન ૧૪૮૩માં સુલ્તાન મહમૂદ બીજાના નાના પુત્ર જેમને ફ્રાન્સના ડોરીની પ્રાંતના સાસનેજના કીલ્લામાં કેદ કરવામાં આવ્યો હતો. પોતાના પિતાના મૃત્યુ પછી તેણે પોતાના ભાઇ બયાઝીદ સાથે લડાઇ કરી હતી. તે લડાઇમાં હાર્યો તેથી નાશી ગયો પરન્તુ થોડા વખત પછી તે પકડાયો અને તેને સાસનેજના કીલ્લામાં કેદ કરવામાં આવ્યો. તે ઘણોજ સુન્દર હતો. જે લોકો તેના સહેવાસમાં આવતા તેઓ તેની પ્રશંસા કરતા.

સાસનેજના કીલ્લાના માલિકને ફીલીપાઇના હેલીના નામની સોળ વર્ષની એક કન્યા હતી. તેની સાથે લગ્ન કરવાને ઘણા ઘણા ઉમરાવો તલપી રહ્યા હતા. પરન્તુ તેના પિતાએ તેને માટે આલબરટી ડીમોરેસ્ટલ નામના એક ગર્ભશ્રીમન્ત યુવાનને પસંદ કર્યો હતો.

આલબરટી ડીમોરેસ્ટલ ઘણોજ દુરાચારી હતો. શીલીપાઇના હેલીના તે જાણતી હતી અને તેથીજ તેને આલબરટી ડીમોરેસ્ટલ પસંદ ન હતો.

શીલીપાઇના હેલીના શાહજાદા જેમની ઉપર મોહ-મુગ્ધ બની હતી, અને જેમ પણ તેનેજ ચહાતો હતો. જો તેમને ધર્મનો પ્રતિબન્ધ આડે આવતો ન હોત તો તેઓએ લગ્ન ક્યારનુંએ કરી નાંખ્યું હોત ! જેમ ફક્ત નજરકેદ હતો તેથી તે છુટો ફરી શકતો. કીલ્લાનો માલિક પણ તેની તરફ ઘણુંજ હેત રાખતો. જ્યારે કીલ્લાનો હાકેમ આસપાસના ગામડાઓમાં ફરવા જતો ત્યારે આ બન્ને પ્રણયીને (જેમ અને શીલીપાઇના હેલીના) વધારે સ્વતંત્રતા મળતી અને તેથી તેઓ એકમેકના પ્રેમમાં ગદ્‌ગદ્ થતાં.

એક દિવસે સાંજના હાકેમે પોતાની પુત્રીને પાસે બેસાડીને કહ્યું:-"કાલે આલબરટી ડીમોરેસ્ટલ આવનાર છે. સાંજના તારા લગ્નની ક્રિયા થશે." .

પુત્રીએ પિતાના વિચારને અનુમોદન આપ્યું નહિં. પિતાએ તેને સમજાવવાને કંઇપણ બાકી રાખ્યું નહિ પરન્તુ તે એકની બે થઇ નહિ. હાકેમ ચાલ્યો ગયો અને શીલીપાઇના નીરવે અજસ્ત્ર અશ્રુ વિસર્જન કરવા લાગી. થોડીવારમાં અવાજ સંભળાયો. તે રાજકુમાર જેમ હતો. તેણે તેની મનોવ્યથાનું કારણ પુછ્યું.

"રાજકુમાર, મારે વાસ્તે આ દુનીઆમાં સૌખ્ય લગીર પણ સરજ્યું નથી ?" શીલીપાઇના રડતી રડતી વિકમ્પિત સ્વરે બોલી.

"તને દુઃખ કોણ આપી શકે ?" શાહજાદા જેમે પુછ્યું.

"જુઓ મારા પિતા મારા સુખને વાસ્તે અત્યંત કાળજી રાખે છે. તેઓ મને કાઉન્ટ આલબરટી સાથે પરણાવવા ઇચ્છે છે"

"શું કાઉન્ટ આલબરટી સાથે પરણાવવાને ? નહિ, કદિ નહિ, શીલીપાઇના હું તને ખરા અંતઃકરણથી ચહાઉં છું. તારા પ્રતિના મીઠા શબ્દોની હું આશા રાખું છું."

"હું તમારીજ છું." એટલો પ્રત્યુત્તર આપીને શીલીપાઇના શરમાઇ ગઇ. રાજકુમાર જેમે પોતે રાજ્ય કેમ ખોયું તે બધું તેને કહી સંભળાવ્યું. અરસ પરસ બીજી કેટલીક વાતો કર્યાં પછી તેઓ બન્ને પ્રણયી છુટા પડયાં.

બીજે દિવસે બપોરે પરોણાઓ આવવા લાગ્યા. જમતી વખતે હાકેમે શાહજાદા જેમને પોતાની એક બાજુએ અને ધારેલા જમાઇ કાઉન્ટ આલબરટીને બીજી બાજુએ બેસાડયા હતા. કાઉન્ટ આલબરટીની જોડે શીલીપાઇના બેઠી હતી. કાઉન્ટ આલબરટી તેને પ્રેમના શબ્દો કહેતો પરન્તુ શીલીપાઇના તેથી કંટાળતી હતી. ઉપરે કાઉન્ટ આલબરટીએ બન્ને પ્યાર કરતા યુગ્મનું તારા મૈત્રક જોયું !

"રાજકુમાર, જે પ્રદેશ તમે છોડયો છે તેની સાથે હરિફાઇ ન કરી શકે એવા પ્રદેશમાં તમે કેમ રહી શકો છો ?" કાઉન્ટ આલબરટીએ પૂછયું.

"હું અહિં એક બંદીવાન છું તેથી મને તે બાબત ફરિયાદ કરવાનું કોઇ પણ કારણ જણાતું નથી" જેમે કહ્યું.

"પણ મારા સાંભળવામાં આવ્યું છે કે આપ નામદાર સંગીન શાસ્ત્રમાં અને ચિત્રવિદ્યાની આલોચનામાં ઘણાજ હુશિયાર છો પરન્તુ શિકાર જે તમારી પ્રિય રમત તેનો તમને પ્રતિબંધ છે."

"મને અહીં લગીર પણ કંટાળો આવતો નથી. અને તેથીજ હું સ્વદેશ પાછો જવાને ખુશી નથી."

"પરન્તુ જે સુન્દર સ્ત્રીને તમારા વિના લગીર પણ ચાલતું ન હશે. તે તો તમારા વિયોગથી બળી મરતી હશે ?"

"નહિ, નહિ, એવું કોઇ નથી જો કોઇ હોય તો તે મારી બહેન હોવી જોઇએ."

"પણ ન્યુસપેપરમાં તો એવું આલેખાયલું છે કે ગ્રાન્ડ માસ્તર ડીએબ્યુસન જેને તમારી માતા અને સુન્દર સ્ત્રીને સારી સ્થિતિમાં રાખવાને પેન્સન મળે છે તેણે એટલા ઉપરથી સંતોષ નહિ પ્રાપ્ત કરતાં તમને સારી સ્થિતિમાં રાખવાને તમારી માતા અને સ્ત્રી પાસેથી લાંચ લીધી છે."

"તમારી સુન્દર સ્ત્રી !"ફ્લીલીપાઇના મનમાં બોલી.

ફ્લીલીપાઇનાનું હૃદય મંથિત થયું તેનો ચહેરો ફીકકો પડી ગયો. શાહજાદાએ તે દીઠો. તે અત્યંત ગુસ્સાના આવેશમાં આવી ગયો

"ખ્રિસ્તિ કુતરા ! મને લગતી બાબત વિષે બોલવાથી ચુપ રહે ! તારી નીચ નિંદાથી એક મોટા રાજકુમારના નામને અપવિત્ર ન કર."

"નાસ્તિક કાફર, મને અપમાન કરવાને તું શું સમજે છે ?" એમ કહી જે ઠેકાણે જેમ હતો તે ઠેકાણે આલબરટી ગયો

આલબરટીએ શાહજાદા જેમના ગાલ ઉપર જોરથી એક મુકકી મારીને કહ્યું:—"તારા ભાઇ પાસેથી તો તું નશી ગયો પરન્તુ એક ખ્રિસ્તિના મુકકાથી તને કેવું સામર્થ્ય આવે છે તે મારે જોવું જોઇએ"

રાજકુમાર હવે શું કરવું તેના વિચારમાં નિમગ્ન થયો. ઓરડામાં બધા પ્રશાન્ત થઇ ને બેઠા હતા. એક પળ એમ ચાલી ગઇ બીજી પળે રાજકુમારે પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢી હવામાં આમ તેમ ફેરવી. કાઉન્ટ આલબરટીનું મસ્તક જમીન ઉપર ઢળી પડયું. બીજા પરોણાઓ જેમને મારવા ઉઠયા પરન્તુ કીલ્લાના માલિકે તેમને પ્રશાન્ત કર્યા. તેનો યથાર્થ ઇનસાફ કરી તેને ઘટતી શિક્ષા થશે એમ તેમની ખાતરી થવાથી તેઓ વિદાય થયા.

જેમની પાસેથી હથીઆર લઇ લેવામાં આવ્યાં. તેના પોતાનાજ ઓરડામાં તેને કેદ કરવામાં આવ્યો હવે તેના મનમાં બધે ઠેકાણે ભીષણ અંધકાર વ્યાપી રહયો હતો પરન્તુ દૂર એક ઠેકાણે એક અલૌકિક ઉજ્વલ જ્યોતિ પ્રકાશિત થતી હતી. તે જ્યોતિ ફ્લીલીપાઇના હતી તેના હૃદયમાં તેની મૂર્તિ અંકિત હતી. ઓરડાની બહાર ચોકીદાર જાગૃત રહીને ચેકી કરતા હતા.

મધરાતને સમયે ભીંતમાં આવેલુ એક લાકડાનું છુપું બારણું ઉઘડયું અને એક હાથમાં દીવો તથા ગાંસડી લઇને એક સ્ત્રીએ પ્રવેશ કર્યો. તે ફ્લીલીપાઇના હતી. પોતે લાવેલી ગાંસડીમાંના કપડાં પહેરાવી તે રાજકુમારને છુટો કરવા ઇચ્છતી હતી: તેણે તેને પોતાની બધી ગોઠવણ કહી બતાવી. પોતાના પિતાની વીંટી જેને કીલ્લાના સઘળા ચોકીદારો જાણતા હતા તેને તે ચોરી લાવી હતી.

"રાજકુમાર ! જે રસ્તો તમને અજાણ્યો છે તે રસ્તે થઇને આવેલી જોઇને તમે આશ્ચર્ય થયા હશો ?"

"ફ્લીલીપાઇના, તારા દીલાસાની મને આ જગ્યાએ જરૂર છે તેથી હું આશ્ચર્ય પામતો નથી."

ફ્લીલીપાઇનાએ રાજકુમારને ઉચા વર્ગના ખેડુતનો પોશાક પહેરાવ્યો. રાજકુમારે ફ્લીલીપાઇનાને પોતાની સાથે આવવા કહ્યુ પરન્તુ ફ્લીલીપાઇનાએ તે કબુલ કર્યું નહિ. રાજકુમાર પોતે પરણેલો હતો તે વાત કબુલ કરી પરન્તુ જો તેની સ્ત્રી મૃત્યુ પામે તો તેની સાથેજ પરણવું એવી પ્રતિજ્ઞા કરી. ફ્લીલીપાઇનાએ તો ફક્ત એટલુંજ કહ્યું કે જેને હું ચહાઉં છું તેને પરિત્યક્ત કરીને હું બીજાને પરણવાની નથી. પછી તેઓ છુટાં પડયાં.

મોરેસ્ટલ શહેરમાં રાજકુમારને ઓળખવામાં આવ્યો અને તેને પુનઃ કેદ કરવામાં આવ્યો. લોર્ડ રોકીલીમાના કીલ્લામાં તેને લઇ જવામાં આવ્યો. ત્યાં તેની ઉપર વધારે જાપતો રાખવામાં આવ્યો. ફ્રાન્સ, હંગરી, પોપ, અને નેપલ્સના રાજાઓ તુર્કી ઉપર ચઢાઇ કરી શાહજાદા જેમને છુટો કરાવવા આતુર હતા. પરન્તુ ડીએબ્યુસનને સુલતાન તરફથી મોટી રકમની લાંચ મળતી હતી તેથી તે ના પાડતો હતો.

'અપૂર્ણ'.

# સાભાર સ્વીકાર સમાલોચન.

શાન્તિપર્વ:—પ્રકાશક શ્રીયુત સ્વામીજી ભિક્ષુ–અખંડાનંદજી,
મંત્રી–સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય મુંબઈ નં. ૨

શ્રીયુત છોટાલાલ નિર્ભયરામ ભટ્ટ પાસે તૈયાર કરાવી રા. રા ભાઈશંકર નાનાભાઈ સોલિસીટરની સહાયતાથી પ્રસિદ્ધ કરેલા ભાષાંતરની આ ચોથી આવૃત્તિ છે. મહાભારતનું આ ભાષાંતર એટલું બધું લોક પ્રિય નીવડયું છે કે એની પ્રથમ આવૃત્તિની કિંમત રૂા. ૪૦ ) તથા દ્વિતીય આવૃત્તિની રૂા ૨૦) કીમત છતાં પણ તેની સર્વ નકલો ઝડપથી ખપી ગઈ હતી તેનીજ આ ચોથી આવૃત્તિ ગુજરાતી પ્રજામાં એ અત્યુત્તમ પુસ્તકનું અતિ વાચન પ્રસરે, એ હેતુથી સ્વામીજીએ તદ્દન સસ્તી કીમતથી પ્રસિદ્ધ કરી છે. મહાભારતના આ પર્વમાં રાજ ધર્મ આપદ્ ધર્મ તથા મોક્ષ ધર્મનું વિવરણ હોઇ તે દરેકને મનનીય છે અને તેથીજ એ પર્વને પ્રથમ પ્રકાશમાં મૂકવું વાજબી વિચાર્યું છે સદ્દ્રષ્ટાંત આત્માની ઉન્નતિના વિષયો તથા નીતિ રીતિ તથા આપદ્ સમયે શી રીતે વર્તવું તે સંબંધીના સાચો સલાહ કાર સદ્દશ આ આપણું શાસ્ત્રીય પુસ્તક હમેશાં પાસેજ રાખવું જોઇએ. મોટાં ૯૦૦ ઉપરાંત પૃષ્ટ છતાં કિંમત સાદી આવૃત્તિની રૂ. ૨) તથા સોનેરી નામ વાળીની રૂ. ૨ાા છે, એ ગુર્જર સાહિત્યની ઉન્નતિને માટે એક આદરણીય પગલું છે, અને તેને માટે બેશક સ્વામીજીના આભાર તલે ગુર્જરી પ્રજા દબાયલી રહેશે,

સુન્દરી સુબોધનો સ્ત્રી લેખ સચિત્ર ખાસ અંક,
પ્રકાશક.—રા. રા. રામમોહનરાય જશવંતરાય દેશાઇ–અમદાવાદ.

સુન્દરી સુબોધ એગુજરાતી ભાષાનું ભગિની ભાષાઓના ઉત્તમ માસિકોની સાથે બેસવા લાયક એક ઉત્તમ માસિક છે રૂ. ૩)નું લવાજમ છતાં માસિક ૧૦૦ પૃષ્ટનું વાચન, ભેટ અને આવા ભિન્ન ભિન્ન અંક એ તેના તંત્રી પ્રતિ સ્વાભાવિકજ સન્માનની લાગણીથી જોવાની ફરજ પાડે છે. અંકમાં તમામ સ્ત્રી લેખો છે. લેખક ભગિનીઓ તથા વર્તમાન લડાઇ સંબંધીના ચિત્રોથી અંકને શણગારેલો છે. આ અંકના સ્ત્રી લેખો વાંચતા ગુજરાતની ભાવિ પ્રગતિની ઉજ્જવલ આશાઓ સ્ફુર્યા વિના રહેતી નથી

પટેલબંધુનો દિવાળીનો ખાસ અંક:–પ્રકાશક રા કુંવરજી વિઠ્ઠલભાઇ મ્હેતા
પારસી શેરી, સુરત.

દર વર્ષના નિયમ અનુસાર આ વર્ષે પણ દિવાળીનો ખાસ અંક તેમના ઉત્સાહી તંત્રી તરફથી પ્રકટ કરવામા આવ્યો છે. ઘણા સુનંદા લેખકોના મનનીય લેખોથી અંક શણગારાયલો છે. એ એક કોમને લગતું માસિક છતાં એની પ્રગતિ સર્વ જ્ઞાતિઓના માસિકોને ધડો લેવા જોગ છે, તેમજ એનું વાચન સર્વદેશી હોઇ અન્યને પણ તેમાંથી ઘણો ખોરાક મળી શકશે

કાવ્ય ચન્દ્રોદય—લેખક શ્રીયુત શંકરલાલ મગનલાલ વ્યાસ, નાંદોલ (ઉત્તર ગુજરાત)

આ પુસ્તક લેખકે લખેલા કાવ્યોના નાના સમહ રૂપે છે કેટલાક કાવ્ય કે જેમાં લેખકના કાંઇક ઉભરા પ્રદર્શિત થાય છે, પરંતુ ઘણો ભાગ વર્તમાન સમયમાં પ્રચાર પામેલા કવિ થવાના મેનીઆને અનુસરી લખાએલો છે કિંમત ૦–૨–૦

સુખકર:—લેખક શ્રીયુત છગનલાલ મેતાપભાઇ બ્રહ્મભટ્ટ આમલીરાન સુરત.

આ પુસ્તકનો હેતુ નીતિ શીખવવાનો છે, અને તે વાંચક પર અસર થાય, તેને અનુસરી ગદ્ય તેમજ પદ્ય ઉભયનો સમાવેશ કરેલો છે. દિન વચન માળા, પરચુરણ છપ્પા, દરરોજનું મનુષ્ય કર્તવ્ય તથા આત્મ શુદ્ધિનો સરલમાર્ગ એ ચાર મુખબંધોથી પૃથક પૃથક નીતિનો ઉપદેશ વર્ણવ્યો છે. કિ. ૦–૪–૦ લેખક પાસેથી મળી શકશે

સને ૧૯૧૫નું કેલેન્ડર—પ્રકાશક રા. છગનલાલ મોતીરામ શાહ શાહપોર સુરત.

અંગ્રેજી તારીખો સાથે હિંદુ તિથિઓ તથા મુસલમાન તથા પારસી રોજ, તેમ તેહેવારો આપેલું સર્વ કોમોપયોગી ભીંતે ટાંગવાનું પંચાંગ પ્રકાશક તરફથી મળ્યું છે. બાજુ પર પ્રકાશકે પ્રસિદ્ધ કરેલા સુખગર્ભિત ચિકિત્સક સંબંધીના આરુપ્રાયો છે છૂટક કિ ૦–૧–૬ રાખવામાં આવી છે
તંત્રી

# અશક્તાશ્રમની પહોંચ.

અશક્તાશ્રમ—ખા૦ બા૦ અરદેશર કોટવાલની વાડી—રામપુરા—સુરત.
મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ,

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝ્ય વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી, તે ઓ. સેક્રેટરી ડો૦ ડી. જે. એદલબેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે, રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી, પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી.

તા. ૧ ડીસેંબર ૧૯૧૪થી તા ૧૫-૧૨-૧૪ સુધી.

૨૫-૦-૦ શેઠ રણછોડલાલ કેશવલાલ સારંગપોર તળીઆની પોળ અમદાવાદ અનાજ સારૂ
૧-૦-૦ બાઈ દીવાળી ઓમકારવાળાની ધણીઆણી બેગમપરા અશ્વનીકુમારના ગલ્લામાં
૧-૦-૦ કંથડજી હાજીભાઈ દેશાઈ કતારગામ,
૧-૦-૦ એક ગ્રહસ્થ ,,
૧-૦-૦ શેઠ પ્રાણજીવનદાસ ત્રીભોવનદાસ તડકેશ્વર
૧-૦-૦ ,, દેવીદાસ માણેકલાલ લુહારપોળ
૧-૦-૦ ,, જમનાદાસ વીજભુખણદાસ સોનીફળીઆ,
૧-૦-૦ બેન સદાલક્ષ્મીના પુન્યાર્થે બાલાજીરોડ હા. હીરાગવરી.
૧-૦-૦ શાહ લલ્લુભાઈ હરકીશન ભુલામોદીનો ચકલો
૧-૦-૦ શેઠ રંગીલદાસ ધીરજરામ ગોપીપરા
૧-૦-૦ ,,ગુલાબદાસ નરસઇદાસ મુંબઇ
૧-૦-૦ ભાઇદાસ કલ્યાણદાસ વાડીફળીઆ
૫-૦-૦ વૈદ ભવાનીશંકર નૈનમરામ કોટશફીલ
૬-૦-૦ મેહેરબાન એમ. એસ. અડવાણી સાહેબ માસીક મદદ
૫૧-૦-૦ સ્વર્ગસ્થ બાઇ રામકોર પરભુદાસના પુન્યાર્થે તેમના પુત્ર મી. ભનસાળી શેઠ મારફતે
૨૦) દુધપાક પુરીના જમણ ખર્ચના તા. ૯-૧૨-૧૪
૩૧) આશ્રય તરીકે
-૦ પૂજ્યપવિત્ર શ્રી બાળકૃષ્ણમહારાજ વડવાળી શેરી
-૦ શા કરશનદાસ પુનેમચંદ કાપડબજાર
-૦ લીલાવતીના પુન્યાર્થે હા. વલ્લભદાસ કાશીદાસ
-૦ શા. હાકોરદાસ વીજભુખણદાસના પુન્યાર્થે હા. વલ્લભદાસ કાશીદાસ

૩-૦-૦ બેન શાંતીગવરી નાડીફળીઆ અશ્વનીકુમારના ગલ્લામાં
૧-૦-૦ લીલાવંતી તે ભોગીલાલ ત્રીભોવનદાસની ધણીઆણી અશ્વનીકુમારના ગલ્લામાં.
૧૦-૮-૦ મહેરબાન ખુદાવંત સચીનના નવાબ સાહેબ બહાદુર. માસીક મદદ
૧-૦-૦ શા. ડાહ્યાભાઇ પ્રાણજીવનદાસ નાણાવટ
૦-૩-૦ જદાખાડી આગળ રહેનાર શેઠ હાકોરદાસ માણેકલાલે ખાંડનું જમણ આપ્યું તેની સાથે પરચુરણ ખરચના આપેલા પૈસાનો વધારો
૩૭-૩-૯ રૂપીઆ એકની અંદરની પરચુરણ રકમો.

---

૧૭૧-૬-૯

શેઠ હાકોરદાસ ડાહ્યાભાઈ રામપરા ચોખા મણ ૦॥, દાળ શેર ૫), ઘી શેર ૧

શેઠ હાકોરદાસ ગોપાળદાસ ઘેલાભાઈ નરોતમદાસના પુન્યાર્થે સૈયદપુરા ધોબીશેરી ચોખા મણ ૧॥૨ તુવેરનીદાળ મા. ૦।૮

શાહ જગજીવનદાસ રાજારામ હાટફળીઆ તુવેરની દાળ મણ૧)

શાહ રંગીલદાસ કસનદાસ શાહપોર ચોખા ૦॥ મણ

શેઠ મોતીલાલ બેચરદાસના પુન્યાર્થે ઘઉં મણ ૬ા નવાપરા

શાહ મથુરદાસ ગુલાબદાસ મોટીશેરી ભાડભુંજાની બરી શેર ૫

# કામિની અને કાંચન.

લખનાર,

છગનલાલ નારાયણભાઇ મેત્રી.

" નંદનવનનો નાશ, ગૃહલક્ષ્મી, ઇન્દુકુમારી, રંકનું રતન" ઇ ના કર્તા

શ્રીમદ્ રામકૃષ્ણ પરમહંસના તત્વપૂર્ણ ઉપદેશોને આધારે લખાયેલી બોધદાયક સાંસારિક નવલકથા. જેમાં કામિની અને કાંચનનો લોભ, હાલની અર્ધદગ્ધ કેળવણી, અને 'ધર્મ' નીતપર અસરકારક રીતે વિવેચન કરવામાં આવ્યું છે આ નવલકથાની વસ્તુ સંકલના એટલી બધી બોધક અને મનોરંજક છે કે તેને એકવાર વાંચવા લીધા પછી પૂરી કર્યા વિના નીચે મૂકવી ગમતી નથી. વર્તમાન પત્રોએ તેમજ વિદ્વાનોએ એને માટે ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે એટલુંજ નહિ પણ એનું અન્ય ભાષામાં ભાષાન્તર કરવાને માટે તે તે ભાષાના વિદ્વાનોએ એના કર્તા પાસેથી પરવાનગી માગી છે, એજ એના ઉત્તમપણાની સાબિતી છે. મૂલ્ય ક્લોથ બાઇન્ડીંગ રૂા. ૧ાા પેપર કવર રૂા. ૧) ટપાલ ખર્ચ જુદું.

મુંબઇ, અમદાવાદ, વડોદરા વિગેરે શહેરોના જાણીતા બુકસેલરો પાસેથી તથા સુરતમાં આ પુસ્તક નીચેના ઠેકાણેથી મળી શકશે.

દલપતરામ ઠાકોરરામ ભટ્ટ.
તંત્રી "સત્સંગ"
સેતાનફળીઆ-સુરત.


---


## એક ચેતવણી.

જીંદગીનું ખરું સુખ તે આંખ છે. આંખ વગરનો અવતાર નકામો છે. જો તમે આંખના કોઇ પણ દરદોથી પીડાતા હોય બીજી દવાઓ કરી નીરાસ થયા હોય તો ફક્ત એક વખત અમારો વિશ્વવીખ્યાત શુદ્ધ મોતીનો સુરમો વાપરો. આ સુરમો થોડા વખતમાં આંખના તમામ દરદોનો જડમુળથી નાસ કરી આંખની ગયેલી રોશની પાછી લાવે છે વળી આ સુરમો વાપરનારને ચશ્માની જરૂર રહેતી નથી. અમારા ઉત્તમ સુરમાએ સેંકડો દરદીઓને આંખના ભયંકર રોગમાંથી મુક્ત કર્યા છે. અમારા સુરમાના ઉંચા ગુણોને લીધે તે દરેક કુટુંબમાં ખાસ વપરાય છે. એક વખત વાપરી ખાત્રી કરો. તોલા ૧ના રૂ. ૪) ચાર.

વોરા ઇસાજી મુસાજી સુરમાવાળા.
જામનગર—કાઠીયાવાડ.

"દુર્વ્યસન નિષેધક જીવદયા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ" સુરત,
દર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રકટ થતું પાક્ષિક પત્ર.



વર્ષ ૬ ઠું) પોષ-પૂર્ણિમા. વિક્રમ સં. ૧૯૭૧. ((અંક ૧૧ મો.

*Abstinence* *Mercy* *Morality*

मातर सर्वभूताना गाव सर्वसुखावहा ।



श्लोक

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.

सैतानफळीआ–सुरत.



તા. ૧ લી જાનુઆરિ સને ૧૯૧૫ ને શુક્રવાર.

વાર્ષિક લવાજમ અગાઉથી રૂ. ૧) [illegible] ટપાલ ખરચ [illegible]

अहिंसा परमो धर्मः । आत्मवत् सर्वभूतेषु ।

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




( વસન્તતિલકાવૃત્ત )

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરુથી સમૃદ્ધ,
કિન્તુ જગે પ્રસરતો ચન્દનથી સુકીર્તિ,
संग सता किमु न मंगलमातनोति ।

વર્ષ ૬ઠ્ઠું ] પોષ-પૂર્ણિમા. વિક્રમ સં. ૧૯૭૧. ( અંક ૧૨ મો.

## નાવિકને.

[ સખી પ્રેમપાઠ શીખજો......(શુક જલ્પિત) ]

કરી સહાય તું આ નાવને
ઉતારજે રે......સુરધામમાં.
ગ્રહી હસ્તમાં સુકાનને
સમાલજે રે .....સમુદ્રમાં.

માયાનું નીર, દૂર છે તીર અનલ લોભ વાય છે.
બની કરાળ, ભરીને ક્ષુધા સિન્ધુની મોહ મકર જે,
ઢીલા અસ્થિ સ્નાયુ તે નિજે કરી .....હા, મુજને -કરી-
મદના મહા તેવો કર્મયોગજ ઔષધ,
હરી પીડ સાથી છે કર્મયોગ વિશેષતા ૨
ધ્રુવ બળિ, પ્રહ્લાદ જે નહિ દ્વેષ કે ઇચ્છા કરે,

નવાપુરા-બારોગી.
સુરત.

જનાર જીજ્ઞાસુ પોતાની સ્થિતિ બદલાઇ આત્માનંદનો
ભક્તોને અવશ્ય ભજવાનું સ્તવન ઉંચા સ્વરોથી કરે છે.

# જીવાનુશાસન.



(ડુંરેમાં તું દિલ સાથ........એ લોકપ્રિય રાગ.)

ઓળખ તું અવિનાશ, જીવડા! ઓળખ તું અવિનાશ,
ટળે જેથી જન્મ મરણનો ત્રાસ.......જીવડા! ઓળખ તું અવિનાશ.
માયા નિહાળી; સંયમ પાળી.
ઈશ પ્રતિમા સુયત્નથી જોજે, અક્ષરમાં મનોવૃત્તિ તું પ્રોજે;
પાતકી! પાતક પૂર્વનાં ધોજે, મંજુલ શાસનો શ્રોત્રમાં જોજે;
" स वा एष आत्मा हृदि योऽयं विज्ञानमयः [1]"
શોધી લેજે આવો તું હૃદયાકાશ.
સતત આવો શોધજે હૃદયાકાશ........જીવડા!
આભાસ ટાળી; દ્વૈતને બાળી.
ચિદાનંદે સદા સંલગ્ન રહેજે, 'तत्त्वमसि' મહામંત્ર તું કહેજે;
છૂટા અવિદ્યાનો સંગ મ લેજે, બ્રહ્મત્વ પ્રાપ્તિ થશે પછી સહેજે;
" निष्फलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम् [2] "
એવો છે બ્રહ્મનો સૌમ્ય પ્રકાશ.
સનાતન બ્રહ્મનો સૌમ્ય પ્રકાશ.........જીવડા!
પાપ પ્રજાળી; શીળ સંભાળી.
વિશ્વ પાત ચરણે લીન રહેજે, વિષયના વહને નહિ વહેજે,
ઇશ કૃપામૃતે સર્વદા ન્હાજે, દિવ્ય પથે થઈ દક્ષ તું જાજે.
" यद् गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम. [3]"
જવા ત્યાં થવું મ લેશ ઉદાસ.
ત્વરિત જવા ... મ લેશ ઉદાસ........જીવડા!

ધીરજ.




સુંદર કાવ્યો ઐતિહાસિક, સાંસારિક ન વલ કથાઓ, ધર્મ નિતિ અને અન્ય પ્રકારના મનન સાધક ઉત્તમ લેખો 'વિવેચક'માં આવે છે તે ઉપરાંત બંગાલી મરાઠી હિંદી અને અંગ્રેજી ભાષાના એજ માસિકોમાંથી ઉત્તમ

[1] ...હૃદયમાં રહેલો છે.

[2] ...અને અનિંદ્ય (બ્રહ્મનાં વિશેષણો.)

## *અવસ્થાંતર.

વિકટ માર્ગો ગયા વિષમ કાળ વહી ગયો,
કટુપણું પરવર્યું અર્ખૂટ પ્રેમ વહેતો થયો;
વિષમતા ગઈ વહી દ્વૈતભાવ ચાલ્યો ગયો,
શુદ્ધ ચૈતન્યનો રસાદ્વૈત પ્રગટી રહ્યો.—૧
ન્યાળું સર્વ સ્થળે પરમાત્મ, રૂડી કૃતિ,
વિષાદ સુખને સમે ચિત્ત આ ધરતું ધૃતિ,
શત્રુ ષડ્ પિંડમાં અમલદાર બની રહ્યા,
શક્તિ નિજની તજી મિત્રના સમ તો થયા.—૨

માત સુત પુત્રમાં ચિત્ત ના ગ્રહતું મજા,
હાય આવી હવે કેમ એ વિસરૂં મજા;
અરણ્ય ગૃહ એક છે હમણાં સરવે મને,
આધિ ઉપાધિઓ નડતાં નહિ આ તને.—૩
સુખ સરવે મળ્યું વર્ણવી ન શકું મુખે,
કેમ જાવા દઉં જે મળ્યું અતિશે દુઃખે;
ભ્રાત ! સહુ સેવજો નિજ આત્મ આનંદનો,
દુઃખ સરવે ભૂલી સમરજો હરિરૂપને.—૪

વાસુદેવ શંકરલાલ શુક્લ.

---

## શ્રીમદ્‌ભગવદ્‌ગીતા.

લેખકઃ—રા. રા. ભગવાન દિવશંકર ભટ્ટ-મિશન હાઇસ્કૂલ, સુરત.

(અધ્યાય ૫ મો)

કહે પાર્થ હે હરિ કહ્યો છો સંન્યાસને વળી કર્મને;
એ ઉભયમાં જે શ્રેય તે નિશ્ચે કરી કહો મુજને. ૧
કહે કૃષ્ણ ! છે સંન્યાસ તેવો કર્મયોગજ મોક્ષદા;
એ ઉભયમાં સંન્યાસથી છે કર્મયોગ વિશેષતા ૨
જો રાગ દ્વેષે રહિત જે નહિ દ્વેષ કે ઇચ્છા કરે;

---

* પરમાત્મસ્વરૂપ પ્રતીતિ ઇચ્છનાર જીજ્ઞાસુ પોતાની સ્થિતિ બદલાઇ આત્માનંદનો ભોક્તા થવાથી પોતાનો સદ્‌ગામીઓને અવસ્થા બદલાવાનું સૂચન ઉક્ત શબ્દોથી કરે છે.

સંન્યાસી જાણુ તેહને તે સહજ બંધનથી તરે. ૩
નહિ સુજ્ઞ, પણ અવિચારીઓ, સંન્યાસ કર્મ જુદાં કહે;
પણ ઉભયફળ જે મોક્ષ તે, કોઇ એકનો આશ્રયી લહે. ૪
સંન્યાસથી જે મળે તે કર્મેકરી પણ સાંપડે;
જે એક રૂપે જુએ બે, જોતાંજ તેને આવડે. ૫
છે કર્મયોગ રહિતનો, સંન્યાસ તો દુઃખ કરણ;
પણ કર્મસ્થિત સંન્યાસી તે ઝટ બ્રહ્મને પ્રાપ્તજ કરે. ૬
વળી યોગયુક્ત વિશુદ્ધ આત્મા જીતેન્દ્રિય જીતઆત્મ જે,
ગણે આત્મવત્ ભૂત સર્વને, નિર્લેપ તે કરતે છતે. ૭
દશ ઇન્દ્રિયો ને પ્રાણ તેમજ બુદ્ધિઆદિ વડેજ જે;
રૂપાદિ વિષયો ગ્રહણ કરતો દિસે, શાસ્ત્ર વિહિત તે.—
પણ ઇન્દ્રિના વ્યાપાર ઇન્દ્રિયો કરે છે સહજ એ;
પોતે અકર્તા અસંગ માને તત્ત્વવિદ્ યોગીજ જે. ૮ ૯
જે બ્રહ્મમાં અર્પણ કરી, તજી સંગ ફળ કર્મો કરે;
જળ કમળ વત્ નિર્લેપ તે લેપાય નહિ કર્મો વડે. ૧૦
વળી આત્મશુદ્ધિ માટ, ત્યાગી ફલેચ્છા ઇન્દ્રિયવડે;
ત્યમ શરીર મન બુદ્ધિવડે યોગી પુરૂષ કર્મજ કરે. ૧૧
ત્યાગી ફલેચ્છા કર્મ કરતાં, યુક્ત પામે મોક્ષને;
થઇ ફલાસક્ત અયુક્ત કામી, બંધને પાત્રજ બને. ૧૨
મનવડે ત્યાગી સર્વ કર્મો આત્મદર્શી નિગ્રહી;
કરતો છતે અળગો રહે નવદ્વારપુર, સુખે સહી. ૧૩
પાત, અ... હિ સંભવે કર્તા પણ ને કર્મ તે;
પામૃત ...તે અજ્ઞાન રૂપ માયાજ જે. ૧૪
" યદ ... અગ્રાહ્ય છે આત્મા વિષે;
જ ... મ ... સર્વ જીવ મોહિત દિસે. ૧૫
ત્વ ... જ્ઞાન આત્માના વડે;
... સૂર્યવત, પરબ્રહ્મને. ૧૬
... અને નિષ્ઠા જેહની;
... યપાપથી નિવૃત્ત થઈ. ૧૭
... બ્રાહ્મણે વળી ગોવિષે;
..., જ્ઞાની સમદૃષ્ટિ દિસે. ૧૮




...કાવ્યો ઐતિહાસિક, સાંસારિક ન
... ધર્મ નિતિ અને અન્ય પ્રકારના
...ત્તમ લેખો 'વિવેક'માં આવે
... બંગાળી મરાઠી હિંદી અને
...ના બેષ્ટ માસિકોમાંથી લેખોના

જે પુરૂષનું મન બ્રહ્મભાવે લીન થઈ સ્થિતિ કરે;
તેણેજ આ જીવન દશામાં દ્વૈતને જીત્યો ખરે—
કારણ સદા પરબ્રહ્મ નિત્ય અને વિકાર રહિત છે,
તે માટ પંડિત પુરૂષને પરબ્રહ્મમાહિજ સ્થિત છે. ૧૯
સમદર્શી જે પ્રિય અપ્રિયમાં નવ લહે હર્ષ વિષાદને,
સ્થિર બુદ્ધિતે નિર્મોહ બ્રહ્મવિદ્ બ્રહ્મમાહિજ સ્થિત છે. ૨૦
શબ્દાદિ વિષયે અરત થઈ આત્મા વિષે જે સુખ લહે;
તે બ્રહ્મયોગને યુકત એવો, અક્ષય સુખને અનુભવે. ૨૧
હે પાર્થ ઇન્દ્રિયવિષય તે સહુ દુઃખનાં કારણ અતિ,
ગણી નાશવંત વિવેકી તેમાં પ્રીતિને કરતા નથી. ૨૨
આ શરીર છુટયાપૂર્વ વેગો કામ ક્રોધાદિ તણા,
જે સમર્થ સહેવા કાજ અહીં, તે યોગી નર સુખિયા ઘણા. ૨૩
વળી સ્વરૂપભૂત સુખશાન્તિ અંતર પ્રકાશજ જે અનુભવે;
તે યોગી થઇ બ્રહ્મરૂપ પામે પૂર્ણ બ્રહ્માનંદને. ૨૪
વળી પાપસંશયથી રહિત એકાગ્રચિત્તી પુરૂષ જે;
સહુ પ્રાણીહિતતત્પર નરો તે પામતા પરબ્રહ્મને, ૨૫
વળી કામક્રોધાદિ રહિત ચિત્તનિગ્રહી સંન્યાસી જે,
તે આત્મસાક્ષાત્કારવાળા બ્રહ્મપ્રાપ્ત સદાજ છે. ૨૬
જે બાહ્યવિષયો ત્યાગી દૃષ્ટિ સ્થિર કરે ભ્રુવમધ્યમાં,
ચલવેજ પ્રાણ અપાનને સમગતિ અંતરનાસિકા. ૨૭
વળી નિગ્રહી મન બુદ્ધિને ઇચ્છાભયાદિ રહિત જે,
મોક્ષ પરાયણ મુનિઓ, છે નિત્યમુકત સદાજ તે. ૨૮
તપયજ્ઞભોકતા સર્વલોકમહેશ માનીને મને,
સહુ પ્રાણી સુહૃદ્ હું ગણી યોગી જ્ઞાનથી લહે મોક્ષને. ૨૯

( અધ્યાય ૫ મો સંપૂર્ણ. )





# મૂર્ખદર્પણ.

(૨)

પુત્ર અને દારાનોજ પોતાને આશરો છે એમ માની જે ઇશ્વરને ભૂલી ગયો છે એક મૂર્ખ છે જેવું કરાય છે તેવુંજ મળે છે એ તત્ત્વ જેને માલુમ નથી તે પણ મૂર્ખ છે, સ્ત્રીઓમાં પુરૂષથી અઠગણો કામ ઇશ્વરે મૂકેલો છે તેથીજ જેણે વિવાહ કરી ... તે એક મૂર્ખ છે દુર્જનના કહેવાથી જે મર્યાદા છોડી પ્રવર્તે છે, જે દિનરાત આંખો બંધ રાખે છે. અથવા જે સારી બીના પ્રત્યક્ષ જોવા છતાં પણ તેનાપર ધ્યાન આપતો નથી, તે એક મૂર્ખ છે જે દેવતા, ગુરૂ, માતા, પિતા, બ્રાહ્મણ અને સ્વામી સાથે દ્રોહ કરે છે તે પણ એક મૂર્ખ છે બીજાના દુઃખમાં સુખ માને છે, બીજાના સંતોષમાં દુઃખ માને છે અને ગએલી વસ્તુનો શોક કરે છે, તે મૂર્ખ છે આદર વિના બોલવુ, પૂછયા વિના સાક્ષ પૂરવી અને નિન્દનીય વસ્તુનો સ્વીકાર કરવો એ મૂર્ખતાનુ લક્ષણ છે જે કોઇનુ મહત્ત્વ કર્મ કરીને બોલે છે, સારો માર્ગ છોડી દે છે અને જેને કુકર્મ સાથે મિત્રાઇ છે તે એક મૂર્ખ છે જે કદી સાચુ બોલતો નથી, જે હમેશા હાંસી કરે છે, અને બીજાની કરેલી હાંસીપર જે લડાઇ માટે તૈયાર થાય છે, તે મૂર્ખ છે જે ગુસ્સેલી ભરેલી રાખતો બકે છે, અથવા મોઢુ બન્ધ હોય તેમ બોલી શકતો નથી તે મૂર્ખ છે જે સારાં વસ્ત્ર પહેરતો નથી, શાસ્ત્ર ભણ્યો નથી, અને સભામાં આગળ જઇ બેસે છે, અને જે કુટુંબીઓનો વિશ્વાસ કરે છે તે એક મૂર્ખ છે જે ચોરને ઓળખાણ આપે છે, એકવાર જે વસ્તુ જુએ છે તે માગે છે, અને ક્રોધથી પોતાનું ભૂંડુ કરે છે, તે પણ મૂર્ખ છે જે હલકા માણસો સાથે મિત્રતા તથા સંભાષણ કરે છે અને ડાબા હાથે ખાન પાન કરે છે, તે મૂર્ખ છે જે સમર્થ પુરૂષ આગળ તોર બતાવે છે, અસભ્ય વસ્તુને માટે પ્રયત્ન કરે છે, અને પોતાના ઘરમાંજ ચોરી કરે છે, તે મૂર્ખ છે, જગદીશને છોડી મનુષ્યનો ભરોસો કરે છે અને જીવનનુ સાર્થક કર્યા વિના પોતાનુ આયુષ્ય ગુમાવે છે, તે મૂર્ખ છે સંસારમાં દુઃખ પામી જે ઇશ્વરને ગાળો ભાંડે છે, અને જે મિત્રની હલકાઇ બતાવે છે, તે મૂર્ખ છે જે થોડો અન્યાય પણ ક્ષમા કરી શકતો નથી, અને હમેશાં તેજી બતાવે છે, તથા જે વિશ્વાસઘાત કરે છે, તે મૂર્ખ છે જે સમર્થ પુરૂષના મનથી ઉતરી ગયો છે, જેને લીધે સભાનો રંગ બગડી જાય છે, અને જે ક્ષણમાં પ્રસન્ન થઇ ક્ષણમાં બદલાઇ જાય છે, તે પણ એક મૂર્ખ છે ઘણા દિવસનો જૂનો નોકર કાઢી નવો રાખે છે, અને જેની મંડળી નેતા વિના હોય તે પણ એક મૂર્ખ છે જે અનીતિથી દ્રવ્ય ભેગુ કરે છે, ધર્મ, નીતિ અને ન્યાય છોડે છે, તથા સાધેના મનુષ્યને અલગ કરે છે, તે એક મૂર્ખ છે ઘરમાં સુંદર સ્ત્રી હોવા છતાં પણ જે હંમેશાં પરસ્ત્રીગમન કરે છે, જે ઘણાઓનુ જુઠાણુ સ્વીકારે છે, તે મૂર્ખ છે પોતાનું ધન બીજા પાસે રાખે છે, અને બીજાના મનની ઇચ્છા

રાખે છે, અથવા હલકા માણસ સાથે લેવડ દેવડનો વ્યવહાર રાખે છે, તે મૂર્ખ છે. જે અતિથિને કષ્ટ આપે છે, નઠારા ગામમાં રહે છે. અને જે હમેશાં ચિંતાતુર રહે છે, તે મૂર્ખ છે. જ્યાં બે માણસ વાત કરતા હોય ત્યાં ત્રીજો જઇને બેસે. અથવા જે બંને હાથથી ખજવાળે છે, તે પણ મૂર્ખ છે. જે પાણીમાં કુરનુ છોડે છે, જે પગ સાથે પગ અફાળે છે, અથવા જે નીચ કુળની સેવા કરે છે, તે મૂર્ખ છે સ્ત્રી તથા બાળકને મોઢે ચઢાવવાં, પાગળની કેડે બેસવું અને મર્યાદા છોડી કુતરું પાળવું એ મૂર્ખતાનાં લક્ષણ છે. પરસ્ત્રી સાથે કલહ કરે, મુંગા પ્રાણીઓને અચાનક અથવા ઘાત કરીને મારે છે, અને જે મૂર્ખની સોબત કરે છે તે પણ મૂર્ખ છે ઉભો ઉભો સડકનો તમાસો જુએ છે, તેને બંધ કરાવતો નથી, અને સાચાની સામે જૂઠાની કદર કરે છે, તે મૂર્ખ છે. લક્ષ્મી મળી જવાથી પાછની સ્થિતિ ભૂલી જાય છે, અને જે દેવતાઓ અને બ્રાહ્મણો ઉપર પોતાનો પ્રભાવ બતાવે છે, તે એક મૂર્ખ છે જ્યાં સુધી પોતાનું કામ થાય છે, ત્યાં સુધી બહુ નમ્રતા રાખે છે, અને બીજાનું કામ કરતો નથી, તે મૂર્ખ છે વાચની વખતે અક્ષરો મૂકી દે છે યા તેની પસેના સાથે જોડી દે છે, જે પુસ્તક તરફ દષ્ટિ રાખતો નથી તે પણ મૂર્ખ છે. જે પોતે જાતે વાચતો નથી, તેમ બીજાને વાંચવા દેતો નથી પરતુ જે હમેશા પુસ્તક દફતરમાં બાંધી રાખે છે તે પણ એક મૂર્ખ છે.

આ પ્રમાણે ઉપર્યુક્ત મૂર્ખના લક્ષણોની યાદી સપૂર્ણ કરાય છે એ સિવાય અન્ય પણ ઘણાં લક્ષણો છે, પરતુ અત્રે તેમાના કેટલાક મુખ્યનુ જ સૂચન કર્યું છે જે સાંભળવાથી તથા મનન કરવાથી અવશ્ય ચતુરાઇ આવે છે, તેમજ આ દર્પણમા બોધ લેવાના હેતુથી મનુષ્ય જુએ, તેને તેની ખામીઓ જડતાં પોતે તેને સુધારવા યત્નશીલ થાય તો તે એક આદર્શ વ્યક્તિ થઇ શકે ?

"શારદા-વિહાર"
હવાડીઓ ચકલો-સુરત

છોટુભાઇ દાજીભાઇ દેસાઇ

## સરદાર-ઈ-જફા.

હિંદુસ્તાનમા દારૂ પીનારાઓની સખ્યા હિંદુસ્તાનને ઘણીજ નામોશી લગાડનારી છે. ફકત હિંદુસ્તાનને નહિ પણ આખી દુનીઆને માટે નામોશી લગાડનારું છે જો એની સાબિતી જોઇતી હોય તો તે ખુલી અને દગના બધુ છે.

'એડીનબરો ના ડાકટર. ટી એસ કલાઉસ્ટન કે જે માનસિક અસ્વસ્થતાના મોટામાં મોટા પરીક્ષક ગણાય છે તેમનુ કહેવુ છે કે " મનુષ્યના શરીરમાં બહારથી જે જે ઝેરી દ્રવ્યો દાખલ થઇને મગજને નુકસાન કરે છે તેમા દારૂ સૌથી મુખ્ય છે. જુદી જુદી જાતના ઝેરો શરીરના જુદા જુદા અવયવ ઉપર અસર બતાવે છે, સ્ટ્રીચનાઇન્

મુખ્યત્વે કરીને સ્પીનલ કોર્ડપર અસર કરે છે. ફોસફરસ દાંત અને હાડકાં પર અસર કરે છે. આર્સેનીક લીવર (ફેફસા) પર અસર કરે છે, અને આલ્કોહોલ બ્રેઇન (મગજ) પર અસર કરે છે. ઉલ્ચા હોસ્પીટલોના વાર્ષિક રિપોર્ટો ઉપરથી માલુમ પડે છે કે દીવાના-પણાના કુલ્લ ૧૫૩૫૩ કેસમાંથી બાવીશ ટકા આલ્કોહોલના એકલાના ભોગ છે દારૂની પેદાશમાં એકલા દીવાનાજ નથી ઘણા ખરા શારીરિક ખોડખાંપણવાળા અને ચં... બેઅકલના મનુષ્યો પણ દારૂની પેદાશનાંજ હોય છે. એવી ગણતરી કરવામાં આવી છે કે ... બાળકો જન્મથીજ ખોડખાંપણવાળા જન્મે છે. તેના પચીશ ટકા આલ્કોહોલને લીધે ... છે. એક સાયનટીસ્ટ કે જેણે આઠસો કેસો ઘણાજ બારીકીથી તપાસ્યા હતા તે જણાવે ... કે દારૂ પીનારા માણસોના છોકરામાંથી દર પાંચ છોકરાંએ એક તદન દીવાનું હોય છે." ... ત્રણમાંથી એકને હીસ્ટીરીયા લાગુ પડેલો હોય છે. અને તેઓને લગભગ બે તૃતીયાંશ જેટલે ભાગ શારીરિક અને માનસિક બેઉ રીતે ક્ષીણતાને પામેલો હોય છે. એક જર્મન વૈદ્ય ડાક્ટર હોલીસ્ચર જણાવે છે કે તેના હાથ નીચે ત્રણ કેસ એવા આવ્યા હતા કે ફક્ત એકજ વખત દારૂ પીવાને લીધે ખોડવાળું બાળક જનમ્યું હતું.

આપણા કેદખાના અને દીવાનાશાળાની ચાવી પણ દારૂના હાથમાં છે. દારૂ કેદખાન અને દીવાનાશાળાના બારણાઓ ખોલી રોજના હજારો પોતાનાજ આશ્રિતોને અંદર ઠેલે છે લંડનમાં એક એવું ખાતું ખોલવામાં આવ્યું છે કે જ્યાં કેદમાં જઇ આવેલી સ્ત્રીઓ તેમજ છોકરીઓને રાખીને સુધારવામાં આવે છે. ત્યાં એકવખત લંડનના મેયોરે (નગર શેઠે) મુલાકાત લીધી હતી. જે વખતે ત્યાં સ્ત્રીઓ અને છોકરીઓ મળી કુલ સાતસો અને પાંત્રીસ વ્યક્તિઓ હતી. તે જોઇ મેયોરે એ ખાતાના રક્ષકને પુછ્યું હતું. કે "જો દુનીયામાં દારૂ જેવી ચીજ હોતજ નહિ તો અત્યારે આમાંની કેટલી સ્ત્રીઓ અહીંઆ હોત. રક્ષકે તરતજ જવાબ આપ્યો હતો કે "ફક્ત પાંત્રીસ." ત્યારે એ પરથી માલુમ પડે છે કે ફક્ત દારૂ નહિં હોત તો સાતસો સ્ત્રીઓ કેદખાનાની નામોશીમાંથી બચી હોત. યુનાઇટેડ સ્ટેટ્સમાં પણ ઉપરના જેવોજ મામલો છે.

ગરીબાઇ અને ભીખારીનો વધારો એ પણ દારૂનીજ પેદાશ છે. થાર્લ'સનર કરીને એક અમેરીકાના સ્ટેટ્સમેને એક વખતે કહ્યું હતું કે જો લડાઇમાં ખરચ થાય તે મને આપવામાં આવે તો દરેક સ્ત્રી પુરૂષ તેમજ છોકરાને મોટા રાજા મહારાજા પણ અદેખાઇ કરે એવો પોશાક પહેરાવી શકુ, અને તેમાંથીજ ઘટતી જગ્યાએ એકેક સ્કુલનું મકાન બંધાવી શકું અને દરેક દરેક ઉંચાણવાળી જગ્યાએ એક દેવળ બંધાવી શકું. સને ૧૮૫૨ થી ૧૮૭૭ સુધીના પચીશ વરસના અરસામાં ક્રીમીઆ, જરમન અને અમેરીકન સિવલવોર વગેરે જે જે લડાઇઓ થઇ તે બધાનો કુલ ખરચ રૂ. ૩૭,૦૦૦,૦૦૦,૦૦૦ થયો હતો. હવે તો એકલા યુનાઇટેડ સ્ટેટ્સમાં એકજ વરસનો દારૂનો ખરચ ગણવામાં આવે તો રૂ. ૪૮,૦૦૦,૦૦૦,૦૦૦, થી રૂ. ૫૧,૦૦૦,૦૦૦,૦૦૦, સુધી થવા જાય; જે લડાઇના પચીસ વરસના ખરચ કરતાં. ૧૨,૦૦૦,૦૦૦,૦૦૦ થી ૧૫,૦૦૦,૦૦૦,૦૦૦, રૂપીઆ જેટલો વધારે થવા જાય. મતલબ લડાઇનો ખરચ દારૂની આગળ કંઇજ નથી. આપણું હિંદુસ્તાન જે યુના-

ઇટેડ સ્ટેટ્સ કરતાં ઘણે દરજ્જે નાનું છે. તેમાંજ ૧૯૧૨–૧૩ના વરસમાં ફકત દારૂના કરનાજ ૮,૧૯૯,૦૦૦ પાઉંડ એટલે ૧૨૨,૯૮૫,૦૦૦,રૂપીઆ સરકારને ઉપજ્યા હતા. આ આંકડો કરનોછે. નહિં કે કીંમતનો એ ઉપરથી જણાય છે કે આપણું હિંદુસ્તાન પણ એ બાબતમાં યુનાઇટેડ સ્ટેટ્સની હારે બેસવાનો ઇરાદો રાખે છે, પણ હિંદુસ્તાનની આર્થિક સ્થિતિ જોતાં એ નીભી શકે એમ નથી. યુનાઇટેડ સ્ટેટ્સના આગળ હિંદુસ્તાન એક ભીખારી જેવું છે. માટે બાબતમાં હવેનો હિંદુસ્તાન ચેતે તોજ ઠીક છે. કારણ લક્ષાધિપતિનો ખરચ ભીખારીથી શકવાનો નથી. પ્રભુ હિંદુસ્તાનને એ રાક્ષસના પંજામાંથી છોડાવો! અસ્તુ.

Surat ] D'Ray. D. Desai.




## વાંચો, વિચારો, ને ચેતીને ચાલો.

### તમાકુ.

( ૧ )

અફીણ, ગાંજો, દારૂ, ને કોકેનથી જેટલું નુકસાન થાય છે, તેટલું આ વ્યસનથી થતું નથી, તો પણ તેનાથી નુકસાન થાય છે એ વાત તો સિદ્ધ છે. જ્યારે કોઇ પણ માણસ પહેલી વાર બીડી અથવા ચલમ પીએ છે ત્યારે તેને ચકકર આવે છે ને ઉલટી થાય છે. આ શું દેખાડે છે? કે તે વસ્તુ નુકશાનકારક છે. છતાં હાલ બીડી પીવાનું જોર આપણા દેશમાં એટલું બધું વધી ગયું છે કે જ્યાં જુઓ ત્યાં બીડી, બીડી, ને બીડી. ખુદ આપણા શહેરનો જ દાખલો લઇએ તો અહીંઆ વીસ વરસ પહેલાં બીડીની દુકાનો ગણતરીની હતી, તેના બદલે હાલ ઠેર ઠેર ચકલે ચકલે, બબ્બે, ત્રણ ત્રણ, ચાર ચાર, ને કેટલીક જગાએ તો તેથી પણ વધારે બીડીની દુકાનો નજરે પડે છે. વિશેષ દીલગીરીની વાત તો એ છે કે મોટી ઉમરનાજ માણસો બીડીઓ પીએ છે તેમ નથી. પણ નાની ઉમરના છોકરાઓ પણ બીડી ફુંકતાં જોવામાં આવે છે. પણ તેઓ જાણતાં નથી કે આ વ્યસનથી આંખનું તેજ ઘટે છે. તેથીજ ફ્રાન્સ વિગેરે દેશોમાં અઢાર વરસની અંદરના છોકરાઓને બીડીઓ વેચાતી આપવાની કાયદાથી મનાઇ થએલી છે. આ વ્યસનથી વારે ઘડીએ થુંકવું પડે છે, ને તેથી જઠરાગ્નિ મંદ પડે છે. એટલુંજ નહિ પણ જીભ ઉપર ને ગળામાં ચાંદાં પડે છે તેમજ હૃદયની ગતિ પણ મંદ પડે છે. વળી કેટલીક વખતે ગળામાં ને જીભ ઉપર નાસુર (cancer) નો ભયંકર રોગ લાગુ પડે છે. અમેરિકાના એક મોટા સેનાપતિને જર્મનીના આગલા એક શહેનશાહ આ રોગથી મરણ પામેલાના દાખલા મોજુદ છે. અમદાવાદમાં પણ એક શિક્ષકને તમાકુ ખાવાની ટેવને લીધે ઉધરસનો રોગ લાગુ થઇ તે રોગથી તેમનું મૃત્યુ થયું હતું.

## અફીણ.

### ( ૨ )

આ વ્યસન પહેલાં કરતાં આપણા દેશમાં ઓછું થયું છે. તો પણ ખાસ રજપુતોમાં હજુ તે જોવામાં આવે છે. તેમજ કેટલાક પાટીદાર ને કોળી પણ તેનું સેવન કરે છે. કોઇ કોઈ જગોએ વાણીઆ ને બ્રાહ્મણ પણ તે ખાય છે. આ વ્યસનને લીધે શૂરાતન ઓછું થઈ રજપુતોનું રાજ્ય ગયું, ને ચીન દેશની ખરાબી થઇ. તો પણ દીલગીરીની વાત છે કે આપણા દેશમાંજ મોટી ઉમરનાજ માણસો અફીણ ખાય છે તેમ નથી, પણ ઘણી માતાઓ પોતાના બાળકોને તે છાનું રહે ને જંપે, તે સારૂ નાનપણથીજ અફીણવાળી ગોળીઓ ખવડાવે છે. પરિણામે આવાં બાળકો ઝાડાનો બંદકોષ થઇ, સુકાઇ કેટલીક વખતે મરણ પણ પામે છે. અફીણીઆઓ હમેશાં ઝોકાં ખાયા કરે છે. ને તેનાથી જોઇએ તેવું કામ થતું નથી. અમદાવાદમાં એક વાણીઆને વધારે અફીણ ખાવાની ટેવ પડવાથી છાતીમાં રાત દહાડો વેદના થવા લાગી. મોટા મોટા દાક્તરોએ તેને અફીણ ખાવાની ટેવ છોડી દેવા સલાહ આપી પણ તેણે તે માની નહી. પરિણામે તેનો જલદી અંત થયો. બીજા એક દાખલામાં એક માણસને વધારે અફીણ ખાવાની ટેવ હતી, તેને કેદની સજા થએલી. તે વખતે તેનું શરીર એટલું દુબળું બની ગયું હતું કે તેને જેલમાંથી રજા આપવામાં આવી તો પણ છુટયા પછી આઠ દહાડામાંજ તે મરણ પામ્યો.

## ગાંજો.

### ( ૩ )

એનાથી શરીર સુકાઇ જાય છે. કેટલાક ગાંડાં થાય છે ને કેટલીકને ક્ષય રોગ લાગુ પડે છે. ઘણા બાવાઓ ને અતીતો આ વ્યસનના ભોગ થએલા જોવામાં આવેલા છે. ગાંડાઓની હોસ્પીતલમાં જઇને જોશો તો આ વ્યસનને લીધે ગાંડાં થએલા ઘણા માણસો ત્યાં જોવામાં આવશે. આ વ્યસનથી ઘણા માણસો મરણ પામેલા છે.

(અસમાપ્ત)

તંત્રી



# મનુષ્યનો વાસ્તવિક આહાર શો ?

લેખક—રા રા, છોટુભાઇ દાજીભાઇ દેશાઈ "શારદા વિહાર" સુરત.

( ગતાંક પૃષ્ટ ૧૭૩ થી શેષ )

## ક્ષયરોગ

ક્ષયરોગનું વિષ ઉદર દ્વારા શરીરમાં પ્રવેશ થઇ શકે છે કે નહિ, તે જાણવાને ઘણી વાર યત્ન કરાયો છે. જેથી જણાયું છે, કે જે ક્ષયરોગથી ગ્રસિત પશુનું જણાતું ચોકખું માંસ બીજા જીવધારીઓને ખવડાવવામાં આવે તો તેનને ક્ષયરોગ ઉત્પન્ન થાય છે. હવે એ તો નક્કી છે, કે જે જાનવરો માર્યા જાય છે, તેમાં સેકડે ૫૦ જાનવર ક્ષયરોગ ગ્રસિત હોય છે. એમનું મૃતક શરીર ક્ષયરોગ યુક્ત હોય છે. તેમજ એ પણ સિદ્ધ થએલી વાત છે કે ક્ષયરોગ ઉત્પન્ન કરનારા કીડા દશપંદર મિનિટ સુધી ઉકળતાં પાણીની ગરમી સહી શકે છે. અને એક મોટી ગાંઠની અંદરના માંસમાં ઉકાળવા છતાં એ ગરમી પહોંચતી પણ નથી. એથી એ જાણવું જરૂરનું છે કે ક્ષયરોગયુકત પશુઓનું માંસભક્ષણ કરવું, જેમાં રહેલા વિષયુકત કીડાઓ આંખોથી જણાતા નથી, તે કેવળ ભયંકર છે એટલુજ નહિ પરંતુ પોતે જાતે પોતાને મારવા તુલ્ય છે. યોગ્ય માતા પિતાનો ધર્મ છે કે તેઓ પોતાના બાળકોને અકાળ મૃત્યુથી બચાવે. બુદ્ધિમાન્ ડોકટરના ધ્યાન આપવા યોગ્ય વચનો જે વાચકના હિતખાતર નીચે ઉતારવામાં આવે છે.

બ્રિટિશ મેડિકલ એસોસિએશનના સભાપતિ ડોકટર જેકસન કહે છે કે ક્ષય રોગ પશુઓમાં ઘણે ભાગે જોવામાં આવેછે હું પાઠકોને સ્મરણ કરાવવા સારૂ આવશ્યક સમજું છું કે જ્યારે મહારાણીના જથાબધ પશુઓનું નિરીક્ષણ થયું હતું, ત્યારે ૪૦ પશુઓમાં ૩૬ રોગિષ્ઠ જણાયા હતાં જ્યારે રાજપશુઓની આ દશા છે, તો એ નિસંદેહ સિદ્ધ છે, કે અન્ય પશુઓમાં તો જ્યાં નિરીક્ષણ વગેરે કાંઇ પણ નથી ત્યાં આ રોગનો ઓછો પ્રસાર કેમ હોઇ શકે ?

મને વિલાયતમાં ઘણી લજ્જા જનક વાત માલુમ પડે છે, કે મોટાં નગરો સિવાય બીજે ઠેકાણે માંસનુ નિરીક્ષણ પણ થતુ નથી. શુકરનું માંસ જે ગામડાંમાંથી આવે છે, તેમા ઘણું એવું છે, કે જે ક્ષયરોગ ગ્રસિત શુકરનું છે. ( અસમાપ્ત. )

# જીવદયા પ્રકરણ.

## પૈસા ખરચ્યા વિના સ્વર્ગે જવાનો એક રસ્તો.

ઘણા દયાળુ લોકો પણ આળસ તથા બેદરકારી તથા અવિચારથી પોતાના ઘરના વાડામાં ઓરડાઓમાં તથા બીજી જગ્યાઓમાં કરોળીયાઓનાં જાળાં થવા દે છે, અને તેવાં જાળાંઓમાં સંખ્યાબંધ માખીઓ, તથા બીજાં જંતુઓ સપડાઇ જાય છે, અને ઘણાં રીબાઈ રીબાઈને મરે છે. પાપનો બરાબર ખ્યાલ તો તે પ્રાણીઓને તરફડતાં જોનારાનેજ આવી શકે.

વાસણમાં પાણી ઘણો વખત રાખવાથી તેમાં સેંકડો પોરા પેદા થાય છે, અને તેવું પાણી સંડાસમાં વાપરવાથી, નહાવા માટે ગરમ કરવાથી, પીવાથી, કેટલી બધી ત્રાસદાયક હિંસા થાય, અને તે સાથે વળી જે માણસો તેવું પાણી પીએ તેમની તંદુરસ્તીને પણ કેટલું નુકસાન થાય તેનો ખ્યાલ સમજુ આત્માઓ કરી શકશે.

ધરતી સફાઇની ખાતર, પોતાનાં કુટુંબની તંદુરસ્તીની ખાતર, તથા સેંકડો જીવોને ત્રાસદાયક રીતે પીડાઇને-રીબાઇ રીબાઇને મરતા બચાવીને એક પણ પૈસો ખરચ્યા વિના સ્વર્ગ મેળવવાની ખાતર સમજુ આત્માઓ પોતાનાં ઘરમાં કરોળીયાના જાળાં થવા ના દે, તથા વાસણોમાં પાણી વાસી થવા ના દે એવી મારી પ્રાર્થના છે.

લાભશંકર લક્ષ્મીદાસ.

---

# અશક્તાશ્રમ.

ખા બા અરદેશર કોટવાળની વાડી. રામપુરા. સુરત.

સંક્રાંત આવી, તેને હજી થોડો સમય બાકી છે. છતાં તેનો આજથી જનહૃદયમાં અતિ ઉત્સાહ છે, તે દિવસ જલદી જોવાની તીવ્ર લાલસા છે. શાથી ? તે દિવસે નાહક પૈસાનો વ્યય કરવાને ! ખાલી મોજમજામાં પૈસાને ગુમાવવા માટે ! આવીજ જનસમૂહની વૃત્તિ ! અને સર્વએ દેશઉન્નતિની વાતો કરવી ! હવે ઉન્નતિ ક્યાંથી થાય ! આપણો હિંદુસ્તાન દેશ મેહમાનગીરી-આતિથ્ય સતકારને માટે મશહૂર છે. આવનાર મનુષ્ય જાણીતો હોય યા ભલે અજાણ્યો હોય, પરંતુ તેનું અંતરની ઉલટથી આતિથ્ય થતું. અને ત્યારેજ આ હિંદુસ્તાન ઉન્નતિને શિખરે હતું. આપણા ઋષિમુનિના સ્તુત્ય બંધનમાં જ્યારે ભગાણ પડયું, ત્યારેજ આજે આપણે અધોગતિ પામ્યા છીએ. હૃદયની ઉદાર વૃત્તિ ટળી આજે આપણે પાઇને માટે પાપો કરવા નીકળીએ છીએ. આપણું ખરું કર્તવ્ય વીસરી જઇ અવળે માર્ગે દોરાઇએ છીએ. વ્હાલાંઓનીજ અવગણના કરીએ છીએ, તો પછી અતિથિ સેવા ક્યાંથી કરીશું. તેમજ અનાથ નિરાધારોની સેવના પણ ક્યાંથી કરીશું. તેમના દુર્ગમ્ય જીવનમાં તેની સુશ્રુષા કરી તેનું દુઃખ ઓછું કરવા સહાયભૂત ક્યાંથી થઇશું ! નહિંજ ! જ્યારે જનસમૂહને સત્યની ઝાંખી થશે, પોતાનું વર્તન સુધારશે, ત્યારેજ તે આ જન્મનું સાર્થક કરવા યત્નશીલ થઇ શકશે.

કર્મનો યોગ સંન્યાસ, બન્ને શ્રેય કરે પરમ;
તેમાંયે કર્મનો યોગ, કર્મ સંન્યાસથી વધે. ગીતા.)

આ ભગવાન શ્રીકૃષ્ણ ભગવાનનું ગીતાજીનું વચન શું સૂચવે છે. કર્મયોગ અને સંન્યાસ એ બન્ને પરમશ્રેય કરનાર છે, પરંતુ તેમાં કર્મયોગ સંન્યાસથી ચડે છે, અર્થાત્ આપણા સુકૃત્યોજ આપણને મુકિત અપાવશે. સંન્યાસ લઇ સાધુ થઇ રહેવાની જરૂર નથી. તત્કારણ આપણે આપણાં સૃષ્ટિ ઉપર જન્મ લઇ કરવાનાં કર્મોનો વિચાર કરી તેને અદા કરવા યત્નશીલ થવું જોઇએ. સર્વશાસ્ત્રોનો સાર ફક્ત "દયા." જો આપણે દયાવાન થઇશું, તો બીજા સદ્ગુણો આપોઆપ આપણામાં આવશે સંસારના સર્વ જીવો પ્રતિ દયા દર્શાવી તેમને સુખી ..., તેમજ પોતે તેમને નડતર રૂપ ન થાય, તે ધ્યાનમાં લેવું જોઇએ. તેમજ અસહાય પડેલા જીવોને સહાય આપવા પ્રયાસ કરવો એ મનુષ્યમાત્રની ફરજ છે. જ્યારે આપણે આ ફરજ અદા કરીશું, જેથી આપણું કર્મ બંધાશે અને આપણે આલોક પરલોકના શ્રેયની ઝાંખી જોઇ શકીશું.

અમારૂં અશકતાશ્રમ સર્વને એ સત્ય બતાવવા દર્પણ રૂપ છે, એ દર્પણમાં જોવા સર્વને વિનતિ કરી અસહાય જીવોનાં પુનરૂદ્ધાર માટે જનસમૂહની લાગણી આપોઆપ પ્રેરાય છે, અને તેને તેના કર્તવ્યનું સ્વાભાવિક જ્ઞાન થાય છે. આ લાગણીનો ઉદ્ભવ તેજ તેના પારબ્ધના ઉદ્ભવની નિશાની છે. અને તેટલાજ માટે અમારી સર્વને નમ્ર ભલામણ છે કે સર્વ વ્યકિત અમારાં આ દર્પણને જુએ, અને અમને આ કાર્યમાં સહાયભૂત થાય એવી પ્રભુ પ્રાર્થના છે.

તંત્રી.

---




(ગતાંક પૃષ્ટ ૧૮૦ થી શેષ )

ઈ. સ. ૧૪૮૮માં જેમને પોપના સ્વાધીનમાં સોંપવામાં આવ્યો. સુલતાન તરફથી પોપને કેટલીક બક્ષીસો મળી પોપ ઇનોસન્ટ સાતમાએ જેમને તેની પદવી, બુદ્ધિ અને દુર્ભાગ્યને લાયક રીતે રાખ્યો. તેના પછી પ્રખ્યાત પોપ એલેકઝાન્ડર બોરજીઆ થયો, તેણે જેમને સેન્ટ એનજેલોના કીલ્લામાં કેદ કર્યો. પરન્તુ ઈ. સ. ૧૪૯૪માં ફ્રાન્સના શહેનશાહ આઠમા ચાર્લસે ઇટાલી ઉપર ચડાઇ કરી. પોપે તેની સાથે સલાહ કરી રાજાએ જેમને પોતાના સ્વાધીનમાં લેવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી આ રાજાનું દીલ જેમના દુર્ભાગ્યની વાત સાંભળીને અત્યંત દીલગીર થયું હતું, તેથી તેણે આ ક્રુર પોપના હાથમાંથી તેને છોડાવ્યો. તેપરથી તેણે જેમને પોતાની સ્વાધીનમાં લીધો અને રોમ શહેરમાં પોતાના થોડા સૈન્યમાં સાથે રાખ્યો અને નાશી ન જવું, એવું તેની પાસેથી વચન પ્રાપ્ત કર્યું.

પોપ એલેકઝાન્ડરને સુલતાન તરફથી મળતું લવાજમ હવે બંધ થયું તેથી તેણે કાંઇ યુકિત કરવાનો ઠરાવ કર્યો. તેણે જેમને મારી નાખવાની રજા સુલતાન પાસેથી મંગાવી. જે વખતે રજા લઇને રોમ પાછો ફર્યો તેજ વખતે ઇજીપ્તના સુલતાન તરફથી એક છુપો કાસદ

કેટલાક કાગળો લઇને રોપમાં આવી પહોંચ્યો. તે કાગળોમાં જેમની સ્ત્રીના મૃત્યુના સમાચાર હતા. ઇજીપ્ત સાથેનો તેનો સંબંધ આથી છુટી ગયો હતો, પરન્તુ આ બનાવથી ફીલીપાઇના સાથે તેનો સંબંધ વધારે બંધાયો. તેહેનાથી પૃથક થયે તેને દશ વરસ થઇ ગયાં હતાં અને તેને વિષે તેને એટલીજ ખબર હતી કે તે જીવિત છે અને હજી સુધી કુમારિકા છે.

રાજકુમારે તેજ દહાડે હસન નામના પોતાના એક નિમકહલાલ નોકરને પોતાની વીંટી અને કાગળો આપીને સાસનેજના કીલ્લા તરફ રવાના કર્યો.

કીલ્લાનો હાકેમ મરણ પામ્યો હતો અને સુન્દર ફીલીપાઇના દીલગીરીમાં પોતાનો વ્યતિત કરતી હતી. જેમ તેના અંતઃકરણમાંથી ખશ્યો ન હતો. તેની સુન્દરતા એવી ને એવી રહી હતી પરન્તુ ચ્હેરો ફક્ત ફીકકો પડી ગયો હતો.

હસને તેને જેમનો સંદેશો કહ્યો તે તરતજ જેમની પાસે જવાને તૈયાર થઇ. પોતાના એક વિશ્વાસુ ચાકરને કીલ્લો સોંપી એક દાસી સાથે લઇને નીકળી. ફ્રેન્ચ રાજ્યકર્તાના રક્ષણ નીચે જે મકાનમાં રાજકુમારને રાખવામાં આવ્યો હતો ત્યાં તે આવી પહોંચી. તેના આવી પહોંચવાની ખબર હસન કહેવા આગળ ગયો.

ફીલીપાઇનાને એક સુન્દર ઓરડામાં બેસાડવામાં આવી. થોડીવારમાં હસન પાછો આવ્યો. તેણે ખબર આપી કે રાજકુમાર બિમાર છે. અને નામદાર પોપ હમણાંજ તેને જોઇ ગયા છે. તે હમણા ભર ઉંઘમાં છે. ચાકર તેને ઉઠાડવાની હીંમત કરી શકતો નથી.

આ સાંભળી ફીલીપાઇના બોલીઃ—

"શું રાજકુમાર બિમાર છે? અરે! ત્યારે તો તેની સેવા—સુશ્રુષા કરવા ફરજની વખતે હું બરોબર આવી પહોંચી છું. મને તેના ઓરડામાં લઈ જા. મારા સિવાય કોઇ તેની બરાબર ચાકરી કરી શકશે નહીં."

હસન તેને ના પાડી શક્યો નહીં તે તેને તેના ઓરડામાં લઇ ગયો. રાજકુમાર તુર્કી રીતના કોચ ઉપર સુતો હતો. તેના માથા આગળ બેસી થોડીવાર તે તેની મુખ પ્રતિમા તરફ સપ્રેમથી જોઇ રહી પછી તે બોલી.—"અફસોસ! કેવો બદલાઇ ગયો છે! દુઃખ, બંદીખાનુ અને અપમાને તેને કેવો બદલી નાખ્યો છે! તો પણ એ મને કેવો પ્રિય લાગે છે—આખી દુનિયામાં સૌથી મને એજ છે."

આ પ્રમાણે જ્યારે તે દીલગીરીમાં હતી ત્યારે જેમે આંખો ઉઘાડી તેનો ચ્હેરો ખુશીથી પ્રફુલ્લિત થઇ રહયો. ચાર આંખનું અપૂર્વ મિલન થયું! બીજીજ પળે બન્ને આલિંગનના દૃઢ પાશમાં આબદ્ધ થયાં.

"ફીલી પાઇના!" તે બોલ્યો. જે દહાડે આપણે વચન સૂત્રથી બંધાયાં, તેજ દિવસે મને આશા હતી કે આપણે પુનઃ મળીશું અને એ આપણી આશા પરિપૂર્ણ થઇ."

"મને પણ તેવોજ વિચાર હમેશાં આવતો હતો પણ જેમ તમે બિમાર છો—ઘણાજ બિમાર છો! ખરેખર તમે ઘણુંજ દુઃખ સહન કર્યું છે!"

"હા ! ઇશ્વર જાણે છે કે મે કેટલું સહન કર્યું છે ! તું આવી છે તેથી હવે મને જલદીથી સારૂં થશે"

"તમારી તદુરસ્તી પાછી લાવવાને હુ મારાથી બનતુ કરીશ"

"તારા જેવી સહચરીના સહવાસથી હુ સત્વર તદુરસ્તીમાં આવી જઇશ

ઉપર્યુક્ત વાતચિત થયા પછી બંને સાથે જમ્યા થોડીવાર રહીને જેમે કહ્યું—'આજની ખુશીથી હુ ઘણોજ ઉશ્કેરાઇ ગયો છુ પેલા ટેબલ ઉપર શીશીઓ પડી છે. પોપે ખાસ મહેરબાની કરીને પોતાના પીવાના દારૂમાથી ભરીને તે મોકલાવી છે તે લાવ કે હુ પીઉ"

ફીલીપાઇના ઉઠી સોનાના પ્યાલામાં દારૂ રેડીને લાવી અને જેમનાં હાથમાં પ્યાલો આપ્યો જેમ તરતજ તે પી ગયો તે પોતે પણ કમ્પિત થઇ કોચ ઉપર ઢળી પડયો અહાહા ! કેવો દુ ખ ભર્યો દેખાવ ! તેને ચેતનહીન જોઇને ફીલીપાઇના ગભરાઇ ગઇ તેણે તેને શુદ્ધિમાં લાવવાને ઉપાયો કર્યા તે પણ નિષ્ફળ !

પોપ એલેકઝાન્ડર છઠ્ઠો જે પ્રાણઘાતક ઝેરથી પોતાના અણગમતા પાદરીઓને મારી નાંખતો હતો તે ઝેર તેણે જેમને દારૂની શીશીઇમાં નાખીને આપ્યુ હતુ

જેમના ભાઇ સુલતાન બયાઝીદે તેને છુપો પરવાનો મોકલ્યો હતો અને તેથીજ તેણે આ કામ કર્યું હતુ.

પરન્તુ તે કેવે વખતે ? જે વખતે બધા દુ ખમાથી છુટીને તે સુખી થવાની તૈયારીમાં હતો તેવે વખતે !

ઘણો વખત થઇ ગયા છતાં દરવાજા ન ઉઘડવાથી આકરોમાં ગભરાટ ઉત્પન થયો જમવાને વખતે હસન ઓરડામાં ગયો, ધીમે પગલે આસપાસ દષ્ટિ નાખતો તે દાખલ થયો. સવારમા તેણે જે ઓરડામાં બે પ્રણયીઓને રાખ્યા હતાં ત્યા કેવો દુ ખ દાયક, ભયાનક દેખાવ !

જેમને કોચ ઉપર પાસુ ફેરવીને સુવાડવામાં આવ્યો હતો તેના શરીર ઉપર ફુલો ગ્રથિત થયાં હતા ફુલો ફુલદાનીમાથી લેવામાં આવ્યા હતાં, તેની બાજુમા પ્રેમવિમૂઢે ફીલીપાઇના પોતાનો ચ્હેરો જેમની તરફ ફેરવીને સુતી હતી કે જેથી મૃત્યુ વખતે, પણ પોતાના પ્રિયનો ચહેરો પોતે પૂર્ણ રીતે જોઇ શકે !

બન્ને પ્રણયી જીવન વિચ્છિન્ન પડેલા હતાં તેમની પાસે સોનાનો પ્યાલો પડેલો હતો, અને ટેબલ ઉપર દારૂની શીશીઇ ખાલી હતી

અજમેર ] નટવરલાલ જગન્નાથ ગૌતમી.



# *નૈસર્ગિક–શિક્ષા.

(પ્રથમ દશ્ય)

(૧)

ભણે ચન્દ્રિકા એક સમે "ઓ કમલ સરોવરવાસી !
"જો આ વહુઘેલો પતિ તારો ભ્રમરો ભ્રષ્ટ વિલાસી !
"ભમે કરી મધુ ગુંજન રંજન કરવા પૂઠ તુજ લાગી !
"સોડ સદા ઇચ્છે એ તારી લોક શરમ શું ત્યાગી !

(૨)

"ભૂત માત્ર ભૂ–અવનિ તલના ભાળે તમારી ભવાઇ !
"શરમ ના નાના મોટાની કળિકાળ તણી એ નવાઇ !
"આજ કાલનો આ શું સુધારો, આમ શું ઉન્નતિ થાશે !
"ને આથી જગદૃષ્ટિએ ખરે શું તમ વંશ સુહાશે !"

(૩)

મોટેરાંના મ્હેણાં મોટાં સાંભળી મન વિમાસે !
સાંખી ના શકી બોલી વળતી કમલિની ઉર ઉલ્લાસે !
"ભલે વડેરાં આપ હો પણ શે બોલો આવું અવળું !
"જરા જુઓ આંખો ખોલી તવ જણાશે સઘળું સવળું !

(૪)

"શરીખડા પતિરાજ અમારા, દર્શાવો શે રોષ !
"આખ આપની અવલોકી પછી દેજો અમને દોષ !
"જરાય પણ જાતા હશે તેઓ કાર્ય પ્રસંગે જ્હારે !
"પણ મેં નથી દીઠા આગળા નભઉડુગણરાજન્ ક્યારે !

(૫)

"જ્યાં જુઓ ત્યાં સાથે ફરતાં, જાતાં સાથ વિદેશ !
"સંનિકર્ષ તરૂ ત્વચા ગર્ભ સમ રહે છે તમ હંમેશ !
"જરા થતાં રોકાણ પ્રિયાને નિશાપતિ વિરહે ઝુરે !
"પ્રફુલ્લ કાયા અલ્પ સમયમાં ક્ષીણત્વ પામે પૂરે !

"શારદા–વિહાર"
હવાડિઓ ચકલો, સુરત } છોટુભાઈ દાજીભાઈ દેસાઈ.

*આ કાવ્યથી નિસર્ગદ્વારા સૃષ્ટિ વ્યવહારનું પ્રદર્શન કરાવવાનો પ્રયાસ છે એમાં વિચારશીલ વાચકને કાંઇ અપ્રાસંગિકપણાનો દોષ જણાશે પરંતુ એ લાંબા કાવ્યના ચાલુ પ્રવાહે એનું નિવારણ જણાઇ આવશે. લેખક.

# સાભાર સ્વીકાર-સમાલોચન.

**નેપોલિઅન બોનાપાર્ટ:**—લેખક રા. પન્ધુભાઇ વ્હા. શર્મા અને રતનસિંહ દીપસિંહ પરમાર પ્રકાશક શ્રીયુત સ્વામીજી ભિક્ષુ અખંડાનંદજી.

મંત્રી—સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય—મુંબઈ, નં. ૨.

વીર કેસરી નેપોલિઅન બોનાપાર્ટ જેવું નામ આજે આખા સંસારને જાણીતું છે. તેનું સંક્ષિપ્ત જીવનચરિત્ર હિન્દીમાં શ્રીયુત ઇંદ્રચંદ્ર વેદાલંકારે અતિ શ્રમથી લખ્યું હતું તેનોજ આ અનુવાદ ગુર્જરપ્રજાને આદર્શ થવા સ્વામીજીએ પ્રકટ કર્યું છે. મૂળ હિન્દીમાં લખનારની વિદ્વત્તા સર્વને પરિચિત છે. તેમણે વીર નેપોલિઅનના સત્ય બનાવોની સંક્ષિપ્તમાં તુલના-સમાલોચના કરી તેના શુદ્ધ જીવનનો સાક્ષાત્કાર વાચકને કરાવ્યો છે. નેપોલિઅનના જીવનને લગતાંઅનેક પુસ્તકોમાંથી તેના તારતમ્યરૂપ નવનીત આપવા જે પ્રયાસ આદર્યો છે, તેમાં તે ફતેહ પામ્યા છે. એ અત્યુત્તમ પુસ્તકનેજ આ અનુવાદ ગુજરાતી ભાષામાં પણ આદરને પામ્યો છે, એ આનંદ પામવા યોગ્ય છે. આજ સુધીમાં નેપોલિયન નું ચરિત્ર ટુંક લેખરૂપે પ્રકટ થવા ઉપરાંત સવિસ્તર પુસ્તક રૂપે પણ બહાર પડેલું છે. પરંતુ તેમાં એકજ પુસ્તકનું ભાષાંતર તેમજ એકજ વ્યકિતના પક્ષપાત યુકત વલણ હોવાથી સંમાન્ય નીવડયું નથી. આવાં ઉત્તમ ઉત્તમ ચરિત્રના પુસ્તકો ગુર્જરગિરાના અભ્યાસીઓ સંમુખ મૂકી ગુર્જરભૂમિની ભાવિ પ્રગતિના ઉચ્ચ પ્રયાસો માટે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય અવશ્ય સંમાન્ય છે. ૩૨+૨૯૫+૯=૩૩૬ પૃષ્ઠની કાચાં પૂઠાંની રૂ૦ ૦-૬-૦ તથા પાકાંની ૦-૧૨-૦ કિંમત તદન નિઃસ્વાર્થ ભાવેજ રખાએલી છે. અમો આ પુસ્તકનો જેમ બને તેમ વિશેષ પ્રચાર ઇચ્છીએ છીએ.

**સંસાર દર્પણ:**—લેખક રા. નર્મદાશંકર બાળાશંકર પ્રકાશક ન. પ્રભુશંકર ન. વ્યાસ ચંદ્રપ્રકાશ ઓફિસ, ભાગાતળાવ. સુરત.

મૂળ બંગાળીમાં સ્વ. રમેશચંદ્રદત્તે લખેલી સમાજનું ભાષાંતર છે. મૂળ પુસ્તક બંગાળી તથા અંગ્રેજીમાં સંમાનિત થયું છે. તેજ પુસ્તક ગુજરાતીમાં પણ સંમાનિત થાય તો નવાઇ નથી. પરંતુ ગુજરાતી નીતિ રીતિ કેટલાક અંશે વિરૂદ્ધ હોવાથી વાચકને અંતે કાંઇક અણગમો થાય છે. અનુવાદક બંગાળીના સારા જાણકાર છે, તેમણે મૂળનો શબ્દશઃ અનુવાદ ન કરતાં મૂળના વિચારો શુદ્ધ ગુજરાતીમાં મૂકવાથી ગુજરાતી નીતિ રીતિની વિરૂદ્ધતા દૂર કરીએ તો પુસ્તકમાં રસક્ષતિ ન થતાં પ્રવાહ અવિચ્છિન્ન વહ્યા કરે છે. તેમજ ઓરીજીનલ પુસ્તકની ભ્રાન્તિ થાય છે, કારણ આજના અન્ય અનુવાદકો મૂળના આશયને ન વળગતાં શબ્દને વળગી રહી પુસ્તકની રસિકતા આણવામાં ગોથું ખાય છે. આ પુસ્તકનો આગળ પણ અનુવાદ થયો છે, તેના કરતાં આ અનુવાદ બેશક ઉત્તમ અને આદરણીય છે. પ્રથમ સ્નેહ-વાત્સલ્યના રમુજી વાકયોથી આરંભ થઇ સંસાર સુધારામાં અંતરાય રૂપ પ્રસંગોનું નિરાકરણ થઇ અંતે ધર્મનોજક થઇ શુભ સમાચારમાં અંત આવે છે. અમો આ અનુવાદકના અન્ય ગ્રંથો બહાર પડેલા જોવાઆકાંક્ષા રાખીએ છીએ. પુસ્તકની કિંમત રૂ૦ ૧-૦-૦ કાંઇ વધારે પડતી છે ખરી. પરંતુ ગુર્જર લેખક મંડળની સ્થિતિ જોતાં તેનું કાંઇક સમાધાન થાય છે.

**સુલતાન બહાદુરની ચિતોડપર ચડાઈ:**—અનુવાદક રા. વ્રજલાલ જા. ઠાકર પ્રકાશક રા. પ્રભુશંકર ન. વ્યાસ. ચંદ્રપ્રકાશ ઓફિસ, ભાગાતળાવ, સુરત.

'ચંદ્રપ્રકાશ' માસિકની ભેટ તરીકે આ ઐતિહાસિક નવલકથા 'ગુજરાતી' પ્રેસમાંથી બહાર પડેલી "પદ્મિની યાને ભસ્મીભૂત ચિતોડ"ના અનુસંધાન રૂપે પ્રકટ થએલી છે. રૂ. ૧-૪-૦ના લવાજમ વાળા માસિકના ગ્રાહકોને ૨૫૦ પૃષ્ઠ ઉપરાંત કદની ભેટ આપવાનો રા. પ્રભુશંકરનો પ્રયાસ સ્તુત્ય છે. પુસ્તકનો વિષય સારો છે. મૂળનું લેખન-વર્ણન પણ સારું છે, પરંતું હકારનો બેઢંગ પ્રયોગ તથા મૂળના સાંસ્કૃતિક પ્રયોગોને યથાતથ ઉતારવાથી ભાષાંતરમાં કર્કશતાની કાંકરીઓ જણાય છે. રા પ્રભુશંકરના પ્રકાશિત કરેલાં સંસાર દર્પણના અનુવાદ જેવા અનુવાદ ન થાય ત્યાં સુધી વિશેષ પ્રચારમાં અંતરાયો નડયા વિના રહેશે નહિ.

**વડોદરાને વડલે**—પ્રકાશક શ્રીયુત મન્ત્રી—સાહિત્ય પ્રકાશ કાર્યાલય—નડિઆદ શ્રીયુત લલિતે વડોદરામાં રહી લખેલાં કાવ્યોના સંગ્રહ રૂપે શ્રીમંત સયાજીરાવ બે આના માળાના બીજા મણકા તરીકે બહાર પડેલું પુસ્તક છે, શ્રીયુત લલિત એક રસિક કવિ તરીકે ગુર્જરીપ્રજામાં જાણિતા થએલા છે. તેમના કાવ્યમાં કલ્પના પ્રાબલ્ય ઉપરાંત પદલાલિત્ય પ્રધાન રૂપે છે, અને તેથીજ તે સંમાનિત થઇ પડે છે. પૃષ્ઠ સંખ્યા ૧૦૦ ઉપરાંત છતાં કિંમત ૦-૨-૦ તદન સસ્તી છે. આ સંસ્થાનો અમો અભ્યુદય ઇચ્છીએ છીએ.

**ગોપકાવ્યો:**—સંગ્રહ કર્તા રા. કલ્યાણજી વિ. મ્હેતા અને રા. ચુનીલાલ શીલત પ્રકાશક—રા કુંવરજી વિઠ્ઠલભાઇ મ્હેતા, તંત્રી પટેલબન્ધુ, પારસી શેરી-સુરત.

પટેલ બંધુની ૬-૭ વરસની ભેટ રૂપે ખેડુ જીવનને લગતાં કાવ્યનો સંગ્રહ છે. નામી નામી કવિઓના ગોપ જીવનના કાવ્યો જોયાં સ્થળે સ્થળે કૃષિક હૃદયોની ઉદારતા, વિશાળતા પ્રદર્શિત થાય છે. ઉપરાંત ગ્રામ્ય જીવનની મહત્તા, તેમાં રહેલો નૈસર્ગિક આનંદ સહૃદય મનુષ્યને આહ્લાદ જનક થઇ પડે છે. રા કલ્યાણજી ગ્રામ્ય જીવનના આશક છે. અને તેમણે આ પુસ્તક પ્રકટ કરવામાં અંતરની ઉત્તેજિત વૃત્તિને બહાર પાડી છે. તેમ "પટેલબન્ધુ"ના વાચકોની રૂચિ અનુસાર આ પુસ્તક પ્રકાશમાં મૂકવા માટે તંત્રીનો માસિકની ઉન્નતિ માટે ઉત્સાહ જણાઇ આવે છે. પ્રારંભમાં શ્રીયુત રણજીતરામની યથાન્યાય પ્રસ્તાવના-સમાલોચના તેમજ અંતે આપેલી માર્ગદર્શક ટીકા પુસ્તકની ઉપયોગિતામાં વૃદ્ધિ કરે છે. ૧૫૦ ઉપરાંત પૃષ્ઠ છતાં કિંમત ૦-૮-૦ છે જે યુક્ત હોઇ પુસ્તક આદરણીય છે.

**પુષ્પમાળા**—પ્રકાશક-રા. ઇશ્વરદાસ જેકીશનદાસ ગલેમંડી-સુરત.

આ માળાના બે અંકો અમને મળ્યા. 'સુમનમાળા,ના અનુકરણ રૂપે આ આનામાળા જન્મ પામી છે. પરતુ તેમાં સફળતા પ્રાપ્ત થઈ જણાતી નથી જનસમૂહના હૃદયને આકર્ષક થવા તેમાં ઘણા સુધારાને અવકાશ છે. અમો આશા રાખીએ છીએ કે એના ઉત્સાહી પ્રયોજક એને અનુકૂળ સુધારોવધારો કરી એની સજીવનતાને માટે જોઇતો આહાર પૂરો પાડશે.

તંત્રી.

# અશકતાશ્રમની પહોંચ.

અશકતાશ્રમ—ખા૦ બા૦ અરદેશર કોટવાલની વાડી—રામપુરા—સુરત

મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશ હિત વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી, તે ઓ. સેક્રેટરી ડો૦ ડી. જે. એદલબેહરામ ઘણા માન થા આભારસહ સ્વીકારે છે, રૂપીઆ એકની અંદરની વહોંચ સ્થાનાભાવથી લીધી નથી. રંતુ તેમનો આભાર પણ ઓછો નથી.

૧-૦-૦ શાહ સુરજમાલ આત્મારામ મુંબઇ

૮૫-૦-૦ બાઇ જમના તે શા. હરકીશનદાસ નારણદાસની વિધવા. દશાપોરવાડ વાણીઆના ટ્રસ્ટી માણેકલાલ ગંગાદાસ તથા સ્વર્ગસ્થ દામોદરદાસ વીજભુખણદાસના તરફથી તેમના છોકરા ચંદુલાલે આપ્યા તે શાહપોર

૨-૦-૦ બાઇ નંદકોર તે નરસિંહદાસ કલ્યાણદાસની વિધવા ચોકબજાર તરફથી માણેકલાલ નરસિંહદાસ વેસિંગ કંપનીવાળા

૪-૦-૦ શાહ મોતીલાલ ભાયચંદ. હા. રંગીલદાસ નરોતમદાસ. પારડી.

૧-૧૩-૬ શાહ છગ્નારામ હરકીશનદાસ. નવાપરા હાળીઆશેરી વાળાએ દુધપાક પુરીના જમણ સાથે પરચુરણ ખરચના આપ્યા તે

૪૦૦-૦-૦ હરીપરા પોરવાડના ઉપરાણામાંના ફંડમાંથી રહેલાં નાણામાંથી ટ્રસ્ટી લોકોએ રૂ. ૯૦૦) આશ્રમને બક્ષિસ આપવાનો ઠરાવ કરેલો તે પૈકી પહેલા હપ્તાના શેઠ પ્રાણજીવનદાસ દુર્લભદાસ દલાલે આપ્યા તે.

૨-૦-૦ રા. રા. ગોપાળ કૃષ્ણ દેવધર. M. A. મેમ્બર સર્વન્ટસ ઓફ ઇંડીઆ સોસાઇટી.

૨-૦-૦ બાઇ સદા તે છોટાલાલ ગોપાળદાસની છોકરીના મરણ પાછળ હા. મગનલાલ નરસિંહદાસ. પાલેજ સ્ટેશન માસ્તર.

૧-૦-૦ રા. રણછોડદાસ માણેકલાલ. બાલાજીરોડ.

૨-૦-૦ બાઇ ગુલાબ તથા બાઇ રૂકિમણી. ગોપીપરા.

૧૦-૦-૦ એક ગૃહસ્થ તરફથી અનાજ માટે.

૪-૮-૦ શાહ છગનલાલ ગીરધરલાલે મોતીશેરીના નાકાપર વાળા એક દીવસનો આશ્રમના માણસોની ખોરાકીનો ખર્ચ રૂ. ૫-૧૪-૯ આપ્યાં તે પૈકી આશ્રમની સામગ્રી વાપરી તેના જમા.

૪-૩-૩ શેઠ હીમતરામ કેશવરામ. ગોધારાણાની શેરીવાળાએ દુધપાક પુરીના જમણ સાથે ચોખા વગેરે આશ્રમની સામગ્રી વાપરી તેની કીમતના આપ્યા તે

૧-૦-૦ શાહ સાકરચંદ કપુરચંદ ગોપીપરા- અશ્વનીકુમારના ગલ્લામાં
૧-૦-૦ બાઇ હેમકોર શા તલકચંદ હરીચંદની ધણીઆણી નવાપરા કરવારોડ
૨-૦-૦ શાહ જમનાદાસ દાસદાસના પૌત્ર રમણલાલ ત્રિદનદાસ ના પુણ્યાર્થે સોનીફળીઆ
૨-૦-૦ શા નગીનદાસ તાપીદાસ હરીપરા
૧-૦-૦ એક ગૃહસ્થ
૧૦-૦-૦ દી ચાપશી ભીમજીની કુંપની. અજીરબાગ મઝગામ મુબઇ
૩૧-૬-૩ પરચુરણ રૂ ૧) ની અંદની રકમનું કુલ

૫૯૬-૧૫-૦ એકંદર કુલ

બીજી મદદ

ઝાંપા બજારના તઓની પંચ તરફથી ઘી મણ ાા
બઇ જમના દા, મોહનલાલ કચનલાલ ભોજાભાઇની શેરી ઘઉ મ ાાા
શાહ હરીભાઇ ડાહ્યાભાઇની છોકરી કળાવતી (બાલાજીરોડ) ના પુણ્યાર્થે ખાંડના લાડુ નંગ ૨૨
શાહ તલકચંદ હરીચંદની ધણી આણી બાઇ હેમકોરના પુણ્યાર્થે ગોળના લાડુનું જમણ તથા રૂ ૧)
પરચુરણ ખરચ માટે (નવાપરા) શાહ રંગીલદાસ પરસોતમદાસ તરફથી રૂ ૧) ના સેત્રમમનાના પડીકા
શાહ ગંગારામ વરજદાસ ભ૦ તરફથી દુધ મણ ૧ા
બીખા જીવણ રામપરા દુધ શેર૧૦
મેસર્સ. એમ એમ બ્ર કુંપની તરફથી હા શા મ માણેકલાલ ખરાનપુની સાળ ધોએલાં ધોતીઆ નંગ ૩૦ શાલના નંગ ૧૦
શાહ ભીખુભાઇ મથુરાદાસ નાણાવટ હનુમાનની પોળ કાન ઠાંકણી ટોપી મમરા શેવના પડીકાં સાથે
શેઠજી નાથુભાઇ નારણદાસ રામપરા તરફથી હોડવાના બન્નુસ ૩૦
તા ૧૭ ડીસેમ્બર ૧૯૧૪ ના અંકમાં બાઇલીલાવતીના પુણ્યાર્થે રૂ પુ બતાવ્યા છે તેના લખાણમા હસ્ત દોષ થયો છે તેથી તે નીચે પ્રમાણે વાંચવું
પુ બાઇ લીલાવતી તે મોગીલાલ ત્રીભુવનદાસની ધણીઆણીના પુણ્યાર્થે સુરત ગોપીપરા લલ્લુજી મહારાજના મંદીર પાસે

૫૦૦ પાનાની પાકા પુઠાની વિજ્ઞાન અને હુનરની ચોપડી કી રૂા-દોઢ ૨૫૦ પાનાની ઉદ્યોગ રસાયનની ચોપડી કીમત રૂપીઓ દોઢ તેલ, સાબુ મીણબત્તી, વોર નીસ, વિગેરેની ચોપડી કી બારઆના પોસ્ટેજ દરેકનું ચાર આના વધારે
લખો પ્રોફેસર લક્ષ્મીચંદ.
M A M Sc.
કલાભુવન, વડોદરા

# કામિની અને કાંચન.

લખનાર,

છગનલાલ નારાયણભાઇ મેશ્રી.

"નંદનવનનો નાશ, ગૃહલક્ષ્મી, ઇન્દુકુમારી, રક્તનું રત્ન" ઇ ના કર્તા.

શ્રીમદ રામકૃષ્ણ પરમહંસના તત્વપૂર્ણ ઉપદેશોને આધારે લખાયેલી બોધદાયક સાંસારિક નવલકથા. જેમાં કામિની અને કાચનનો લોભ, હાલની અર્ધદગ્ધ કેળવણી, અને ધર્મ નીતિપર અસરકારક રીતે વિવેચન કરવામાં આવ્યું છે આ નવલકથાની વસ્તુ સંકલના એટલી બધી બોધક અને મનોરંજક છે કે તેને એકવાર વાંચવા લીધા પછી પૂરી કર્યા વિના નીચે મૂકવી ગમતી નથી. વર્તમાન પત્રોએ તેમજ વિદ્વાનોએ એને માટે ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે એટલુંજ નહિ પણ એનું અન્ય ભાષામાં ભાષાન્તર કરવાને માટે તે તે ભાષાના વિદ્વાનોએ એના કર્ત્તા પાસેથી પરવાનગી માગી છે, એજ એના ઉત્તમપણાની સાબિતી છે. મૂલ્ય કલોથ બાઇન્ડીંગ રૂ. ૧॥ પેપર કવર રૂ. ૧) ટ૦ ખ જુદુ.

મુંબઈ, અમદાવાદ, વડોદરા વિગેરે શહેરોના જાણીતા બુકસેલરો પાસેથી તથા સુરતમાં આ પુસ્તક નીચેના ઠેકાણેથી મળી શકશે.

દલપતરામ ઠાકોરરામ ભટ્ટ.
તંત્રી "સત્સંગ"
મેતાનફળીઆ—સુરત.

---

## એક ચેતવણી.

જીદગીનું ખરૂં સુખ તે આંખ છે. આંખ વગરનો અવતાર નકામો છે. જો તમે આંખના કોઈ પણ દરદોથી પીડાતા હોય બીજી દવાઓ કરી નીરાસ થયા હોય તો ફકત એક વખત અમારો વિશ્વવીખ્યાત સુદ્ધ મોતીનો સુરમો વાપરો. આ સુરમો થોડા વખતમા આંખના તમામ દરદોનો જડમુળથી નાસ કરી આંખની ગયેલી રોશની પાછી લાવે છે. વળી આ સુરમો વાપરનારને ચશ્માની જરૂર રહેતી નથી. અમારા ઉત્તમ સુરમાએ સેંકડો દરદીઓને આંખના ભયંકર રોગમાંથી મુક્ત કર્યા છે. અમારા સુરમાના ઉંચા ગુણોને લીધે તે દરેક કુટુંબમા ખાસ વપરાય છે. એક વખત વાપરી ખાત્રી કરો. તોલા ૧ના રૂ. ૪) ચાર.

વોરા ઇસાજી મુસાજી સુરમાવાળા.
જામનગર—કાઠીયાવાડ.

# હીસ્ટિરિયાથી નિર્ભયપણું.

દરેક જાતના હીસ્ટિરિયા ઉપર ચોક્કસ ઇલાજ વાળુ સુકદ છે કીમત રૂા ૪-૦-૦ દવા મહિના ભરની, પથ્ય કંઇ નહિ ટિકિટ બીડે પુસ્તક મળશે

સુરત બાલાજીનાકા સેથી વડોદરા રાજ્યના એજન્યુ ઇ સાહેબ છ ટા મોદી લખે છે સૌ × વહુને હમેશાં ઘણીવાર આવતી મૂર્છા, ઉંધા પડવુ, ગભરામણ, અને દુખાવો તદન ટળી ગયા છે રેવાકાંઠા પેન્ડ પોલી એજન્ટ સાહેબ ન જ મહેતા લખે છે કે સૌ બહેન × ને ભૂત વળગાની પેઠે ઘુમ રહેતી અને કમામથઇ બેચાર જગ્યાએ દઇ આવાડીઆમાં કમજે આવ્યુ છે, વગેરા કેમ્પ ટે છો. જે લખે છે કે + નવ માસથી પથારીમા પડી રહી તણાતી, બેશુદ્ધ બનતી અને ગડથે વાતી, તે બધુ અર કતારમા સુધર્યું.

ઇ ઇ તા० ૨-૧૧-૧૪ લખો છગનલાલ લલ્લુભાઇ શાહ દેથીનાસાવાળા

સંશોધક-હિસ્ટીરીઆ—ડભોઇ (વડોદરા)




## ડા. બાટલીવાળાની રામબાણ દવાઓ.

૧ દરેક જાતના તાવ માટે "એગ્યુ મિક્ષ્ચર" અને "એગ્યુપીલ્સ" આપણાછે

૨ "દરાજનો મલમ" એક દિવસમાં દરાજ, ખુજલી અને ટીકટાડે છે કિ, ૪ આના

૩ "કોલેરા" ઉલટી, જુલાબ અને કોલેરાના જંતુનો નાશ કરે છે કિ, રૂા ૩

૪ "હેરટોન" સફેદ બાલને કાળા કરી ઘડપણમાં જુવાની બતાવે છે કિ રૂ. ૧

૫ "અબરીલી ટોનીક પિલ્સ" શરીર સરકત બનાવવાનો રામબાણ ઇલાજ રૂા ૪

૬ "દાંતનુ મંજન" દાંતને મજબુત કરનાર સુગંધી મંજન કિ૦ આના ૮ તયાર

આ દવાઓ દરેક બજારોમાં મળે છે નહિ તો લખો-ડૉ૦ બાટલીવાળા મુંબઇ-વરલી દાદર



આ પત્ર સુરત ખપાટીઆ ચકલાપર આવેલા "મુળચંદ આશીષ દ્વાર" ધી સુરત જૈન પ્રિન્ટીંગ પ્રેસ"માં દલપતરામ ઠાકોરરામ ભટ્ટે છાપ્યું, અને સુરત સોનાફળીઆમાં આવેલી સત્સંગ પત્રની ઓફીસમાંથી દલપતરામ ઠાકોરરામ ભટ્ટે પ્રસિદ્ધ કર્યું

"દુર્વ્યસન નિષેધક, જીવદયા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ" સુરત,
દર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રકટ થતું પાક્ષિક પત્ર.

# સત્સંગ.

વર્ષ ૬ ઠું.) પોષ-અમાવાસ્યા. (વિક્રમ સં. ૧૯૭૧. (અંક ૧૨ મો.

*Abstinence* *Mercy* *Morality.*

मातर.सर्वभूताना गाव.सर्वसुखावहाः ।




श्लोक.

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.
सेतानफळीआ–सुरत.



તા ૧૬ જાન્યુઆરિ સને ૧૯૧૫ ને શનિવાર.

વાર્ષિક લવાજમ અગાઉથી રૂ ૧), આશ્રયે ઇચ્છાનુસાર પોસ્ટેજ ૦।≈

## સત્સંગ–વિષયાવલિ.

(વિષય–વિભાગ.) (લેખક.)




૧૯૧૫ના જાન્યુઆરીથી ત્રીજું વર્ષ શરૂ થશે

ગુજરાતી ભાષાનું શ્રેષ્ઠ
માસિક પત્ર




સુંદર કાવ્યો ઐતિહાસિક, સાંસારિક નવલ કથાઓ ધર્મ નીતિ અને અન્ય પ્રકારના મનન લાયક ઉત્તમ લેખો 'વિવેચક'માં આવે છે, તે ઉપરાંત બંગાળી, મરાઠી, હિંદી, અને અંગરેજી ભાષાની શ્રેષ્ઠ માસિકોમાંથી લેખોનાં સરસ ભાષાંતર આપવાની ગોઠવણ થઈ. તે ઉપરાંત દર માસે ગ્રાહકોને પ્રશ્ન પુછી નાની પુસ્તકો ભેટ આપવામાં આવે છે. માસમાં મદદ કરનારને ૧૯૧૩ તથા ? ભેટ મળશે. તુરત નામ નોંધાવો. અંક માટે બે આનાની ટીકીટ બીડવી. ખરું ઉત્તમ સાધન જાવ પુછો. હિંદમાં લવાજમ ભેટના પોસ્ટેજ વી. પી. રૂ. ૧–૧૦–૦; હિંદબહાર રૂ. ૧–૧૪–

વ્યવસ્થાપક 'વિવેચક'

લી. હા.
નં. ૩૦

નવીન ચમત્કાર! નવીન સાહિત્ય! નવીન પ્રકાશ!

# સસ્તું અને સારામાં સારૂં

નવા પ્લૅનપર રચાયલું

દળદાર

નવીન માસિકપત્ર

# "અનુવાદ."

### નવા પ્લૅન ઉપર એટલે શું?

ગુજરાતમાં આજ દિન સુધી કોઈ પણ માસિક આ ઢબ ઉપર પ્રગટ થયુંજ નથી. એટલે એની અંદર ગમે તેવા લેખકે લખેલા, કંટાળો આપે એવા અને નિરર્થક લેખો આવશે નહિ પણ સારામાં સારાં અને દુનીઆમાં બધે પ્રસિદ્ધિ પામેલાં સંસ્કૃત, અંગ્રેજી, ફ્રેંચ, બંગાળી, મરાઠી, હિન્દી, ઉર્દુ, જાપાની માસિકો જેવાં કે મોડર્ન રિવ્યુ, ઇન્ડિયન રિવ્યુ, હિન્દુ રિવ્યુ, વર્લ્ડ્ઝવર્ક, જાપાન મેગેઝીન, ડૉન, લિટરેચર, ઇન્ડીઅન એજ્યુકેશન, પ્રવાસી, ભારતી, માનસી, ભારતવર્ષ, પ્રતિભા, વિજ્ઞાન, માસિક મનોરંજન, નવયુગ, લોકશિક્ષણ, સરસ્વતી, ઇન્દુ, મર્યાદા, પ્રભા, વગેરેમાંથી ચૂંટી કાઢેલા ઉત્તમમાં ઉત્તમ લેખો આવશે.

### "અનુવાદ"ના ગ્રાહકને ખાસ લાભ શા છે?

ગુજરાતી ભાષામાં એવાં થોડાંજ માસિક છે કે જેના વિષયો સંગીન અને મનન કરવા જેવા હોય અને જેનું વાચન લાંબા સમય સુધી ચાલી શકે. પણ અનુવાદ માસિક વડે દુનીઆના સુધરેલા દેશોના શ્રેષ્ઠ વિદ્વાનોના વિચાર જાણવા મળશે. બીજા દેશોમાં કેવા કેવા નવા વિચાર પ્રકટ થાય છે, શી શી શોધખોળ થાય છે, કેવી કેવી હીલચાલ ચાલે છે તે બધું માત્ર આ એકજ માસિક વાંચવાથી જાણી શકશો.

### 'અનુવાદ'માં કેવા કેવા વિષયો આવશે?

ધર્મ, તત્વજ્ઞાન, કર્તવ્ય, સંસાર, આરોગ્ય, કેળવણી, વેપાર, હુન્નર, કળા, ખેતી, યોગ, મનોબળ, હિપ્નોટીઝમ, પરલોક સંબંધી માહીતી, સાયન્સ (વિજ્ઞાન) દેશદેશની જાણવાજોગ હકીકત, રમુજી ટુંકી વાર્તાઓ, બોધદાયક, મનોવેધક ચાલુ વાર્તાઓ અને નાટકો, ઇતિહાસ, પ્રવાસ વર્ણન, મહાપુરૂષોનાં, ભક્તોનાં પરોપકારી પુરુષોનાં જીવનચરિત્રો (બની શકે ત્યાં સુધી તેમના ફોટા સાથે) વગેરે અનેક ઉપયોગી, જિંદગીને પવિત્ર અને સુખી બનાવે તેવા લોકપ્રિય વિષયો આપવામાં આવશે. તેથી દરેકે દરેક અંક કીમતી રત્ન જેવો નીકળશે. તે ઉપરાંત ગુજરાતી ભાષામાં કદી પણ નહિ છપાયલાં પુસ્તકો

### જાહેરખબર આપનારાને ઉત્તમ તક.

અનુવાદ તેની ઉપયોગિતાને લીધે ગામેગામ ને ઘેરેઘેર ફેલાશે એ નિ:સંશય છે. અને તેના પહેલા અંકની ૨૦૦૦ કોપી કાઢવામાં આવનાર છે. માટે જાહેરખબર આપનારાઓને આ એક ઉમદા તક છે ભાવ વગેરે માટે પત્રવહેવારથી પુછાવો. લોકોપયોગી અને પ્રમાણિક ધંધાને લગતી જાહેરખબરોજ આ માસિકમાં લેવામાં આવશે.

### આફ્રિકાનાં ગ્રાહકોને સૂચના

આફ્રિકા ખાતે અમે અમારા એજંટ તરીકે મી રણછોડભાઈ વહાલજીભાઈ પટેલ, પાટીદાર ટ્રેડિંગ કંપની, P. O Box 4111 એમને નીમ્યા છે માટે તેમને લવાજમ ભરવામાં આવશે તો પણ ચાલશે અમારા ઉપર બારોબાર પોસ્ટલ ઓર્ડર મોકલનારે પોસ્ટલ ઓર્ડરમાં પોસ્ટ ઑફિસનું નામ સુરત ગોપીપુરા ઑફિસ, અને નાણાં લેનાર તરીકે કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતાનું એકલાનુંજ નામ લખવું.

### એજંટો જોઇએ છીએ.

આ માસિકનો બહોળો ફેલાવો કરવા માટે આબરૂદાર, પ્રમાણિક અને લાગવગ ધરાવનારા એજંટો જોઇએ છીએ શરતો માટે પત્રવ્યવહારથી પૂછાવો

લિ૦ સેવકો

ચંદુલાલ બહેચરલાલ પટેલ, બી એ.
નર્મદાશંકર બાલાશંકર પંડ્યા.
કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા
સંયોજકો "અનુવાદ"

### નામ નોંધાવવાનું ઠેકાણું.

"અનુવાદ" ઑફિસ,
પારસી શેરી, સુરત.

---

દાનનું ઉત્તમ ક્ષેત્ર

### જ્ઞાતિ સેવાનું સર્વોત્તમ કામ.

### યુવકમંડળ પાટીદાર બોર્ડિંગ હાઉસ.

ત્રણ વરસથી સુરતમાં સ્થાપન થયું છે ગુજરાત કાઠિઆવાડના કોઇ પણ વિભાગનો પાટીદાર વિદ્યાર્થી દાખલ થઇ શકે છે સેંકડે ૧૦ ટકા પર જ્ઞાતિના વિદ્યાર્થીને પણ દાખલ થવાનો લાભ આપી શકાશે દરેક જ્ઞાતિબંધુઓને અને ઉદારચરિતોને વિનતિ કરવામાં આવે છે કે આ સંસ્થા તરફ પોતાનો હાથ લંબાવવા કૃપા કરવી દાન કરનારના નામ "પટેલબન્ધુ"માં છાપવામાં આવે છે આ સંસ્થાનું પોતાનું મકાન કરવાની યોજના ઘડવામાં આવી છે રૂ ૨૫૦ આપનારાના નામની ઓરડી બંધાવી તેમનું નામ અમર કરવામાં આવશે બે જણ મળીને પણ ઓરડી બંધાવી શકાય છે ૫૦રૂ કરતાં વધારે ભરનારના નામોની આરસની તખ્તી લાયબ્રેરી હૉલમાં ચોઢવામાં આવશે જેમને પ્રભુએ સારી સ્થિતિમાં મૂક્યા હોય તેમણે આવા પવિત્ર કામમાં અવશ્ય મદદ કરવા ચૂકવું નહિ આજ સુધીમાં ૧૮ ઓરડી નોંધાઈ ગઈ છે લખો

પારસી શેરી, સુરત } ચંદુલાલ બહેચરલાલ પટેલ બી એ
કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા

### પટેલબન્ધુ.

સાત વરસથી પાટીદાર કોમની કૃષિ, સમાજ, સાહિત્ય, કેળવણી, પ્રવાસ, વાર્તાવિનોદ, વગેરે અનેક વિષયો પર ઉત્તમ લેખો આપી સેવા બજાવતું માસિકપત્ર, જેને માટે વિદ્વાનો અને મોડર્નરિવ્યુ, ગુજરાતી, સુંદરી સુબોધ વગેરે પ્રખ્યાત વર્તમાનપત્રોના ઉંચા અભિપ્રાય છે મોટા ૩૨ પાના દર માસે અપાય ઉપરાંત પરિષદ્ અને દીવાળીના ખાસ દળદાર અંકો જાણીતા વિદ્વાનોના લેખો સાથેના બહાર પડે છે તે લાભ જૂદો જ વળી દર વર્ષે એક ઉત્તમ પુસ્તક ભેટનું પણ અપાય છે આ રીતે માત્ર સવા રૂપીઆના લવાજમમાં પુસ્તક સાઇઝના ૧૦૦૦ કરતાં વધારે પાનાનું વાચન આપવામાં આવે છે. નવા ગ્રાહક થનારને મફત નામે પ્રોત્સાહક કાવ્ય તથા કન્યાવિક્રયદોષદર્શન નામનું પુસ્તક ભેટ મળશે લખો

કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા
ઑન ત ની 'પટેલબન્ધુ' પારસી શેરી–સુરત



સુરત ખપાટીયા ચકલા પર આવેલા શાહ ખુશાલદાસ અમીચંદના ધી સુરત "જૈન" પ્રીન્ટીંગ પ્રેસમાં મગનભાઈ ભાઈદાસે છાપ્યું.

अहिंसा परमो धर्मः ।     आत्मवत् सर्वभूतेषु ।

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।



(વસન્તતિલકાવૃત્ત)

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરુથી સમૃદ્ધ,
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सतां किमु न मंगलमातनोति ।

વર્ષ ૬ઠ્ઠું ]  પોષ-અમાવાસ્યા.  વિક્રમ સં. ૧૯૭૨.  [અંક ૧૨મો.

## મોહાવૃત ચેતનને !



(હિન્દી કાવ્યની છાયા)

(ગજલ-તાલ દાદરા)

જાગ જાગ જાગ મોહ નીંદથી અરે !
ભાગ ભાગ ભાગ ભોગ જાળથી પરે !—જાગ—

વિષયોની જાળમાં ફસી છૂટીશ ના કદી,
જન્મે જન્મ વિષય તણી સંગતિ જડી,
વિના વિરાગ કોઇ ના ભવસિન્ધુને તરે !—જાગ—

વર્ષ ગયું માસ ગયો દિન ગઇ ઘડી,
દુનીઆંના કારોબારમાં ખબર નહિ પડી,
સમીપ કાળ આવિયો પણ ના જરા ડરે !—જાગ—

સંગતથી દેહ સ્વરૂપને વિસારિયું,
જગત માની સત્ય મન યથેચ્છ વ્હાવિયું,
દિનરાત કરી શોચ રાગ-દ્વેષથી ભરે !—જાગ—
સ્વરૂપ તારૂં તું જરા વિચારી જો મથી,
ઈશ્વર છે તારી પાસ જે તુજથી જુદો નથી,
તું સેવ માની સત્ય વેદ વચન આ ખરે !—જાગ—

"શારદા-વિહાર"
દવાડિઓ ચકલો સુરત. } છોટુભાઈ દાજીભાઈ દેશાઈ.



## દુનીઆમાં કહેવાતાં વ્હાલાંઓ,



[ કવ્વાલી ]

તમારૂં કો નહી જગમાં, સહુ કો સ્વાર્થ સાથી છે !
પરમાર્થ નામ છે દીલમાં, તમારો એજ સાથી છે !
કહેવાએ તમારા તે, અરિની ખોટ સારે છે !
તમારા કામ શું આવે તમારા તમને મારે છે !
ખજાના તેજ દેખીને, તમારી પાસ આવે છે !
હળાહળ હૃદયમાં રાખી, પ્રભુતા એ બતાવે છે !
ફના દોલત થતા ભાઈ, તમારી દૂર નાશે છે !
છુરી વિણુ ના કસાઈ એ, તમારી ડોક રેંસે છે !
તમારા ના કહો કોને, નહિ કોઇ તમારા છે !
સહુકો સ્વાર્થના અંગે, તમારા વળગનારા છે !
હું તમારો છું તમો મારા, સહુ એ તો લવારા છે !
નહી તારા નહી મારા, સહુ નિજના સહારા છે !
સારતા સુખની સરતાં, તમારાં છિદ્ર ખોલે છે !
તમારા જે મધુર વદના, બુરૂં બાપુ તે બોલે છે.
તમારાં '.રે ' કરો જોઇ, પ્રણય વિણુ ના એ ખૂટા છે !
જગતમાં કોનું ના કોઇ, સંબંધી સર્વ જૂઠા છે !

જગતમાં સારૂં જે કીધું, તમારૂં તે સદાનું છે !
કરેથી રંકને દીધું, તમારૂં તે થવાનું છે !
કમાઇ જગતની સચ્ચાઇ, તમારી થઈ સદા રહે છે !
બુરાઇ દિલમહિં ધારી, થવાની તો બુરાઈ છે !
સચ્ચાઇ જો કીધી પ્યારી, ઉન્નતિ તો થવાની છે !
ખરાનું ધ્યાન કરનારા, તરી જગ આ જવાના છે !
પરમારથ કામ કરનારા, સુખી વિશ્વે થવાના છે !

માંડવી-મુબાઇ } જીવનલાલ એચ ઘડીઆળી.



# ધર્મ નિર્ણય.

(લેખક—રા અભ્યાસી સુરત.)

નિર્ણય કરનાર એવો હોવો જોઇએ, કે જેની બુદ્ધિમા ન્યાય ભર્યો હોય, જેની બુદ્ધિમાં ઇશ્વરેજ ધર્મતત્ત્વ સ્થાપિત કર્યું હોય, જેની બુદ્ધિમા પક્ષપાત ન હોય તેજ યથાર્થ નિર્ણય કરી શકે છે એવા પુરુષનેજ શાસ્ત્રમા યથાર્થવકતા–આપ્ત કહે છે એના વચનને પ્રમાણ માને છે જે પુરુષ આપ્ત નથી, તે એક પક્ષમા રહી બીજા પક્ષનો અનેક યુક્તિઓ અને પ્રમાણો બતાવી ખડન કરવા ઇચ્છે છે આવા અનાપ્ત પુરુષો દ્વારા પથો પ્રસાર પામ્યા છે જેને લીધે લોકોમાં પ્રાય ધર્મ સબધી કલહ ઉત્પન્ન થયા કરે છે આવા સજોગોમાં જે રાજદ્વારથી પ્રબલતા પામે છે, તે મતની વૃદ્ધિ થાય છે, અને અન્ય ધર્મ તેના પ્રચારમાં પ્રયત્નો નડતા પાછળ પડે છે આવી રીતે રાતદિનની સમાન વૃદ્ધિ હાનિનું બજાર નરમ ગરમ રહે છે જે પુરુષ પોતાના અને બીજાના સમયને જાણે છે, જે ધર્મ જ્ઞાન, વૈરાગ્ય ભક્તિયુક્ત તથા નિષ્પાપ અને સદાચરણ હોય છે, તેને આપ્ત કહે છે એ સિવાય યોગ-ધર્મ બળને લીધે ઋષિઓને ભૂત-ભવિષ્ય-વર્તમાનનું જ્ઞાન હતુ, એમનું ચિત્ત રજોગુણ અને તમોગુણના સ્પર્શથી બચ્યુ હતુ. તથા સત્ત્વગુણથી અવલિપ્ત હતુ, આથી સંસારમાં એઓ આપ્ત મનાતાં હતા તેઓ સત્યવાદી હતા, જેથી એમના સમયમાં સનાતન આર્યોનો વેદ વિહિત ધર્મ એકજ રીતિ પર ચાલતો હતો પરસ્પર ભેદભાવ યા કલહનું નામ પણ ન હતુ જયારે સસારમાં અનાપ્ત પુરુષોની પ્રબળતા વધી પડી અને ત્યારેજ ભેદભાવ અને કલહની દુકાનો ખોલાઇ ગઈ

શ્રી કૃષ્ણ ભગવાન્ અને વેદવ્યાસ ભગવાનના પ્રાદુર્ભાવ પહેલાં નાસ્તિક મત ઉભો થયો હતો, જે રાજાઓમાં ફેલાવો પામવાથી કંસ, દુર્યોધન, જરાસંઘ, નરકાસુર આદિ ક્રૂર જન ઉત્પન્ન થયા, જગતને દુઃખ દાતા થઇ પડયા જ્યાં રાજાજ દુઃખ દેનાર હો ત્યાં પ્રજા બિચારી કરી પણ શું શકે? જેમ કોઈ માળીના બગીચાને ચોર તેમજ પશુઓ ઉજડ કરવા મંડે, તો તેના રખવાળાને ચિંતા થય છે, અને તે પ્રસત્રાયોને નિવારવા યત્નશીલ થાય છે તેમજ પ્રભુને પણ ચિંતા થઇ મોટા મોટા ઋષિ-મુનિ પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા પ્રભુએ એમની પ્રાર્થના સાંભળી માર્કંડેય પુરાણના ઓગણીસમા અધ્યાયમાં લખ્યું છે કે-

अधर्मस्य विनाशाय धर्माचारार्थमेव च ।
अनादि निधनो देव. करोति स्थितिपालनम् ॥

ગીતામાં કહ્યું છે કે-

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥

પરમેશ્વરે એક શસ્ત્રધારી અને બીજો શાસ્ત્રધારી એવા બે કૃષ્ણ રૂપ ધારણ કર્યા છે. એમાં પહેલા શસ્ત્રધારી કૃષ્ણ શ્રી કૃષ્ણ અને બીજા શાસ્ત્રધારી કૃષ્ણ વેદવ્યાસ વ્યાસજીએ વેદનો સાર યથાર્થ સમજાવવા સારૂ વેદની ઉપર બ્રહ્મસૂત્ર રચી એમાં નાસ્તિકોના કુતર્કો અને ભેદવાદીઓના અનેક મતોનું ઉચ્છેદન કરી સીધી સડક બાંધી પરમેશ્વરને સમજવાના જ્ઞાનને નિર્મળ કરી બતાવ્યું વેદોક્ત ધર્મને સમજાવવાને સારૂ પોતાના શિષ્ય જૈમિનિ પાસે વેદ પર ધર્મસૂત્ર રચાવ્યું, જેમાં નિર્મળ ધર્મતત્ત્વ બતાવ્યું છે શ્રી કૃષ્ણજીએ પાંડવોને આગળ કરી નાસ્તિક રાજવંશીઓનો સંહાર કર્યો અને જ્યારે એમના પુત્ર શ્રી કૃષ્ણજીને શરણ આવ્યા, એમને વેદવ્યાસજીએ કહેલા વેદાર્થ સમજાવી આસ્તિક બનાવી એમના પિતાના રાજ સિંહાસન પર નિયત કીધા

વેદવ્યાસજી પોતે વિષ્ણુ હોવાથી એમણે મનુષ્યોનોધર્મ બ્રહ્મના માર્ગને વેદાર્થ બનાવી સ્વચ્છ કીધો, જે માર્ગ આજ સુધી ચાલતો રહ્યો છે ભારતવાસી અન્ય ગ્રંથોનો તર્ક શીખવાને માટે ભલે અભ્યાસ કરે પરંતુ તેઓ મર્મ તો વ્યાસજીનોજ માને છે ભારતવાસી વ્યાસજી વિના અન્ય કોઇના પણ પ્રમાણ પ્રતિ એવી ગૌરવભરી દૃષ્ટિથી જોતા નથી. ભગવાન્ વ્યાસાચાર્ય પોતે આપ્ત છે જગત્કર્તા પરમેશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ છે, અવ્યક્ત છે, એમની ઉપાસના થવા માટે પુરાણોમાં એમના અનેક સ્વરૂપ કલ્પી એમની ઉપાસના કરવાની રીતિ બતાવી છે, અને સમજે છે કે એ વ્યક્ત સ્વરૂપ તે અવ્યક્તનુંજ છે, તથા વિરોધ ન કરતાં કહે છે કેઃ-

चिन्मयस्याद्वितीयस्य निष्कलस्या शरीरिणः ।
उपासकाना कार्यार्थे ब्रह्मणो रुपकल्पना ॥

ભારત વર્ષમાં આવો યથાર્થ ધર્મ ચાલતો હતો સનાતન વૈદિક ધર્મમાં ફૂટ પડી ન હતી સર્વ એક ધર્મજ પાળતા હતા તદનન્તર અલ્પ બુદ્ધિ તથા આસુરસ્વભાવયુક્ત પુરૂષો યથેચ્છ વેદ વિચાર કરી કોઇ સ્વરૂપની પ્રશંસા અને કોઇની નિંદા કરવા લાગ્યા. એટલે સુધી કે એકવાર પુનઃ પહેલાની પેઠે નાસ્તિક સમાજ ભેગો થયો. જેઓ નાસ્તિકતાભર્યા તર્કો ઉભા કરી અજાણ્યુ આર્યોને નાસ્તિક બનાવવા લાગ્યા ત્યારે ભગવાને શંકરાચાર્ય રૂપથી પ્રકટ થઇ સુધન્વા રાજાદ્વારાં વેદવ્યાસજીએ કહેલા મતને સ્થાપિત કીધો આ સુખસ્રોત ચિરકાળ સૂધી વહેતો રહ્યો તદનન્તર અતિ પ્રાચીન સમયમાં આર્ય સંતાનોમાંથી જે યવન થઇ ગયા હતા એમનું રાજ્ય વૃદ્ધિ પામ્યું, તેઓ પણ વેદ માર્ગપર કુહાડી ચલાવવા લાગ્યું યવનોના બે ભેદ છે ક્રૂર યવન અને સુશીલ યવન એમા પહેલો ક્રૂર યવનોનો અમલ થયો. એમણે આર્યસંતાનોની પૂજનીય મૂર્તિને ભાગી નાખી, પુસ્તકો બાળી નાખ્યા, અને અનેક આર્યસંતાનોને મારી કાપી નાખ્યા ત્યાર પછી હાલ સુશીલ યવનોનો રાજ્ય સમય આવ્યો છે. એઓ તે ક્રૂર જેવો ઉપદ્રવ કરતા નથી એમનામાં પણ બે મત છે. કેટલાક આપ્ત અને કેટલાક અનાપ્ત. જે આપ્ત છે તેઓ સનાતન આર્યોના વેદાદિ અનેક પુસ્તકો જોઇ પ્રસન્ન થાય છે અને સંસ્કૃત ભાષાને સૌથી પ્રથમ તથા બધી ભાષાઓની માતૃભાષા માને છે. વેદની ઘણી પ્રશંસા કરે છે, અને જેઓ અનાપ્ત છે, જેઓ આપણા ધર્મ માટે કહે છે કે એ મનુષ્યે બનાવ્યો છે, એમા ઘણી ઉચ્છેદનીય બીના છે, એમા અધ્યાત્મ વિદ્યા આદિ કોઇ ઉત્તમ લેખ નથી એટલે સૂધી કે તેઓ ગુણોને પણ દોષ રૂપથી વર્ણવે છે તેઓ ચાહે છે, કે વર્ણભેદ દૂર થઇ જાય ભોળા ભારતવાસીઓની વેદોક્ત સનાતન ધર્મપરથી શ્રદ્ધા દૂર કરવાને માટે અનેક યુક્તિઓ બનાવી કહે છે, કે સનાતની આર્યસંતાન હિંદુ અનેક દેવતાઓને પરમેશ્વર માને છે, પુનર્જન્મ માને છે, વેદને ઇશ્વરોક્ત માને છે, પહેલાના હિંદુ અને અમે વિદ્યા વંશ અને ધર્મમાં એકજ હતા પરતુ પાછળથી હિંદુઓ સાથેનો અમારો સબંધ છુટો પડયો, હિંદુઓમા પહેલા જાતિભેદ ન હતો, કાલાન્તરમાં પાછળ પડયો છે, હિંદુ મંત્ર શાસ્ત્રને માને છે, એ ઉચિત નથી પહેલા લોક માંસ ખાતા હતા ઇત્યાદિ

[ અસમાપ્ત. ]

—o∞o—

# શ્રીમદ્ભગવદ્ગીતા.



લેખક-રા રા ભગવાન શિવશંકર ભટ્ટ-મિશન હાઇસ્કૂલ, સુરત,

(અધ્યાય ૬ ઠ્ઠો)

જે કર્મ ફલ આશ્રય રહિત થૈ નિત્ય નૈમિતિક કરે,
કહે કૃષ્ણ તે કરતો છતો સન્યાસી યોગી છે ખરે! ૧
કહ્યો પાર્થ જે સન્યાસ શ્રુતિએ યોગ તું તેહજ લહે,
સંકલ્પત્યાગવિના ન કોને થવું યોગી સંભવે ॥ ૨

જે યોગ તત્પર મુનિ તેને, કર્મ સાધનરૂપ છે.
છે જ્ઞાન પ્રાપ્તિ માટ યોગારૂઢને સંન્યાસ તે. ૩
ઇન્દ્રિય વિષયને કર્મમાં આસક્તિ રહિતજ થાય છે;
સંકલ્પ માત્ર રહિત–યોગારૂઢ તવ કહેવાય છે. ૪
કરે આત્મથી ઉદ્ધાર આત્મા તણો, નવ ડૂબાવતો;
આત્મા તણો છે બન્ધુ આત્મા–શત્રુ પણ તેહજ થતો. ૫
જીતેલ આત્મ વિવેકથી આ સંઘ આત્મા જે નરે;
તે નર તણો આત્માજ આત્મા તણો બન્ધુ છે ખરે,
વળી જે નરે નથી વશ કર્યો આત્મા જ નિજ વિવેકથી;
વર્તેજ આત્મા તે તણો થઈ આત્મ શત્રુ સર્વથી. ૬
શિત ઉષ્ણને સુખ દુ:ખ, માન અમાનને પ્રાપ્તજ છતો;
જે જીતેન્દ્રિય સમબુદ્ધિ આત્મા સમાધિસ્થિત તે યતો. ૭
વળી તૃપ્ત જ્ઞાન વિજ્ઞાનથી, વિક્રિય રહિત જીતેન્દ્રિ જે;
લોષ્ઠાશ્મ કાંચન જુએ સરખાં, યોગી યોગારૂઢ તે. ૮
સમ મિત્ર શત્રુ ઉદાસીન મધ્યસ્થ, દ્વેષી બન્ધુ જે,
વળી સાધુનેજ અસાધુમાં સમભાવી તે નર શ્રેષ્ટ છે. ૯
એકાકી યોગી નિગ્રહી ચિત, થઈ જ સ્થિત એકાન્તમાં;
આશા અને પરિગ્રહ રહિત થૈ જોડતો ચિત યોગમાં. ૧૦
કો પવિત્ર સ્થળમાં યોગી આ નવ ઊંચું નવ નીચું ખરે;
મૃગચર્મ વસ્ત્રયુક્ત દર્ભાસને સ્થિર આસન કરે. ૧૧
પછીસ્થિત થઇતે આસને ઇન્દ્રિય ચિત નિગ્રહ કરે;
એકાગ્ર મન કરી આત્મ શુદ્ધિ માટ યોગજ આદરે ૧૨
સમ કાય–મસ્તક–ગ્રીવા નિશ્ચલ કરી દૃઢ યોગી ધરે;
પછી લક્ષી નાસિકાગ્રને નવ દિશા અવલોકન કરે. ૧૩
ગતરાગદ્વેષ નિશંક થૈ બ્રહ્મચર્ય વ્રતમાં સ્થિતિ લહે;
મન નિગ્રહી મમયુક્ત થૈ તે મત્પરાયણ થઇ રહે. ૧૪
એ પેર મતને જોડતો તે યોગી નિયતમની થતો;
મમસ્વરૂપ મૂલ નિર્વાણ પરમજ શાન્તિને તે પામતો. ૧૫
હે પાર્થ અતિ આહારી તેમજ અનાહારી હોય જે;
અત્યન્ત નિદ્રાશીલ અતિ જાગૃત યોગ ન સિદ્ધ કરે. ૧૬
મિત અહારે વિહારમાં મિતપ્રવૃત્ત કર્મોમાં છતો;
વળી સ્વપ્ન જાગૃત નિયમીને આ યોગ દુઃખનાશક થતો. ૧૭

વૃત્તિયકી વાળેલ ચિત આત્મા વિષે સ્થિત થાય છે;
નિસ્પૃહ થતો સહુ વિષયથી તવ મુક્ત તે કહેવાય છે. ૧૮
જયમ દીપ વાયુ રહિત દેશે હાલતો હિસતો નહિ;
દ્દષ્ટાન્ત એ યતચિત્તયોગી તણા અંતરનું સહી. ૧૯
તે યોગ-જેમાં યોગ સેવ્યે નિરૂદ્ધ ચિત્તજ ઉપરમે;
આત્મા વડે જોતોજ આત્મા, આત્મમાંજ જઈ રમે. ૨૦
ઇન્દ્રિય તણો નહિ વિષય જે સુખ અનન્ત બુદ્ધિગ્રાહ્ય છે;
જ્યાં સ્થિત થઇ રહી અચળ તેને અનુભવે-છે યોગ તે. ૨૧
જે પામીને નવ અધિક બીજો લાભ માને તે થકી;
જ્યાં રહ્યો યોગી મહત દુઃખે થકી પણ ન ચળે નકી. ૨૨
વળી દુઃખ સંબંધે રહિત જે સ્થિતિ જાણો યોગ તે;
તે યોગ નિશ્ચે શાન્ત ચિત્તે સેવવાને યોગ્ય છે. ૨૩
સંકલ્પભૂત સહુ કામ તેને વાસનાસહ ત્યાગીને;
મનવડે ઇન્દ્રિય રોકતો સહુ વિષયથી યોગીજ જે. ૨૪
ધીમે ધીમે તે નિરોધે મન ધૈર્યથી બુદ્ધિ વડે,
મન સ્થાપી આત્મા વિષે કિઞ્ચિત માત્ર ચિન્તન નવ કરે. ૨૫
જેજે નિમિત્તે ચપળ મન આ વિષય રૂઢ થઇ વિચરે.
તે તેથી તેને નિગ્રહી આત્મા વિષે રૂન્ધન કરે. ૨૬
વિક્ષેપ-લયના હેતુ રજ તમ રહિત શાન્ત થયો છતો;
જે બ્રહ્મભૂત આ યોગી નિશ્ચે સુખજ ઉત્તમ પામતો. ૨૭
એ પેર પાપ રહિત યોગી સદા મન જોડયો જતો,
સુખે કરી બ્રહ્મસ્વરૂપ એવાં અનન્ત સુખને પામતો. ૨૮
આ યોગયુકતાત્મા પુરૂષ સર્વત્ર સમદર્શી થતો;
સહુ ભૂતમાં આત્મા અને આત્મા વિષે ભૂત દેખતો. ૨૯
જે સર્વમાં દેખે મને ત્યમ સર્વ હુંમાં દેખતો;
ન કદી પરોક્ષ હું તેહને તે પરોક્ષ મુજને નવ થતો, ૩૦
જે સર્વભૂતસ્થિત મને એકજ ધારીને ભજતો દિસે;
વ્યવહાર કરતો સર્વથા તે વર્તતો મહારે વિષે ૩૧
હે પર્થ જે સહુ પ્રાણીમાં આત્માતણા દ્દષ્ટાન્તથી;
સુખ દુઃખને સમ દેખતો તે યોગી શ્રેષ્ઠજ સર્વથી. ૩૨
હે કૃષ્ણ આ જે યોગ આપે કહેલો છે સમપણે;
નહી જોઉં હું સ્થિરસ્થિતિ તેની મનને ચંચળપણે. ૩૩

હે કૃષ્ણ મન મથનારૂં ચંચળ ધીટ ને બળવાન જે,
તે તણો નિગ્રહ, વાયુ નિગ્રહવત, હું માનું કઠિન તે ૩૪
હે પાર્થ મન ચંચળ અને દુનિગ્રહી કહેવાય છે,
તો પણ સદા અભ્યાસ ને વૈરાગથી વશ થાય છે. ૩૫
અનઆગ્રહીને યોગ તે દુષ્પ્રાપ્ય એ સંમત મને,
તોય યત્નથી મન નિગ્રહી તે પ્રાપ્ત કરવો શક્ય છે ૩૬
હે કૃષ્ણ યોગ ચલિતમન શ્રદ્ધાળુ યત્ન રહિત જે,
નહિ યોગસિદ્ધિ પામતા આખર લહે શી ગતિજ તે ૩૭
હે પાર્થ કર્મ રહિત ને વળી બ્રહ્મમાર્ગ વિમૂઢ જે,
છિન અભ્રવત્ કયમ નહિજ પામે નાશ, ઉભયે ભ્રષ્ટ તે. ૩૮
હે કૃષ્ણ આપેજ યોગ્ય પુર સંદેહ એ મુજ છેદવે,
કારણ ન અન્યજ કોઇ એને ટાળનારો સંભવે ૩૯
હે પાર્થ તેનો નાશ નહિ આ લોક કે પરલોક જે,
કારણ ન પામે દુર્ગતિ કઈ પુરૂષ શાસ્ત્ર વિહિત તે ૪૦
જો ભ્રષ્ટયોગી પામી પુણ્યકૃતલોક ચિર નિવાસ તો,
પછી પવિત્ર કે શ્રીમાન ઘરમાં જન્મ લૈ ઉત્પન થતો ૪૧
અથવા તે ઉત્પન બ્રહ્મવિદ્ બ્રાહ્મણ કુલે વળી થાય છે
કારણ જનોમાં જન્મ આ દુર્લભ અતિજ મનાય છે ૪૨
ત્યાં પૂર્વકેરા જ્ઞાનના શ્રવણાદિ સાધન પામતો,
પછી મોક્ષ સિદ્ધ માટ પૂર પ્રયત્નશીલ દિસે થતો, ૪૩
તે યત્નશીલ મોક્ષે પ્રવર્તે પૂર્વના અભ્યાસથી,
કારણ પ્રબળ છે મોક્ષજીજ્ઞાસા અતિશય કર્મથી ૪૪
મથતો વિશેષ પ્રયત્નથી તે યોગી પાપરહિત થઈ,
યતપુણ્યથી ઊંચ જન્મ લૈ પર મોક્ષને પામે સહી, ૪૫
વળી તપસી તેમજ જ્ઞાનીથી યોગી અધિક મનાયલા,
કર્મી થકી પણ અધિક માટે પાર્થ તું યોગી જ થા ૪૬
શ્રદ્ધાળુ થૈ મુજને ભજે હુમાં પરોવી ચિત્ત જે.
સંમત મને સહુ યોગીઓમાં શ્રેષ્ટ છે અત્યન્ત તે ૪૭

અર્થાત્ પાર્થ તું ભક્ત મારો અનન્યજ મુજને ભજે,
મમયુક્ત યોગી પાર્થ તું સહુ યોગીઓમાં શ્રેષ્ટ છે

૬ ઠ્ઠો અધ્યાય સમાપ્ત.

# હાલના યુવાનો અને દુર્વ્યસન નિષેધ

વિજ્ઞાનના અને વૈદકના દરેક દરેક મત દારૂની વિરૂદ્ધ છે ફ્રેડરીક ટ્રીવસ, સર બેન્જામીન રીચાર્ડસન• અને એમના જેવા વૈદકનું ઉચું જ્ઞાન ધરાવનારાઓએ મદિરાના પીણા સામે પોકાર ઉઠાવ્યોછે દારૂની નુકસાન કારક અસર દરેકને માટે સરખીજ છે. જે દારૂ પીનારાઓ પોતે પણ કબુલ કરેછે. પણ એનું લક્ષણ એવું જબરૂં છે. કે મનપરના અંકુશમાં થોડો પણ ડગમગાટ થતાં સહેલાઇથી એના શીકાર થઇ પડાયછે.

દારૂને માટે હિંદુ ધર્મમાં સખત મનાઇછે દારૂનું પીણુ અટકાવવા માટે પેપરોમાં અને માસિકોમાં જેમ્રએ એટલી ચર્ચા થાય છે ને લેકચરો થાયછે અને લૌકિક મતનું દબાણ પણ એને અટકાવવામાં અગત્યનો ભાગ ભજવેછે આટલું થતા છતાં આપણે કબુલ કરવું પડશે કે એ ખરાબી હિંદુસ્તાનમાં વધીછે

સ્કુલ અથવા કોલેજના વિદ્યાર્થીઓ એ નાશકારક પીણાને જો ધારે તો કંઇક દરજ્જે અટકાવી શકે. તે માટે એક બે રીત અહીંઆ ટાંકી બતાવવામાં આવેછે સ્કુલોની અંદર એના ગેરફાયદા દર્શાવનારા પુસ્તકો ટેક્સ્ટ બુક તરીકે રાખવાં, અથવા ચોપડીઓમાં એ વિષે પાઠ દાખલ કરવા, એ તો ગવર્નમેન્ટ કે જે કેળવણી ખાતાની સત્તા ધરાવેછે તેના હાથની વાતછે પણ વિદ્યાર્થીઓ જો ધારે તો પોત પોતાની હદની બહાર ગયા વિના એને માટે તેઓ ઘણું કરી શકે

વિદ્યાર્થીઓ જ્યારે સાંજના ફરવા નીકળે છે ત્યારે એ સેતાનના હાથમાં સપડાતા એવા ઘણાઓ નમુના નજરે પડશે. કેટલાંઓને દારૂ ભીખારી બનાવેછે. કેટલી સ્ત્રીઓ અને છોકરાઓ ઘરબાર વગરના ભટકે છે દારૂ એક એવો કીડો છે કે તે હીંદુસ્તાનના લોકોને ઉંડો કોતરતો જાય છે. અને હવે જો તેને અટકાવવામાં નહિ આવે તો તે હીંદુસ્તાનનો બહુજ બુરો છેડો લાવશે. કંઇક માણસો ટેમ્પરન્સની વ્યાખ્યા "નિયમિતપીણુ" એવી કરે છે, પણ દારૂનું વ્યસન એવું છે કે જે થોડાંથી શરૂ થઇ વધતું ને વધતુંજ જાય છે. માટે એની પાસેજ ન જવું એમાંજ ડહાપણ છે. જે લોકોને પીવાની ટેવ છે તેનાથી એ ટેવ તદન છુટી શકતી નથી અને ધારો કે તે લોકોને થોડા પ્રમાણમાં પીવાની છુટ આપીએ પણ એ નિયમિત પણું ભાગ્યે વાંમો વખત નીભી શકશે પહેલીજ વખત માણસ એની પાસે ગયો કે માની લેવું એ એનો હમેશનોજ ભક્ત બનશે પહેલો ઘુટડોજ બીજાને માટે આગ્રહ કરશે અને એમજ વધારો થયાં કરશે માટે જેને એનાથી બચવાનો વિચાર હોય તેણે તો એની પાસે પણ જવું નહિં ગવર્નમેન્ટની પાસે એક્સાઇઝ પોલીસીમાં સુધારો કરાવવો એ વિદ્યાર્થીની શક્તિથી બહાર છે પણ વિદ્યાર્થી તરીકેજ પોતાના લાગતા વળગતાઓમાં એને માટે ઘણું કરી શકાય. તમો સ્કુલ અને કોલેજોમાં ટેમ્પરન્સ સોસાયટી ઉભી કરી શકો. તમારી મીટીંગમાં એને માટે તમો લેકચરો કરી શકો અને એવી રીતે દારૂ બંધ થવાની કેટલી જરૂર છે તે તમારા સોબતીઓ અને સંસર્ગમાં આવતા બીજા માણસોને ઠસાવી શકો. જે ને પીવાની ટેવ છે એવા પર તમે સખત દેખરેખ રાખી શકો અને સોબત કે જે

એનું મૂળ કારણ છે, તેમાંથી ઘણાને બચાવી શકો અને જો તમે ધારો તો તમારા સગાં દોસ્તદાર તમારા નોકર ધોબી હજામ દૂધવાળો અને એવાજ બીજાઓ કે જે દરરોજ તમારા સહવાસમાં આવે છે તેના પર પણ ઘણી અસર કરી શકો. બેશક પહેલાં તો તમારીપર એને માટે ટીકા કરવામાં આવશે તમને હસી કહાડવામાં આવશે એમ "જોતા બેજા'ગેપ"માં ગણી કહાડવામાં આવશે પણ તમારે એ ધ્યાનમાં રાખવું કે દરેક દરેક ખરા સુધારાને એ સ્થિતિમાંથી પસાર થવું પડયું છે.

કમનસીબે એતો આપણે કબુલ કરવું પડશે કે એ ટેવ સાધારણ વર્ગમાં નહિં પણ ઉંચી ન્યાતમાં પણ જોઇએ એટલી પ્રસરી રહી છે. આપણે રેવન્યુના આંકડા તપાસીએ. અથવા તો આપણા દરરોજના અનુભવ પ્રમાણે વિચાર કરીએ તો માલુમ પડશે જે દારૂએ આપણને સકંજામાં જકડયા છે. અને પોતાની સત્તામાં વધારોજ કર્યો જાય છે.

આવા માણસોને એ સેતાનના પંઝામાંથી મુક્ત કરાવવા એ ઇશ્વરી સંદેશો છે, અને આપણે એજ માટે વખત, પૈસો અને જાત મહેનતની બનતી કોશિશ કરવી જોઇએ. પીનારા માણસોને જ છોડી દેવાનું મન તો હોય છે. પણ તેના તે વિચારોને ઉત્તેજીત કરવા એ તમારી ફરજ છે. હીંદુ અને મુસલમાનોના ધર્મમાં તો દારૂ પીવો એ મોટામાં મોટું પાપ ગણ્યું છે. એટલે તેમના ધાર્મીક વિચારોને ઉતેજીત કરતા આપણને મહેનત પડશે નહિં. મનની નિર્બળતા, જોઇતી સવડતા અને ખરાબ સોબત એ માણસને આડે માર્ગે દોરનારાં સાધનો છે. ઢોળાવ પરથી આપણે જરાક લપસ્યા કે પછી નીચે સુધી ગબડવું એતો નક્કીજ છે જો કે દારૂનો વપરાસ વધ્યો જાય છે પણ આપણે નાહિંમત થવાની જરૂર નથી. જો તમે ખરા અંતઃકરણથી એ કામ હાથમાં લો અને કોઇપણ નડતરને હિંમતથી દૂર કરો. તો તમારા કામને ઇશ્વરી મદદ મળશે અને ફતેહ પણ તમારીજ છે. તમારા મનમાં એવી ખાતરી રાખીને કામ શરૂ કરો કે એ ઇશ્વરી સંદેશ છે, અને જીત તમારીજ છે જુવાન માણસોજ ભવિષ્યના હીંદુસ્તાનના સ્તંભ છે અને માતૃ ભૂમિનું ભવિષ્ય તમારાજ હાથમાં છે માટે અત્યારથીજ એ કામ શરૂ કરો અને પરમેશ્વર તમને દરેક રીતે મદદગાર થશે.

SURAT) D'Ray. D. Desai.



## પાંચ વ્યસન.

વાંચો, વિચારો, ને ચેતીને ચાલો.

### દારૂ.

(૪)

હાલ સહુથી વધારે ફેલાએલું વ્યસન દારૂનું છે. આ લત એક બીજાનું જોઇને, ને, દારૂડીઆની સોબત કરવાથી લાગુ પડે છે. પહેલાં દારૂડીઓ પોતાના સોબતીને દારૂ મુફત,

થાય છે ને તેને ધીમેધીમે પોતાના જેવો બનાવે છે તે માણસ એક વખતે ફાંદામાં પડ્યો કે પછી તે ટેવ છુટતી નથી દારૂથી પૈસાની, ઘરની, આબરૂની ને છેવટ જીવની પણ ખરાબી થાય છે મુસલમાનોમાં કહેવત છે કે 'જો પીવે શરાબ, ઉસકા હોવે ખાના ખરાબ." આ કહેવત દારૂડીઆની બાબતમાં પુરેપુરી લાગુ પડે છે હીંદુ ને મુસલમાની ધર્મમાં દારૂ ન પીવા માટે સખત મનાઇ છે તેમ છતા લોકો દારૂડીઆના શા હાલ થાય છે, તે નજરે જુએ છે તે છતાં, આંખો મીચીને બેધડક આ બુરી ટેવમાં ફસાય છે; મોટા મોટા રાજાઓને આ વ્યસનથી નાશ થએલો આપણે ઇતિહાસથી જાણીએ છીએ દારૂડીઆ વેહેના મરેછે, તેમના હાથે વારવાર નીતિનો ભંગ થાય છે દારૂના નિશામાં મોંમાથી અપશબ્દ કાઢે, લથડતો ચાલે રસ્તામાં પડી જાય, ને ઘેર જઇને બૈરાં છોકરાને મારે છે એવા ઘણા દારૂડીઆ આપણે જોઇએ છીએ જુગાર, ચોરી છીનાળુ ને કોઇ વખતે ખુન પણ આવા નીશાબાજને હાથે વધારે થાય છે, આપણા શહેરમાંજ જે નાતોમાં દારૂ પીવાનો ચાલ વધારે છે એવી નાતો પાયમાલ થએલી આપણે નજરે જોઇ છે તે છતાં દારૂનુ વ્યસન વધતુજ જાય ? છે એ કેટલી અફસોસની વાત છે ? ખાસ કરી મોટાં શહેરમાં મીલોમાં કામ કરતાં માણસોમાં જોવામાં આવે છે, તેઓમાના કેટલાક દારૂથી થાક ઉતરે છે એમ માની દારૂ પીવા માંડે છે પણ જેઓકો દારૂ પીએ છે તેમને, બીજે દહાડે ઉબકા આવે છે ને કામ કરવાનુ મન થતુ નથી એવા ઘણા દાખલા જોવામાં આવ્યા છે કેટલાક દારૂ પીવાથી જલદર, ગાંડપણ ને લકવાના દરદ થાય છે વળી દારૂ પીનારને પ્રજા થાય તો તે નબળી હોય છે, ને કેટલીક વખતે તેનામાં ઘેના પણ પણ જોવામાં આવે છે કેટલાક લોકો એમ કહે છે કે થોડો દારૂ પીવાથી નુકશાન થતુ નથી તેથી તેઓ તે પીએ છે પણ જુદી જુદી વિમા કમ્પનીઓએ પ્રસિદ્ધ કરેલાં આકડાથી સાબિત થયુ છે કે જે લોકો દારૂને અડકતા નથી તેમનામાં સૌથી ઓછાં મરણ થાય છે, તેથી વધારે મરણ દારૂ થોડો પીએ છે તે લોકોમાં થય છે, ને વધારે દારૂ પીનારા લોકોમાં સહુથી વધારે મરણ થાય છે ઉપર બતાવેલી દલીલનો આ પુરતો જવાબ છે દારૂ કાંઇ ખોરાક કે પીવાની વસ્તુ નથી જે લોકો દારૂ પીએ છે તેમને તરસ વધારે લાગે છે કોઇ પણ જાનવરના મોં આગળ એક પ્યાલામાં દારૂને બીજા પ્યાલામાં દુધ યા પાણી મૂકો તો તે દૂધ પાણીજ પીશે દારૂનાં પ્યાલાને તે અડકી નહી આમ છતાં માણસ કે જેને પરમેશ્વરે બુદ્ધિ આપી છે તે આંખો મિંચીને દારૂના પ્યાલા ધગધગ પોતાના ગળામાં ઉતારી પોતાનાજ હાથે પોતાની બાલ બચ્ચાઓની ખરાબી કરે છે. કેમકે માં બાપનુ જોઇને બાળકો પણ તે ટેવમાં પડી જાય છે ને વળી કેટલાક દારૂડીઆ પોતાના હાથે આ જહેરરૂપી પ્યાલા પોતાના નાના નાના બાળકોને જાણે અમૃત પતા હોય તેમ પાય છે

• કોકેન

(૫)

આ થોડા વર્ષોથીજ આપણા દેશમાં દાખલ થયું છે, તે છતાં તેનો ફેલાવો ઘણો થયો છે. લોકો કોકેન પાનમાં ખાય છે ને તેથી ઘણીજ મઝાહ પડે છે એમ કહે છે, પણ આ

વ્યસનથી શરીર અશકત બની સુકાઇ જાય છે. ને ઝાડો, અતિસાર, સંગ્રહણીને ક્ષયના રોગ લાગુ પડી મરણ થએલા દાખલા મોજુદ છે.

## વિનતિ,

માટે ભાઇઓ, જો પોતાનું, બાળબચ્ચાઓનું, કુટુંબનું, સગાં વહાલાંઓનું, આડોસીનું ઓળખીતા ને મિત્રોનું, ગામનું ને આખા દેશનું ભલું ચહાતા હો તો આવાં વ્યસનોથી દૂર રહી બીજા લોકો જે આ વ્યસનોના ફંદમાં ફસાયા હોય તેમને છોડાવો તેથી હાલ જે લગભગ દશ કરોડ રૂપીઆ દર વરસે આ લતોમાં આ દેશના બરબાદ થાય છે, તેનો બચાવ થઇ તેજ પૈસાનો ઉપયોગ બચ્ચાંઓને સારો ખોરાક, સારાં કપડાં, ને સારી કેળવણી આપવામાં થશે તો પરમેશ્વરે આપણને જે ઉત્તમ મનુષ્ય દેહ આપ્યો છે. તેનું આપણે સાર્થક કર્યું એમ કહેવાશે. ને તેમ થવાને માટે એક સહેલો રસ્તો દરેક જણના હાથમાં છે, તે એ, કે ગમે એટલી આ વ્યસનો માટેની દુકાનો ઉઘડે તો પણ જો દરેક જણ પોતાનું મોં વશ રાખી આ કેફી ચીજોને અડકવું નહી એવો નિશ્ચય કરશે તો આવી દુકાનો એની મેળે બંધ થશે, ને આ કેફ રૂપી શત્રુઓનો નાશ થશે. પરમેશ્વર બધા ભાઇઓને આ વ્યસનોથી દૂર રહેવા શકિત આપો એવી મારી તેને નમ્ર પ્રાર્થના છે.

તંત્રી

## પીંછાંવાળી ટોપીઓનો મહા પાપી ધંધો.

## એ વેપારીઓની જીવદયા.

### મહાપાપ.

પીછાંવાળી ટોપીઓ માટે લાખો બીચારાં પક્ષીઓ ઉપર જુદી જુદી જાતનું ત્રાસદાયક ઘાતકીપણું ગુજારવામા આવે છે, ને અટકાવવા માટે લંડનમાં દયાળું અંગ્રેજોએ એક ખાસ મંડળી સ્થાપી છે, જે **બાદશાહી પક્ષી રક્ષક મંડળી** તરીકે ઓળખાય છે. (The Royal Society for the Protection of Birds, London.)

પીછાંવાળી ટોપીઓ માટે ઉપયોગમાં આવતાં પક્ષીઓનાં આંખો દોરીથી સીવી લેવામાં આવે છે, અને તેવો એક ગુન્હો કરવા માટે બે માછીમારોને દરેક ત્રીસ ત્રીસ રૂપિયાનો દંડ કરાંચીમાં કરવામાં આવ્યો હતો. **ટાઈમ્સ ઓફ઼ ઇંડિયા**, તા૦ ૨૧-૮-૧૯૧૩.

### જુનાગઢમાં જીવદયા.

તા૦ ૨૫ મી જુન સને ૧૯૦૩ ને રોજ જુનાગઢના મહાજનની એક સભા આગળ પીછાંવાળી ટોપીઓ માટે કેવું ઘાતકીપણું બીચારાં પક્ષીઓ ઉપર ગુજારવામાં આવે છે તે સંબંધી મેં ભાષણ આપતાં મહાજને એવો ઠરાવ કર્યો હતો કે એવી ટોપીઓ મહાજનનો

જે કોઇ શખ્સ વાપરે અથવા વેચે તેનો કોરી ૨૫ પચાસ મહાજનને દંડ લેવો, ત્યારથી જુનાગઢમાં પીછાંવાળી ટોપીઓનો વેપાર બંધ હતો,

### પાપી ધંધો પાછો જાગ્યો!

ગઇ પરમદીને બજારમાંથી પસાર થતાં એક દુકાને મે પાછી પીછાંવાળી ટોપીઓ જોઇ, અને તેથી તે પાપી ધંધા સામે મહાજનના ગુન્હાથી તેમજ લોકોને ચેતાવવાને જુનાગઢના જીવદયા એજન્ટ રા. મહાસુખરાય ભવાનીદાસને વિનતિ કરી.

### વેપારીઓની જીવદયા.

રા, મહાસુખરાય પીછાંવાળી ટોપીઓના વેપારીઓ શેઠ મોતીચંદ અભેચંદ તથા શેઠ ત્રિભુવન પરશુદાસ પાસે ગયા તથાં પીછાંવાળી ટોપીઓના ધંધમાં કેવું ઘતકીપણું ગુજારવામાં આવે છે તેનો ખ્યાલ તેમને આવ્યો, તે ઉપરથી તે બંને દયાળુ વેપારીઓ પોતપોતાની દુકાનોમાંથી સંખ્યાબંધ પીછાંવાળી ટોપીઓ બહાર લાવ્યા, તથા તેમાંના પીછાં પોતાને હાથે ખેંચી કાઢીને રસ્તામાં ફેંકી દીધાં. સદરહુ બંને દયાળુ વેપારીઓનો દાખલો લેવાની તમામ શહેરોના વેપારીઓ મહેરબાની કરે એવી મારી પ્રાર્થના છે. જુનાગઢ, તા. ૨૪-૧૧-૧૯૧૪.

લાભશંકર લક્ષ્મીદાસ.



## -ક્રૂર નાદ-

હૃદયનો ધ્વંસ કરનારો!, વળી જડને પ્રજવનારો!
કરે શિથિલ ગાત્રોને, હશે ક્રૂર નાદ કોનો એ!
કરાવે ભાન કર્ણોએ, છતાં દૂર પણ પરિચિત છે.
કથંન સુણતાં કઠણ લાગે, ભીરુતા ધર્મથી ત્યાગે.
પુકારી હાય! મારે છે, તનુજો આર્ય ભૂમિનાં
સ્મરો પૂર્વજ તણા ધર્મો, દીસે ગૌરવ હવે કયમ ના.
અમૂલું પણ જીવન દઇને, અમારી તે કરે રક્ષા
વળી વ્રજમાં હતું ગોવૃંદ, કરે ક્રીડા યદુના નંદ,
અમારો તે ગયો આનંદ, રહ્યું કર્મે હવે આક્રંદ.
તુલો તાજાને ચરનારા, દ્રવસતી પયતણી ધારા,
મળે સૂકા ન ખડ ભારા, વહે છે અશ્રુની ધારા.
દાધ-ઘૃતને તું આરોગી, અરે! મૂઢ! સ્વાર્થનો ભોગી

ગરીબડી ગાય માતાઓ, ખરીદે ક્રૂર કસાઈઓ.
અનેરી આશને ત્યાગી, કૃષિની ભીતડી ભાગી
અમારા માસના ભૂખ્યા, કરે છે ઠાર ક્રૂર હસ્તે,
અરે ! ઓ કૃષ્ણના ભકતો, અરે ! સ્વાર્થી કૃષિબાળો
અમારી દાદ સૂણીને, બચાવો રે ! ઉગારો રે !

નવાપુરા—તાડશેરી સુરત } પ્રીતમ

---

## દુઃખિયાંના બેલી.

( દાહ લાગ્યો રે ડુંગરિયે કદાન !—એ ગાયનની ધૂન. )

ઘા સૂણીએ રે દુખિયાના વ્હાલા ! બન્ધુ બનીએ
બન્ધુ બનીએ, રે એના બેલી બનીએ !
દુખિયાને સંભાળીએ !
એકજ જનનીના જાયા, એકજ શિર છત્ર છવાયા
રંક ભાઇના રખવાળા લઈએ !
રે હુંફે હુલાવીએ !
બેલડિયા બાહ્ય બરોબર, સ્હેવા સરજ્યા શું સહોદર !
દુખે દુખિયાના બાળા અંતર ચાંપિયે ?
હો હૈયાળી દઈએ !
દુખિયાના ફેડી બંધન, ચ્હીએ ઉર આગણુ નંદન
દીનને દ્વારે દયા સાગર રેલીએ !
એવા આશુ આંપએ !
દુખિયાના દેવ સહાયક, દીનના સતત સેવક
રંકને પગલે પ્રભુલીલા ન્યાળીએ !
પ્રભુજીને ભાળીએ !
સંપીલી મિજલસ ભરીએ, હૈયા હેલે ચડીએ,
વિભુની વ્હાલપના રૂડા જ્યોતિ વદીએ !
આણુને ઉજાળીએ !

વડોદરાને રાજવડલે] લલિત.

# આદર્શ કુલ-વધૂ [કિંવા] સુશીલ સુશીલા.

—પ્રથમ પરિચ્છેદ—

૧.

(અનુવાદક રા. ઉદુભાઈ દાજીભાઇ દેસાઇ)

વિનય કુમાર અવસર પ્રાપ્ત (પેનશનર) સિવિલ જડજ છે. નગરમાં જેને સારું માન છે. તેમજ તેમનું ભલું નામ સર્વને જાણીતુ છે. તેઓ અંગ્રેજી સારું જાણે છે, પરંતુ તેમના ધાર્મિક વિચાર એક સાચા હિન્દુની સમાન છે. નવી સભ્યતાના ગંધ જેટલી પાસે સુધી પહોંચી નથી. તેઓ હંમેશા શ્રીમદ્ભગવદ્ગીતાનો પાઠ કરે છે. તેઓ અન્ય ધર્મીઓ સાથે કોઇપણ પ્રકારની સ્પર્ધામાં ન ઉતરતા તેમની સાથે ચોખ્ખા હૃદયથી મળતા રહે છે. સારાંશ તેમનું હૃદય સુસંસ્કૃત છે. નૂતન સભ્યતાના પ્રમાદનું આવરણ તેમના હૃદય પર છવાયું નથી.

વિનય કુમારની ધર્મપત્ની સુભદ્રા બે સંતાનની માતા છે. પુત્રનું નામ પ્રસન્નકુમાર છે, જે સ્થાનીય ગવર્નમેંટમાં એન્ટ્રન્સ ક્લાસમાં છે. પ્રસન્ન કુમારની નાની બ્હેનનું નામ સુશીલા છે. સુશીલા રૂપમાં જેવી અદ્વિતીય છે, તેવીજ ગુણ તથા સ્વભાવમાં પણ છે. તે પોતાના માબાપની લાડકી દીકરી છે. માબાપની ઉચિત શિક્ષા તેમજ તેમના સદાચરણની ઉભય બાજુ બાલિકા પર સારી અસર પડેલી છે. સારાંશ બને આદર્શ દંપતિના આદર્શ સંતાન છે. આજ એ દમ્પતિના જમાઇ નરેન્દ્ર દિગંબર (બાબુ)ની ઇચ્છાથી પોતાને સાસરે પધારેલા છે. પોતાની સાથે પોતાના બેચાર સંબંધી અને મિત્રને પણ લાવેલા છે.

સુશીલા જ્યારે નવ વર્ષની હતી. ત્યારેજ તેમનો વિવાહ નગરમાંજ કરી દીધો હતો. વિનય કુમારની એવી ઇચ્છા હતી, કે હું પુત્રીનો વિવાહ અન્યત્ર કરું, પરંતુ સુભદ્રાએ તે કબુલ રાખ્યું નહિ. તે સુશીલાને આંખોના તારા સમજતી હતી. સ્ત્રી પ્રકૃતિ પ્રાયઃ એક દેશીય હોય છે. એનો વિચાર હતો કે પુત્રી પાસે રહેશે, તો જ્યારે ચાહીશ, ત્યારે જોઇ શકીશ. આવા વિચારથી તેણે નગરમાંજ એનો વિવાહ એક કુલીન પુત્ર સાથે કરવો નિશ્ચિત કર્યો. અને આખરે થયું પણ તેમજ.

વિવાહ થયાને આજ પાંચ વર્ષ થઇ ચૂક્યા છે, તો પણ સુશીલા પીયરમાંજ રહી દિવસ સુખ આનંદમાં ગુજારી રહી છે. વિવાહ સમયે કેવળ બે ત્રણ દિવસને માટે સાસરે ગઇ હતી, પરંતુ તે વખતે તે છેક બાળક હતી એની સાથેની સાહેલીઓ જ્યારે પોતપોતાના પ્રિયતમના ઘરથી પીયરમાં આવતી, અને સુશીલા પાસે હસી મશ્કરી તથા સુખ દુઃખ વર્ણન કરતી, ત્યારે સુશીલા ચૂપ રહેતી સુશીલાએ પોતાના ઘરમાં ભણતી વખતે જો કે નાના નાના એક બે કાવ્યગ્રંથ વાંચ્યા હતા તોપણ તે પોતાની સાહેલીઓને કંઇ પણ ઉત્તર આપતી નહિ. એનું કારણ કદાચિત્ તેની સ્વાભાવિક લજ્જા હો, અથવા તે હજી દંપતિ રહસ્ય સારી રીતે સમજી શકતી ન હો, પરંતુ એ સમયે એના ચહેરાપરથી એ ઉડા

વિચારમાં ડુબી ગઇ હોય એમ સાફ જણાઇ આવતું, તેમજ તેપણ તેની પ્રિયતમની પ્રેયસી બની સુખ લુટવાને આતુર થઇ રહી હોય એવો સ્પષ્ટ ભાસ થતો હતો.

વિનય કુમારના જમાઇના આવવાના સમાચાર સાંભળી આડોસ પાડોસની સ્ત્રીઓ ભેળી મળી. સુશીલાની સાહેલીઓ પણ તે એકત્રિત સ્ત્રી સમાજમાં જમા હતી. સાહેલીઓમાં નલિની નામની એક સાહેલી જે સુશીલાને વિશેષ મોઢે ચઢેલી હતી અને જે હાલ તુરતજ સાસરેથી આવેલીછે, તે સુશીલાનો હાથ પકડી તેને ઘરના પાછલા ભાગમાં લઇ ગઇ, જ્યાં વિનય કુમારે ઘણી મહેનતે એક નાની પરંતુ સુંદર વાડી બનાવી હતી. વાડીમાં પહોંચતાંજ નલિની તથા સુશીલા એક બીજાના ખભાપર હાથ નાખી ફરવા લાગી વાત વાતમાં નલિનીએ કહ્યું, સુશીલા! આજે પૂર્ણમાં થઇ છે કેમ ?

સુશીલાઃ—બ્હેના મને માલુમ નથી.

નલિનીઃ—નવાઇની વાત છે કે આજે ચંદ્ર દર્શનથી સાગરમાં જે જુઆર આવ્યાં છે, તેની તને ખબર નથી ?

સુશીલાઃ—( નલિની ની વાત તોડીપાડી ) જુઆરનો તો અનુભવ જેણે જોયા હોય તે કહે, સમુદ્રને એથી શું ? તમારા હૃદય સાગરમાં પણ જુઆર આવ્યાં હશે?

નલિનીઃ— હા, સુશીલા! તું પણ જ્યારે આગતપતિકા બનશે, ત્યારે તનેપણ એનો પૂરો આનંદ મળશે.

સુશીલાઃ—(નલિનીથી જુદીપડી ) શું તું આ સંભળાવવા મને અહીં લઇ આવી છે?

નલિનીઃ— (વાત ન સાંભળી કરી ) સુશીલા! જરા આ ભમરાની ઢંગ વિધાં તો જો, ક્યારનો બધો સુકુમારી માલતીનું અધરામૃતપાન કરી રહ્યો છે તે !

સુશીલાઃ—બ્હેન ! એનું હૃદય વિશુદ્ધ થશે, તેટલા માટે માલતી એને પોતાનો કરે છે. પ્રેમને દરેક જાગાએ સ્થાન મળે છે. વ્રજગોપિકાઓએ પ્રેમની કેવી પ્રશંસા કરી છે !

નલિનીઃ—(સુશીલાને ગળે વળગી) બ્હેન સુશીલા ! ધન્ય છે, મને શું માલુમ હતું કે તું પણ કવિતા જાણે છે, અને પ્રેમની વ્યાખ્યા તને યાદ છે ! તું પણ પોતાના મલિન્દનો માલતી સમાન આદર કરશે ખરી !

સુશીલાએ લજ્જાથી માથું નીચું નમાવ્યું, પછી બંને સાહેલીઓ થોડાં થોડાં ફુલ ચૂંટી લઇ આવી. નલિની પોતાને ઘેર જતાં કહેતી ગઇ, સુશીલા! મને ભૂલી ન જતી.

સુશીલા જે વખતે વાડીમાં હતી, તે વખતે વિનયકુમાર ઘરની અંદર આવ્યા, જોયું તો સુભદ્રા ઉદાસ ચહેરાથી બેઠી છે. વિનયકુમારે મધુર સ્વરથી પૂછ્યું, કેમ આજે તું આમ ઉદાસ શા માટે થઇ છે ? ઉત્તરને બદલે આંખોમાંથી બે જલબિન્દુ ટપકતાં જણાયાં, વિનય કુમાર તુર્ત સમજી ગયા. આજે સુશીલા પોતાને ઘેર જશે તેના ખ્યાલથી એ ઉદાસ છે.

તેઓ ઉત્તરની પ્રતીક્ષા ન કરતાં પૂછવા લાગ્યા. આપણાં ભલા પાડોસીઓની જે સ્ત્રીઓ આવી હતી, તે શું પાછી ચાલી ગઇ ? ઉત્તમ મળ્યો કે હાં. યથા સત્કાર પછી તેમણે જવાની રજા માગી, ત્યારે મેં તેમને સહર્ષ વિદાય કીધી. હવે તે સુશીલાના વિદાય સમયે પાછી આવશે. એટલું કહેતાં કહેતાં પાછાં લાગલાગટ ચાર-છ આંસના બિંદુ ટપટપ કરતાં નીચે ગરી પડ્યાં. વિનયકુમાર બોલ્યા, અરે ! તું રડે છે શા સારૂ ? શું સુશીલાની જુદાઇનો ખ્યાલ

કરી ? સુભદ્રાએ કલેજાને શાંત પાડતાં કહ્યું, જુદાઇનો તો જરા શોક નથી, ફીકર એ વાતની છે, કે ભગવાન્ એનું ક્ષેમ કુશળ રાખે ! સાંભળ્યું છે, કે જમાઇની ચાલ ચળકત કુસંગતિથી બગડી ગઇ છે. મને બીક લાગે છે, કે રખેને સુશીલાને દુઃખ પડે

વિનય કુમારનું હૃદય પણ ભરાઇ આવ્યું તેઓ સુશીલાના સરળ સ્વભાવનું સ્મરણ કરી પુલકિત થઇ ગયા. પરંતુ તેઓ સમજુ હતા. પોતાના મનોભાવને છુપાવી બોલ્યા. અસારે એ સંબંધી ચિંતા કરવી નકામી છે એ તો વિવાહ પહેલાંજ વિચારવું જોઇતું હતું. મેં તો પ્રથમથીજ કહ્યું હતું, કે છોકરો નાનો છે, એના ગુણ દોષોની પરીક્ષા અસારે થઇ શકે નહિ પરંતુ તેં માન્યું નહિ. તારાજ આગ્રહથી આ વિવાહ મારે કરવો પડયો હતો ! હવે જે થયું તે થયું.

ત્યાર પછી ઘણી વાર સુધી એ બંને વચ્ચે વાતચિત્ત ચાલુ રહી. સુભદ્રાની ઇચ્છા હતી કે હાલમાં વિદાય ન કરવી, પરંતુ વિનયકુમાર વિદાય કરવાની તરફેણમાં હતા. આખરે નક્કી થયું, કે વિદાય કરવું એજ ઉત્તમ છે. હવે પરતાનું શું કામનું

(સમાપ્ત.)



# દરજી નવલકથાકાર તરીકે.

પશ્ચિમની પ્રજાની વિદ્યાપ્રિયતાનું એકજ દૃષ્ટાંત બસ થશે. લંડનમાં મિ. આર્થર મોરલી નામનો એક સોઇનો સરદાર છે, તેણે એક એવી જાતનો સંયુક્ત સૂટ-શોધી કાઢયો છે કે જે સાથેજ પહેરતાં થોડાજ વખતમાં પહેરી શકાય છે, આથી નિર્વાહ પુરતું તે ૭ દહાડાનું ૪ દહાડામાં કમાઇ શકે છે. તેથી અઠવાડીઆના ૩ દહાડા તે વિદ્યા તથા કુદરતનાં સાહિત્ય પાછળ કાઢે છે. તેણે ૩ નવલકથાઓ અત્યાર સુધીમાં લખી છે. ૩જી અને છેલ્લીનું નામ, "ડીફેન્ડ બાય ધી કિંગ" છે, જેમાં પેલા પ્રખ્યાત મહાદુષ્ટ જડજ જેફ્રેઝના જીવનનો ચિતાર છે. સ્વયં રાજા જ્યોર્જની લાયબ્રેરિ માટે એ નવલકથા લેવામાં આવી છે. આપણા દેશમાં જ્યારે ગ્રેજ્યુએટો પણ પુસ્તકથી કંટાળે છે, તો કામદાર વર્ગનો શો દોષ કાઢવો? અવકાશના વખતમાં વિદ્યાભ્યાસ કરવો, એ આ દેશમાં આનંદને બદલે ત્રાસ જેવું લાગે છે, ત્યાં સુધી આ સ્થિતિ છે, ત્યાં સુધી પ્રજા જ્ઞાની અને ખબરદાર થાય એ અસંભવિત છે.



"દુર્વ્યસન નિષેધક, જીવદયા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ" સુરત.
દર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રકટ થતું પાક્ષિક પત્ર.

# સત્સંગ.

વર્ષ ૬ ઠું) માઘ-પૂર્ણિમા. : વિક્રમ સં. ૧૯૭૧. (અંક ૧૩ મો.

*Abstinence.* *Mercy.* *Morality.*

मातरःसर्वभूतानां गावःसर्वसुखावहाः ।



श्लोक

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.
सैलान फळीआ-सुरत.

તા. ૩૧ જાન્યુઆરિ સને ૧૯૧૫ ને રવિવાર.

વાર્ષિક લવાજમ અગાઉથી રૂ. ૧), આશ્રયાર્થે ઇચ્છાનુસાર. પોસ્ટેજ [illegible]

## सत्संग–विषयावलि.




૧૯૧૫ના જાન્યુઆરિથી ત્રીજું વર્ષ શરૂ થશે

ગુજરાતી ભાષાનું શ્રેષ્ટ

માસિક પત્ર




સુંદર કાવ્યો ઐતિહાસિક, સાંસારિક નવલ કથાઓ ધર્મ નીતિ અને અન્ય પ્રકારના મનન લાયક ઉત્તમ લેખો 'વિવેચક'માં આવે છે, તે ઉપરાંત બંગાલી, મરાઠી, હિંદી, અને અંગરેજી ભાષાના શ્રેષ્ઠ માસિકોમાંથી લેખોના સરલ ભાષાંતર આપવાની ગોઠવણ થઈ છે તે ઉપરાંત દર માસે ગ્રાહકોને પ્રશ્ન પુછી ઇનામી પુસ્તકો આપવામાં આવે છે. ચાલુ માસમાં ગ્રાહક થનારને ૧૯૧૩ તથા ૧૪ની બે ભેટો મળશે તુરત નામ નોંધાવો નમુનાના અંક માટે બે આનાની ટીકીટ બીડવી જાહેર ખબરનું ઉત્તમ સાધન ભાવ પુછો..હિંદમાં વાર્ષિક લવાજમ ભેટના પોષ્ટેજ વી પી. સાથે રૂ૰ ૧–૧૦–૦ હિંદબહાર રૂ, ૧–૧૪–૦. લખો

વ્યવસ્થાપક 'વિવેચક'

હી. દા. દેશાઇ

નં ૩૦ લાઝરસ—નારોદ

अहिंसा परमो धर्मः ।　　　　आत्मवत् सर्वभूतेषु ।

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




( વસન્તતિલકાવૃત )

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરુથી સમૃદ્ધ,
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सतां किमु न मंगलमातनोति ।

વર્ષ ૬ઠું ]　　માઘ-પૂર્ણિમા.　　વિક્રમ સં. ૧૯૭૧.　　[અંક ૧૩મો.

## પ્રભુને પ્રણામ.

હે પ્રભુતપાળ કૃપાળ દીનદયાળ તમ ચરણે લળી,
કરકમળ દળ સંપુટ કરી શિર નામી વંદુ વળી વળી;
જેની કૃપાથી સૂર્ય પણ સોનેરી કિરણો અતિ ધરે,
તેવા પ્રભુને પ્રણમીએ પ્રેમે થકી નિત્યે અમે.
જેના વડે જલધિદલે નિયમિત ભરતી ને ઓટ છે,
વળી ચંદ્ર શુદ વદને વિષે ક્ષય વૃદ્ધિમાંહી અનૂપ છે,
તારા ઘણેરા અંબરે અકળિત કળા સ્મૃતિ ભાન દે,
તેવા પ્રભુને પ્રણમીએ પ્રેમે થકી નિત્યે અમે.

વાસુદેવ શંકરલાલ શુક્લ.

---

### સૂચના.

અમારો પોષ અમાવાસ્યાનો અંક વખતસર તૈયાર થયો હતો, તેમજ શહેરના ગ્રાહકોને વહેંચાઇ ગયો હતો, પરંતુ બહારગામના ગ્રાહકોને અમો નિમિત્ત સમય પર પહોંચાડી શકયા નથી, અમારા અનુભવમાં પ્રથમજ સમયે આ અનિયમિતતા થઇ છે. અને એનું કારણ ફક્ત પોસ્ટખાતાવાળા તરફથી રજીસ્ટ્રેશન ઓર્ડર નહિ આવવાનુંજ હતુ તે માટે અમો અમારા બહારગામના ગ્રાહકોની ક્ષમા ચાહીએ છીએ.

તંત્રી.

## અવદશા પ્રાપ્ત જીવને !

( હિન્દી કાવ્યની પ્રતિ છાયા. )

( ગજલ-તાલ દાદરા. )

ભૂલી તું તારી જાતને હેરાન થઇ ગયો !
માયાની જાળમાં ફસી વેરાન થઈ ગયો !—ભૂલી.
જડ દેહને તેં આત્મસ્વરૂપ માની મન લીધું,
દિન રાત ખાનપાન કામકાજ દીલ દીધું;
પાણીમાં દૂધ પેર એક જાન થઇ ગયો !—ભૂલી.
વિષયોને જોઈ જોઇ લાલચે લોભાય છે,
દીપકમાં જયમ પતંગ જઈ જઈ સમાય છે;
વિના વિચારથી સદા નાદાન થઇ ગયો !—ભૂલી.
કરી પુણ્ય પાપ સ્વર્ગ નર્ક ભોગવે ફરી,
ધરે જન્મ વારવાર કરી તૃષ્ણા મહચરી;
પીને તું મોહ રૂપ સુરા બેભાન થઇ ગયો !—ભૂલી.
સત્સંગમાં મળી સદા દિલમાં વિચારી જો,
તુજ બદનમાં તુજ સત્ય સ્વરૂપને નિહાળી જો;
થશે સદ્ગતિ જ્યાં ઉદય જ્ઞાનનો થઈ ગયો !—ભૂલી.

'શારદા-વિહાર" હવાડીઓ ચકલો-સુરત. } છોટુભાઇ દાજીભાઇ દેસાઇ.



## ધર્મ નિર્ણય.

(રા. " અભ્યાસી"—સુરત. )

(ગતાંક પૃષ્ટ ૨૦૫થી શેષ)

યવનોનું કહેવું છે કે હિન્દુ ઘણા દેવોને પરમેશ્વર માને છે. સૃષ્ટિનો રચના કોઇ એક પરમેશ્વર છે, ઘણા પરમેશ્વર હોવાથી સૃષ્ટિ રચનાના કામમાં ભિન્ન ભિન્ન મત થવાથી તે કામજ બની શકે નહિ. જેમ ચક્રવર્તી રાજા એક હોય છે. બીજા એના આ

શ્રિત ઘણા હોય છે, એમ આ વિશ્વનો ચક્રવર્તી રાજા પરમેશ્વર એકલોજ છે.

આનો ઉત્તર એ છે કે હિંદુઓને ઘણા દેવોની પૂજા કરતા જોઇ તેઓ સમજે છે, કે હિન્દુ ઘણા પરમેશ્વર માને છે. એમણે હિન્દુઓના સિધ્ધાંત ગ્રંથોને જોયા નથી. ખરૂં જોતાં હિન્દુ એકજ પરમેશ્વર માને છે, તે અવ્યક્ત છે, પરંતુ આવશ્યકતા જોતાં વ્યક્તિમાન થઇ રૂપ ધારણ કરે છે. ઇશ્વર એક છે, એના રૂપો અનેક છે. તે કેવળ મનુષ્ય પશુ, આદિ પેઠે ગર્ભમાં આવી મૂર્તિમાન્ થતો નથી. પરમેશ્વરના ઘણાએ રૂપ અકસ્માત્ ઇચ્છા માત્રથી પ્રકટ થયાં છે. અને ઘણાંએ રૂપ ગર્ભવાસથી પણ પ્રકટ્યાં છે પરંતુ એનું ગર્ભવાસથી પ્રકટ થવું લોકમાં કહેવા પુરતું છે. પુરાણોમા છે કે પ્રભુ ગર્ભમાં આવતા નથી. એ સિવાય પુરાણોમાં લખ્યું છે કે જેમ કોઇ નટ એક હોય છે, પરંતુ ઘણા વેશ ધારણ કરે છે, એમજ પરમેશ્વર એક છે, અને તે અનેક રૂપ ધારણ કરે છે. આ સિધ્ધાંતને અનુસરી હિન્દુઓ કહે છે, કે સૃષ્ટિનો કર્તા પરમેશ્વર એકજ છે મનુષ્યોની પૂજાને લઇ એમનું કલ્યાણ કરવાને માટે પ્રભુએ ભિન્ન ભિન્ન રૂપ ધારણ કર્યા છે જેને જે રૂપ સારૂં લાગે છે. તે તેજ રૂપની ઉપાસના કરે છે. પૂજન કરતા કહે છે કે પરમેશ્વર સર્વ વ્યાપક છે. પરમેશ્વર વિના કોઇ સ્થાન ખાલી નથી.

एको देवः सर्वभूतेषु गूढः ।

જેવો રાજાનો અમલ તેના સેવકો ઉપર વ્યાપેલ છે, તેવીજ પરમેશ્વરની સત્તા સર્વત્ર વ્યાપ્ત છે. રાજાનો સેવક તેની સેવાપણાથી મુક્ત થા યા તેને કોઇ કંઇ પણ લેખતા નથી. એમજ પરમેશ્વર પોતાની સત્તાને પાછી ખેંચી લે છે, જેથી લીલાં ઝાડની ડાળી સુકાઇ જાય છે. જીવિત મરી જાય છે. સર્વ પરમેશ્વરની સત્તાથીજ જીવી રહ્યા છે. મેઘનું પાણી એકજ છે. તે નીચે ઉતરી કુવાનું પાણી, નદીનું પાણી, તળાવનું પાણી, એમ નામો ધારણ કરે છે. પરંતુ ખરૂં જોતાં તે સર્વ વરસાદનુંજ પાણી છે, એવી રીતે શિવ પરમેશ્વર, વિષ્ણુ પરમેશ્વર, દેવી પરમેશ્વર સૂર્ય પરમેશ્વર અને ગણેશ પણ પરમેશ્વરજ કહેવાય છે, પરંતુ પરમેશ્વર એકજ છે. આ વિષયમાં વેદ પુરાણ આદિના પ્રમાણ જોઇએ–

स प्रथमः संकृतिर्विश्वमा स प्रथमो मित्रो वरुणोऽग्निः ।

स प्रथमो बृहस्पतिः चिकित्वान्तस्मा इन्द्राय सुतमाजुहामि ॥

तैत्तिरीय ब्राह्मण १, काण्ड १, म. २ अनुवाक.

જો પ્રથમ પરમેશ્વર સમ્ કહેતાં સ્પષ્ટ રીતિથી, કૃતિ કહેતાં જેમાં જગતની રક્ષા કરવાનો વ્યાપાર છે, એટલા માટે એટલામાટે એને સક્રતિ કહે છે. વિશ્વમા કહેતા સર્વની ઉત્પત્તિ, પાલન આદિ કરવાનું કર્મ જેમાં છે, તત્કારણ તેને વિશ્વમાં કહે છે, પ્રથમ તે પરમેશ્વર મિત્ર [સૂર્ય], વરૂણ અને અગ્નિદેવ સ્વરૂપ છે, તત્કારણ એ ઇન્દ્રસ્વરૂપ પરમેશ્વરને આ કાઢેલો સોમરસ અર્પણ કરૂં છું, કૃષ્ણ યજુર્વેદના શ્વેતાશ્વતર મંત્રોપનિષદમાં લખ્યું છે કેઃ—

तदेवाग्निस्तादित्यस्तद्वायुस्तद् चन्द्रमाः ।
तदेव शुक्रं तद्ब्रह्म तदापस्तत्प्रजापतिः ॥

પરમેશ્વર તે અગ્નિ છે, તે સૂર્ય છે, તે વાયુ છે, તે ચંદ્રમા છે, તે શુક્ર છે, તે જળદેવ છે, તે બ્રહ્મદેવ છે, અને પ્રજાપતિ કહેતાં પરમેશ્વર છે. ઋગ્વેદનો મંત્ર છે કે—

इन्द्रं मित्रं वरुणमग्निमाहुरथो दिव्यः ससुपर्णोगरुत्मान् ।
एकं सद्विप्रा बहुधा वदन्त्यग्निं यमं मातरिश्वानमाहुः ॥

અર્થાત્ ઇન્દ્ર, મિત્ર, વરુણ, અગ્નિ પાંખોવાળા ગરૂડની સમાન સૂર્ય, યમ વાયુ આમ કર્મકાંડી બ્રાહ્મણ ઘણાએ દેવો કહે છે, પરંતુ જ્ઞાની પુરૂષ કહે છે કે એકજ પરમેશ્વર બહુરૂપ છે. શ્રુતિ કહે છે કે—

सब्रह्म स शिवः स हरिः सेन्द्रः परमः स्वराप्तद् ।

રાજાનો અમલ તેના આધીન રાજાઓમાં પણ વ્યાપી જવાથી તે સર્વ ભિન્ન ભિન્ન જણાય છે, પરંતુ તે અમલ એકજ છે, એવીજ રીતે ઇશ્વર દેવનો દૈવતભાવ સર્વ દેવોમાં પહોંચવાથી દેવો અને ઇશ્વર ભિન્ન પ્રતીત થાય છે, પરંતુ ઇશ્વર અને દેવોનું દૈવત એકજ છે. આથી સર્વ દેવોમા જે દૈવત છે, તે પરમેશ્વરનું રૂપજ છે, એ અભિપ્રાયથી ભગવાન કહે છે કે—

दैवतं देवताना ।

કારણ એ છે કે વેદાંતી સિદ્ધાંતરૂપમાં એકજ પરમેશ્વરને માને છે. તે માટે જે વિશે પણ વેદમા બ્રહ્મ કહેતાં પરમેશ્વરના નિરૂપણમાં આપ્યાં છે, તે વિશેષણ પુરાણોમાં શિવ, વિષ્ણુ, દેવી, સૂર્ય, ગણપતિ આદિ દેવોને આપ્યાં છે.

(અસમાપ્ત)

---

# શ્રીમદ્‌ભગવદ્‌ગીતા.



લેખકઃ—રા. રા. ભગવાન શિવશંકર ભટ્ટ-મિશન હાઇસ્કૂલ-સુરત.

અધ્યાય ૭ મો.

મન આશ્રયી આસક્ત મુજમાં પાર્થયોગ કર્યે જતે;
સંશય જાણશે જે રીત સુણ હું પૂર્ણ સર્વ વિભૂતિએ. ૧

વિજ્ઞાનસહ આ જ્ઞાનને હું પૂર્ણ તુજને કહું કથી;
જે જાણીને પછી અન્ય જાણવાજોગ કંઇ રહેતું નથી. ૨
નર હજારોમાં કોઈક સિધ્ધકાજ કરતા યત્નને;
અધિકારી એવા માંહિ વિરલા તત્ત્વથી જાણે મને. ૩
ભુમિ, આપ, અનલજ, વાયુ, ને આકાશ, મન બુધ્ધિ વળી;
અહંકાર–એ વિધ અષ્ટધા છે ભિન્ન મારી પ્રકૃતિ. ૪
આ આઠ તે અપરા વળી છે અન્ય મુજ પ્રકૃતિ પરા;
જે જીવભૂત–પરા થકી ધારણ કરાયું જગત આ. ૫
તું જાણ નિશ્ચે સર્વભૂત છે કાર્ય એ ઉભય તણું;
ઉત્પત્તિને લય તણું કારણ હુંજ માન સમગ્રનું. ૬
હે પાર્થ વસ્તુ સત્ય મુજથી અન્ય કિઞ્ચિત્ નવ દિસે;
સૂત્રે પરોવ્યા મણિગણવત્ પ્રોત સહુ આ મમ વિષે. ૭
હે પાર્થ રસ હું જલવિષે શશી સૂર્યમાંજ પ્રકાશ હું;
વેદો વિષે હું પ્રણવ, શૂન્યે શબ્દ, નર પૌરૂષ હું. ૮
વળી પૃથ્વીમાં હું પુણ્યગંધજ, અગ્નિમાં છું તેજ હું;
હું ભૂતમાત્રે જીવન છઉં તપસ્વીઓમાં તપજ હું. ૯
હું સનાતનને જાણ અર્જુન બીજ સર્વે ભૂતનું;
હું બુધ્ધિમાને બુધ્ધિ તેજસ્વી તણું છું તેજ હું. ૧૦
વળી કામ–રાગરહિત બળ છું બળવતોમાં પાર્થ હું;
અભિલાષરૂપી કામ ધર્મવિહિત પ્રાણી વિષેજ હું. ૧૧
જે સત્ત્વ-રજ-તમ પદાર્થો હુંથી થએલાં જાણ તે;
તે છતાં હું તેમાં નથી, તે સર્વ છે મહારે વિષે. ૧૨
મોહિત થયલું જગત આ ત્રણગુણમયી ભાવે અતિ;
એ નિર્ગુણપર અવિનાશી એવો જાણ તું મુજને નકી. ૧૩
આ ગુણમયી મમ દૈવી માયા દોહલી તરવી ખરે;
માટે મને જે શરણ છે તે પુરૂષ એ માયા તરે. ૧૪
માયાથી શૂન્ય વિવેક એવા અધમ મૂઢ પાપી સહી;
આશ્રયી આસુરી ભાવને મુજ શરણ તે આવે નહિ. ૧૫
વળી આર્ત, જીજ્ઞાસુ અને અર્થાર્થી, જ્ઞાની ચાર એ;
સુકૃતિન એવા પુરૂષ જે, હે પાર્થ, તે મુજને ભજે. ૧૬
મમયુક્ત ભકત અનન્ય જ્ઞાની ચારમાંહિ વિશેષ જે;
હું જ્ઞાનીને અતિ પ્રિયજ માટે, છે મને અતિ પ્રિયજ તે. ૧૭

એ સર્વ છે ઉત્કૃષ્ટ પણ આત્માજ મારો જ્ઞાની જે;
તે જ્ઞાની નિયમી ચિત્તને ઉત્તમ ગતિ રૂપ, મુજ લહે. ૧૮
બહુ જન્મ અન્તે જ્ઞાની વાસુદેવરૂપ આ સહુ લહી;
પામેજ અન્તે મને તે અતિ મહાત્મા દુર્લભ સહી. ૧૯
થઈ કામનાથી જ્ઞાનહીન નિજ પ્રકૃતિને વશ બને;
તે તે નિયમને આશ્રયી તે ભજે છે અન્ય દેવને ૨૦
શ્રદ્ધા વડે જે ભક્ત જે જે દેવઅર્ચન ઇચ્છતા;
તે તે પુરૂષની અચળ શ્રદ્ધા કરૂં હું તે દેવમાં. ૨૧
તે પુરૂષ તે શ્રદ્ધા વડે આરાધતો તે દેવને;
હુંથીજ રચિત તેનાં ફળો તે મૂર્તિદ્વારા તે લહે. ૨૨
તે અલ્પમતિનાં ફળો જે તે નાશવંત નકી બને;
પામે ઉપાસિત દેવ તેઓ, ભક્ત મુજ પામે મને. ૨૩
મમ નિત્ય, અવ્યય, અનુત્તમ, પર રૂપને નવ જાણતો,
હું અવ્યક્તને અવિવેકી નર એક વ્યક્તિરૂપે માનતો. ૨૪
વળી યોગમાયા વડે આવૃત્ત પ્રગટ નહિ હું સર્વને;
આ મૂઢલોક અજન્મ અવ્યયરૂપ નવ જાણે મને. ૨૫
વળી ભૂત તેમજ વર્તમાન ભવિષ્યનાં પ્રાણી સહી;
તે સર્વને હુ જાણુ અર્જુન, મને તે જાણે નહિ. ૨૬
હે પરંતપ સહુ ભુત આ સ્થૂલ શરીર ઉત્પત્તિ પછી;
ઇચ્છા અને દ્વેષાદિ દ્વન્દ્વે મોહને પામે સહી. ૨૭
જે પુણ્ય કર્મ-મનુષ્ય કેરાં પાપ નાશ થએલ છે,
તે દ્વન્દ્વમોહ વિમુક્ત થઇ દૃઢવૃત બની મુજને ભજે. ૨૮
સંસારથી વિરમ્યો છતો સહુ દુઃખનિવૃત્ત કારણે;
મુજનેજ આશ્રય કરીને વળી યત્નને જે આદરે.—
તે અધિકારી વિશુદ્ધ થઇને જાણતો શુદ્ધ બ્રહ્મને;
ત્યમ પ્રત્યક્ આત્મા અપરિછિન્નને વળી સહુ સાધનને. ૨૯
જે અધિભુત-અધિ દૈવ-અધિયજ્ઞે સહિત લહેતા મને;
તે યુક્તચિત્ત થઇ મરણકાળે સદા જાણે મુજને. ૩૦

અધ્યાય ૭ મો સમાપ્ત.

# જનરલ બ્રાસ્વેલ બુથનું કહેવું.

## દારૂ, જીવતાં માણસોનું લોહી ચૂસી જનાર ભૂત.

આ બાબત વિષે આ દેશમાંના સહુથી સારા સદ્‌ગૃહસ્થો વારંવાર ચેતવણી આપે છે તે પર પ્રજા ક્યારે ધ્યાન લગાડશે ? આ બાબત વિષે સારી ગણાતી સ્ત્રીઓની નિશ્ચિંતતા અમને વિકરાળ લાગે છે. તેનું પરિણામ એ છે કે, આ મોટી બુરાઇવિષેની આપણી અધર્મી બીન કાળજીને લીધે કે જેના કારણથી તેઓ પાયમાલ થવા છે—આપણા દેશમાંથી ભુખંમરાઓ, ગુન્હેગારો, આપઘાત કરનારાઓ, વેશ્યાઓ અને પવિત્ર નારીઓને વેશ્યાનાં રૂપમાં ફેરવનારા, તથા ગાંડાઓ, અને છાકટા ઉડાઉ માણસો, તેમજ ઉડાઉ દારૂડીઆઓની એક મહા મોટી સેના આપણને ન્યાય દેવની આગળ અપરાધી ઠરાં . છે.

હેરોદ રાજાએ નિર્દોષ બાળકોની કત્તલ કરાવી એ વિકરાળ કામને લીધે લોકો થરથરીને બોલી ઉઠે છે; તો પણ દારૂનો વેપાર ચાલુ રાખવાથી જેઓને હેરોદે મારી નંખાવ્યા તેઓના કરતાં વધારે બાળકો દર અઠવાડીએ કતલ કરાય છે, મારી નંખાય છે, ભુખે મરાય છે, તથા પશુવૃતિ યુક્ત માબાપોની તળે આવી દબાઇને મરાય છે, અને એવું આપણે થવા દઇએ છીએ. દારૂ એક એક મોટા વિકરાળ ભૂતના જેવો, આખા દેશ ઉપર ભમી રહીને જાન્યુઆરિથી ડીસેમ્બર સુધી દરરોજ અને હરઘડીએ પ્રજાની જીંદગીનું જરૂરનું લોહી પી જાય છે. તંત્રી.

---

# દારૂના કારણથી રાજ્યો ગયાં

શિવાજીનો પુત્ર શંભાજી ઘણોજ દારૂબાજ હતો. જ્યારે સંગમેશ્વરની પાસે ઔરંગજેબનું સૈન્ય તેને પકડવાને આવ્યું ત્યારે તેની સાથેના માણસોએ તેને ખબર આપી ત્યારે તે દારૂથી મસ્ત હતો, ને પોતાને સમાચાર આપનારાઓને કહ્યું કે, 'મૂર્ખો' તમે ઘેલાઇથી કેમ બકો છો ? શું મુસલમાનો આવશે ? જો તમે બીજી વખતે એવું કહેશો તો હું તમારા કાન તથા નાક કાપી નાખીશ ! " તે એવું બોલતો હતો, એટલામાં શત્રુઓએ તેની ઉપર હુમલો કરીને તેને પકડયો. અને તેનો નાશ કરવા પહેલાં તેની ક્રૂરી ચાલને લીધે મુસલમાનોએ તેને ઘણું દુઃખ દીધું ને પછી મારી નાંખ્યો.

દારૂને લીધે તુળાજી આંગ્રયા નામે એક મહારાજાએ પોતાનું રાજ્ય ખોયું.

બેલશાસ્સરે દાર પીવાના કારણથી બાબેલનું મોટું રાજ્ય ખોયું.

સારડનપલસે દારૂપીવાના કારણથી આસીરીયાનું વિશાળ રાજ્ય ખોયું.

બુખર બાદશાહની પાછળ ઘરાની લોકોની ઘણી અવદશા થતી ગઇ તેનું કારણ એજ કે તેની પછી જે બાદશાહો થયા, તેઓ અતિશે વિષયી દારૂબાજ નિકળ્યા, તેથી કરીને રાજ્યમાં ઠેકાણે ઠેકાણે બડો થવા માંડયા, તેઓને શિક્ષા આપવાની શક્તિ બાદશાહોમાં હતી નહિ, તેથી ઘણો બગાડ થયો તંત્રી.

---

શરીરમાં ઘણું બળ માલૂમ પડવા લાગ્યું. તે એક પ્રકારનું હલકાપણું અને સ્વતંત્રતા પોતાના શરીરમાં માનવા લાગે છે. તે માને છે કે ઘણો જબરો ભાર તેના શિર પરથી ઉતારી લેવામાં આવ્યો છે. જો મને પૂછવામાં આવે કે જેમણે માંસ છોડી દીધું છે, તેમની શારીરિક શક્તિ અને બળ ઓછું થઇ ગયું છે." તો હું કહીશ કે ઘણે ભાગે માંસ છોડી દેનારાઓ બ્યાન કરે છે અમારું શરીર અધિક પુષ્ટ અને બળવાન છે, અને અમારું મન ઘણું સ્વચ્છ અને શક્તિવાન છે.

ડૉક્ટર રોબર્ટ પર્કર્સ એમ. ડી. લખે છે કે આ દેશમાં માંસ ન ખાવાવાળા થોડા છે, જો કે એવા મનુષ્યોની હવે વૃદ્ધિ થઇ રહી છે, કિન્તુ જેઓ છે તેમનાથી એ સિદ્ધ થાય છે કે તેમની શારીરિક અને લૌકિક શક્તિ ઘણી પ્રબળ છે, તે નીરોગી રહે છે, તથા રોગોની સામે થઇ શકે છે, એજ કારણથી તેઓ એ ભોજનથી સંતુષ્ટ છે, આ મારો પોતાનો અનુભવ છે, અને આ વાત હમેશા મારા પોતાના જોવામાં આવી છે, આ વિષય પર સર્વ સાચી સાક્ષીઓ મળે છે, કે જો માંસ ભોજન છોડી દેવામાં આવે તો ઘણું સંભવિત છે, કે લોકો નીરોગી રહેશે, અને રોગોની સામે થઇ શકશે, માંસાહારી મનુષ્ય કદી ન કદી જરૂર પોતાના ભોજનને લીધે રોગ ગ્રસિત થાય છે,

ડૉક્ટર વોલ્ટર હાડવિન એમ. ડી. કહે છે કે પચીશ વર્ષથી માછલી અને માંસ ભોજન છોડી દેવાનો મારો અનુભવ હજી ચાલુ છે, મારા માતપિતાએ પણ જ્યારે તેઓ સાઠ વર્ષના થયાં, ત્યારથી અનુભવ કર્યો હતો. હાલ તેમની અવસ્થા ૮૦-૯૦ વર્ષની વચ્ચે છે, અને એમની તંદુરસ્તી ઘણી સારી છે, મારાં બાળબચ્ચાં એ ચીજ ખાવાનો જાણતાં પણ નથી, અને તેઓ પોતાની અવસ્થાના નવયુવકો સમાન નીરોગી છે, મેં એમને રોગીઓની ચિકિત્સામાં પરીક્ષા કરી જોયું, તો અન્ય ઔષધિ કરતાં ફળાહારને ઘણો લાભદાયક ગણું છું, ખરૂં જોતા ઘણી દશાઓમાં બીજી તો કેઇ ઔષધિની પણ જરૂર પડી નથી.

ડૉક્ટર હેરિસ કહે છે કે હું પણ માંસ ભોજન વિરૂદ્ધ મારો મત દર્શાવી શકું, એ વિચારથી મે સાત વર્ષથી જરા પણ માંસ ભક્ષણ કર્યું નથી. ઇંડા દુધ અને પનીર સુદ્ધાં ખાધાં નથી. જેથી હાલ તદન નીરોગી છું. અને હાલ ૮૦ વર્ષની અવસ્થામાં પણ સારી રીતે ૩૦-૪૦ મૈલ સાઇકલપર ચાલી શકુ છું.

ડૉક્ટર હૂકર એમ. ડી' કહે છે કે પચીસ વર્ષથી-દવા કરૂંછું. ઘણે ભાગે મને એ રોગીઓનો પ્રબંધ કરવામાં ઘણાં પ્રતિબંધોની સામે થવુ પડ્યું છે, કે જેઓ પોતાના રોગીપણાથી વિવશ હતા, અને જેના શરીરમાં વર્ષોના મિથ્યા આહારનું વિષ ઉત્પન્ન થઇ ચૂક્યું હતું. એ ભોજનરૂપી વિષ જે એમણે કેવળ પોતાની મૂર્ખતાથી ખાધું હતું જેથી તેઓ દુષ્ટ રોગ ગ્રસ્ત થઇ ગયા છે. કારણ કે એ વિષ એમના લોહીમાં સમિત થતું ન હતું, તેમજ લોહીનો ભાગ પણ બની શકતું ન હતું. **બિચારા માંસાહારી રોગ ગ્રસ્ત થવાથી પુનઃ નીરોગી થવાની એમને આશા ક્યાંથી હોઇ શકે?**

[ અસમાપ્ત ]

# અશકતોની યાચના.

( નખરાળી..................બુલબુલને બોલાવો. )

ચરૈચરતી અમ આંતરડી, હો આવી અરે ! કોઇ ઠારો,
કળકળતી• દુઃખ વાતલડી, સૂણી સત્વર ઉગારો. ચરચરતી.
એક પિતાના બાળક સર્વે, રોગી યોગી વિલાસી,
અંધ મૂક પાંગુલ પણ બન્ધુ, પ્રેમી ન•પ્રગટે ઉદાસી. ચરચરતી.
પય પકવાન પ્રીતેથી પ્રસાદી, પૂર્ણ પ્રભુના માનો,
અન્ન રહિત અવલોકી અપંગો, દયા દિલે કાંઈ આણો. ચરચરતી.
ટળવળતા કાંઇ દુઃખ ભૂખથી, વસ્ત્ર વગરના અંગે
જોઇ રોગી વૃધ્ધો નરનારી, છતાં શું રાચો રંગે. ચરચરતી.
વેશ્યા વરઘોડા વાડી વરામાં, વૃષ્ટિ કરી ધન કીર્તિ લો,
મોક્ષ મોહ કે નિજ કર્તવ્યે, પૈસો રંક જનોને દો. ચરચરતી.
વ્યાધિગ્રસ્તને પથ્ય ઔષધિ, નીરોગીને નવ ગુણકારી,
ભરતામ ભરવું ધન મિથ્યા દરિદ્રીને તે સુખકારી. ચરચરતી.

નવાપુરા-લાડશેરી સુરત } પ્રીતમ.

---

# ક્ષમા, દયા અને પ્રેમ રાખવું.

એક વખત એક માણસને એક માહાત્મા આગળ કેટલા લોકો પકડી લાવ્યા, અને કહ્યું કે સાહેબ, આ માણસે પરસ્રી ગમન કર્યુ છે.

મહાત્માએ કહ્યું, એ માણસને એવી શિક્ષા થવી જોઇએ કે તમે બધા દરેક તેને એક એક પથ્થર મારીને મારી નાંખો

તુરત ભેગા મળેલા લોકો ખુશી થઇને પથ્થરા વીણવા મંડી ગયા, અને થોડી પળમાં બધા તૈયાર થઇને ઉભા.

મહાત્માએ કહ્યું, જરા સબુર કરો. તમારામાંથી પહેલો પથરો એવા માણસે મારવો કે જે માણસે મન, કર્મ, વાણીથી કદી પણ પરસ્રી તરફ અયોગ્ય લાગણી બતાવી ન હોય અથવા બીજું કોઈ પણ જાતનું પાપ કદી પણ કર્યું ન હોય

He that is without sin among you, let him first cast a stone at her.—JESUS CHRIST )

આખા ટોળામાંથી એવો એક પણ માણસ માલમ ન પડયો કે જેણે કદી પણ કાંઇ પાપ કર્યું ન હોય, અને બધાઓએ નીચું જોઇને પોત પોતાના પથ્થરા જમીન ઉપર ફેંકી દીધા.

મહાત્માએ પેલા માણસને કહ્યું, "જા ભાઇ, હવેથી પાપ ન કરતો"—(Go and sin no more.' —Jesus Christ) ભેગા મળેલા લોકોને કહ્યુ "તમે કોઇ બીજા માણસના કાઇ પાપ માટે ટીકા કરો અથવા શિક્ષા કરો, તે વખતે તમે પોતે જે કાંઇ ખરાબ કર્મો કર્યા હોય તેનો વિચાર કરજો, અને પેલા માણસ તરફ ક્ષમાની લાગણી રાખીને તેને સુધારવાને તમારાથી બને તે પ્રયાસ કરજો."

એક દારૂડીયાને ધિક્કારવો એ ઘણું સહેલું છે, પણ તેવા માણસના મિત્ર બનીને તેને દારૂના વ્યસનની ગુલામગીરીમાંથી બચાવવો એમાંજ ખરી મોટાઇ છે, અને એવાજ સંત આત્માઓ ઇશ્વરને પ્રિય છે

સુરજમાં કાળા ડાઘ છે. પણ તે કાળા ડાઘ તરફ નજર નહિ કરતાં આપણે તેના પ્રકાશ માટે તેને વખાણીએ છીએ. તેવીજ લાગણી આપણા તમામ જીવાત્મા ભાઇઓ અને બ્હેનો તરફ રાખવાથી, દરેક જીવાત્માના સદ્ગુણને ઉત્તેજન આપવાથી, તથા પ્રાણી માત્ર તરફ માત્ર ક્ષમા તથા દયા તથા પ્રેમની લાગણી રાખવાથી આપણે મહાત્મા પદ મેળવી શકીએ.

જુનાગઢ તા. ૧૬-૧૧-૧૯૧૪.

લાભશંકર લક્ષ્મીદાસ.

# આદર્શ કુલ-વધૂ કિંવા સુશીલા સુશીલા.

(અનુવાદક —રા. છોટુભાઇ દાજીભાઇ દેશાઇ)

પ્રકૃતિના લાડકડા લાલ સૂર્યનો ઉદયકાલ નજીક જાણી પ્રકૃતિ ભક્ત (દરેક મનુષ્ય) જીવ પોત પોતાના કર્તવ્યે લાગી ગયા છે, મનુષ્યોમાં કેવળ જેને લોક પરલોકની ચિન્તા છે, તેઓ જ માત્ર જાગે છે, બિચારી ભાગ્યહીના સરલા એવાજ ચિંતિત મનુષ્યમાંની એક છે, આજે જેવા તેણે ઉઠીને પલગ નીચે પગ મૂકયા, કે કોઇએ તેના પર પોતાનું શીતલ મસ્તક મૂકી દીધું, સરલાએ જોયું તો તે નતમસ્તક તેની નવવધૂ હતી, તુરત ઉઠી છાતીએ લગાવી, અને હૃદયથી આશીષ આપતા આપતાં કહ્યું, "સૌભાગ્યવતી રહો" તે પછી તેણે જોયું તો તેની વહુ પાણી ભરેલો એક લોટો લઇને આવી, અને તે આપીને બળતણ એકઠાં કરવા લાગી. ઘર સરલાના જાગવાં પહેલાંજ વાળી ચૂકી હતી આ સર્વ જોઇ સરલાએ કહ્યું વહુ ! આ તું શું કરે છે ? રહેવા દે, હું બધું કરી લઇશ પડોસની સ્રીઓ જોશે તો મારું નામ રાખશે, કહેશે કે "કાલે ઘરમાં વહુ આવી અને આજે કામ કરાવવા લાગી" વહુ વિનયયુક્ત મીઠા શબ્દોમાં બોલી, "મા ! આપ એ ચિંતા ન કરો, હુ હોવા છતાં આપને કામ કરવાની શી જરૂર છે. આજ અને કાલથી શું ? આ ઘર મારૂજ છે, અને આખરે કામતો મારેજ કરવાનું છે" સરલા ચૂપ થઇ ગઇ, આજે ફરીથી ઘણે દિવસે સરલાએ આનંદને સ્વાગત કર્યો છે.

સરલાના પતિ સત્યેન્દ્રનાથ કાપડના એક સાધારણ દૂકાનદાર હતા. દૈવબળે પાછળના પ્લેગના દિવસોમાં એમનો સ્વર્ગવાસ થયો. એ દિવસથી સરલાના સુખ સૌભાગ્યનો અંત આવ્યો. સત્યેન્દ્રના મરણ સમયે દૂકાનની સ્થિતિ સારી હતી. પાંચ સાત હજાર નગદ રોકડા અને આઠ દશ હજારનો માલ મોજૂદ હતો.

સરલાના સૌભાગ્ય સૂર્યનો અંત તો થયો, પરંતુ તેને ધૈર્ય આપવા માટે ભગવાને એક પુત્ર અને એક પુત્રીરૂપી દીપક આપ્યા હતા. જેને જોઇ તેને હંમેશ સંતોષ થઇ જતો હતો પુત્રનું નામ નરેન્દ્રનાથ અને પુત્રીનું નામ વિમળા દેવી હતું. સત્યેન્દ્રની ઇચ્છા હતી કે હું નરેન્દ્રને ઉંચામા ઉંચી કેળવણી આપીશ, અને એને એક સારો વેપારી બનાવીશ, પરંતુ એની એ ઇચ્છા એની સાથેજ લય પામી.

સત્યેન્દ્રના સ્વર્ગવાસ સમયે નરેન્દ્ર માત્ર ૧૪ વર્ષનો હતો. અંગ્રેજી ચોથી ચોપડી ભણતો હતો. પિતાનું મરણ થતાંજ માતાના આગ્રહથી એને ભણવું છોડી દેવુ પડયું નરેન્દ્ર દૂકાનના કારોબારથી અજાણ હતો એથી એને પોતાના નોકરોપર વિશ્વાસ રાખવો પડયો. નોકરોએ હાથ મારવો શરૂ કર્યો. અહીં નરેન્દ્રને પિતૃહીન જોઇ બદમાસોએ પોતાની મંડળીમાં ફસાવ્યો. પરિણામ એ આવ્યું કે નરેન્દ્ર એક પાકો જુગારી, શરાબી અને વ્યભિચારી બન્યો. મહાજનમાં એની સાખ બીલકુલ રહી નહિ. માતાનું દબાણ તો એના પરથી બીલકુલ ઉઠી ગયું હતું. એની સ્વતંત્રતાએ એને એટલે સુધી નષ્ટ કર્યો કે અંતમાં એની દૂકાનનો પણ અંત આવ્યો. મકાન કરજમાં ચાલ્યું ગયું, માતાનાં ઘરેણાં કંઇ રાજીથી અને જોર જુલમથી અડધા પોણા ભાવથી વેચી બરબાદ કીધાં. માત્ર એક નાનું સરખું ઘર રહેવાને માટે શેષ રહી ગયું. જ્યારે પાસે પૈસા રહ્યા નહિ, સારે દિનરાતના સાથીઓએ સાથ છોડી દીધો. રસ્તે ચાલતાં મળતાં આંખો છૂપાવવા લાગ્યા.

નરેન્દ્રની માતા એક તો પતિવિયોગથી દુઃખી બની હતી. તેમાં પુત્રનાં દુરાચરણ એને વધારે બાળી રહ્યાં હતાં, અત્યારે કંગાલપણાનું દુઃખ તેમાં આહુતિનું કામ કરતું હતું, તો પણ નરેન્દ્રની આંખો ઉઘડી નહિ. તે હજી પણ લાગ આવે અને ઘરની કોઇ ચીજ હાથ આવી જાય તો તેને તુરત વેચી જુગારમાં હારી જતો. પોતાના જમાઇની આવી દુર્દશા જોઇને વિનયકુમાર ઘણા દુઃખી થતા હતા. તે સુશીલાનાં ભવિષ્યનો વિચાર કરી મનમાં ને મનમાં મુઝાયા કરતા હતા. કારણ સત્યેન્દ્રના સ્વર્ગવાસની એક વર્ષ પૂર્વે સંબંધ થઇ ચૂકયો હતો. વિનયકુમારે પોતાના જમાઇને ઠેકાણે લાવવા માટે જેટલા ઉપાયો કીધા, તે સર્વ નિષ્ફળ ગયા. લાચાર થઇ મૌન ધારણ કરી પરિણામનો માર્ગ નીહાળતા હતા. હા ! તેઓ પાંચ દશ દિવસે નોકર મારફતે સરલાના કુશળક્ષેમના સમાચાર જાણી લેતા, અને યથાસમય એને સહાય પણ આપતા હતા.

જ્યારે નરેન્દ્રે જોયું કે હવે ઘરમાં કંઇ બાકી રહ્યું નથી. જેથી મારી જરરિયાત પૂર્ણ થઇ, ત્યારે તેના સ્વાર્થી મિત્રોએ તેને સલાહ આપી કે તમો તમારી પત્નીને આણું કરો, તમારો સસરો પૈસાદાર છે, તે જરૂર પોતાની પુત્રીને ઘરેણાં વિગેરે આપશે. અને એના આવવાથી તમારે ખાવા પીવાનું પણ દુઃખ રહેશે નહિ. નરેન્દ્રે પહેલાં તો ઇનકાર કર્યો, કારણ કે તે વિનયકુમારને મોઢું બતાવવા ચ્હાતો ન હતો. સત્યેન્દ્રકુમારના મરણ પછી તે એક દિવસ

પણ પોતાને સાસરે ગયો ન હતો. સાસુ કેટલાએ તેડા કરી કોઇ પર્વનિમિત્તે બોલાવતી, પણ તે જતો ન હતો, જેથી તે પણ દુઃખી રહેતી હતી આ વખતે મિત્રોએ આગ્રહ કરી એની માતાને રાજી કીધી, ત્યારે નરેન્દ્રની માતાએ પોતાના સંબંધીઓને એ વાત કહી તો પહેલાં એમણે હસવામાં કાઢી નાખ્યું. પરંતુ પાછળથી એની વિનંતિ માની તે લ્હાવો આપવા તૈયારી કરી, દ્વિરાગમનની રીતિ પૂર્ણ કરી સરલાને, ઘેર નવવધૂને પહોંચાડી દીધી. કેટલાકે વિનયકુમારના આ કાર્યની પ્રશંસા કરી અને કેટલાકે નિંદા પણ કરી; એટલા માટે કે એણે જાણીબુઝી દીકરીને કૂવામાં નાંખી. આજ એ સુશીલા (નવ વધૂ)ને જોઇ સરલાને અત્યંત હર્ષ થયો. એનું વૈધવ્ય દુ:ખ કંઇક ઓછું થયું. જો આજે સત્યેન્દ્ર જીવતા હોત, કિંવા પુત્ર સદાચારી હોત, અને ઘરમાં સંપત્તિ હોત તો એના આનંદનું ઠેકાણું રહેત નહિ પરંતુ આવા ક્ષણિક આનંદનો અનુભવ કરી સરલા ફરી વિચાર સાગરમાં ડુબી ગઇ, એની મુખ કાંતિ પુન: મલિન થઇ ગઇ. તે નવવધૂનું સૌંદર્ય, સરલ સ્વભાવ અને ગૃહ કૌશલ્યની મનમાં ને મનમાં સરખામણી કરી કહેવા લાગી, હું અભાગિનીને ઘેર એને કેટલું સુખ મળશે? સરલા એક તરફ પુત્રની કુસંગતિના દુ:ખ અને બીજી તરફ વહુની સુસંગતિના સુખ રૂપ ચુમ્બકનું લોહરૂપ બની ગઇ.

[ અસમાપ્ત. ]

---

નાના પ્રકારનો તહેવાર.

## મઝેદાર મુરબ્બો.

યાને

## પીચકારી મહોત્સવ–ખ્યાલ.

ભાગ્ય ખુલ્યા છે ભાઈ આપણા શુદ્ધ પુનમની છે હોળી;
ફાગણમાં બહુ મઝા થાય છે, તે પૈકી કહું છું થોડી.
કંઇક ઠેકાણે ઉલટી સુલટી, પીચકારી બહુ છુટે તે;
કસ કસતી કસબી ચોળીનાં, બંધ બેવડા તૂટે છે.
સુંદર કપડાં કબાટમાંથી, કામનીયે શોધી કહાડયા;
અલંકારથી યુક્ત થઈને, આગળ પગ ભરવા માંડયા.
હોળી ખેલી આવેલી, બૈરીને લોક કહે છે શું;
વર્ણન વાંચી ઘોર અંધારૂં, થઈ જવા ઈચ્છું છું હું.
કંઇ ગોપીને કર્યો કહાન તે, યથા યોગ્ય ઇશ્વર જાણે;
નિયમો સઘળા ત્યાગ કરીને, માથું કુટે તે મ્હાણે.
જગદિશ્વરની પૂર્ણ કૃપા થઈ છે નકિક એવું ધારૂં,
નહિંતો સાઠ વરસની દેહે, પુત્ર અમો કયાંથી ભાળું.

ઈશ્વિર જેવા ચરિત્ર અમને પ્રથમ કરી કોઇ દેખાડો;
પછી આંખ મીંચી મુરઝાઓ, રાડ રંગથી ભીંજાડો.
કોમળીયો કમજાત કુકરમી, કને જાય છે શું કરવા;
નીશાન મારે છે તાકીને, પગે ગયા તેને પડવા.
બે આંખોથી જોઇ રહ્યો છે, પરણેલો પોતે.માટી,
ધોળે દિવસે માંજર આવી, જશે ઠીકરાં સૌ ચાટી.
લાજ વગરની વૈરી લાગી, હોળીની. ગમ્મત જોવા;
બાર માસના પાપ હતા તે, અનુક્રમે લાગી ધોવા.
બુરાનપુરી સેલો અમ્મર, કહો અમો કયાંથી લાવું;
બે હાથે તાળી વાગે તો, લખ્યા પ્રમાણે પહેરાવું.
ન્યારો ન્યારો ફેર વિનેતી, હીનઝો તાં લટકો ભારી;
ધુકકાં ઉતી રોજ ધણીકે, ટપાલ નાંચણુકી ન્યારી,
નાલો ઇનઝો કુરો આયસે, ખબર આય તેઝી તોકે;
વિણુઠલ ઇનકે મળે ચોનતા, ઉડંધલ પંખીતી .રોકે.
કુટેગ ગેલી હોતીસ મજલા, ગોષ્ટ સાંગ તું ખરી ખરી;
ગોલ પીઠયાવર રાહુન રાહુન, પોકલ ઝાલીસ તારી તારી.
ફૂનસવાડીચી મઝા ઘેતલી, સપેલ ગલ્લીચી માગી,
હયાસી ફકકડ બધા તીસરી, ચૌથી તર અગદી નામી.
કસી તરીગી આહે આપુલી, ઓખાદ વેળીતર યાવે;
જર તુમ્હાસ મી ભરી વાટલી, બક્ષીસ મગમજલા ધ્યાવે.
કલજુગમેં યહુ પ્રગટ ભયે, દ્વાપરમે ભી ગોકુલમેં થે;
કૃષ્ણ કનઇયા કહત ભયે જબ, ગૌવનકું ચરવાતે થે.
ગોપી છતીની હતી વહાંપર, પ્રગટ ભઇ સબ બંબઇમેં;
જયરામ કવિને ખ્યાલ બનાયા, ચતુર સમજ અપને મનમેં.

કવિ ભાગલીયા.

---

## સાભાર સ્વીકાર—સમાલોચન..

રાજસ્થાન ગ્રંથ ૧ લો—લેખક રા રતનસિંહ દીપસિંહ પરમાર
પ્રકાશક—સસ્તુ સાહિત્ય વર્ધકકાર્યાલય—મુંબઇ.

બૃહદ્ ગ્રંથમાળાના ગ્રંથ ૪ તરીકે મેવાડ યા ઉદેપુર રાજ્યના વીર નરેશોનો એકત્રિત

ઇતિહાસ પ્રકટ કર્યો છે. અંગ્રેજીમાં પ્રથમ કર્નલ ટોડે મહા પરિશ્રમે રાજ્યસ્થાનનો ઇતિહાસ તૈયાર કર્યો હતો, તેના હિન્દી ભાષાન્તરપરથી આ પુસ્તક તૈયાર કર્યું છે. અંગ્રેજીમાં લેખક વિદેશીય હોવાથી ઘણી ત્રુટિઓ રહી ગઇ છે,' જેમાની ઘણી હિન્દીના વિદ્વાન અભ્યાસક પં. બળદેવપ્રસાદ મિશ્રે આરંભના સૂચક લેખથી સુધારી છે, તો પણ હજી મૂળના ઇતિહાસમાં ઘણી ખામીઓ છે. ઉદાહરણ તરીકે અધ્યાય ૫ માં લોકમાન્ય સતી પદ્મિનીને ભીમસિંહની પત્ની તરીકે બતાવી છે. એ તદન ખોટું છે. હાલમાંજ મારા એક મિત્રના સંગ્રહમાંથી જણાયું છે કે પદ્મિની એ રત્નસિંહની રાણી હતી, જે તેણે તેના તરફથી હાલમાંજ પ્રકટ થએલા "દેવીખંડ"ના પુસ્તકમાં સારી રીતે બતાવ્યું છે. એ સિવાય એવીજ મુખ્ય ત્રુટિઓમાં સુધારો થવા કોઇ વિદ્વાન્ અભ્યાસકની જરૂર હજી છેજ. કર્નલટોડના ગ્રંથનું ગુજરાતીમાં એ પૂર્વે ભાષાન્તર થયુ છે. તેના અનુવાદક એક ગુજરાતીના સાચા સાહિત્ય સેવક હતા, પરંતુ તેના કરતાં આ ભાષાન્તર ન્યાય ખાતર કહેવું જોઇએ એ કે તેના મૂળ હિન્દીના ઉત્તમ શૈલિમાં લખનાર અને અભ્યાસક હોવાથી તેમજ તેમાં સુધારો વધારો થએલો હોવાથી વિશેષ આદરપાત્ર છે; તેમજ ઉત્તમ કાગળ સાથે સારી છપાઇ, બાઇન્ડીંગ અને કીંમત તેનાથી ? એટલે રૂા. ૩) છે. જેથી આવું ઉત્તમ આખા દેશના ભૂષણ સ્વરૂપ પુસ્તક દરેક સાધારણ ગુજરાતી પણ સંગ્રહી શકે અમારૂં માનવું છે કે જો હિંદીના "આક્રમણ" "સ્વવ" આદિ સંસ્કૃત શબ્દોના બહુ પ્રયોગને બદલે ગુજરાતી અસર કારક શબ્દો "હુમલો" "પોતે" મૂકયા હોત, તો વાચનમાં સરળતા ઉપરાંત 'કતૃત્વ' તથા 'વિલંબિત પ્રતીતિ' એ બે દોષથી મુકત થાત, અને હાલના કરતાં પણ એ પુસ્તક વધુ પ્રિય થઇ પડત! અમો આશા રાખીએ છીએ કે એના બીજા ભાગમાં આ સંબંધે સુધારો થશે. ૪૮+૭૪૮ ઉપરાંત પૃષ્ટ તથા આમો ગ્રંથ સચિત્ર છે. વળી સૂર્ય ચંદ્રવંશની જુદી વંશાવળિઓ પણ તૈયાર કરાવી છે, આ સર્વ જોતાં આની કીમત રૂ. ૨) પાકું પૂઠું રા૫ અને સોનેરી ૩॥ છે, જે તદન નિઃસ્વાર્થેજ રખાઅગી છે તો ગુર્જરી ભકતોએ એને અવશ્ય આશ્રય આપવો જોઇએ.

**બાદશાહી કથાકુંજઃ**—લેખક રા. ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.

મેનેજર—સસ્તી વાર્તામાળા, મુંબાઇ નં. ૧૩

આ સસ્તી વાર્તામાળાનું પ્રથમ વર્ષનું ચોથું પુસ્તક મોગલ બાદશાહોના સમયની ઐતિહાસિક વાર્તાઓનો સંગ્રહ છે, મનુષ્યના ચારિત્ર્ય પર સત્ય ઘટનાઓને અસર કરી શકે છે, તેવી અસર અન્ય કાલ્પનિક વસ્તુ કરી શકતી નથી, રા. ડાહ્યાભાઇ આ સત્ય સારી રીતે જાણે છે, અને તેથીજ તેમણે પોતાના પ્રથમ વર્ષના પુસ્તકો એક અપવાદ સિવાય બધાં ઐતિહાસિક નવલ કથાઓના છે. એક અપવાદ પણ ભૂળ સરસ્વતીચંદ્ર કે જે આપણી સમક્ષ સ્થાન તથા પાત્રોના નિરૂપણથી સત્યઘટના તરીકેજ જણાય છે તેનુંજ અનુસંધાન હોવાથી અપવાદ નિર્મૂળ છે, બાદશાહી કથાકુંજમાં મોગલ બાદશાહોના વૈભવ પૂર્ણ સમયનો ચિતાર હોવાથી તેમાંની સર્વ વાર્તાઓ આનંદપ્રદ વાચકના મત ઉપર ઊંચ અસર કરનારી છે. લાંબા સમય સુધી એક રાજસત્તા રહેવાથી મોગલ શહેનશાહત ચિરસ્થાયી સમાન બની હતી,, અને તેથી તેમની જાહોજલાલીનો યથાતથ આ પુસ્તકમાં સાક્ષાત્કાર થાય છે, ચારિત્ર્યની છાપ પાડવા બીજા વર્ષમાં પણ આવીજ ઐતિહાસિક વસ્તુઓની ચૂંટણી રા. ડાહ્યાભાઇએ

કરી છે, તે આનંદ પામવા જેવું છે, પુસ્તકોની કિંમત તેના ગ્રાહકોને રૂ. ૦-૬-૦ તથા રૂ ૦-૯-૦ છે, જે તદન સસ્તીજ છે.

વિહારઃ—(મરાઠી માસિક પુના, સદાશિવપેઠ) આ માસિકનું પ્રથમ વર્ષ પૂરૂં થઈ હાલમાં બીજું વર્ષ શરૂ થયું છે, બીજા વર્ષમાં ઉત્સાહ ઘટવાને બદલે વૃદ્ધિ પામતો જોઇ અમો આનંદ પામીએ છીએ. પ્રથમ વર્ષમાં કાવ્ય, સાહિત્ય, વિજ્ઞાન આદિ ઉચ્ચ વિષયોનું વાચન એના ગ્રાહકોને એણે આપ્યું છે. તેથી ઉંચું સાહિત્ય એના બીજા વર્ષમાં જણાય છે, ૪૮ પૃ૦. સાથે ભેટ આપવા છતાં વાર્ષિક લવાજમ રૂ. ૨) છે, તેજ તેના સંપાદકની સેવા માટે સારો ખ્યાલ આપે છે.

**શ્રી ભારત વર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજના દશમા સમેલનનો રિપોર્ટઃ—**

પ્રકાશકઃ—રા. રા. સાક્ષર શ્રી ગણપતરામ અનુપરામ ત્રવાડી, પગથીઆશેરી સુરત.

સુરતમાં મળેલાં ભારત વર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજના દશમા સંમેલનનો રિપોર્ટ અમને મળ્યો. જેમાં ત્યાંના સર્વ કાર્યોની સવિસ્તર નોંધ લેવામાં આવેલી છે. પ્રથમ " આમુખ " પ્રસ્તાવ રૂપ આરંભ વિવેચન પછી સમેલનનું યથાતથ્ય વર્ણન વાચક સમક્ષ રજુ કર્યું છે. ૪૭થી ૭૨ લગભગ ૨૫ પૃષ્ટનું રા. જ માધવરામભાઇનું વ્યાખ્યાન સમાજની ઉન્નતિ માટે શ્રમ લેનારને પરાપૂર્વની સંબદ્ધ શૃંખલા હોય માર્ગ દર્શક થાય છે. સભામાં થએલા એકંદર ૨૪ ઠરાવોમાંથી ૬-૭-૧૩-૧૪-૧૫ એ ઠરાવો ભાવિ પ્રગતિ માટે ખાસ આવશ્યક છે. પાછળ રા. હરિશંકર વિદ્યાર્થી તથા રા અંબાશંકર કવિના સુબોધક કાવ્યો કે જે પરિષદમાં ગવાયાં હતાં, તે આપ્યાં છે. અંતમાં સંમેલનનો જમા ખર્ચ બતાવી રિપોર્ટ પૂરો કર્યો છે. આવા રિપોર્ટ જુદાં જુદાં સંમેલનોના બહાર પાડવાથી ત્યાં ન હાજર થનારાઓને તેનો સાક્ષાત્કાર કરાવે છે.

અમારા મિત્ર રા. માણેકલાલ મુનશી તરફથી Beauty & Joy આદિ તેમનાં રચેલાં પુસ્તક મળ્યા છે, તેની સમાલોચના આવતા અંકમાં લખશું. તંત્રી

## અશક્તાશ્રમની પહોંચ.

અશક્તાશ્રમ—ખા૦ બા૦ અરદેશર કોટવાલની વાડી—રામપુરા—સુરત.
મહેરબાન " સત્સંગ " પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝુ વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી તે ઓ. સેક્રેટરી ડો૦ ડી૦ જે. એદલબેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે. રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી. પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી.

૧૫૦- ૦-૦ એક સખી, વજીદ પારસી ગૃહસ્થ.
૧- ૦-૦ આત્મારામ કૃષ્ણારામ મહેશ્વર મહાદેવની પોળ.
૧- ૦-૦ શા૦ છબીલદાસ વીજભુખણદાસ વાડીફળીઆ.
૫- ૦- ,, શીવલાલ શંભુલાલ ,,
૧- ૦-૦ ,, ઇચ્છારામ વ્રીજભુખણદાસ.
૨- ૦-૦ ,, લાલભાઈ શંભુલાલ ,,
૧- ૦-૦ ,, એક સખી ગૃહસ્થહ. ફાળીદાસ
૫- ૦-૦ મંજુબેન જેબાઇના પુન્યાર્થે શેતાનફળીઆ.

૨– ૦–૦ શા૦ વીઠલદાસ ગોરધનદાસ વાડીફળીઆ
૧– ૮–૦ હરીલાલ જયાનંદની ધણીઆણી જયાગવરી. અશ્વનીકુમારના ગલ્લામાં.
૧– ૮–૦ સુરજરામ વિશ્વનાથની છોકરી જયાગવરી,
૧– ૦–૦ મોતીરામ રાજારામ મોટીશેરી લાલદરવાજા ,,
૧– ૦–૦ પા. નાથુભાઇ ચુનીલાલ ઝર તીઆ હરીપરા, ,,
૧૦– ૦–૦ શા૦ મગનલાલ મથુરાદાસ તે મરનાર હરગોવનદાસ વલ્લભદાસના એક્ષીક્યુટર
૧–૧૧–૬ શેઠ શીમનલાલ ઘેલાભાઇએ શેઠ ડાહ્યાભાઇ જગજીવનદાસના પુન્યાર્થે લીલવાને લાડુનું જમણ આપ્યું તેની સાથે પરચુરણ ખર્ચના
૧૦૦૦– ૦–૦ અમદાવાદથી શ્રી જગદીશ્વર તરફથી અશક્તો માટે વ્યાજ માંથી ખોરાકી ખરીદવાને નાણાં સારૂ, સારંગપોર મીલનો શેર ૫ બક્ષીસ આવેલો.
૨૦૦– ૦–૦ મેહરબાન ખુદાવંત– વાંસદાના રાજા સાહેબ તરફથી.
૧– ૪–૦ શેઠજી લલ્લુભાઇ બી. દોલત- જાદા સુરત.
૧– ૦–૦ ગંગાજર કલ્યાણભાઇ ભાણાભાઇ અશ્વનીકુમારના ગલ્લામાં
૧– ૦–૦ પા. પ્રાણજીવનદાસ શીવલાલ
૨૩– ૮–૦ રૂપીઆ ,૧)ની અંદરની પરચુરણ મદદ.

૨૪૧૨–૩–૬

બીજી મદદ

એક ગૃહસ્થ તરફથી ચોખા મણ ૨)
એક ગૃહસ્થ તરફથી, બાજરીનો લોટ મણ ૧)
શેઠ સાહેબ ગંગાદાસ ભરતીઆ દુધ મણ ૧૧
શા૦ ભીખાભાઇ મુળચંદ મોદી દુધ મણ ૧) રામપરા.
શેઠ લલ્લુભાઇ અમથાભાઇ પીવાનીખીડી ,, મથુરાદાસ ગુલાબદાસ બરરી રૂ ૧)ની.

# રામપુરામાં શ્રી રામચંદ્રજીના મંદિરની સ્થાપના.

આથી સર્વે ધાર્મિક બ્હેનો તથા સદ્‌ગૃહસ્થોને સપ્રેમ નિમંત્રણ કરવામાં આવે છે કે રામપુરાને નાકે આવેલી આ બા. અરદેશર કોટવાળની વાડી કે જે અશક્તાશ્રમના ઉપયોગાર્થે ખરીદ કરવામાં આવી છે. તેમાં એક સખી ગૃહસ્થ તથા અ. સૌ. બાઇની ધર્મ પ્રત્યે લાગણી ભરી સ્વભાવથી શ્રીરામચંદ્રજીનું મંદિર સુરતની સમસ્ત પ્રજાના ઉપયોગ માટે સુરતના વિદ્વાન શુકલોને હાથે સ્થાપન કરવામાં આવનાર છે. અને તેની પ્રાણ પ્રતિષ્ઠાનો દિવસ ચાલુ સંવત ૧૯૭૧ના માહ વદ ૫ને વાર ગુરૂ તા ૪–૨–૧૫ને રોજે રાખવામાં આવ્યો છે માટે એ ખુશ પ્રસંગે સર્વે ધાર્મિક ભાઇ બ્હેનોને દર્શનાર્થે પધારી ધર્મ લાભ લેવા નમ્ર વિનંતિ છે

તંત્રી.

# કામિની અને કાંચન.

લખનાર,

છગનલાલ નારાયણભાઈ મેશ્રી.

"નંદનવનનો નાશ, ગૃહલક્ષ્મી, ઈન્દુકુમારી, રંકનું રત્ન" ઇ. ના કર્તા.

શ્રીમદ્ રામકૃષ્ણ પરમહંસના તત્વપૂર્ણ ઉપદેશોને આધારે લખાએલી બોધદાયક સાંસારિક નવલકથા. જેમાં કામિની અને કાંચનનો લોભ, હાલની અર્ધદગ્ધ કેળવણી, અને ધર્મ નીતિપર અસરકારક રીતે વિવેચન કરવામાં આવ્યું છે આ નવલકથાની વસ્તુ સંકલના એટલી બધી બોધક અને મનોરંજક છે કે તેને એકવાર વાચવા લીધા પછી પૂરી કર્યા વિના નીચે મૂકવી ગમતી નથી. વર્તમાન પત્રોએ તેમજ વિદ્વાનોએ એને માટે ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે એટલુંજ નહિ પણ એનું અન્ય ભાષામા ભાષાન્તર કરવાને માટે તે તે ભાષાના વિદ્વાનોએ એના કર્તા પાસેથી પરવાનગી માગી છે, એજ એના ઉત્તમપણાની સાબિતી છે. મૂલ્ય કલોથ બાઈન્ડીગ રૂ. ૧ાા પેપર કવર રૂ. ૧) ટ૦ ખ જુદું.

મુંબાઈ, અમદાવાદ, વડોદરા વિગેરે શહેરોના જાણીતા બુકસેલરો પાસેથી તથા સુરતમાં આ પુસ્તક નીચેના ઠેકાણેથી મળી શકશે

દલપતરામ ઠાકોરરામ ભટ્ટ.
તંત્રી "સતસંગ"
સેતાનફળીઆ—સુરત.

---

## એક ચેતવણી.



જીંદગીનું ખરૂં સુખ તે આખ છે આખ વગરનો અવતાર નકામો છે. જો તમે આંખના કોઇ પણ દરદોથી પીડાતા હોય બીજી દવાઓ કરી નીરાશ થયા હોય તો ફકત એક વખત હમારો વિશ્વવિખ્યાત સુદ્ધ મોતીનો સુરમો વાપરો. આ સુરમો થોડા વખતમાં આખના તમામ દરદોનો જડમૂળથી નાશ કરી આખની ગયેલી રોશની પાછી લાવેછે, વળી આ સુરમો વાપરનારને ચશ્માની જરૂર રહેતી નથી. અમારા ઉત્તમ સુરમાએ સેંકડો દરદીઓને આંખના ભયકર રોગમાથી મુક્ત કર્યાછે. અમારા સુરમાના ઉંચા ગુણોને લીધે તે દરેક કુટુંબમા ખાસ વપરાય છે. એક વખત વાપરી ખાત્રી કરો તોલા ૧ના રૂ. ૪) ચાર.

વોરા હસાજી મુસાજી સુરમાવાળા.
જામનગર—કાઠીઆવાડ.



"દુર્વ્યસન નિષેધક, જીવદયા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ" સુરત,
દર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રકટ થતું પાક્ષિક પત્ર.

# સત્સંગ.

વર્ષ ૬ ઠું) માઘ-અમાવાસ્યા વિક્રમ સં. ૧૯૭૧. (અંક ૧૪ મો.

*Abstinence* *Mercy* *Morality*

मातर सर्वभूताना गाव सर्वसुखावहा ।



श्लोक

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.

सेतानफळीआ–सुरत.

તા. ૧૪ ફેબ્રુઆરિ સને ૧૯૧૫ ને રવિવાર.

વાર્ષિક લવાજમ અગાઉથી રૂ. ૧) આગ્રયાથે ઇચ્છાનુસાર પોસ્ટેજ ના૦

# सत्संग–विषयावलि.



---


૧૯૧૫ના જાન્યુઆરિથી ત્રીજું વર્ષ શરૂ થશે

ગુજરાતી ભાષાનું શ્રેષ્ઠ
માસિક પત્ર




સુંદર કાવ્યો ઐતિહાસિક, સાંસારિક ને સ કથાઓ ધર્મ નીતિ અને અન્ય પ્રકારના નન લાયક ઉત્તમ લેખો 'વિવેચક'માં આવે, તે ઉપરાંત બંગાળી, મરાઠી, હિંદી, અને અંગ્રેજી ભાષાના શ્રેષ્ઠ માસિકોમાંથી લેખોના સરસ ભાષાંતર આપવાની ગોઠવણ થઇ છે. તે ઉપરાંત દર માસે ગ્રાહકોને પ્રશ્ન પુછી ઇનામી પુસ્તકો આપવામાં આવે છે. આખું માસિક ગ્રાહક થનારને ૧૯૧૭ તથા ૧૯ની બે ભેટ મળશે. તુરત નામ નોંધાવો. નમુનાનો અંક માટે બે આનાની ટીકીટ બીડવી. જાહેર ખબરનું ઉત્તમ સાધન. ભાવ પુછો. હિંદમાં વાર્ષિક લવાજમ ભેટના પોસ્ટેજ વી. પી. સાથે રૂ. ૧–૧૦–૦. હિંદ બહાર રૂ. ૧–૧૪–૦. લખો.

વ્યવસ્થાપક 'વિવેચક'

હી. દા. દેસાઈ.
નં. ૩૦ બાબરથ—નડીઆદ.

अहिंसा परमो धर्मः ।  आत्मवत् सर्वभूतेषु ।

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




(વસન્તતિલકાવૃત.)

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરુથી સમૃદ્ધ,
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सतां किमु न मंगलमातनोति ।

વર્ષ ૬ઠું ]  માઘ-અમાવાસ્યા  વિક્રમ સં. ૧૯૭૨.  [અંક ૨૪મો.

## પ્રભુને પેગામ.

ફિરસ્તા ! મુસ્તફા ! આકિલ ! લફ્ઝ બે સાંભળી લેજો.
"ઠગાયો છું: ફસાયો છું" પ્રભુને એટલું કહેજો.
વળી કહેજો "અખીરશની બધી તૈયારી કીધી છે.
"જીસમમાં દમ નથી ખાલેક ! તમામી ત્યાગી દીધી છે.
"ફને મુશ્કીલ નથી કોઇ અરે ! અફસોસ ! હું બેહોશ
"હકિમ ! કાદિર ! નજર કરવી તને લાઝિમ સખે ! દિલકશ !
"અહિં અંજુમને મ્હારે વિના હકની વતનદારી
"ખુદા ! ન્યામત કરી હરદમ શરણ રાખો. કરું ચારી.
"બચ્યો છું: બાપ ! આજારી નથી કૌવત ! રહમ કર ! તું !
"મરૂં બેમોત રે ! મુર્શિદ ! ચહું ત્હારાં દિદારો હું
"નમાલી નોકરી મ્હારી ન દૌલત ! કે અમીદારી !

"જીગર ભડકે બળે ભારી મગર કો'ની નહિ યારી.
"દગાખોરી બધે દેખું. વફાદારી નહિ પેખું.
"ફરેબીમાં ફસાયો છું મિલાવટ માલ ના પરખું.
'મુસાફિરી વ્યર્થ મ્હેં ગાળી નફામાં મોતનું, વ્હાલું
"ગરિબ પરવર! મુલકમાં છે ખરાબીનું ખરૂં નાણું
"પ્રભો! દિલકશ દિવાનાને કહે! કયમ દાદ ના દે તું!
"ગુનાહ કર! દરગુજર મ્હારા ભવે ભુલો પડયો છું હું
અરે કાસદ! વળી કહેજે "ફના થાવું મને લાઝિમ
"પરસ્તીની હવે પ્યારા! પ્રભો! તું! આપજે તાલિમ.

ભારતી મંદિર.
બરવાળા, તા. ધંધુકા. } ધીરજ.

---

# ધર્મોપદેશ. *

ત્રિ મનગરના રાજા કૃષ્ણદેવને મહારાજશ્રી વનબાયચંદજીએ કરેલા ધર્મોપદેશનું વૃતાન્ત જાણવાજોગ તેમ ઉપયોગી હોવાથી આ પત્રના વંચકોની સેવામાં રજુ કરવામાં આવે છે.

## ધર્મનું મૂલ શ્રધ્ધા છે.

હે, રાજા! ધર્મનું મૂળ શ્રદ્ધા છે, એ શ્રદ્ધા દૃઢ થવાને માટે પ્રભુના માહાત્મ્યની કથાઓ અને ભક્તોના જીવનચરિત્રો આપણે વારંવાર મનન કરવાં જોઈએ.

## ઈશ્વરી માહાત્મ્ય.

દુનીઆના તમામ પદાર્થોમાં એકત્ર બળ અને સત્તા કરતાં ઈશ્વરનું બળ અને સત્તા અધિક છે હરિ એજ સર્વ સુખોનું મૂળ છે એજ સર્વનું ઉપાદાન અને નિમિત્ત કારણ છે. એને વશ સર્વ બ્રહ્માંડો, પંચ મહાભૂતો, સૂર્ય, ચન્દ્ર, તારા, ગણ, તમામ દેવ દેવીઓ અને તમામ જાતની સિદ્ધિઓ છે. હરિ દયાળુ અને ભક્તવત્સલ છે. તેથી હરિને ભજીએ છે એ શ્રી ભાગવતમાં પણ કહ્યું છે કે જેને હરિ પ્રસન્ન છે તેની ઉપર તમામ દુનીઆ પ્રસન્ન રહે છે.

## ઈશ્વરી સ્તુતિની જરૂર.

ઐહિક અને પારલૌકિક કલ્યાણની ઇચ્છા રાખનાર તમામ લોકોએ નિત્ય ઈશ્વરી સ્તુતિ કરવાની જરૂર છે. મહા મોહની વાત છે કે વિદ્વાન લોકો આ વાત જાણે છે તેમ છતાં શ્રીહરિથી સ્તુતિ કરતા નથી. અને ઉર્ધ્વગામીને બદલે અધ ગામી રસ્તાઓ પકડે છે.

---

* સુપ્રસિદ્ધ હિન્દી માસિક "સરસ્વતી"માંથી અનુવાદ

## નિર્ભયતા, ચિંતાનો ત્યાગ.

ઈશ્વરના ગુણ ગાનાર ભગવદ્ ભક્તો હમેશાં નિર્ભય હોય છે. શ્રીકૃષ્ણ ભગવાનનો નીતિબોધ જેણે ધારણ કર્યો હોય તેમ મહાત્માઓના ઉંચ જીવન ચરિત્રોનો નિત્યન્ત પાઠ કીધો હોય તેવા દેશના પ્રખ્યાત પુરુષોનો સમાગમ સત્કાર કર્યો હોય તેના પુરુષે આ માટે ભયમાં રહેવું જોઇએ.

હે, રાજન્! ઇશ્વરમાં તારા રાજ્યના કારોભારને સોંપવાનાંજ નારે તત્પર રહેવાની ખાસ આવશ્યક્તા છે અને તે પ્રમાણે તું વર્તીશ તો તેજ ઉંચા પ્રકારની ભક્તિ છે જેથી સ્વાર્થ તથા પરમાર્થ સધાય તેમ છે. ઇશ્વરી ભક્તિ કરવામાં પણ તને અત્યન્ત લાભ થશે. અને તે મનને સ્થિર રાખી કરવામાં આવે તોજ આપણે કૃતાર્થ થઇ શકીએ તેમ છે. અંબરિષ, જનક, કપિલ, કણ્વ, ગૌતમ, પતાંજલિ, વ્યાસ વગેરે મહાત્માઓ પૈકીમાંનાએ કેટલાકે રાજવૈભવ ભોગવતા હતા છતાં નિરંતર ઇશ્વરમાંજ ચિત્ત રાખતા હતા. જેથી તેવા મહાત્માઓનાં ચરિત્રો મનન કરવાની આવશ્યકતા છે.

### કર્તવ્ય.

પ્રભુની સાથે મનની એકાગ્રતા થતા મનુષ્ય પોતાના કર્તવ્ય બરાબર સમજી શકે છે. અને તે કર્તવ્ય સ્વધર્મ તરીકે બજાવવા તત્પર થાય છે. તેમ કરવામાં જે ગ્લાનિ અર્જુનના મનને લાગી હતી, તે તેને લાગતી નથી માટે પ્રભુમાં ચિત્ત રાખી હમેશ કર્તવ્ય કરતા જવું.

### સ્વધર્મ બજાવવાની રીત.

મનુષ્યમાં જુદી જુદી વ્યક્તિઓના જુદા જુદા સ્વધર્મ છે, એ સ્વધર્મો શ્રી હરિનાજ કરેલા છે, માટે પરમાત્માની આજ્ઞાને આધીન રહી તે બજાવવા જોઇએ. એ સ્વધર્મો બજાવવામાં દુઃખ, લાભ, હાનિ, જય, અને પરાજય એ વિષેનો વિચાર કરવાનો નથી. સ્વધર્મો પરિપૂર્ણ રીતે બજાવવા એજ ગાન્ય અને જીંદગીનું ખરું ફળ છે. સર્વ દેશ અને સર્વ કામમાં લૌકિક પરિણામો એ ખરા ફળરૂપ નથી એમ જાણી દરેક મનુષ્યે પોતાના સ્વધર્મ બજાવવાને ઉદ્યમી થવાનું છે

### નર્ક દ્વાર.

કામ, ક્રોધ ને લોભ એ નર્કનાં દ્વાર રૂપ છે. માટે તેથી દૂર રહેવું વેરનો અગ્નિ જેને મારે પ્રકટ કરવામાં આવ્યો હોય તેને પહોંચતાં પહેલાં જે અંતઃકરણને પ્રથમ બાળી મૂકે છે, માટે દ્વેષ કદી કરવો નહિ દ્વેષી માણસો તરફથી થએલી પીડાને ભૂલી જઇ તેમના તરફ દયા અને પ્રેમથી વર્તવું જોઇએ; કેમકે તેમ કરવાથી સામાનો દ્વેષ નરમ પડી જાય છે; પણ સામો દ્વેષ કરવાથી બન્નેના દ્વેષને અરસપરસ પુષ્ટિ મળે છે.

### સ્ત્રીઓ અને બાળકો પ્રત્યેની વર્તણુંક.

સ્ત્રીઓ અને બાળકોને યોગ્ય સત્કાર, દાન અને માનથી રાજી રાખવાં જોઇએ જે ઘરમાં સ્ત્રી અને બાળક વર્ગ પ્રસન્ન અને નીતિ માન, પ્રેમી, દયાળું અને પરોપકારી છે,

તે ઘર સ્વર્ગ છે, એમ જાણવું જે સ્ત્રીઓ પતિનો કે ઇશ્વરપર દ્વેષ કરનારી હોય અથવા જે નીતિનો ભંગ કરનારી હોય તે તજવા લાયક છે એક કરતા વધારે સ્ત્રીઓ હોય તો તમામના ઉપર સમભાવ રાખવો જોઇએ મનની સમતા એજ યોગ છે સ્ત્રીઓ અને બાળકોને નાનપણથી ધર્મનો બોધ કરવો

પ્રજા પ્રત્યેની ફરજો.

પ્રજાને પોતના બાળકની માફક પાળવી પ્રજાનું સુખ, ધન સમૃદ્ધિ અને કલ્યાણ એ રાજાનું સુખ, ધન, સમૃદ્ધિ અને કલ્યાણ છે એમ સમજવું, પ્રજા પાસેથી કર તરીકે લીધેલા પૈસાનો મોટો ભાગ પ્રજાના રક્ષણ અને લાભને માટે ખરચવો મનુષ્ય અને ઇતર પ્રાણીના લાભના કાર્યો રાજાએ નિરંતર કરતા રહેવું ધન વૈભવ ઉપર વધુ ધ્યાન આપવું નહિ, પણ સર્વ વૈભવ પોતાની પત્નીને યોગ્ય સ્વધર્મ તરીકે રાખવા, પણ તેમાજ ચિત્ત પરોવાએલું રહેવું જોઇએ નહિ પ્રજાને ધર્મ તરફ અભિરૂચિ થાય એવી કથાઓ અને વાર્તાઓનો પ્રચાર કરવો ઇશ્વરી ગુણગાનને ઉત્તેજન આપવું નીતિને રસ્તે ચાલનારનું અપમાન કરવું નહિ

રાજ્ય વ્યવસ્થા.

જગત્ એ પ્રભુ સ્વરૂપ છે, માટે રાજ્યની યોગ્ય વ્યવસ્થા તરફ પુરતુ ધ્યાન આપવુ. સેના, યોદ્ધા હથિયાર, નૌકા, હાથી, ઘોડા, વગેરે તરફ યોગ્ય નજર રાખવી મંત્રીઓ નોકરો અને અમલદારો પ્રજાને રંજાડે નહિ એની હમેશ તજવીજ રાખવી પ્રજાને યોગ્ય ન્યાય મળે એને માટે વિદ્વાન ધર્મનું તત્વ જાણનાર, અનુભવી અને કુશળ ન્યાયાધિશો અને અધિકારીઓ જોઇએ તેટલા રાખવા પ્રતિસ્પર્ધી કે વૈરી રાજાઓની દરેક ગતિ અને પ્રવૃત્તિ ઉપર બારીક નજર રાખવી વિદુરનીતિ અને ભીષ્મ-પિતામહનો બોધ હમેશ યાદ રાખવો, પૂર્વે થઈ ગએલા પૃથુ જનક, અર્જુન વગેરે રાજાઓના ચરિત્ર સાંભળવા અને દેશકાળ અને પરિસ્થિતિનો વિચાર કરી જેટલે દરજ્જે તેઓનુ અનુકરણ કરવું બની શકે તેટલુ કરવુ

શરણાગતની રક્ષા.

શરણે આવેલાઓની સાથે સનેહ કરતી વખતે રાજાનું જ કલ્યાણ લક્ષમાં રાખવું. પરંતુ અહંકારથી જાણી જોઇને શરણે થએલાનુ અપમાન થાય એવુ કાંઇ કાર્ય કરવુ નહિ, બીજાના રાજાનો દાન માન વિગેરેથી સત્કાર કરવો

સંપ

મસ્તક કાન, નાક, મોં, જીભ, હાથ, પગ વગેરે જેમ મનુષ્ય શરીરના જુદાં જુદાં અવયવો છે, અને જેમ દરેક અવયવને પોતાના સ્વધર્મ રૂપ અમુક અમુક કામ કરવાનું છે, તેમજ આ જગતમાં તમામ મનુષ્યો અને ઇતર પ્રાણીઓ ભગવાનના અવયવરૂપ છે, અને દરેકને પોતપોતાનું કર્તવ્ય કરવાનું છે શરીરના અવયવો જેમ એક બીજાની સાથે સ્વાભાવિક સંબંધી રહે છે, અને એક બીજાને મદદરૂપ થાય છે તેમજ તમામ મનુષ્યોએ પરસ્પર વર્તવુ જોઇએ

### ભેદ બુધ્ધિ દબાવવી.

સર્વ પ્રાણી પદાર્થ ઈશ્વરી કૃપાથીજ ઉત્પન્ન થયેલ છે, અને તેમાં કઇક ઇશ્વરી કૃપા રૂપ છે એમ ધારી ભેદ બુદ્ધિ દબાવવી સર્વના ઉપર દયા રાખવી અને आत्मवत् सर्वभूतेषु (જેવો આપણો જીવ તેવો પ્રાણી માત્રનો છે,) એવી વૃત્તિ રાખવાનો અભ્યાસ રાખવો.

### અહંતા-મમતા

અહંતા મમતા જેમ છૂટે તેમ તેમ મનુષ્ય પોતાના ખરા સ્વરૂપને જોઇ શકે છે, માટે તે છોડાવવાનો પ્રયત્ન કરવો.

### નિત્યાભ્યાસ.

स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् ।
इन्द्रियाश्वविनिग्रहः सर्वथा,नत्यजेत् त्रयम् ॥

અર્થાત્—શક્તિ પ્રમાણે સ્વધર્મનું આચરણ કરો, (પ્રભુથી વિમુખ કરનાર) વિધર્મથી દૂર રહો. ઈંદ્રિયો રૂપી ઘોડાને વશ રાખો. આ ત્રણે વસ્તુનો કોઇ દિવસ ત્યાગ કરવો નહિં.

પ્રિય પાઠક ! ઉપરોક્ત લખાણથી તારા હૃદયમાં તારા નિત્યાન્ત ઉપયોગમાં ખોરાક બદલ થોડાક ઉપયોગી શબ્દો ઉતારીશ તો હું મારો આજનો પ્રયાસ સફળ થયો એમ સમજી અંતિમ વિરામીશ.

"અલક્ષ્ય જ્યોતિ,"

---

## શ્રીમદ્દભગવદ્દગીતા.

લેખક:—ત. રા, ભગવાન શિવશંકર ભટ્ટ-મિશન હાઇ સ્કૂલ-સુરત.

અધ્યાય ૮ મો

હરિ. બ્રહ્મ ને અધ્યાત્મ તે શું ? કર્મ તે શું જાણવું ?
આધિભૂત શાને કહ્યુ છે ? અધિદૈવ તે શું માનવું ? ૧
વળી કોણ છે આધિયજ્ઞ? અહિં આ દેહમાં સ્થિત શી રીતે?
કહો આપ આખર જ્ઞેય છો શીપેર નિયત ચિત્તીને ? ૨
કહે કૃષ્ણ અક્ષર બ્રહ્મપરમ, સ્વભાવ અધ્યાત્મજ લહે,
વળી યજ્ઞદાનાદિ, સહુ ભૂત વૃદ્ધિ કારણ, કર્મ છે. ૩
અધિભૂત ક્ષર વસ્તુ સહુ, અધિદૈવ હિરણ્યગર્ભ છે;
આ દેહમાં 'હું જ' માની વર્તે, માનતો અધિયજ્ઞ તે. ૪
વળી અન્તકાળે મને સ્મરતો શરીર જે ત્યાગે સહી;
તે પામતો મમ ભાવને એ વાતમાં સંશય નહિ. ૫

વળી અન્ય જે જે ભાવ સ્મરતો શરીર અન્તે ત્યાગતો;
તે તેજ દેવાદિ વિષયને સદ્ય તે નર પામતો. ૬
તે માટ સર્વકાળમાં, ભજતો મને, કર યુદ્ધને;
મારે વિષે મન-બુદ્ધિ અર્પી, પાર્થ, તું પામે, મને; ૭
અભ્યાસ યોગે યુક્ત થૈ હે પાર્થ ચિન્તવતો મને;
એ અનન્ય ચિત્તે કરી પામે પરમ દિવ્ય પુરૂષને. ૮
વળી સર્વ નિયતા, અનાદિ, સર્વજ્ઞ, અતિશય સૂક્ષ્મ છે;
છે સર્વ જે આ જગતનો ધાતાર, અચિન્ત્ય સ્વરૂપ જે;
ત્યમ સૂર્યવત્ તેજસ્વીને અજ્ઞાનથી પર, દિવ્ય જે,
તેનેજ સ્મરતો પુરૂષ જે, તે પામતો તે દિવ્યને. ૯
એકાગ્ર મનથી મરણકાળે, ભક્તિ સહુ યોગેજ બળે;
સંસ્થાપી ભ્રુવમાં પ્રાણને, પામે પરમ દિવ્ય પુરૂષને. ૧૦
વેદજ્ઞ અક્ષર પદ કહે, જે પામતા નિઃસ્પૃહ યતિ;
જ્હે ઈચ્છતા જે બ્રહ્મ સાધક, કહું તે સંક્ષેપથી. ૧૧
જે સર્વ ઈન્દ્રિય સંયમી મન હૃદય દેશે રોકતો;
સ્થિત કરી પ્રાણજ મુર્દ્ધ દેશે, આત્મયોગ રૂકેલો જતો. ૧૨
ૐકાર બ્રહ્મ ઉચ્ચારતો વળી પુરૂષ જે સ્મરતો મને;
તે પુરૂષ ઉત્તમ ગતિ પામે, ત્યાગતો આ દેહને. ૧૩
વળી અનન્યચેતા પુરૂષ નિત્યે સતત જે મુજને સ્મરે;
તે નિત્ય યુકતજ યોગીને હે પાર્થ સુલભજ હું ખરે. ૧૪
તે પાપી મુજને, અશાશ્વત આ જન્મ ફરી પામે નહિ;
કારણ મહાત્મા પુરૂષ તે, પામે પરમ મોક્ષજ સહી. ૧૫
હે પાર્થ આ બ્રહ્મ લોક સુધી, સહુનેજ પુનરાવૃત્તિ છે;
મુજનેજ પ્રાપ્ત થયા પછી, નથી પુનર્જન્મજ કોઈને. ૧૬
ગણે ચારયુગ સહસ્ર સહસે, રાત્રિ દિન બ્રહ્મા તણો;
તે દિવસ રાત્રિ જાણનારા નરો છે એમજ ગણો. ૧૭
તે દિવસ આવે અવ્યક્તમાંથી વ્યક્તિ સૌ ઉત્પન્ન થતી;
વળી રાત્રિ થાતાં સર્વ તે વ્યક્તમાંજ સમીઃ જતી. ૧૮
યમ કલ્પ કલ્પે પ્રાણી તે સહુ ઉપજી પરતંત્ર થઈ;
બ્રહ્માની રાત્રિ વિષે લય થઈ, દિન થતાં જન્મે સહી. ૧૯
તે અવ્યક્તથી પર અન્ય ભાવ અવ્યક્તને જે નિત્ય છે;
તે સર્વભૂત નાશે છતે, નથી પામતોજ વિનાશને. ૨૦

જે અવ્યક્તને અક્ષર કહ્યો એ ભાવ તેજ પરમગતિ;
તે પરમ છે મુજ ધામ જે પામી પુનરજન્મજ નથી. ૨૧
વળી અનન્ય ભક્તિ વડે તે, પરપુરૂષપદને યોગ્ય છે;
જેમાં રહ્યાં સહુ ભૂત, જેણે સર્વ આ વ્યાપ્તજ દિસે. ૨૨
વળી પાર્થ જે માર્ગે ગયા યોગી લહે છે મોક્ષને;
ફરી જન્મને પણ લહે તે તે માર્ગ કહું હું તુજને. ૨૩
છે જ્યોતિ, અગ્નિ, અહર, શુકલજ, ઉત્તરાયન જેહમાં
તે માર્ગગત બ્રહ્મવિદ્ જનો તે બ્રહ્મને પામે ખરા. ૨૪
છે ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષજ, દક્ષિણાયન જેહમાં;
તે માર્ગે યોગી ચંદ્રમસ ફલ લૈ ફરી જન્મે ખરા. ૨૫
આ લોકના સિદ્ધ અનાદિ આ શુકલ કૃષ્ણ દ્વિમાર્ગ છે;
ત્યાં શુકલમાર્ગે મોક્ષ, ને, કૃષ્ણે પુનર્જન્મજ લહે. ૨૬
હે પાર્થ આ બે માર્ગ જાણી યોગી કોઇ મોહતો નથી;
તે માટ સર્વે કાળમાં થા યોગયુક્ત તું સર્વથી. ૨૭
વળી વેદ, યજ્ઞજ, દાન તપમાં કહ્યું ફળ તે યોગી જે;
આ જાણી, તે ઉલ્લંઘી, પામે પરમ આદિ સ્થાનને. ૨૮

---

# વ્યસનથી છૂટવાનો માત્ર એકજ રસ્તો.

( ગતાંકથી શેષ. )

તમારા છોકરાને પોતાની જાતેજ પોતાને માટે કમાતા શીખવો. પોતાની કમાઇમાંથી થોડું ઘણું બચાવતાં અને તેનો સદુપયોગ કરતાં શીખવો. હરકોઈ કામને માટે બીજા ઉપર આધાર રાખવા કરતાં પોતાનીજ શક્તિ અકલનો ઉપયોગ કરતાં શીખવો. આ બધા વ્યસન મુક્ત રહેવાના નિયમો છે.

૩ આપણું સાધારણ માનવું છે કે નાનપણમાં જો કોઇ છોકરો ખરાબ વર્તનવાળો હોય તો તે મોટો થતાં અને માથે પડતાં ઠેકાણે આવી જાય છે. એ વાત ભરોસા લાયક નથી. નાનપણથીજ તેને આડો રસ્તો પકડતાં અટકાવવો. છોકરો બાર પંદર વરસનો થયા પછી તેને ખરાબ રસ્તે દોરવનારાં અમુક કારણો છે તેનાથી તેને બચાવો. એવાં કારણોમાં એક તેને સાંજની દીવા સળગ્યા પછી બહાર રખડવા દેવો એ છોકરાને રાતના બહાર ફરતો ગમે તે રીતે અટકાવવો જોઇએ. છોકરો ગમે તેવો સદ્વર્તનવાળો હોય તો પણ રાતના બહાર ભટકવાની ટેવ જરૂર તેને બગાડશે. માત્ર એવા કાર્ય પ્રસંગ સિવાય તેને હમેશ સાંજના ઘેર રહેવાની ટેવ પાડો. સોબત એ એક બીજું કારણ છે છોકરો સારો નબળો નીકળવો

એ તેની સોબતથી માલમ પડી આવે છે. માટે છોકરાના સોબતી તરફ પૂરતું ધ્યાન આપવું જોઇએ.

ચાહ, કાફી, સોડા લેમન વગેરે કહેવાતા નિર્દોષ પીણાં પણ છોકરાના સદ્‌વર્તનને નુકસાન કર્તા છે. ખરૂં કહીએ તો આ ટેવ એજ દારૂડીઆ નીવડવાનું પહેલું પગથીયું છે. ડોકટર વીને એ. પોતાના સાયન્સ શુક હાઉસ કીપિંગ મારફતે સાબિત કીધું છે. કે નિર્દોષ કહેવાતા પીણામાંના ઘણા ખરામાં નારકોટીક્સ અને એવીજ બીજી નુકસાન કરનારી ચીજોનો ભેદ હોય છે.

ચાહ અને કોફી તબીયતને નુકસાન કર્તા તો છેજ અને એની ટેવવાળા માણસોને દારૂ પણ સહેલાઇથી લલચાવી શકે છે.

બીડી પીવાની ટેવ તો ઘણા છોકરાઓમાં સાધારણ થઇ પડી છે. હજારો અને લાખો છોકરાઓ એની ખરાબીમાં સપડાયા છે, બીડી પોતાના જુવાન ભોગીને સ્કુલમાં ફેઇલ કરાવે છે. ઘણા ખરા બીડી સ્વતંત્રતાથી પીવાય એટલાજ ઉદ્દેશથી સ્કુલ હમેશને માટે છોડી દઇ કંઇ પણ નોકરી શોધી લે છે; કા તો કંઇ કામમાં જોડાઈ જાય છે. બીડી પીનાર પોતાની જાતની આબરૂની દરકાર ગુમાવે છે. બીડી પીનાર છોકરો જરૂર માબાપ તેમજ બાઇબેનની સાથે વિવેકથી વર્તી શકશે નથી. બીડી પીનાર જુઠું બોલવા તરફ વધારે વળેલો હોય છે. અને તેની બીડી પીવાની ટેવમાં કોઈ આડે આવતું હોય તેને ગમે તે રીતે ઠગીને કે આંખમાં ધૂળ નાખીને પોતાની બીડીની તરસ તૃપ્ત કરવાનો રસ્તો શોધી લેશે.

બીડી પીનાર જરૂર કામાસક્ત નીવડશે. બીડી પીનાર સદ્‌ગુણોની બહુજ નજીવી કીમત આંકે છે. અને કોઇપણ પુરૂષ અથવા સ્ત્રી સદ્‌ગુણી હોઇ શકે એમ માનવાનેજ ચોક્ખી ના પાડે છે.

હવે જો માબાપો ખંતથી જોઇતી કાળજી પૂર્વક છોકરાને ઉછેરે તો ઉપરની દરેક બુરી ટેવોથી પોતપોતાના છોકરાને ઉગારી શકે. છોકરાને સાંજ પાયા પછી ઘેરેજ રાખવો એતો બહુજ સહેલું કામ છે. એમ છતાં જોર જુલમથી એ થોડુંજ થવા સંભવ છે. છોકરાને બહાર નહિ નીકળવા દેવાને માટે તેને મને ગમતા સાધનો હોવાં જોઇએ કે જેનાથી એ ચાહીને બહાર જવા કરતાં ઘરજ વધારે પસંદ કરે જેવી રીતે ખાદ્ય પદાર્થ અને ફરનીચરની ઘરમાં ખાસ જરૂર છે તેવીજ રીતે છોકરાને રમવાની ચીજો સારાં પુસ્તકો વગેરેની પણ ઘરમાં ખાસ જરૂર છે.

ઘરની દેખરેખથી ચાહ, કોફી, સોડા લેમન વિગેરે નિર્દોષ પીણાંથી છોકરાને દૂર રાખવો ખાસ જરૂરનું છે. તેવીજ રીતે બીડી કે જે આજકાલ અતિશય પ્રચારમાં છે જેનાથી સૌ કરતાં વિશેષ સમાલવાનું છે

D'Ray.

# ગૌરક્ષા હિંદુઓની મુખ્ય ફરજ છે.

(લેખકઃ—રા. આશાભાઇ અમુલખ શાહ–વડોદરા.)

હિંદુસ્થાનનું મુખ્ય જીવન–આધાર શા ઉપર છે અને તેના અભાવે અત્યારે કેવાં દુઃખો ભોગવવાં પડે છે તેનો કાંઇ ખ્યાલ કર્યો છે? બંધુઓ! હિંદુસ્થાનમાં રહેનારાઓ દયા ધર્મી હિંદુ કહેવાય છે અને હિંદુઓની વાસ્તવિક લાગણી દયામાં છે. હિંદુ માત્રમાં અંકુરો હોય છેજ અને જેનામાં તે અંકુરોનો અભાવ હોય તે હિંદુ નહિ પરંતુ હિંદુ રૂપે સેતાન છે.

હિંદુઓના જીવનનો આધાર મુખ્યત્વે ખેતીવાડી ઉપર અને તેમાં પણ પશુઓપર છે જેમાં ગાય–બળદ આદિ મુખ્ય છે. ગાય મનુષ્યને કેટલી ઉપયોગી છે તે વિષે જો વર્ણન કરવા ધારીએ તો એક મહાન ગ્રંથ થાય; એટલો બધો ઉપકાર તે કામધેનુ–ગાય જેવા મુંગા પ્રાણીઓ આપણા ઉપર કરે છે ત્યારે તેવા પ્રાણીઓ પ્રત્યે આપણે કેવી રીતે વર્તીએ છીએ તેનો વિચાર કરીએ.

જેના આપેલા દૂધના તત્ત્વથી આ મનુષ્ય શરીર ટકી રહ્યું છે તેવી પરોપકારી કામધેનુને માત્ર પૈસા–નજીવા સ્વાર્થવશ બની તેના શત્રુરૂપ કસાઇને ત્યાં વેચવામાં આવે છે એ કેટલી નિર્દયતા છે? શું કામધેનુ કસાઇને ત્યાં વેચવી એ પોતાના જીવન ઉપર આઘાત કરવા બરાબર નથી? જીવનને વિષમય બનાવવા જેવું નથી?

અગાઉનો ઇતિહાસ તપાસતાં માલુમ પડે છે કે, દરેક ઘેર–ગરીબ યા તવંગરને ત્યાં પણ અમુક સંખ્યામાં ગાય અને બળદ રખાતા હતા અને તે વડેજ તેઓની શ્રીમંતાઇ જણાઇ આવતી હતી; જ્યારે આજના જમાનામાં તેથી ઉલટું માત્ર એક જાતની ધાતુનો સંગ્રહ કરનાર પૈસાદાર ગણાય છે.

હજુ પણ આપણે જોઇશું તો ગામડામાં રહેનાર લોકો કેટલા બધા સુખી જણાય છે? તેઓમાં કેવો પ્રેમ છે? કેવું ઉદાર દીલ છે? કેટલી દયા છે? અને બીજી તરફ આજના પૈસાદાર–કહેવાતા કેટલાક શ્રીમંતો માત્ર એશઆરામમાં તલ્લીન, પ્રેમરહિત, કૃપણ અને દષ્ટિગોચર થાય છે.

વાચક! આપણે બીજેજ રસ્તે ઉતરી ગયા જેથી તેને જતો કરી આપણા મૂળ પોઇંટ ઉપર આવીશું.

॥ अहिंसा परमोधर्मः ॥ નું રહસ્ય સમજનારી હિંદુ પ્રજા દરેક પ્રત્યે દયાભાવ રાખે છે અને રાખશેજ, તથા તેનો દાખલો બેસાડવા માટે આપણા જીવનનું મૂળ એવું ગૌરક્ષાનું મહાન મહાન કાર્ય બજાવવા તત્પર થશે.

આજકાલ આપણને ભોગવવી પડતી મોંઘવારી આદિની હાડમારીનું મુખ્ય કારણ ઘણુંજ

વિદ્વાનો તેમજ અગ્રેસરો કહે છે તેમ 'ગાયોની ન્યુનતાજ છે' તેમજ ગામડાંના ડાહ્યા કહેવાતા લોકો પણ શું કહે છે તેમ—'આપણું પુત્રવત્ પાલણ કરનારી ગૌ-કામધેનુનો શાપ છે'

અરે શાપ કેમ? કયાં આપણે તેને ભૂખે મારીએ છીએ અથવા રીબાવીએ છીએ?

નહીં, નહીં! ભૂખે મારવાની વાત નથી પરંતુ પોતાના હાથે કસાઇઓને ત્યાં મોકલાવી તેનો પ્રાણ હરો છો (અને તે એટલે સુધી કે એકજ દિવસમાં હજારોની સંખ્યામાં ગાયોના પ્રાણ આપણી પવિત્ર ભૂમિપરથી ચાલ્યા જાય છે) જેથી તેમનો આત્મા આપણુને-માતૃદ્રોહીને શાપ અને સખ્ત ફટકો લગાવે છે કે જેના ફળ તરીકે, તેના વિયોગથી આપણને ખેતીવાડી આદિ જીવનના ઉપયોગી કાર્યોમાં જરૂર પડી બળદોની ઉત્પત્તિનો નાશ થતો જાય છે અને આપણને મોંઘવારીની હાડમારી ભોગવવી પડે છે.

અહા! શું માત્ર ગાયનાજ અભાવથી આપણી આટલી બધી અધોગતિ થાય છે? આટલું બધું દુઃખ સહન કરવું પડે છે? આવાં અઘોર પાપ વ્હોરવા પડે છે? હા, ત્યારે તો અવશ્ય ગૌરક્ષા કરવીજ જોઇએ.

પરંતુ સજ્જન! કેવી રીતે ગૌરક્ષા કરશો? શું ઘેલા બની કસાઇ સાથે હરીફાઇમાં ઉતરી ત્રણ ચાર ગણા પૈસા આપી ગાય બચાવશો? શું તેઓની એક દિવસની કમાઇ કરતાં દમલ પૈસા આપી એક દિવસ દુકાન બંધ રખાવશો?

આવી રીતે ગાય બચાવવી તથા દુકાન બંધ રખાવવી તે દયા છે ખરી; પરંતુ આ જમાનામાં કેવા પ્રયત્ને ગૌરક્ષા કરવી જોઇએ તે ખાસ ધ્યાનમાં રાખવાનું છે મુંબાઇની 'જીવદયા જ્ઞાન પ્રસારક ફંડ' તરફથી થતા પ્રયત્નો ઘણાજ સ્તુત્ય છે અને તેજ રસ્તે હાલમાં બલાઓ લઇ ગૌરક્ષા કરવી જોઇએ. માંસાહારી લોકોના મનમાં એવું ઠસે (માંસાહારથી આપણને ઘણુજ નુકશાન થાય છે) ત્યાં સુધી અનેક રસ્તે તેવા પડઘાઓ તેમના કાન ઉપર પાડવા જોઇએ.

હવે તેવા પડઘાઓ તેઓના કાન સુધી પહોંચાડનાર આ જમાનામાં માત્ર પુસ્તકોજ છે. તેવાં આશયવાળા લાખો પુસ્તકોનો પ્રચાર થયે ગૌવધ આપોઆપ બંધ થવા પામશે. ઉપર જણાવેલી બન્ને સંસ્થાઓથી ઘણાંએ માંસાહાર કરવાનું બંધ કર્યું છે. આ બાબતમાં આ પત્રના તંત્રી પણ કેટલોક ભોગ આપે છે જેથી ધન્યવાદને પાત્ર છે.

દયાધર્મી કહેવાતા હિંદુઓ જાગો, જાગો! અને આપણી માતા તુલ્ય-ગૌરક્ષાનું મહાન કાર્ય બજાવી ધર્મને અને દેશને આબાદ કરો! જ્યારે આવા પ્રયત્નો ગામેગામ અને મહોલ્લે મહોલ્લે થશે ત્યારેજ આ એક વખતની અનેક મિષ્ટ ફળદાયી વસુંધરા પાછી નવપલ્લવ બનશે!! આમીન!!!



# અશક્તાશ્રમ.

## શ્રી રામચંદ્રજીના મંદિરની સ્થાપના.

આજ સુધી અશક્તાશ્રમ ખા. બા. અરદેશર કોટવાળની વાડીમાં હતું, તે વાડી અશક્તાશ્રમના હમેશને ઉપયોગને માટે ખરીદી લેવામાં આવી છે, તેમજ તેમાં જોઇતો ફેરફાર કરી નવેસરથી સારૂં દેખાવડું, આરોગ્ય શાસ્ત્રને અનુસરતું મકાન બાંધવું શરૂ કર્યું છે. જેનો ઘણો ભાગ તૈયાર થઇ ગયો છે. આશ્રમમાં જે સ્થાને મૂળ વાડી હતી તે કાયમ રાખી તેની સામે વિશાળ ચોક હતો તેમાં ચીની જડી સુંદર બેઠક બનાવવામાં આવી છે જ્યાં નિયમિત સાંજે હરિકિર્તન થાય છે. અને તે ચોક સાથેજ જાળીથી આંતરો કરી શ્રી રામચંદ્રજીના મંદિરને માટે એક હોલ જૂદો પાડ્યો છે. મંદિરના હોલમાં નીચે તળીઆંમાં તથા ત્રણ બાજુની ભીંતોએ ચોરસ આરસની તકતીઓ જડાવી છે. મધ્યમાં એક વિસાળ ગોખમાં રઘુકુલ ભૂષણ **શ્રી રામચંદ્રજીની** પ્રતિમા, **શ્રી સીતાજી** તથા આદર્શ બંધુ **શ્રી લક્ષ્મણજીની** પ્રતિમા સાથે સ્થાપન કરવામાં આવી છે. બાજુના એક નાના ગોખમાં **શ્રી રામ સેવક હનુમાનજીની** પ્રતિમા પણ મૂકવામાં આવી છે. આ પ્રતિમાઓની પ્રાણ પ્રતિષ્ટા માહ વદ ત્રીજ, ચોથ પાંચમ અને વાર મંગળ, બુધ તથા ગુરૂના દિવસોએ સુરતના વિદ્વાન્ શુક્લો તથા શાસ્ત્રીઓને હાથે વિધિસર થઇ હતી.

આશ્રમમાં રહેતાં અશક્તોનો ઘણો ભાગ હિંદુ છે. તેમજ તેઓ અશક્ત હોવાથી તેનો આખો દિવસ આશ્રમમાંજ વ્યતિત થાય છે. તેમનો કાળ. વ્યતિત કરવામાં ઉપયોગી નીવડે તેટલા માટે દિવસમાં દરરોજ ત્યાં હરિકિર્તન કરવામાં આવે છે. જે અશક્તોના ઐહિક પરલૌકિક શ્રેય માટે આવશ્યક છે. તેમજ એ હિન્દુ અશક્તોને પ્રભુ દર્શનનો અહર્નિશ લાભ થાય એ હેતુથી એની સંસ્થાપના કરવાનો ઇરાદો હતો. આખરે તે વિચાર એક સખી ગૃહસ્થ તથા તેમના અ. સૌ. બાઇની સખાવતથી અમલમાં મૂક્યો છે. અને શ્રી રામચંદ્રજીનું મંદિર જાહેરમાં મૂક્યું છે, જેનો હેવાલ અમો ઉપર જાહેર કરી ગયા છે. શ્રી રામચંદ્રજીનું મંદિર સ્થાપના થવામાં તેના સંસ્થાપકની વિવેક બુદ્ધિનો સારો ખ્યાલ આવે છે. માબાપ પ્રેમ, પત્ની પ્રેમ, બંધુ પ્રેમ પ્રકટ કરનાર તરીકે, તેમજ વીર પ્રજા પાલક રાજા તરીકે દીનના દુઃખ નિવારક તરીકે, અસુરોના સંહારક તરીકે, તેમજ એકવચની સત્ય મૂર્તિ શ્રી રામચંદ્રજી હિન્દી પ્રજા બલ્કે આખી દુનીઆનાં સર્વ મનુષ્યને સદ્બોધદાયક છે. તે સત્ય મૂર્તિ અશક્તોની પ્રત્યક્ષ મૂકી એક ઉત્તમ કાર્ય કર્યું છે, એની કોઇથી ના કહેવાશે નહિ. તેમજ અશક્તાશ્રમની ઉન્નતિ માટે તેના સંસ્થાપકના અતિઉત્સાહ તથા ભગીરથ શ્રમનો સારો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી, અમો મંદિર બંધાવનાર સખીબાઇ તથા ગૃહસ્થનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ. તેમ એવું ઉદાહરણ જોઇ અન્ય સદ્ગૃહસ્થો આ પારમાર્થિક કાર્યમાં તન, મન, યા ધન આદિ હર કોઇ રીતે સહાયભૂત થવા વિનંતિ કરીએ છીએ.

તંત્રી.

# આદર્શ કુલ-વધૂ કિંવા સુશીલ સુશીલા.

## —તૃતીય પરિચ્છેદ.—

અનુવાદકઃ—રા. છોટુભાઇ દાજીભાઇ દેશાઇ " શારદા વિહાર " સુરત.

સુશીલા સુરક્ષિત હતી, પણ સ્વતંત્ર નહતી. તે નહિ ગવન પહેરતી કે નહિ નાની એડીના બુટ, તે સંધ્યા સમય નહિ કોઇના હાથમાં હાથ મેળવી હવા ખાવા જતી કે નહિ રાતના નાટક જોવા. તે પગમાં મોજા પહેરવા પણ પસંદ નહિ કરતી, કે નહિ મોઢાં પર પાઉડર લગાવવા ઇચ્છા કરતી. તે કેવલ પતિસેવા, મોટાંની આજ્ઞા પાળવી અને આતિથ્ય સત્કાર એજ ચહાતી. તે એટલી પડદેનશીન પણ નહતી કે જેને લીધે તે દુઃખ પામે, પરંતુ એવી બટકબોલી અને નિર્લજ્જ પણ ન હતી કે દરેક સાથે આંખ લગાવી વાતો કરે અને અટ્ટહાસ ઉડાવે. એની આંખોમાં શીલ છે. હૃદયમાં ધર્મનો અધિકાર છે. શરીર સ્વસ્થ છે. ચરિત્ર પવિત્ર છે. સારાંશ એજ કે એની શારીરિક અને માનસિક ઉભય શક્તિઓ સારી છે. એનું એક માત્ર કારણ માતાપિતાનું સુશિક્ષણ છે. સુશીલાના સદાચરણનું શ્રેય દેવી સુભદ્રા અને દેવ વિનયકુમારનેજ મળવું જોઇએ. સુશીલા જેવી પુત્રી પામી વિનયકુમાર અને વધુ પામી સરલા ભાગ્યશાળી બન્યાં છે. સુશીલા, સ્ત્રી શિક્ષાના પક્ષપાતીઓની ગૌરવ સ્વરૂપિણી છે અને અપક્ષપાતીઓની પથ પ્રદર્શિકા.

સુશીલા મોટા ઘરની દીકરી છે, તો પણ એને આડંબર પસંદ નથી. તે વેશવિન્યાસ તરફ એટલું બધું ધ્યાન આપતી નહિ. કે જેટલું તે સદાચરણ તરફ આપતી હતી. તે સદાચરણને સ્ત્રીનું સાચું ઘરેણું ગણતી. સુશીલાએ સાસરે આવી ઘરની જે દશા જોઇ, એથી એને પરિતાપ થયો, તો પણ તેથી તે ઓત્સાહીન ચિન્તિત કે ઉદાસીન ન બની. એણે હૃદયમાં દઢ સંકલ્પ કર્યો કે બનતે પ્રયત્ને ઘરની દશા સુધારી દઇશ, જે જે સંકટ મારા સુધારમાર્ગમાં આવશે એને સહન કરીશ, અને અભીષ્ટ પંથથી કદી પણ વિચલિત થઇશ નહિ. સુશીલા કેવળ વિચાર કરીનેજ અટકી નહિ, પરંતુ એણે પોતાના સંકલ્પ અનુસાર કાર્ય કરવાનો પ્રારંભ પણ કરી દીધો.

એણે સહુથી પહેલાં ઘરને બહારથી સુધારવાનું કામ હાથ પર લીધું, કારણકે એ જેટલું સાધ્ય હતું, તેટલું અંદરથી સુધારવું હતું નહિ, ઘરમાં જે કંઇ સામગ્રી સુપુત્ર નરેન્દ્રના હાથ આવવાને કમનસીબ હતી, તેને એણે યથાસ્થાનમાં રાખી ઘરને ઝાડીઝૂડી અને લીંપગુંપ કરી સ્વચ્છ કર્યું, આ કામમાં એણે પોતાની નણંદ વિમલા જે માત્ર ૭-૮ વર્ષની બાળા હતી તેની સહાય લીધી, પરંતુ સાસુને હાથ પણ લગાડવા ન દીધો. વિમલા પોતાની ભાભીથી એટલી બધી પ્રસન્ન રહેતી, કે સુવાના સમય સિવાય તે એક ક્ષણ પણ દૂર થતી નહિ. સુશીલા આવતી વખતે પોતાની વાંચવાની કેટલીક ચોપડીઓ લેતી આવી હતી,

એમાથી એક એક ચોપડી વિનતાને જેને અક્ષર ઓળખના આનડતુ હતુ, તેને વંચાવવી શરૂ કરી દીધી. મહોલ્લા અને પડોશની સ્ત્રીઓમાં સરલાની વહુના ચાતુર્યની ચર્ચા ઘણી જોસભેર ચાલવા લાગી સધ્યા સમયે જ્યારે તે રામાયણનો પાઠ કરવા બેસતી, ત્યારે અનેક સુશીલ કલ્યાણ ઇચ્છતી સ્ત્રીઓ જમા થઇ જતી જે સરલાની સામે એક ભીખારી પણ જુએ નહિ, ધીરે ધીરે એ સરલાની તૂટી ઝુપડીમા મોટા ઘરોની સ્ત્રી પુત્રીઓ આવવા લાગી અને સરલાના ભાગ્યને વખાણવા લાગી સુશીલાનો પ્રભાવ એટલે સુધી પડયો કે ઘણાં પ્રતિષ્ઠિત પુરૂષોએ પોતપોતાની પુત્રીઓને સુશીલાને તેમને સુશિક્ષા આપવા માટે સુપરદ કરી દીધી સુશીલાએ એ કામનો સહર્ષ સ્વીકાર કર્યો તે જે વખતે વિમલાને ભણાવતી હતી અને, સીવવુ, ભરવુ, પહેરવુ આદિ, શીખવતી હતી, એ સમયે બીજી છોકરીઓને પણ ભણાવતી અને શીખવતી હતી આમ કરવાથી એને ઘરના કામમાં નડતર થતી હશે, અથવા એ એમાથી કાંઇ અર્થ લાભ ઇચ્છતી હશે, એ પાઠક પાઠિકાને બીનકુલ જણાતુ નહિ. ભણનારી છોકરીઓ એની સાથે એટલે સુધી હળી મળી ગઇ હતી કે સર્વ એને ઘરકામમા વિના ક્હે સહાય આપતી હતી, સુશીલા રાજીખુશીથી તેમની પાસે કામ લેતી હતી પછી ભલે તે કામ નાનુ હોય યા મોટુ હોય કામ કરતાં નાની નીતિ, વિષયક હાસ્યમય વાતો કહી સભળાવતી સુંદર ગીતો (રામાયણમાંથી અથવા છુટા વિનયના ભજનો) ગાઇ એમનુ મનરંજન કરતી છોકરીઓને તેણે નિમ્ન લિખિત એક પાત કાળનુ ભજ પાઠે કરાવ્યુ હતુ, તે નિત્ય પોતપોતાને ઘેર ગાઇ તેમના માબાપને રાજી કરતા

જય સોમ, ચંદ્ર, દિનેશ, વસુધા આદિના નિર્માયક !<br>
જય દેવ, માનવ, દાનવાદિક જન્મદા પ્રતિપાલક !<br>
જય મૂન, મગન સૌખ્ય દાયક, દીન દુખ અપહારક !<br>
જય નય વિધાયક, બુદ્ધિ દાયક, વિશ્વરથ સચાલક !<br>
જય પાપ શમન, વિઘ્ન દમન, ભક્તજન સુખદાયક !<br>
જય જ્ઞાન દાતા, ચાર વેદના, ચર અચર સુનાયક !<br>
જય જય દયાનિધિ ! દીનબંધુ ! દયા હવે કરજો હરી !<br>
અમ વિનવીએ ફરી શાન્તિ સુખ રાજ હિન્દને દેજો હરિ !

આવી સચ્ચરિત્રા વધૂ પામી સરલા પોતાના ભાગ્યને ધન્ય માનવા લાગી, તેમજ વિનય કુમાર પણ પોતાની પુત્રીની યોગ્યતાથી અત્યન્ત પ્રસન્ન રહેતા હતા, પરંતુ સુશીલાને હજી આન્તરિક સુખ પ્રાપ્ત થયુ નહતુ એનુ કારણ એનો પતિ હતુ, સુશીલાને પોતે એક તૂટી ઝૂપડીમાં રહે છે, તેનો કાંઇપણ શોક નહતો, પોતાને એક પણ દાસી નથી તે તરફ પણ તેનુ ધ્યાન નહતું તેમજ ઘરમાં દારિદ્રતાનો નિવાસ છે, તે સબધી પણ ચિન્તા નહતી. એને ચિન્તા માત્ર પતિને સુધારવાની હતી ઘરનો બહારનો સુધારો તો ધીરે ધીરે થવા, લાગ્યો, પરંતુ અંદરનો સંજો સુધારવામાં નરેન્દ્ર યોગી નડતરરૂપ હતો, નરેન્દ્રનુ આચરણ એને રૂચતુ નહિ, તે મનમાં ને મનમાં મુઝાયા કરતી, પરંતુ એ વાત કોઇને જાણવા દેતી નહિ, તે તેને

સુધારવાના ઉપાયોનોજ વિચાર કરતી હતી, પરંતુ તેના સર્વ ઉપાય વ્યર્થ જતા હતા, માતાએ ધાર્યું હતું, કે પુત્ર નરેન્દ્ર હવે સારી ચાલ ચાલશે, કંઇ કમાવાની ચિન્તા પણ કરશે, પરંતુ તેની એ ઇચ્છા બર આવી નહિ, બેચાર દિવસ નરેન્દ્ર ઘરમાં રહ્યો, પરંતુ પછી તેના દુરાચારી સાથીઓ કે જેને લીધે એનું સર્વસ્વ નાશ પામ્યું હતું, તેની સાથે રહેવા લાગ્યો.

વિનયકુમાર દૂરદર્શી છે, એણે વિદાય કરતી વખતે સુશીલાને ચાર સાધારણ ઘરેણાં અને સાધારણ વસ્ત્ર આપ્યાં હતાં, કારણકે એને ભય હતો, કે નરેન્દ્રને હાથ જે ચીજ ચડી જશે, તે ગુમ થયા વિના રહેશે નહિ. અંતે થયું પણ તેમજ!

નરેન્દ્ર હજી પણ દુરાચારી અને ધૃષ્ટ છે, પરંતુ સુશીલાના પ્રેમ અને શીલ તથા તેના સુંદર રૂપ અને પતિભક્તિથી ઘણો પ્રસન્ન રહે છે. સુશીલાની સામે તે પોતાની આંખ ઉંચી કરી શકતો નહિ, સુશીલાએ ભૂલથી કોઇ એવી વાત હજી નથી કરી, કે જેથી એને બુરૂં લાગે. આટલું હોવા છતાં પણ તે પોતાના સ્વભાવથી લાચાર છે.

એકવાર કારણ વશ સુશીલાએ પોતાના આભૂષણ ઉતારી પેટીમાં મૂકી દીધાં. ત્રણ ચાર દિવસ પછી જ્યારે પોતાના આભૂષણ પહેરવાની જરૂરપડી, ત્યારે પોતાની પેટી ખોલી. પેટી ખોલતાંજ તે આભી બની ગઈ, એક બોલ સરખો નીકળી શક્યો નહિ, અને ગભરાટથી એને કંઇ પણ સૂઝ પડયું નહિ.

[ અસમાપ્ત. ]



## " અભાવ-અષ્ટક "

### ( સવૈયા એકત્રિશા. )

(૧)

કામીને મન શિયળ રત્નની, કિમ્મત કો કયાંથી અંકાય,
તસ્કરને જો ન્યાય પંથની, ગણના શું અંતરમાં થાય;
અસ્થિર સુખ આસકત ન જાણે, શાશ્વત સુખ માંહિ શું લ્હાવ,
ઉપયોગી ન જણાય તેહને, જેના મનમાં જેહ અભાવ.

૨

વેશ્યા કે પરદારા જગમાં, અધિક રૂપાળી જેહ કળાય,
સુશીલ જનો સહુ તુચ્છ જાણતા, અંતર અંશ નહિં ડોળાય;
નીતિવાન નિર્માલ્ય જાણતા, અમૂલ્ય ચિજ અથડાતા [1]પાવ,
ઉપયોગી ન જણાય તેહને, જેના મનમાં જેહ અભાવ.

(૩)

ગુણ સમૂહ દેખીને લાગે, દ્વેષીના અંતરમાં લાય,
હિંસકને મન દયા ભાવનો, અનુભવ કહો કયાંથી અંકાય;
મોહ પરાસ્ત થયેલ ન જાણે, કેવો જગમાં ધર્મ પ્રભાવ,
ઉપયોગી ન જણાય તેહને, જેના મનમાં જેહ અભાવ.

(૪)

દ્રવ્ય તણા અર્થીને દિલમાં, [2]દુહિતાની શું આવે દાઝ
વૃદ્ધ વયે વરનાર ન જાણે, નિન્દે લોકો એક અવાજ,
[3]અપરમાતને બાળ પ્રેમનો, અંતરમાં શું થાય જમાવ,
ઉપયોગી ન જણાય તેહને, જેના મનમાં જેહ અભાવ.

(૫)

કૃપણ ન જાણે દાન અજાને, સ્વાર્થ અંધ મન શું ઉપકાર,
મૃષાવાદી દિલ સત્ય ગુણનો, થાય કહો કયાંથી સત્કાર;
ભોગીને મન ત્યાગ વૃત્તિનો, રૂચે નહિ સુન્દર પ્રસ્તાવ,
ઉપયોગી ન જણાય તેહને, જેના મનમાં જેહ અભાવ.

(૬)

દીતા ને સંચય કરવાનો, અંતરમાં વાધે નહિ પ્રેમ,
પર ઉપકાર પરાયણ જનને, સ્વાર્થ દબાવા ફાવે કેમ;
પૃથક પૃથક અવલોકો સર્વે, સૃષ્ટિમાં એ સર્વ બનાવ,
ઉપયોગી ન જણાય તેહને, જેના મનમાં જેહ અભાવ.

૧ પાવ=પગે. ૨ દુહિતા=દીકરી. ૩ અપરમાત=ઓરમાન મા.

(૭)

વિવિધ વૈભવો-પુષ્કળ જંગમાં, ત્યાગીને મન તુચ્છ જણાય,
રાજગાદી પણ નિરૂપયોગી, ભર્તૃહરિને દિલ ગણાય;
જેમાંથી ઉઠે જેનું મન, તે વિણ તેને નહિં અટકાવ,
ઉપયોગી ન જણાય તેહને, જેના મનમાં જેહ અભાવ.

(૮)

આભૂષણ અતિ હોય ઓપતા, લક્ષ મૂલ જેનું અંકાય,
શાલદુશાલા માલમશાલાની કિમ્મત મુનિ મન શું થાય;
"દુર્લભ" તત્ત્વે અહે જ્ઞાનીજન, મૂઢ મરાયે મોહ પ્રભાવ,
ઉપયોગી ન જણાય તેહને, જેના મનમાં જેહ અભાવ.

મુનિ-સંતસાધુ ત્યાગી પુરૂષ. } દુર્લભજી વિ૦ ગુલાબચંદ, મ્હેતા.

## સહાય-સ્વીકાર.

દર વર્ષના શિરસ્તા મુજબ આ વર્ષે પણ મુંબાઇના મોતીના ધર્મના કાંટાના પ્રમુખ રા. રા. હીરાચંદ નેમચંદ ઝવેરી જે. પી. તરફથી રૂા. ૨૪૦) અંકે બસો ચાળીશ અમારાં જીવદયા પ્રબોધક ફંડમાં સહાય અર્થે મળ્યા છે જેને 'સદૃષ' ઘણાં માન અને આભારની લાગણી સાથે સ્વીકાર કરતાં આનંદ પામીએ છીએ કે ચાલુ વર્ષમાં વેપારમાં ઘણી નડતરો આવી છતાં આ સહાય અમારી પારમાર્થિક સંસ્થા ભગવવા ભાગ્ય શાળી થઇ છે. આવી ધાર્મિક સંસ્થાઓ જેનો ઘણો આધાર આવી ઉત્તરોત્તર મદદો ઉપરજ અથવા એ માર્ગે મળતા આહાર ઉપરજ એની સજીવનતાનો આધાર છે. સર્વ ધર્મમાં દયા ધર્મ માટે જૈનસમાજ મગરૂર છે. અને એ મહત્ત્વને તેઓ પ્રારંભથી જાળવી આવતા આવ્યા છે. શેઠ હીરાચંદ અમારા કાર્યાનુશ્રયનિ મમતા દર્શાવી અમારા જીવદયા પ્રબોધ કાર્યને ઉત્તેજન આપવામાં કારણ છે, તેમની પ્રીતિજ અમને વારંવાર મદદ કરનાર છે. અમો આવા દાનવીર નરરત્નનું પ્રભુ પાસે દીર્ઘાયુષ્ય પ્રાર્થીએ છીએ.

તંત્રી.

# સાભારસ્વીકાર–સમાલોચન.

Beauty & Joy:—આલેખક રા. રા. મોતીલાલ મુગટલાલ મુનશી
બી. એ. એલ. એલ. બી. હાઈકોર્ટ વકીલ. મુંબાઈ

આ અંગ્રેજી પુસ્તકમાં લેખકે હિન્દી સંસારની રસભરી વારતા આલેખી છે. હાલમાં આપણી રાજ ભાષા અંગ્રેજી છે. જેથી દરેકને એ ભાષા જાણવી જરૂરની છે. પરંતુ દીલગીર થવા જેવું છે, કે આપણા યુવકો અંગ્રેજી શીખી માતૃ ભાષા ગુજરાતીના અભ્યાસ વાચનાદિથી વિમુખ થાય છે. તેઓ રવ દત્તનું અંગ્રેજી રામાયણ હોંસભેર વાંચશે, પરંતુ વાલ્મિકી રામાયણ વાંચતા કંટાળો આવશે. આપણા આચાર વિચારથી વિરૂદ્ધ એવી વિદેશીય ભાષાની નવલકથાઓ હર્ષથી વાંચશે, પરંતુ માતૃ ભાષાની સારી ગણાતી નવલકથાઓથી તો તેઓ સદા અજ્ઞાનજ રહેશે. એવા જમાનામાં રા. મોતીલાલનું પુસ્તક એવા યુવકોને તેમજ ખાસ કરી વિદેશીઓને હિન્દી સંસારનો ખ્યાલ આપવામાં ઘણો ઉપયોગી છે. સદરહુ પુસ્તક પ્રકાશમાં મૂકવાનો ખાસ હેતુ નીતિશિક્ષણનો છે અને તે હેતુ સંપૂર્ણ પાર પડયો છે. પુસ્તકની ભાષા એવી સરળ તથા મધુર છે, તેમજ રસ નિરૂપણ એવું છે કે વાંચકને અંત સુધી વાંચવા તેની જીજ્ઞાસુ વૃત્તિને પ્રેરવું પડે છે. વાર્તા હિંદુ સંસારની છે, તોપણ તેમાં પ્રસંગ વશાત્ મુસલમાન અને પારસી પાત્રોને પણ ભૂમિકામાં પ્રવેશ કરાવ્યાં છે. આ પુસ્તકમાંથી દરેક વ્યક્તિને કંઇ નહિ ને કોઇ બોધ મળે છેજ. ઘણી ખરી મોટી નવલકથાઓમાં ઘણાં પાત્રોની ગુંચવણી થતાં કિલષ્ટતા પ્રધાન હોય છે. જ્યારે ૬૪૦ પૃષ્ટની આઠ પેજી નવલ કથા છતાં તે દોષથી વિરક્ત છે. ધર્મે જય પાપે ક્ષય એ આ પુસ્તકનું પાયારૂપ સૂત્ર છે. એ સૂત્રના યથાર્થ નિરૂપણ માટેજ આ પુસ્તકની વસ્તુ શૃંખલા યોજાએલી છે. અમોને સાદ્યંત અવલોકન કરતાં જણાય છે કે આ નવલકથાના વિશેષ વાચનમય જમાનામાં આવું રસિક પુસ્તક સહૃદય વાચક હૃદયોનો શણગાર થઈ પડશે. લેખક આ પુસ્તકનો વધુ પ્રચાર થઇ વાચક પ્રજાને એની નીતિ રીતિના યથાનિરૂપણથી કોઇ પણ લાભ થાય એ હેતુથી કિંમત પણ રૂા. ૧ા રાખી છે. જે તેનું કદ જોતા ઘણીજ સસ્તી કેવળ પડતર ભાવે છે. અમો રા. મોતીલાલને પોતાની નિવૃત્તિમય જીવનનો આવો સદુપયોગ કરતા જાણી અંતઃકરણથી ધન્યવાદ આપીએ છીએ.

બીજા પુસ્તકોનો રીવ્યુ સ્થળ સંકોચથી મુલતવી.

---

# અશકતાશ્રમનો રીપોર્ટ.

(૧)

આજ રોજ મેં અશકતાશ્રમની મુલાકાત લીધી છે. અને મને સંપૂર્ણ આનંદ થયો છે. ગરીબ અને નિરાધાર અશકતોને આવો લાભ મળે છે અને ખાસ કરી સુરત શહેરમાં આવા આશ્રમની જરૂર હતી તે ખાટ ડૉકટર દીનશાજી જેવા સદગૃહસ્થે જે મહેનત લઇ પુરી પાડી છે. તે માટે તેમને ધન્યવાદ ઘટે છે, આવો લાભ ગરીબોને હર હંમેશ મળે એવી આશા રાખીએ છીએ અને શ્રીમંતો એમાં બનતી મદદ આપશે એવી આશા રાખું છું તા. ૨૦–૧૨–૧૪.

પૂજ્યશ્રી વ્રીજરત્નલાલજી.
મહારાજ મોટામંદિર, સુરત.

(૨)

આજ રોજે અમોએ આ અશક્તાશ્રમની સાંજના ૫ વાગે મુલાકાત લીધી છે. દરેક વર્ગો તપાસ્યા અને અનાથોની તેઓની રૂબરૂ હકીકત પુછી તપાસ કરી તો વ્યવસ્થા સંતોષકારક જણાય છે. હિંદુસ્તાનનાં મોટાં શહેરોમાં આવાં ઘણાંજ અશક્તો અનાથો તથા મહારોગીઓ જાહેર રસ્તા કે મંદિરો વગેરેની પાસે પડી રહી પોતાની જીંદગી મહા દુઃખોમાં માંડ માંડ પુરી કરે છે જે બહુજ દયા જનક, તથા અફસોસ કારક ને કંટાળા જનક છે. ગૃહસ્થો તથા પૈસાદાર લોકોની ફરજ છે કે તેમણે એવાં અશકતો ;તથા મહારોગીઓ માટે દરેક જરૂર પડતી જગોએ એવાં અશક્તશ્રમ ખોલી પોતે સદુપયોગ કરી પરમાત્માની કૃપા તથા, અશક્તોના ખરા આશીર્વાદ મેળવવાં જોઇએ ચીરોટ સીગરેટો, મોટી કીમતની ચામડાની બુટો વગેરેમાં પસા ખરચીને તથા કહેવાતા સાધુ બાવા વગેરે શરીરે સાજા તાજા આળસુ લોકોને સદાવ્રતો વગેરે આપી તેમને ખોટો આશરો આપી આળસમા જીંદગી ગુજારવાના સાધનોમાં વધારો કરી આપી તેમની જીંદગીની ખરાબ કરનાર તથા પોતાના પૈસા ઉલટા ફોકટ નાખી દઇ તેમને નુકશાન કરનારા કેટલાક શ્રીમંત શેઠીયાઓને મારી અરજ છે કે તેમણે પોતાના પૈસાનો તેવા માર્ગો તરફ વ્યવસ્થા નહિં કરતાં આવા બહુજ પુણ્ય કારક ખાતાંઓ તરફ દાન કરવા માટે યથા શક્તિ હાથ લબાવો એજ. તા. ૨૮-૧૨-૧૪

લી૦ શીવદાસ ચાંપસી અંજીરબાગ.

છોટાલાલ કાળીદાસ તંત્રી.

ઑનરરી સેક્રેટરી સુરત લોહાણા-મિત્રમંડળ અને વિદ્યોતેજક ફંડ. રૂવાળાનો ટેકરો.

તા. ક:—આ ખાતાના મૂળ સ્થાપક ડૉ. દીનશાજી એદલબેહેરામે આ અશક્તાશ્રમ ખોલી પોતાની માતૃભૂમિ પ્રત્યે તથા અશક્તો પ્રત્યે મહાન ફરજ બજાવી છે. ડૉ. સાહેબને જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડોજ છે.

(શી. ચા.)

3 )

Visited the Asbaktashram the asylum for the old, infirm and the lepers in company with Mr. Amritlal Thakkur of the Servants of India society and Dr. K. V. Hora L. M. & S., and Mr. K. N. Desai of Surat. We were kindly shown by the Superintendent all the apartments and he also explained to us the arrangement made for the boarding and bath, medicine & c. of the helpless inmates of the Home. The new repairs will add to the comforts of the Home. It is a very meritorions work and those who will help it will deserve the blessings of the freindless and the homeless who ought to be the object of our serious shonght and Charity. The efforts of Dr. Edal Behram and those who assist him are entitled to our gratitude and I am sure he will be supported by the public at large.

G. K. Devadhar.

December 19 th. 1914. M. A.

Member, Servants of India Society

Bombay.

# કામિની અને કાંચન.

લખનાર,

છગનલાલ નારાયણભાઈ મેત્રી.

" નંદનવનનો નાશ, ગૃહલક્ષ્મી, ઈન્દુકુમારી, રંકનું રત્ન" ઇ. ના કર્તા.

શ્રીમદ્ રામકૃષ્ણ પરમહંસના તત્વપૂર્ણ ઉપદેશોને આધારે લખાએલી બોધદાયક સાંસારિક નવલકથા જેમા કામિની અને કાંચનનો લોભ, હાલની અર્ધદગ્ધ કેળવણી, અને ધર્મ નીતિપર અસરકારક રીતે વિવેચન કરવામાં આવ્યું છે આ નવલકથાની વસ્તુ સંકલના એટલી બધી બોધક અને મનોરંજક છે કે તેને એકવાર વાંચવા લીધા પછી પૂરી કર્યા વિના નીચે મૂકવી ગમતી નથી. વર્તમાન પત્રોએ તેમજ વિદ્વાનોએ એને માટે ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે એટલુંજ નહિ પણ એનું અન્ય ભાષામા ભાષાન્તર કરવાને માટે તે તે ભાષાના વિદ્વાનોએ એના કર્તા પાસેથી પરવાનગી માગી છે, એજ એના ઉત્તમપણાની સાબિતી છે. મૂલ્ય કલોથ બાઈન્ડીંગ રૂ. ૧ાા પેપર કવર રૂ. ૧) ૮૦ ખ જુદું.

મુંબાઈ, અમદાવાદ, વડોદરા વિગેરે શહેરોના જાણીતા બુકસેલરો પાસેથી તથા સુરતમાં આ પુસ્તક નીચેના ઠેકાણેથી મળી શકશે.

દલપતરામ ઠાકોરરામ ભટ્ટ.
તંત્રી—"સતસંગ"
સેતાનફળીઆ—સુરત.

---

# એક ચેતવણી.

જીંદગીનું ખરૂં સુખ તે આંખ છે. આંખ વગરનો અવતાર નકામોછે. જો તમે આંખના કોઇ પણ દરદોથી પીડાતા હોય બીજી દવાઓ કરી નીરાશ થયા હોય તો ફકત એક વખત હમારો વિશ્વવિખ્યાત શુદ્ધ મોતીનો સુરમો વાપરો. આ સુરમો થોડા વખતમાં આંખના તમામ દરદોનો જડમૂળથી નાશ કરી આંખની ગયેલી રોશની પાછી લાવેછે વળી આ સુરમો વાપરનારને ચશ્માની જરૂર રહેતી નથી. અમારા ઉત્તમ સુરમાએ સેંકડો દરદીઓને આંખના ભયંકર રોગમાંથી મુક્ત કર્યાછે, અમારા સુરમાના ઉંચા ગુણોને લીધે તે દરેક કુટુંબમાં ખાસ વપરાય છે. એક વખત વાપરી ખાત્રી કરો તોલા ૧ના રૂ. ૪) ચાર.

વોરા ઇસાજી મુસાજી સુરમાવાળા.
જામનગર—કાઠીઆવાર.

"દુર્વ્યસન નિષેધક, જીવન્યા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ" સુરત.
દર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રકટ થતું પાક્ષિક પત્ર.



વર્ષ ૬ ઠું.) ફાલ્ગુન-પૂર્ણિમા વિક્રમ સં. ૧૯૭૧. (અંક ૧૫ મો.

*Abstinence* *Mercy* *Morality*

मातर सर्वभूताना गाव सर्वसुखावहा ।



श्लोक.

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.
सेतानफळीआ-सुरत.



તા ૧ માર્ચ સને ૧૯૧૫ ને સોમવાર.
વાર્ષિક લવાજમ અગાઉથી રૂ ૧) આશયાધે ઇચ્છાનુસાર પોસ્ટેજ ૦।=

## સત્સંગ—વિષયાવલિ.




૧૯૧૫ના જાન્યુઆરિથી ત્રીજું વર્ષ શરૂ થશે

ગુજરાતી ભાષાનું શ્રેષ્ટ

માસિક પત્ર




સુંદર કાવ્યો ઐતિહાસિક, સાંસારિક નવલ કથાઓ ધર્મ નીતિ અને અન્ય પ્રકારના મનન લાયક ઉત્તમ લેખો 'વિવેચક'માં આવે છે, તે ઉપરાત બંગાલી, મરાઠી, હિંદી, અને અંગરેજી ભાષાના શ્રેષ્ઠ માસિકોમાંથી લેખોના સરલ ભાષાંતર આપવાની ગોઠવણ થઇ છે તે ઉપરાંત દર માસે ગ્રાહકોને પ્રશ્ન પુછી ઇનામી પુસ્તકો આપવામાં આવે છે આવુ માસમાં ગ્રાહક થનારને ૧૯૧૩ તથા ૧૪ની બે ભેટો મળશે તુરત નામ નોંધાવો નમુનાના અંક માટે બે આનાની ટીકીટ બીડવી જાહેર ખબરનું ઉત્તમ સાધન ભાવ પુછો. હિંદમાં વાર્ષિક લવાજમ ભેટના પોષ્ટેજ વી પી સાથે રૂ ૧-૧૦-૦ હિંદબહાર રૂ. ૧-૧૪-૦ લખો

વ્યવસ્થાપક 'વિવેચક'

છો. દા. દેશાઈ.

નં ૩૦ લાબરસ—નાશિક

अहिंसा परमो धर्मः । आत्मवत् सर्वभूतेषु

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




(વસંન્તતિલકાવૃત્ત.)

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરુથી સમૃદ્ધ,
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सतां किमु न मंगलमातनोति ।

વર્ષ ૬ઠું ] ફાલ્ગુન-પૂર્ણિમા વિક્રમ સં. ૧૯૭૧. (અંક ૧૪ મો.

## સુકાની ન !

ડૂબે છે તરણી સુકાની ! કરવું સૂઝે ન કાંઈ હવે,
અંધારે ભટકું ભૂલી પથ ભલો હું એકલો આ ભવે.
તોફાને ચઢી હોડીને ગગનથી વૃષ્ટિ વળી થાય છે,
વાયુના સુસવાટથી શઢ તૂટી ઊડી જળે જાય છે.
નૌકામાં ન ખલાસી કો અબુધ હું એકાકી આવે સમે,
મ્હોટા મચ્છ જળે ફરી તરણીને હા ! કોઇ કોઇ દમે.
ઊંચી નીચી અનેક વિચિ જળમાં જોતો અને કમ્પતો,
ભાવિમાં વિભુ ! શું હજુ દુઃખ હશે ! એ તર્કમાં ડૂબતો.
દીવાદાંડી જણાય ના ઉદધિમાં નિશ્વાસ નાખું ઘણા,
ભારે આ ભવસાગરે ભટકતાં રાખી ન, કાંઇ મણા.
વારંવાર ભરાય પાણી નયને આશા ન કો સંગની,
ડૂબું છું જલધિ મહિં પ્રિયસખા ! પ્રીતિ તજી અંગની.

ધીરજ.

# સ્નાન સંધ્યાદિ ક્રિયાઓનું શારીરિક રહસ્ય.

સ્નાન સંધ્યાદિ નિત્યકર્મ તેના કરનારાઓને ઇશ્વર ભણી લઇ જનારા છે, પરંતુ એ નિત્યકર્મો કરતાં જે જે ક્રિયા થાય છે, તે શરીર અને મન ઉપર વિજળીના પ્રવાહ સમ અસર કરે છે. તન અને મનની હરેક ક્રિયા પરસ્પર અસર કરે છે. સ્નાન સંધ્યાદિ ક્રિયાઓને અમુક વિધિથી અને અમુક સમયેજ કરવું જોઇએ. એવી શાસ્ત્રકારોની આજ્ઞાઓમાં કોઇ યુક્તિસિદ્ધ તત્ત્વ અવશ્ય સમાએલું છે. આજકાલના વિશ્વાસહીન લોક એવી વાતોપર ધ્યાન દઇ વિચાર કરતા નથી, તે કારણથી તેઓએ ઉત્તમ ક્રિયાઓને, અથવા બીજા શબ્દોમાં, કહીએ તો ઇશ્વરની તરફ વા સુખની તરફ લઇ જતા માર્ગને છોડી ક્રિયાહીન થઇ ગયા છે.

શાસ્ત્રોમાં હરેક ધર્મકાર્ય કરતાં પહેલાં પવિત્ર થવાની આજ્ઞા કરી છે. ઇશ્વરની ભક્તિ અથવા પૂજા કરતા પહેલા બ્રાહ્મણાદિ હિન્દૂ લોકમાં સ્નાન કરવાનો રિવાજ છે. તેમ મુસલમાન લોક પણ હાથ, પગ, મુખાદિ ધોઇને (વજુ કરી) પવિત્ર થાય છે. સ્નાન કરવાથી અર્થાત્ શરીરને યથાવત્ ધોવાથી શરીર ઉપરનો મેલ દૂર થાય છે. માત્ર એટલુંજ નહિ, પરંતુ પાણીમાં વિજળીનો પ્રવાહ છે, અને એ કારણથી શાસ્ત્રકારોએ સ્નાન કરવાને જલાશયોને ઉત્તમ માન્યાં છે. જળાશયોમાં પણ ઘણા વેગથી વહેતી નદીઓને ઉત્તમ માની છે. મધ્યમ વેગવાળા તળાવ આદિને મધ્યમ માન્યાં છે, અને કુવાના પાણીને એનાથી ઓછું ઉત્તમ માન્યુ છે પ્રવાહની ઓછી વધતી ગતિ અનુસાર પાણી ઓછી વધતી વિજળીવાળું અથવા ઓછું વધતુ પવિત્ર મનાય છે. પાણીનો પ્રવાહ નિરંતર ચાલ્યા કરે છે. એ પાણીમા વિજળીનો વેગ (કરંટ) ઘણો બળવત્તર હોય છે. નદીઓના વહેતા પ્રવાહમાં વિજળીનો કરટ ઘણો હોવાથી એને સ્નાન આદિ ક્રિયાઓ માટે ઉત્તમ માની છે. એથીજ સ્નાનને માટે નદીઓનું પાણી સર્વોત્તમ હોવાથી નદીપર જઇ નિત્ય સ્નાન કરવાની તથા નદીઓને તીર્થસ્થાન માનવાની પ્રથા ચાલુ થએલી છે. ઘણાં પાણીમાં સ્નાન કરવાથી જે કંઇ લાભ થાય છે તે નદી આદિ સ્થાનમાં સ્નાન કરનારજ જાણી શકે છે. આજ કારણથી શરીરની બહારની પવિત્રતા-ચો[illegible] મુખ્ય મ[illegible]નારી-આવશ્યક વિચારનારી યુરોપ-અમેરિકા આદિની પ્રજા ઘણા [illegible]નાવે છે.

આત[illegible] વિવેચક

સુંદર ક[illegible] [illegible]મિક, સાંસારિક ત[illegible]વજ્ઞ કથાઓ [illegible] અન્ય પ્રકારના મનન લાયક [illegible] વિવેચક'માં આવે છે, તે ઉપરાંત બંગાળી, મરાઠી, હિંદી, અને અંગ્રેજી ભાષાના શ્રેષ્ઠ માસિકોમાંથી લેખોના

[illegible]વિજળીના સ[illegible]ડાર [illegible]રૂપ સૂર્ય દેવતાના કિરણોના [illegible]સ્પર્શનું મુખ્ય પ્રયોજન છે., અને એથીજ સ્નાન કરી તે જળાશયને કિનારે ઉંચી પવિત્ર

[illegible] પવનનો કરંટ સારી રીતે આવે છે. એ [illegible]ળની સંધ્યામાં પૂર્વ દિશા પ્રતિ મુખ કરી [illegible] સમાએલો છે. સવારમા ઉદય થતા શ્રી ભગવાન સૂર્યનારાયણનો વિજળીનો પ્રવાહ

આપણા તરફ ફેંકાય છે. સૂર્યોપસ્થાન જે સંધ્યોપાસનાની એક વિધિ છે, તે સૂર્યોદયની અનન્તર કરાય છે. સૂર્યના કિરણો પૃથ્વી તરફ આવી પાછા ફરે છે, અને વાતાવરણના "ઇથર" નામના તત્વ સાથે મળી તે તિરકસ રીતે આપણા તરફ આવે છે, અને આપણા શરીર પર પડે છે. આ સૂર્યના કિરણોનો વિજળીનો પ્રવાહ આપણા શરીરમાં જઇ ભૂમિમાં ઉતરી જાય છે. એ વિદ્યુત્પ્રવાહ ભૂમિમાં ન જતાં આપણા શરીરમાંજ રોકાઇ રહે, તે માટે સૂર્યોપસ્થાન સમયે બે હાથો ઉંચા કરવા પડે છે, અને પગની એડીઓ પણ ઉંચી કરવામાં આવે છે. સંધ્યા આદિ નિત્ય કર્મમાં આપણે વિધિપુરઃસર ક્રિયા કરતી નથી આજકાલ સંધ્યોપાસનામાં સૂર્યોપસ્થાન ઉભા થઇ ઘણાજ થોડા લોક કરે છે. તેમજ ઘરના ખૂણામાં તો સૂર્યના દર્શન થવાંજ મુશ્કેલ હોય છે

સૂર્યોપસ્થાનની વિધિમાં બને હાથો ઉંચા કરવાથી અને પગોની એડીઓ ઉભી રહેવાથી સૂર્યના કિરણોની વિજળીનો પ્રવાહ ઉંચો કરેલા હાથની આંગળીઓમાં થઇને પગની આંગળી સુધી પહોંચે છે. પગના પંજા ઉપર શરીરનો ભાર મૂકી ખડા રહેતા અને પંજાને ભૂમિમાં જોરથી દાબી રાખેલો હોવાથી પંજા સુધી આવેલો વિજળીનો કરંટ ભૂમિમાં ઉતરી શકતો નથી, પરંતુ 'ઉંધરું' ઉપર ચઢે છે અને ઉપર ચઢી પાછું શરીરમાં વહે છે "આમ સૂર્યોપસ્થાનના મંત્રોચ્ચારક કરતાં સુધી સૂર્યના કિરણો યા વિજળીનો પ્રવાહ શરીરમાં વારંવાર ચક્કર ખાઇ શરીરને શુદ્ધ કરે છે. પ્રાણાયામમાં પણ પ્રાણવાયુ (ઓકિસજન) એવોજ લાભ આપે છે.

છોટુભાઇ હાજીભાઇ દેશાઇ.

## શ્રીમદ્ભગવદ્ગીતા.

લેખક—રા. રા. ભગવાન શિવશંકર ભટ્ટ—મિશન હાઇસ્કૂલ સુરત.

અધ્યાય ૯મો.

વળી દોષ દૃષ્ટિ રહિત તુંને, ગુહ્યતમ આ જ્ઞાનને;
વિજ્ઞાન સહ હું કહું જે જાણી તરે સંસારને. ૧
આ જ્ઞાન સહુ વિદ્યા તથા ગુહ્ય વસ્તુમાં અતિ ઉત્તમ;
છે પ્રમાણે પ્રત્યક્ષ, ધર્મ્યજ, સુલભ, અક્ષય ફલપ્રદ. ૨
આ ધર્મ શ્રદ્ધા રહિત નર નવ, પાર્થ, પ્રાપ્ત મને કરે;
તે મૃત્યુમય સંસારરૂપ માર્ગે સદા ભમતા ફરે. ૩
અવ્યક્ત મૂર્તિ હું થકી છે વ્યાપ્ત સર્વે જગત આ;
સહુ ભૂત હું વિષે રહ્યાં, નથી સ્થિત હું તે ભૂતમાં. ૪
ત્યમ ભૂત વળી હુંમાં નથી; અદ્ભુત દેખ પ્રભાવ તું;
હું વસ્તુતા નહિં કોઇનો આધેય ત્યમ આધાર હું;

સચ્ચિદાનંદ સ્વરૂપ મ્હારૂં ભૂત સહુ ધારે સહી,
ત્યમ સર્વને ઉત્પન કરે, તોય સ્થિતિ તે તેમાં નહિ. ૫
જયમ સર્વગામી મહત વાયુ નિત્ય સ્થિત આકાશમાં;
ત્યમ ધાર નિશ્ચે કરી સર્વે ભૂત હુમાં છે રહ્યાં. ૬
હે પાર્થ પામે પ્રલયકાળે ભૂત સૌ મુજ પ્રકૃતિ;
ફરી સૃષ્ટિ કાળે કરૂં ઉત્પન ભિન્ન તે ભૂતો સહી. ૭
પરવશ થતા તે પ્રભાવે, મુજ પ્રકૃતિ આશ્રય કરી;
આ સર્વ ભૂત સમૂહને ઉત્પન કરૂં હું ફરી ફરી. ૮
ઉદાસીવત્ આસક્તિ નહિ તે કર્મમાં રહેવા મને;
નથી બાધ કરતાં પાર્થ તે સહુ સૃષ્ટિઆદિ કર્મ જે. ૯
હુંથી પ્રકાશિત પ્રકૃતિ આ જગત જે ઉત્પન કરે;
તે એ પ્રકાશ નિમિત્તથી નાના પ્રકારે પ્રવરતે. ૧૦
અવિવેકી મુજને પરમ ઇશ્વર રૂપ નવ જાણે ખરે;
ગણી મનુષ્ય મૂર્તિ અન્યસમ તે અવજ્ઞા મારી કરે. ૧૧
છે કર્મ, આશા, જ્ઞાન નિષ્ફળ, અવિચારી પુરૂષ જે;
તે રાક્ષસી, આસુરી, મોહક પ્રકૃતિ આશ્રય કરે. ૧૨
આશ્રિત દૈવી પ્રકૃતિને, અનન્યભાવિ પુરૂષ જે;
અવિનાશી આદિમૂળ જાણી, પાર્થ તે મુજને ભજે. ૧૩
તે દૃઢવ્રતી થઈ યત્નવાળા, સતત ગાય મુને ખરે;
નમતા થકી ભક્તિવડે, નિત્યયુક્ત થૈ ચિન્તન કરે. ૧૪
કોઇ જ્ઞાનયજ્ઞે પૂજતા હું એક રૂપે ચિન્તવે;
કોઇ ભેદરૂપે બહુધા કોઇ વિશ્વરૂપ સેવે મને. ૧૫
છું ક્રતુ હું, હું યજ્ઞ, હુંછું સ્વધા, ઔષધરૂપ હું;
વળી મન્ત્ર હું, ધૃત, અગ્નિ હું, હુતદ્રવ્ય તે પણ હુંજ છું. ૧૬
આ જગતનો ધાતા, પિતા, માતા, પિતામહ હુંજ છું;
ૐકાર જ્ઞેય પવિત્ર હું, ઋગ્વેદ–સામ–યજુર હું; ૧૭
ગતિરૂપ, ભર્તા, પ્રભુ, સાક્ષી, શરણ, સુહૃદરૂપ હું;
ઉત્પત્તિ, પ્રલય, નિવાસ, સ્થિતિ, નિધાન અવ્યય બીજ હું; ૧૮
હુંજ તપું, જલ આકર્ષું પાર્થજ, ભરૂં ને પરિત્યાગું હું;
હું અમરને હું મૃત્યુ સતને અસત તે પણ હુંજ છું. ૧૯

જે કામ્યયજ્ઞે ત્રિવેદજ્ઞ પુરૂષ મુજ પૂજન કરી;
થઈ સોમપા પાપેરહિત, ઈચ્છે ગતિ જે સ્વર્ગની;
તે નર સકામ એ પુણ્યફળરૂપ સ્વર્ગ લોક ગતિ લહી,
ત્યાં સ્વર્ગ લોકે ભોગવે દિવ્ય ભોગ દેવોના સહી. ૨૦
તે નરસ કામ વિશાલ એવા ભોગવી સ્વર્ગ લોકને,
તે પુણ્ય થાતાં નાશ, પામે ફરી મૃત્યુ લોકને;—
એ પ્રકારે આ વેદ પ્રતિપાદિત કર્મે. આશ્રયી,
વળી દિવ્ય ભોગો-અપેક્ષક આગમન તે પામે સહી. ૨૧
જે અનન્ય ભાવે ચિન્તતો સાક્ષાત્કાર કરે મને;
કરૂં યોગક્ષેમ હું પ્રાપ્ત એહવા નિત્ય યુક્ત પુરૂષને. ૨૨
જે ભકત બીજા દેવના શ્રદ્ધા વડે પૂજન કરે;
અજ્ઞાન પૂર્વક પાર્થ તે પણ પૂજતા મુજને ખરે. ૨૩
હું સર્વ યજ્ઞો તણો ભોકતા તથા ફલપ્રદ છું ખરે;
તોય તત્ત્વથી નવ જાણી મુજને સકામી ફરી જન્મ લે. ૨૪
વળી દેવ પૂજક દેવને લહે પિતૃ પૂજક પિતૃને;
લહે ભૂત પૂજક ભૂતને, મમ પૂજકો પામે મને. ૨૫
જે પત્ર-ફુલ-ફળ-તોય ભકિત વડે મુજને આપતા.
ભકિત વડે અર્પેલ તે હું સ્વીકારૂં શુધ બુદ્ધના. ૨૬
તે માટે ભોજન હોમ-તપ-દાનાદિ કાર્યો જે કરે;
તે સર્વ હે કૌન્તેય તું મુજનેજ અર્પણ કર ખરે. ૨૭
તવ શુભાશુભ ફલ-કર્મ બંધન થકી તું છુટીશ ને;
સંન્યાસ યોગે યુકત તું, થઇ વિમુકત પામીશ મુજને. ૨૮
નથી દ્વેષ્ય કે પ્રિય ભુત કો, સહુ ભુતમાં હું સમાન છું;
જે મને સેવે ભકિતથી, તે હુંમાં, હું તેમાં રહું. ૨૯
કદિ દુરાચારી પણ ભજે જો અનન્યભાવ થકી મને;
સાધુજ તેને માનવો, તે શ્રેષ્ઠ નિશ્ચયી તે સમે. ૩૦
તે તત્સમે ધર્માત્મ થૈને સદા શાન્તિને લહે;
નહિ નાશ પામે ભકત મારો કદિ, પાર્થ, તું જાણજે. ૩૧
ચંડાળ,ને વળી અજ્ઞ સ્ત્રી, વૈશ્યા અને શુદ્રો ખરે,
પામે પરમ તે ગત નિશ્ચે આશ્રયી, પારથ, મને— ૩૨
તવ કહે શું ? શુદ્ધ બ્રાહ્મણો રાજર્ષિ તે પામે સહી;
માટે મને ભજ, પામી અનિત્ય મનુષ્ય દેહજ દુખમયી. ૩૩
મમચિત્તિ મારો ભકત થૈ પૂજક નમન મને કરે;
યમ મત્પરાયણ યુકત મન થૈ પામશે મુજને ખરે. ૩૪

અધ્યાય ૯મો સંપૂર્ણ.

# માબાપોના નમુના સહિત બોધ.



એકવાર એક માણસને દરરોજ નિયમિતપણે થોડો થોડો દારૂ પીવાની ટેવ પડી તે કદી છાકટો બન્યો નહિ તેમજ મિજાજ બગડેલો પણ જણાયો નહિ, અને બહુ થોડો પીતો કેમકે તે એવું ધારતો કે એથી મને લાભ થાય છે એજ કારણથી તેના દીકરા પણ થોડો થોડો પીતા હતા અને તેમના દીકરા દીકરીઓ પણ તેમજ કરતા રહ્યા હાલ તે માણસના વંશમાં ૪૦ દારૂબાજો થયાં અને કેટલાક છોકરા દારૂડીયા થઇને મરણ પામ્યા છે

એક બીજો માણસ બીજી રીતે વરત્યો તે કદી દારૂ પીતો નહિ તેમજ તેને ખરીદતો પણ નહિ, ને પોતાના ઘરમાં પણ કોઇને તે શ્રાપપાત્ર વસ્તુ લાવવા દેતો પણ નહિ તેણે પોતાના છોકરાને એવું શિખાડ્યું કે દારૂ એક મરણકારક ઝેર છે તેના છોકરાએ પણ તેજ પ્રમાણે પોતાના બાળ બચ્ચાઓને શિખામણ આપી હતી, તેનું એવું પરિણામ આવ્યું કે તે માણસના વંશમાં એક પણ દારૂબાજ થયોજ નથી

**તમે તમારા કુટુંબને કયે રસ્તે ચઢાવો છો ?**

તંત્રી.

---

# દારૂ અને સંતાનનો બગાડ.

અમેરિકામાંના ન્યુયોર્ક શહેરના ડાક્ટર અલેક્ષાંડર માકનીકલ સાહેબે દારૂ પીવાથી છોકરાને થતા ભારે નુકશાન વિશે તપાસ કરી છે અને એ ઉપરથી એવું જણાય છે કે દારૂ નિષેધ કરનાર ૧૦ કુટુંબમા નીચે પ્રમાણે રોગ થયો —

**દારૂ નિષેધવાળાનાં છોકરા.**

૧ લી પેઢી ૭૪ છોકરાં, સેકડે ૧૧ રોગી
૨ જી પેઢી ૬૮ છોકરાં, સેકડે ૨૬ રોગી
૩ જી પેઢી ૫૮ છોકરાં, સેકડે ૭ રોગી

**નિયમિત રીતે દારૂ પીનારાનાં છોકરા.**

સાધારણ નિયમિત રીતે દારૂ પીનારા ૧૦ કુટુંબપર, નીચે પ્રમાણે અસર થઇ —

૧ લી પેઢી ૪૭ છોકરા સેકડે ૫૯ રોગી
૨ જી પેઢી ૯૦ છોકરા સેકડે ૬૨ રોગી
૩ જી પેઢી ૮૨ છોકરા સેકડે ૯૫ રોગી

દારૂડિયાનાં ૨૫ કુટુંબોમાં ૧૨૨ છોકરાને નીચે પ્રમાણે રોગ લાગેલા છે — ૭ ક્ષય રોગી, ૮ સ્નાયુઓના રોગી, ૪૨ દારૂડિયાં, ૬ છેક ઓછી બુદ્ધિવાળાં અને ૪ ગાંડાં થએલાં છે ૧૮.

તંત્રી.

# મનુષ્યનો વાસ્તવિક આહાર શો ?

( ગતાંક પૃષ્ટ ૨૩૦થી શેષ )

લેખકઃ—રા. રા. છોટુભાઇ દાજીભાઇ દેશાઇ. "શારદા-વિહાર," —સુરત.

## અદભૂત સાક્ષીઓ.

કઇ પરીક્ષાઓ જે પ્રોફેસર ચિટંડને ભોજન સંબંધમાં કરી છે, જેને સર્વ રીતે જણાઇ આવ્યું હતું કે માંસ રહિત ભોજનથી મનુષ્યનુ બળ અને સ્વાસ્થ્ય માંસયુક્ત ભોજન કરતા સારૂ રહી શકે છે

અમેરિકામાં સૈનિકોને સામાન્ય રીતે ૭૫ ઔંસ ભોજન અપાય છે, જેમા ૨૨ ઔંસ માંસ હોયછે, એ સૈનિકો અને પહેલવાનોને ભોજન ૫૧ ઔંસ કરી દીધું. તેમનાં ભોજનમાથી ૨૧ ઔંસ માસ અને થોડાં બીજા પદાર્થો ઓછા કીધા, તેઓને એ ભોજનપર ૯ માસ સુધી રાખ્યા. આ નિરીક્ષણનું પરિણામ એ આવ્યુ કે આ પરીક્ષાના આરંભમાં જો કે તેઓ બહુ બળવાન્ હતા, પરંતુ એ નવ મહિના પછી તે એથી પણ વધારે બલીષ્ઠ અને સારી દેશામાં જોવામા આવ્યા

હાથથી હલાવવાની રિપરિંગથી (ચક્રથી) એ પણ ખુલ્લું થયું કે એનું બળ ૫૦ શતકવૃદ્ધિ પામ્યુ અને તે કાર્યને સરળતા તથા સારી રીતે કરી શકયા હતા, એનું મન પ્રસન્નજણાતું હતું. એનુ સ્વાસ્થ્ય ઉન્નત દશાને પ્રાપ્ત હતુ, જ્યારે એમને સ્વતંત્ર કરવામાં આવ્યા, ત્યારે એક પણ પ્રથમનુ ભોજન પસદ કર્યું નહિ

## પહેલવાનોની સાક્ષી.

કેટલીક પરીક્ષાઓ એલ. યુનિવર્સિટિમાં પ્રોફેસર અરવિંગ ફ્રિશરે ઇ. સ. ૧૯૦૬ અને ૧૯૦૭માં માંસાહારી અને માસ ત્યાગી મનુષ્યની સહનશક્તિના સંબંધમાં કરી હતી ૪૯ મનુષ્યોપર અનુભવ કર્યો માંસાહારી મનુષ્ય પહેલવાન હતા. ઘણી હોશિયારીથી ખરૂં પરિણામ શોધી કાઢવા યત્ન કર્યો, ત્યારે એ સ્પષ્ટ રીતે જણાયું કે હાથ લાંબો કરી સ્થિર રાખવાની પરીક્ષામા માંસાહારી મનુષ્ય વધારેમા વધારે ૨૨ મીનીટ સુધી સીધો રાખી શકતા હતા. જે સમયે સામાન્ય રીતે માંસ ત્યાગી કરતાં અર્ધુ હતું. એઓમાંનો એકતો ૧૬૦ મિનિટ અને બીજો ૧૭૬ મિનિટ અને ત્રીજો ૨૦૦ મિનિટ સુધી પોતાનો હાથ સીધો રાખી શકયો. પગને વારવાર હલાવવામાં માસાહારી ૩૮૩ વાર અને માંસ ત્યાગી ૭૩૧ વાર હલાવી શકયા હતા આવી રીતે અન્ય પરીક્ષાઓ જે બ્રસલ્સ યુનિવર્સિટિમાં એજ દિવસમા કરાઇ હતી, ત્યાં પણ સિદ્ધ થયુ હતુ કે ફળાહારી મનુષ્યોમાં ૫૦ પ્રતિ શકિતના હિસાબે પરિશ્રમ અને સહન શકિત વધારે જણાઇ આવતી હતી હાથથી હલાવવાની રિપરિંગ ( ચક્કર ) એ ખુલ્લું કરે છે, કે શ્રમ દૂર કરવા માટે માંસાહારીઓ કરતાં ફલાહારીઓને અડધા વખતનીજ જરૂર પડે છે.                (અસમાપ્ત)

# અશક્તાશ્રમના શેરા.

4

Visited this admirable institution founded by the philanthropic Dr. Edal-Behram by whom we were shown over the premises. An *institution of this kind makes the world better*, and one can only hope there were more like this. The inmates appear to be well looked after and cheerful. May God help the founder and his kind assistant. Surat 20 th December. 1914.

( Miss ) K. Gomes. L. M. & S.
Chief Medical Officer
*Morarji Vijbhnkhandas Hospital*
C. DeSouza Fylints
Superintending Inspector. of
Post Offices. Post Master General's Office. Bombay

5

Visited the Ashrama to-day-noon at the time the dinner given by the undersigned was being served. I was glad to see the airy and well lighted rooms of the building and the care with which the homeless and helpless are treated. Great many thanks are due to the founder of the Ashrama. Dr. Edal Behram and it is hoped that the Surat public will by degrees appreciate the value of charity in the direction. 3-1-1915

M. Adatia.
Asst. Deputy Educational Inspector.
Surat. S. D.

6

*I visited the Ashrama this morning and was very happy* to find such good care being taken of the infirm and the destitute who form its inmates. It indeed supplies a very great want in the city. The improvements to the building are making good progress and will, when finished add much to the usefullness and *comforts of the Ashrama.* I *most* heartity wish it every success. Dr. Edal Behram fully deserves the support and the thanks of the Surat Public. 17-1-1915.

Rangildas G. Mehta
Chief Officer, Surat City, Municipality.

# વિચાર-ચતુષ્ટય.

(૧)

મગજ પૂડે મધપૂડા પેઠે વિચાર માખી ગુંજે છે, !
સુગંધી ફુલ સમ સત્કર્મોના અંતર ભાગે વિચરે છે !
મિષ્ટ મધરૂપી સાર ચૂસીને મગજ પૂડે જઇ પૂરે છે !
આત્મા તેનું પાન કરીને ઉચ્ચ ગતિને પામે છે. !

(૨)

મગજ ધારે કોઇ ઘા પેઠે વિચાર માખી ગણગણે છે !
દુર્ગંધ વાળા દુષ્કર્મોના અંતર ભાગે વિચરે છે !
મલિન ચેપ લઇ દુર્ગંધીનો મગજ ધારે જઇ પૂરે છે !
આત્મા તેનો વાસ લઇને અધોગતિએ પ્હોંચે છે !

(૩)

ખંત અને ઉદ્યોગનાં હળથી મગજ ખેતર ખેડાએ છે. !
સદ્‌બીજ ઉપર અવસર રૂપી વારિ સિંચન થાએ છે !
વિચાર વેલી વૃક્ષ તણી ત્યાં સુંદર સૃષ્ટિ રચાએ છે !
સુગંધી સ્વાદુ ફુલ ને ફળનો આત્મા ભોક્તા થાએ છે !

(૪)

ખંત ઉદ્યોગની ખેડ વિનાનું મગજ ખેતર પડતર થાએ !
ઉડતાં બીજનો સંગ્રહ થઇને સમય પ્રાપ્ત જ્યારે થાએ !
દુષ્ટ વિચાર રૂપી ખડ ઘાસની ઉત્પત્તિ ત્યારે થાએ !
આત્મા તેનો ભોક્તા થાઇને પશુવૃત્તિનો બની જાએ !

(શારદા-વિહાર) ક્સનજી કાળિદાસ વાડજા.

## આદર્શકુલ-વધૂ કિંવા સુશીલ સુશીલા.

—ચતુર્થ પરિચ્છેદ.—

અનુવાદક:—રા. રા. છોટુભાઇ દાજીભાઇ દેસાઇ " શારદા વિહાર "-સુરત.

જેઓ વિદ્યાર્થી ધનિક છે, જેની મતિ શુદ્ધ છે, જેને સમાલોચના-સૂત્રનો અર્થ તથા મર્મ સદા સ્મરણમાં છે, અને જેણે ઘણો, અનુભવ મેળવેલો છે, એમનું કહેવું છે કે જો પોતાના સંતાનને સારાં સદ્‌ગુણી બનાવવા ચ્હાતા હો, તો પ્રાથમિક કેળવણીપર ધ્યાન આપો ! દેશનું કલ્યાણ ઇચ્છતા હો, તો પ્રાથમિક કેળવણીમાં સુધારો કરો ! કેવળ એટલું જ નહિ, પણ પ્રાથમિક કેળવણીને માટે બુદ્ધિવાનો ગવર્નમેન્ટને અનુરોધ કરો કે એ અનિવાર્ય હો ! ખરેખર જ્યાં સુધી પ્રાથમિક કેળવણી ભારતવર્ષમાં આવશ્યક ન ગણવામાં આવે,

ત્યાં સુધી નરેન્દ્ર જેવા કપૂતોનો અભાવ થશે નહિ. જો કોઇ કહે કે નરેન્દ્રે તો કેળવણી લીધી હતી, તો તે કપૂત કયાંથી ? એનો ઉત્તર એ છે કે જો પ્રાથમિક કેળવણી આ દેશમાં સર્વ ને જરૂરની જણાય, તો સરલા જરૂર ભણેલી હોત, અને તે બાળક નરેન્દ્રને સદાચરણના રસ્તાનો મુસાફર બનાવી શકત ! પરંતુ અભણ હોવાને લીધે તે એમ કરી શકી નહિ. કેવળ લાડ લડાવવા અને પુત્રની ઇચ્છાને અધીન થઇ તેની ઇચ્છા પુરી કરવી, એનેજ તે પોતાનો માતૃધર્મ સમજી. જેનું પરિણામ એ થયું કે નરેન્દ્ર " ન ઘરનો રહ્યો કે ન ઘાટનો. "

તે પુરુષ મહાભાગ્યશાળી છે, કે જેની અર્ધાંગના ભણેલી છે. ગાર્હસ્થ્ય-રથના સ્ત્રી પુરુષ બે ચક્ર છે. એ કારણથી બંને ચક્રોનું સહીસલામત પણું-અખંડિત પણું હોવું જ શ્રેયષ્કર છે. પરંતુ દીલગીરીની વાત છે, કે નરેન્દ્ર સુશીલા જેવી ધર્મ પત્ની પામીને સ્વેચ્છાચારી જ રહ્યો ! સુશીલા ચહાતી હતી કે મારા પ્રાણપતિ જો પુસ્તકોનું અવલોકન કરે, તો સંભવ છે કે તેની બુદ્ધિ ઠેકાણે આવે ! પરંતુ નરેન્દ્રને એટલો અવકાશ કયાં છે ? તે એની સાથે દીલ ખોલીને વાત પણ કરતો ન હતો. ભલે એનું કારણ અસાહસ હો અથવા મૂર્ખતા. નરેન્દ્ર જયારે રાત્રિએ પોતાની સુવાની ઓરડીમાં અહીં તહીં ભટકી આવતો; ત્યારે તે સુશીલાને પુસ્તક વાંચતીજ જોતો, પરંતુ કદીએ એટલું પણ પૂછતો નહિ કે તું શું વાંચી રહી છે ? અથવા આ કયું પુસ્તક છે ! કદાચ સુશીલા પોતે જાતેજ કંઇ બતાવવા ઇચ્છતી તો નરેન્દ્ર વાત ઉડાવી દેતો. ખરે ! આવી દશામાં બંને વચ્ચે ગાઢો પ્રેમ શી રીતે હોઇ શકે ? પરતુ પ્રશંસાની વાત છે કે સુશીલા પેલી નવી રીસણીપ્રધાન સ્ત્રીઓમાંની ન હતી, કે જે વાત વાતમાં પતિ સાથે રીસાઇ ઉઠે અથવા પોતાની જરૂરિઆત પૂરી કરાવવાને માટે ધણીનું માથું ખાયા કરતી હોય અથવા છુટાછેડા (ત્યાગ પત્ર) માટે કચેરીમાં જઇ ખડી રહેછે તે એક હિન્દુ કુલ-વધૂ છે, અને પતિને માટે તે સર્વ પ્રકારના દુઃખ સહન કરવાને તૈયાર છે

જે દિવસથી સુશીલા ઘરમાં આવી છે, તે દિવસથી નરેન્દ્રનો નિયમ છે, કે તે નિદાન પહર રાત વીતે ઘેર આવી જાય છે, પરંતુ જે દિવસે સુશીલાના આભૂષણો-ઘરેણાં પેટીમાંથી મળ્યા નહિ, તે દિવસે તો, તે દિવસે તેમ રાત્રે પણ ઘેર આવ્યો નહિ. સ્ત્રીઓને લુગડાં અને ઘરેણાંનો સ્વભાવથીજ મોહ હોય છે, પણ સુશીલા એ આભૂષણો-ઘરેણાંના ગુમથયાની વાત ભુલી ગઇ, પતિને ન આવવાનું દુઃખ તેને કાંટાની પેઠે ખટકવા લાગ્યું. તે એતો સમજીગઇ કે એના ઘરેણાં ગુમ થવાનું કારણ પોતાનો પતિ છે, અને એ કારણની એણે પોતાની સાસુ આગળ ચર્ચા પણ કરી ન હતી. જયારે અર્ધીરાત વીતી ગઇ ત્યારે સુશીલા મોટી ચિંતામાં પડી. એકતો પતિના ન આવવાથી એ દિવસે પાણી પણ મોઢેંનું કંઇ નથી, બીજું ચિંતાને લીધે ઉંઘ પણ જતી રહી. તે પાણીમાંથી બહાર કાઢેલી માછલીની પેઠે બેબાકળી બની ગઇ. એ વખતે એ રડવા સિવાય બીજું કંઇ પણ કું શકી ? " એ ઉઠીને પણ શું કરશે? " એ વિચારથી સાસુને પણ જગાડી નહિ. સરલા એ વહુને સમજાવી કે તે કંઇ ખાઇ પી લે, પરંતુ એણે વિનય પૂર્વક કંઇ પણ મોઢે કર્યું નહીં. સરલા સમજતી હતી કે નરેન્દ્ર રાતના ઘેર આવશે, એ વિચારે તે સુઇ ગઇ, પરંતુ સુશીલાના સંબંધમાં આ પ્રથમ અવસર હતો. મહા મહેનતે સવાર થયું. સુશીલાએ ઉઠી પ્રથમ

ઇશ્વર ભજન કર્યું, પતિની મંગલ કામના કરી, પછી સાસુની પાસે જઇ અભિનંદન કર્યું. નણંદ વિમલાને જગાડી અને એને એના ભાઇના ન આવવાના સમાચાર કહી ઘરનાં કામમાં લાગી ગઇ.વિમલાએ પોતાની માતાને એ સમાચાર કહ્યા. સરલાએ અડોસ પડોસમાં એની ખોળ કરી, પરંતુ ત્યાં તેનો પત્તો લાગ્યો નહિ. તે પણ ગભરાઇ ! અને દોડતી ઘરથી કંઇ દૂર રહેતા એક સજ્જનની પાસે ગઇ કે જેની સાથે દૂરનો સંબંધ હતો, તેની પાસે જઇ સરલાએ કહ્યું, ભાઇ ! નરેન્દ્ર કાલ સવારે ઘરની બહાર ગયો છે, તે આજ હજી સુધી પાછો આવ્યો નથી. તું એની ભાળ મેળવી લાવ. એણે કહ્યું, શું વહુ સાથે લડાઇતો નથી થઇ? સરલાએ ઉત્તર આપ્યો, ભાઇ ! એ જેવી સુલક્ષણ વહુ છે, પ્રભુ સહુને એવી વહુ આપે ! તે મહાન્ લક્ષ્મી છે, ભાભીએ તો તેની આંખે જોઇ છે.

"સારૂ, જરા બેસો, હું મોહના પાસે તેની ખબર પૂછી અત્યારે પાછો આવું છું ! એમ કહી તે ચાલ્યો ગયો. થોડીજ વારમાં આવી તેણે કહ્યું કે નરેન્દ્ર જુગારમાં પકડાયેલોછે અને આ વખતે તે શહેરની કોટવાલીમાંછે. એ સાંભળતાંજ સરલાના હોશ ઉડી ગયા. પડતાં આખડતાં ઘર સુધી આવી, અને વહુને તે અશુભ સમાચાર કહ્યા. સુશીલાના કલેજા પર તે સમાચાર તીરની પેઠે લાગ્યા. તે અચેત થઇ પડી, જેને પડનાં પાસે ઉભેલી એક પડોસણે સમાલી લીધી. થોડું ચૈતન્ય આવતાં સુશીલાએ ધૈર્ય ધારણ કર્યું. તે પોતાના અધૈર્ય પર પસ્તાવા લાગી. ફરી કંઇ થોડો વિચાર કરી એણેતુરત એક ટુંકો પત્ર નીચે પ્રમાણે લખ્યોઃ-

સિદ્ધશ્રી ૬ પૂજ્ય પિતાશ્રી !

પ્રણામ !

'ભગવાનની મરજી જાણી આપ મને ક્ષમા કરશો, કે હું આપના કુલમાં આપને દુઃખ દેવાને ઉત્પન્ન થઇ છું ? આજ જે સમય ઉપસ્થિત થયો છે, જો એની સૂચના આપને ન આપું. તો એથી મારા કુળને તો બટ્ટો લાગશેજ પરંતુ તે સાથે આપને પણ પરમ દુઃખ અને પશ્ચાત્તાપ થશે. તે માટે જેટલી ઉતાવળ થઈ શકે તેટલી ઉતાવળ કરી કોટવાલીમાં જઈ વિમલાના ભાઇનો (કંઈ પણ કહ્યા વિના ) ઉદ્ધાર કરો !

આપની બાલિકા
"સુશીલા."
[ અસમાપ્ત ]

---

## *ભગ્ન હૃદય.

### એકાંકી નાટક.

લેખકઃ—રા. રા. ખંડુભાઇ કસનજી ભટારકર, એગ્રીકલચરલ કોલેજ, પુના.

**નાન્દી.**

સૂત્રધાર—જગત્ ની રંગભૂમિ ઉપર કાળના પડદા પાડી વિધવિધ રંગો ભજવાવનાર હે જગનાયક નાટ્યકાર તને પ્રણામ હો.

---

* આ નાટક પુનાના શ્રી કૃષિકર્ણમહાવિદ્યાલય સપ્તમ વાર્ષિક સંમેલન વખતે ભજવાયું હતું.

પૃથ્વી બનાવી સ્ટેજ, માનવી એક્ટર્સ કીધા,
ભીતરી વિધવિધ સીન, કાળના પડદા દીધા.
કરતા પાઠ અનેક, જનો ઘાં દષ્ટે પડતા,
સુખ દુઃખ કેરી બીનુ, કોય ચઢતા કો પડતા.
વળી પ્રપંચ કેરા પૂરમાં, વહેવડાવતો તું માનવી,
એ નાટય ખૂબી આપની, શી રીત નાથ વખાણવી.

( વિચાર )

નટી—નાથ, પ્રણામ કરું છું.
સુત્રધાર—કોણ, સતી ક્યારે પધાર્યાં?
નટી—આપ એવા તે શા વિચારમાં હતા કે હું આવી તેનીએ ખબર ન પડી.
સુત્રધાર—કાંઇ નહિં, સ્હેજ.
નટી—તોપણ.
સુત્રધાર—જો તમારી ઇચ્છાજ છે તો સાંભળો. આજ આ શ્રોતાજનો સમક્ષ ભગ્ન હ્રદય એ નામાત્મક એક લઘુ નાટય પ્રયોગ ભજવી બતાવવા ઇચ્છા રાખું છું, અને તત્ સંબંધેજ કાંઇક વિચાર કરતો હતો.
નટી—આર્યનાથ, નાટક ભજવવું તેમાં વળી વિચાર શા?
સુત્રધાર—દેવી શંકા સ્થાને છે, પરન્તુ આ નાટયનુ વસ્તુજ કાંઇ એહવું છે કે ઇચ્છા ન છતા એ વિચારો સ્વતઃ ઉત્પન્ન થાય છે. સુધારાના વમળમાં તણાતી ભોળી બાળાઓ સ્વતું ભાન ભુલી, બ્હારના ડોળ દમામથી અંજાઇ જઇ, મોહવશ થઇ, પાત્રાપાત્રનો વિચાર કર્યા સિવાય પોતાનું સર્વસ્વ અર્પણ કરી દે છે, પરન્તુ તેમને પાછળથી પોતાની થયેલી ભૂલને માટે કેવો પશ્ચાતાપ કરવો પડે છે એવો તમને ખબર હશેજ.
નટી—હાજી, પરંતુ નાથ, આ પ્રયોગ સાથે એને શું સંબંધ વળી, ભગ્નહ્રદય તે શું?
સુત્રધાર—ભગવતી, સંબંધ તમે ધારો તે કરતાં વિશેષ છે. આ પ્રયોગ એ એવીજ એક બાળાનું જીવન છે. બ્હારથી રાજહંસ જેવા જણાતા પરન્તુ અંદરથી બગ સમાન વૃત્તિ રાખવાવાળા ઉજળા ઠગો પૈસાના નીચ લોભથી ભોળીબાળાઓને ફસાવી તેમના સુખના સ્વપ્નને સદાને માટે અસ્ત કરે છે. દેવી, એવા એક નીચના પ્રસંગમાં આવવાથી ગીરધરલાલ નામના એક સ્વર્ગસ્થ ધનાઢય વણિકની એક પૂરી પુત્રી સ્નેહમયી આશા ભગ્ન થઇ સદાને માટે સાધ્વી પદ સ્વીકારે છે. એના જીવનનું રહસ્ય સમજાવતું ચિત્ર લેખકે આ પ્રયોગમાં આલેખ્યું છે.
નટી—વાહ, પ્રયોગ, તો ઠીક રચ્યો છે, અને તો હું ધારું છું કે શ્રોતાજનોને પણ એ રસિક અને બોધક નિવડશે.
નેપથ્યે (મોટી બ્હેન, સખીઓને આવવાનો સમય થયો છે, માટે અલંકાર પરિધાન કરી સત્વર તૈયાર થાઓ.)

નટી—પ્રાણનાથ, મોટી બ્હેન કહી આ કોણ કોને સાદ કરે છે?

સૂત્રધાર—પ્રિયે, શ્રીમતી સ્નેહમયીનો આજ જન્મદિવસ હોવાથી એ માંગલિક પ્રસંગે એમની સખીઓ એમને અભિનંદન આપવા આવનાર છે, માટે સત્વર તૈયાર થવા શ્રીમતીની માશીની પુત્રી કાન્તા-કુમારી સૂચન કરે છે. ચાલો, આપણે હવે જઇએ. વેળા થઇ ગઇ છે. પરન્તુ તત્પૂર્વે આપના મધુર કંઠથી આ શ્રોતાજનોના મનને કિંચિદ્ આનંદ આપો!

નટી—જેવી પ્રભુની આજ્ઞા.

ગાયન-૧

દુઃખથી ભરેલા દરીએ, નાવ બતાવો સાચું,
વિદ્દદ્ વર્ગ સહુને, કરગરી હું યાચું —દુઃખથી.
કહે નાવ ધર્મ કોઇ, કહે કોઇ કર્મ હોય,
પતિ એજ નાવ મ્હારૂં ભવજળ તરવા સાચું—દુઃખથી.
પતિ એજ સંસારમાં, ઓના છે ભગવાન.
ભૂતલ માંહે અર્પતા, વૈભવ સ્વર્ગ સમાન.
પતિ તણી સેવનાએ તનના સૌ પાતક જાયે,
પતિ એજ ભાવના મમ, પતિ વડે હૃદય રાચું—દુઃખથી.

## પ્રવેશ ૧

પાત્રો—કાન્તાકુમારી, સ્નેહમયી, કલિકા—મીસ જેસમીન.

કાન્તાકુમારી—મ્હોટી બ્હેન, સખીઓને આવવાનો સમય થયો છે, માટે અલંકાર પરિધાન કરી સત્વર તૈયાર થાઓ.

સ્નેહમયી—આ, આવી બ્હેન.

કાન્તા—અહા, આજના માંગલિક પ્રસંગે આ રંક ભગિનીની અલ્પ ભેટ સ્વીકારવા કૃપા કરશો?

સ્નેહમયી—વાહ તારા તરફથી તે ભેટ હોય કે!

કાન્તા—ના પરન્તુ આજના પ્રસંગને માટે તો આ મેં ખાસ તમારે માટેજ તૈયાર કરી છે. (હસ્તગુંફીત રૂમાલ અર્પણ કરે છે)

સ્નેહમયી—વારૂ બ્હેન જેવી તારી મરજી. (સખીઓ પ્રવેશ કરે છે.)

મીસ જેસમીન—મીસ સ્નેહમયી, હું તમને કોનગ્રેચ્યુલેટ કરૂં છું અને પ્રાર્થુંચ કે આ ન્યુ ઇયર તમને મુબારક થાઓ.

સ્નેહમયી—થેંક્યુ વેરીમચ, મીસ જેસમીન.

કલિકા—જયમ જયમ જયમ વાધે, કાન્તિ શુક્લે શશીની,
ત્યમ ત્યમ તમ વાધો, આપને કીર્તી બ્હેની.
સકળ પુરણ થાઓ, આશ તું હાર્દ કેરી,
અભિનંદન અમૂલાં, એજ અર્પે સખીરી. (પુષ્પ માળા અર્પણ)

સ્નેહમયી—કલિકે, તારી કાવ્ય શક્તિને માટે ખરેખર તને અભિમાન થાઓ, તારી ... મારે માટેની શુભ લાગણીઓને માટે તારો આભાર માનું છું.

કાન્તા—બ્હેનો, આજના માંગલિક પ્રસંગે, ચાલો આપણે કોઈ રસિક ગરબો ગાઇએ.

જેસમીન—હાજી ચાલો, હુંપી સીંગીંગ લાઇક કરૂંચ, પણ તમારી માફક મને તાળી પારતાં નહિ આવડે.

કલિકા—ઓહો ચાલને એ તો સહુ આવડશે, ચાલો,, હું ગવડાવું અને તમે સહુ ઝીલો.

સખીઓ—ચાલો.

ગરબો.

નયન નયનેરે, નયન નયને પધારો રાજ બાળ,
ઘેલાં નયનાં તરસે ત્યાં ઘડીક આવજોરે બ્હેન.

(કવિ ન્હાનાલાલના ઇંદુકુમારમાંથી ઉદ્ધૃત)

કલિકા—સ્નેહમયી, ગરબો ગાતાં તું અચકાતી કેમ હતી.

જેસમીન—મને લાગેચ કે એવનને સીંગીંગનો ટેસ્ટજ નથી

સ્નેહમયી—ના બ્હેન, સંગીતમાં રસ તો પડે છે, પરંતુ ખરૂં પદ્ધતિસર ગાતાંજ નથી આવડતું.

કલિકા—ઓહો, તેમાં શું શીખો.

સ્નેહમયી—શીખવાને ઘણાએ પ્રયત્ન કરૂં છું. પરંતુ આવડતુજ નથી તેનું શું કરવું.

જેસમીન—એને માટે મને એક સોજો ઉપાય જરેચ, એકાદ સારો મ્યુઝીક ટીચર રાખી, તેની પાસે ટ્યુશન લો. એટલે એની મેળે આવડશે.

સ્નેહમયી—પરંતુ એવો શિક્ષક મળશે કયાંથી?

જેસમીન—અરે ઘણાએ મળશે, પેપરમાં એડવર્ટાઇઝમેન્ટ આપો ને.

કલિકા—હા બ્હેન એમજ કરો જાહેર ખબર આપો એટલે એકને બદલે અનેક ઉમેદવારો આવશે. પછી તેમાંથી એકાદને પસંદ કરજો. સંગીત વિના તો ન ચાલે. ભર્તુંહરિ પણ કહે છે કે.

(સાહિત્ય સંગીતકલાવિહીનઃ સાક્ષાત્ પશુપુચ્છવિષાણ હીનઃ)

સ્નેહમયી—વારૂ બ્હેન જેવી તમારી મરજી. લો. ત્યારે અત્યારેજ જાહેર ખબર મોકલું છું બેપા. (આના લેખી કરી)

બેપો—જી.

સ્નેહમયી—જા આ કાગળ લઇને ગેઝેટ-છાપખાનામાં આપી આવ.

બેપો—જો હુકમ. (જાના)

જેરમીન–મીસ શાહ જોરા વના તો આઇ બગીચો હવે સુનો 'સુનો લાગેય મને લાગેય કે તમે હવે કોઇ નાઇસ જેન્ટલમેન્ટ પસંદ કરી મેરેજથી જોડાઇ જાઓ. આમને આમ તે કેટના દિવસ કાઢશો ?

સ્નેહમયી—ના બ્હેન–હાલમાં તો મારો પરણવા વિચાર નથી, પછી આગળ ઉપર તો ઇશ્વર મરજી

કનિકા—ઇશ્વર મરજી શાને કહોછો ? કહો ને કે કોઇ રસિક માળી મળતો નથી

સ્નેહમયી—જા, જા, તને તો એવુ બોલવાની ટેવ્જ પડી છે

કનિકા—હારતો, મને તો ટેવ પડી છે અને આ તને શુ ?

આ અન્તર બગીચા માંહ્ય દિસે ખીલતી પ્રણય કળી
જો જો સખી જારી ખરી, ના આવતો માળી મળી
ડોની રહી આ અંગવેલી, અનંગ વાયુ કંપથી,
પ્રસારતી નિજ કર પલ્લવ, ભેટવા તરૂ ગંભથી.

કાન્તા કુમારી—હાહા

અધરો બન્યા પરવાળશા, આ નયન કમળ લજવી રહ્યાં,
કટિ કેસરી ગતિ હંસની, વદને પરભૃત વાસી થયા
આ અંગ સર્વે બ્હેકી રહ્યુ, યૌવન પુષ્પ પરાગથી,
આકર્ષવા લોભી ભ્રમર જોજો સખી રહે છે મથી

જેરમીન—યસ, પ્રેટ્સ ઇટ

કયુ પીકતના આભાન વરે, કાઇ અંગ તાર વિધેઇ દીસે
એશફુલ બની લપવેછ ખરી, પન લપાઇ રહે કેમ દીલ વીષે
સારી ખસે, ફ્રોક તમ પરે વગી ગાલપર લાલી છવઇ રહી,
હરી અપ હરી અપ છટસ ટુ લેટ, એમ ગુમ્બાર તુ જ કહિ રહી

સ્નેહમયી—જાઓ જાઓ, ચીબાવલીઓ !

સખીઓ, વાહ સખી—

ગાયન.

વાહ સખી તુ છુપાવે શાને, યૌવને રસ ઉભરાય,
જાઓ ચીબાવલી દૂર રહો સૌ, હું નવ સમજુ કાંઇ
મદન વાયુથી ડોની વેલી,
વૃક્ષ સંગ વિંટળાવા ઘેલી,
જોજો પ્રસારે કર પલ્લવો અધીર થઇ મન માંહ્ય.
શાને સતાવો સખી ગમસ્તી, મન માંરૂ મુંઝાય—વાહ સખી !

અંગ બન્યું સહુ અનંગ ક્યારી,
ખીલી કળી કંઈ વિવિધ સારી,
મળે નહિં જો માળી કદી તો કળી જશે કરમાઇ,
મુકો અંસી હવે કેડો તમે સહુ કહું પડીને પાંય.—વાહ સખી.

## સાભાર સ્વીકાર–સમાલોચન.

**ગૃહસ્થાશ્રમ:**—લેખક શ્રીયુત પ્રભુશંકર નરભેરામ વ્યાસ.
તંત્રી, ચંદ્રપ્રકાશ. ભાગાતળાવ—સુરત.

અનેક પુસ્તકોના દોહનરૂપ આ પુસ્તક ગૃહસ્થ માત્ર સ્ત્રી તથા પુરૂષ ઉભય કે જે ગાર્હસ્થ્યરથના બે ચક્ર છે, તે સર્વેનું આવશ્યક વાચન છે. મુખ્યત્વે મનુષ્ય પોતાની જીંદગીનું શ્રેય યુવાવસ્થા કે જે સમય ગૃહસ્થાશ્રમનો છે, ત્યારેજ કરી શકે છે. કારણ બાલ્યાવસ્થા તથા વૃદ્ધાવસ્થા કે જે વખતે મનુષ્ય સર્વ શક્તિહીન હોઇ અપવાદ સિવાય સર્વ એ અવસ્થામાં ખાસ કરીને વૃદ્ધાવસ્થામાં તો येन केन प्रकारेण વ્યતિત કરે છે. આ જોતાં મનુષ્યને ખાસ કરી ગૃહસ્થાશ્રમને માટે સમતોલન રહી સરળ રસ્તો બતાવનારાં સાધનોની જરૂર છે, અને એ સાધનોમાંજ આ પુસ્તક પણ તેની ભભક ભરી સાથે માર્દવયુક્ત સરળવાણીથી સ્થાન લેવા ભાગ્યશાળી થાય એવું છે. પુસ્તકમાં ગૃહસ્થધર્મને આવશ્યક સર્વ બીનાઓનો સમાવેશ કરવા યથા પ્રયાસ કરવામાં આવ્યો છે, અને લેખકે તેમાં સારી સફળતા મેળવી છે. કદ ૩૫૦ પૃષ્ટ કિંમત રૂા. ૧–૪–૦ જે કંઇક વધારે છે, પરંતુ પુસ્તકની આવશ્યકતા, તેમજ સમય વિચારતાં સ્વાભાવિક એનો પરિહાર થઇ શકે છે.

**સ્વામી વિવેકાનંદ એમના સદુપદેશ; ભાગ ૧લો** અનુવાદક :રા. ઉદ્ધવજી તુલસીદાસ કૃત.
પ્રકાશક:—શ્રીયુત ભિક્ષુ અખંડાનંદજી
મંત્રી:—સસ્તુંસાહિત્યવર્ધકકાર્યાલય મુંબઇ નં ૨

વિવિધ ગ્રંથમાળાના ૪૯–૫૦ મા મણકા તરીકે સમર્થ ઉપદેશક ભારતભૂષણ સ્વામી વિવેકાનંદના સદુપદેશનો આ સ્વાદ ચખાડવા સ્વામીજીએ આવશ્યક વિચાર્યું છે. એમાં જોઇને આનંદ પામીએ છીએ કે સસ્તુંસાહિત્યવર્ધકકાર્યાલય તરફથી પ્રકટ થતાં પુસ્તકોમાં કેવળ એકપક્ષી ચૂંટણી ન થતાં પ્રજાની આવશ્યકતા અનુસાર વિશેષે કરીને તેમની આત્મોન્નતિ થઇ તેમનો જીવન હેતુ સફળ થાય, તે ધ્યાનમાં લઇ પુસ્તકોની પસંદગી થાય છે, જેથી ગુજરાતી સાહિત્યની સર્વ શાખાને સારૂં પોષણ મળે છે. સ્વામી વિવેકાનંદના ઉપદેશથી આખી દુનીઆ જેના તેજમાં અંજાઇ છે. તેનો સાક્ષાત્કાર ગુજરાતી વાચકને કરાવવા ઉપાડેલું સાહસ ખરેખર પ્રસંસા પાત્ર છે. કદ ૩૦૦ પૃષ્ટ છતાં કિંમત કાચું પૂંઠું ૦।– અને પાકું પૂંઠું ૦।ઽ વાર્ષિક રૂાળે છે, જે જોતાં અમો સર્વને એ માળાના ગ્રાહક થઇ એની વૃદ્ધિને માટે આધાર આપવા સુચવીએ છીએ.

**મુખગણિત શિક્ષકઃ—(ધોરણ બીજા તથા ત્રીજા માટેના બે પુસ્તકો)**

રચનારઃ— શ્રીયુત છગનલાલ મોતિરામ શાહ, શાહપોર—સુરત.

લેખકે મુખગણિત વિષે દરેક ધોરણને અનુસરી ધોરણવાર જૂદાં જૂદાં પુસ્તકો પ્રકટ કર્યાં છે. જેથી વિષયના પ્રતિપાદનમાં સ્વાભાવિક સરળતા પ્રાપ્ત થાય છે. કિંમત પણ હદને અનુસરી અનુક્રમે રૂ. ૦-૧-૩ તથા રૂ. ૦-૧-૬ છે. જે યોગ્ય હોઈ લેખકના શ્રમના પ્રતિનિવેદન માટે સહાયભૂત થઈ પડે છે.

**સનાતન ધર્મની ગર્જનાઓ (૧-૫)-લેખક રા. પીતાંબર ગોવિંદરામ ભટ્ટ**

પ્રકાશક રા. રા. મણિલાલ મગનલાલ ત્રિવેદી. ખાડીઆ—અમદાવાદ.

આ પાંચ ભેગી ગર્જનામાં "સાસરે જતી પુત્રીને પિતાનો પ્રબોધ" એ સ્ત્રી ઉપયોગી નિબંધ આપવામાં આવ્યો છે. ભાષા સરળ તથા લેખન સદૃષ્ટાંત હોવાથી વાચકને આખું પુસ્તક હોંસભેર વાંચવું. ગમે છે. સનાતન ધર્મના પુસ્તકોનો પ્રસાર કરી વ્યાપી ગએલા અધર્મના વાતાવરણને દૂર કરવાનો પ્રયાસ અતિ પ્રશંસા પાત્ર છે. વળી આ ગર્જનાઓનું વાર્ષિક મૂલ્ય પોસ્ટ સાથે ફક્ત રૂ. ૦-૮-૦ છે, પોસ્ટના ત્રણ આના જતાં પાંચ આનામાં વર્ષે પાંચસો પાનાંનું વાચન નિખાલસ વૃત્તિ હૃદયની ઉચ્ચ લાગણીનું પરિણામ છે, છતાં પણ એમના મંત્રીને ગ્રાહકો માટે શોચ કરવો પડે છે. એ દેશની અધમતા નહિ તો બીજું શું!

**બ્રહ્મનાદઃ—તંત્રી-રા. રા. મણિલાલ મગનલાલ ત્રિવેદી ખાડીઆ, અમદાવાદ.**

શ્રી બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી નથુરામ શર્માના આશ્રયથી આ માસિક પ્રકટ થાય છે જેમાંના લેખો સર્વ પ્રકારના હોઈ શરીર, અને મનની શુદ્ધિ કરનારા તેમજ જીવન ઉચ્ચ માર્ગે દોરનારા, સનાતન ધર્મના રહસ્ય, તેમજ તે કેવી રીતે પળાય એનેમેં ને સંબંધી સવિવેચન લેખો પ્રકટ થાય છે. વર્ષિક લવાજમ રૂ. ૧-૮-૦ છે.

**Code of instruction** 'લેખક રા. રા મોતીલાલ. એમ, મુનસી. બી. એ. એલ. એલ. બી. હાઈ કોર્ટ વકીલ-મુંબઈ.

આ નાના પુસ્તકને ગુજરાતીમાં **હિતવચન** કહીએ તો ખોટું નથી. કારણ એમાં યુવકોને હિત સંબંધી કોઈ પણ હિતવાદીઓ તરફથી કહેવામાં આવતાં વચનોનો સારો સંગ્રહ છે. આ પુસ્તક નીતિના શિક્ષણ માટે આવશ્યક વાચન છે. તેમજ નીતિ સબંધી ના સારા પુસ્તકોની અછતમાં આ પુસ્તક ભાગ લેછે રા. મોતીલાલના બંને પુસ્તકો તેમની ઉચ્ચ કૃતિ છે. અમો તેમને સપ્રેમ ધન્યવાદ આપીએ છીએ.

**સનાતન ધર્મની ગર્જના (૬-૧૦)—લેખક રા. પીતાંબર ગોવિંદરામ ભટ્ટ.**

પ્રકાશક રા રા. મણિલાલ મગનલાલ ત્રિવેદી ખાડીઆ—અમદાવાદ

બીજા વર્ષની ૬ થી ૧૦ ગર્જનાના આ ભેગાં પુસ્તકમાં "બ્રહ્મચર્ય મનનું દોર્બલ્ય" નામનો નિબંધ વાર્તાના રૂપમાં રચ્યો છે. બ્રહ્મચર્યમનનાં દૌર્બલ્યના અનેક કારણો વાર્તાના રૂપમાં લેખકે બતાવ્યાં છે ભાષા તદન સરળ, આડંબર વિનાની હોવાથી વચનમાં રસક્ષતિ. ન થતાં અંત પર્યંત સુગમતા પ્રાપ્ત થાય છે. પૃષ્ઠ સંખ્યા ૧૪૦ ઉપરાંત હોવા છતાં

કિંમત રૂા. ૦-૪-૦ પોસ્ટેજ સાથે છે. પોતાની તથા પોતાના સંબંધીઓની અને દેશની ઉન્નતિ ઇચ્છતા મનુષ્યે આ નિબંધનું એક વાર જરૂર અવલોકન કરવું. એવી અમારી નમ્ર સૂચના છે.

કાંતિકળાઃ—લેખક શ્રીયુત ગાંડાભાઇ મકનજી દેસાઇ. સગરામપુરા, મોટો રસ્તો,—સુરત.

આ નાનકડી નવલકથામાં લેખકે કન્યાવિક્રય, વૃદ્ધવિવાહ, સ્ત્રીઓને કેળવણી ન આપવાથી થતી હાનિ, દુર્વ્યસન વિગેરે બાબતો સરળ ભાષામાં વર્ણવી છે. દરેક પ્રકરણને મથાળે આખા પ્રકરણના સાર રૂપ બેતો આપી છે, જેમાંની ઘણી ખરી બેતો ઘણી સારી છે. કિંમત રૂા. ૦-૧૨-૦ છે　　　　તંત્રી.



# અશક્તાશ્રમની મુલાકાતે નેક નામદાર ગવર્નર સાહેબના દયાળુ બાનુ લેડી વિલિંગડન.

## Marie Willingdon.

February 16th 1915.

I visited this Institution to-day & was much interested in all I saw & wish it a most successful future in its good work.



# અશક્તાશ્રમની પહોંચ.

અશક્તાશ્રમ—ખા૦ બા૦ અરદેશર કોટવાલની વાડી—રામપુરા—સુરત.

મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપૂર્વક સલામ સાથે વિનંતિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝવાળા વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી તે ઓ. સેક્રેટરી ડૉ૦ ડી જે.' એદલમેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે. રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થળાભાવથી લીધી નથી. પરંતુ તેમનો આભાર ઓછો નથી.

તા. ૨૬-૧-૧૫ થી તા. ૧૮-૨-૧૫ સુધી

૨૦-૦-૦ ત્રણ સખીવજુદ જરથોસ્તીઓ તરફથી મુંબઇ.
૧૦-૦-૦ „ „ „ „
૫-૦-૦ મેસર્સ ગીરધરદાસ જેઠાભાઇ. મુળજી જેઠા કાપડ મારકીટ મુંબઇ.
૧-૦-૦ શા. જમનાદાસ વસનજી મનજી „
૧૧-૦-૦ શેઠ રામજી ભગવાન, શેખમેમન સ્ટ્રીટ મુંબઇ.
૨૨-૦-૦ એક પારસી ગ્રહસ્થ સુરત. હાલ મુકામ મુંબઇ.
૮-૦-૦ શેઠ હરીલાલ એન્ડ બાપાલાલ.
૨-૦-૦ બાઇ જરબાઇ, મુંબઇ.
૧-૦-૦ મંચેરજી હોરમસજી દાદી „
૨-૦-૦ શેઠ સાહેબ હોરમસજી જમશેદજી ઉમરસાડી તા. પારડી.
૩-૦-૦ દેસાઇ આણંદરાય ગોપાળજી

વડોદરા રાજ્ય.

૨૫-૦-૦ મરહુમ રા. બહાદુર ગોપાળજી સુરભાઇના પત્‍ની બાઇ પાર્વતી તરફથી અખંડ સૌભાગ્યવંતી બેન ચંદ્રભાગાનાં લગ્નની ખુશાલીમાં.

૧-૦-૦ શા. ઇચ્છારામ પ્રાણજીવનદાસ બારડોલી.

૨-૦-૦ શા છબીલદાસ ગુલાબચંદ હરીપરા

૧૧-૦-૦ બાઇ ધનકોર તે શા. હીરાચંદ માણેકચંદના ધણીઆણી હા. પરસન બાઇ સુરત.

૧૦૦-૦-૦એક પારસી ગ્રહસ્થ તરફથી.

૧-૦-૦ ચોકસી નરોતમદાસ મી જવાહભદાસ

૧-૦-૦ શાહ ઠાકોરદાસ રણછોડદાસ સગરામપરા.

૧-૦-૦ ,, પ્રાણજીવનદાસ કસનદાસ.

૧-૦-૦ ,, ચુનીલાલ હરકીશનદાસ હરીપરા

૬-૦-૦ મહેરબાન એમ. એસ. અડવાણી સાહેબ ડીસ્ટ્રીક્ટ જડજ સાહેબ. માસીક મદદ.

૧૦-૦-૦ ખુદાવંત મેહેરબાન સચીનના નવાબ સાહેબ બહાદુર માસિક મદદ

૨-૦-૦ શેઠ માણેકલાલ ચુનીલાલની કંપની નાણાવટ.

૧-૦-૦ મુંબઇવાળા કડીઆ માધવભાઇ વગતા મુંબઇ કુભારવાડાની ગલ્લી.

૨૦૧-૦-૦એક સખી ગ્રહસ્થ તરફથી.

૫-૦-૦ શાહ છોટાલાલ જેકીશનદાસ મુંબઇ વાળાએ પોતાના સ્વર્ગવાસી ધણીઆણીના પુન્યાર્થે.

૧-૦-૦ શાસ્ત્રી છોટુભાઇ હરીરામ નાણાવટ.

૨-૦-૦ શાહ જેકીશનદાસ ગોપાળદાસ મુંબઇ

૨-૦-૦ એ. એફ. ધેવીલ નૌસારી.

૧-૦-૦ શા. કસ્તુરચંદ ધરમચંદ નવાપરા.

૧૦-૦-૦ એક સખી ગ્રહસ્થ તરફથી જેકીશનદાસ દલપતરામ નવાપરા.

૨-૦-૦ પટેલ વલ્લભભાઇ પરામજી વરાછ

૨-૮-૦ વીજભુખણદાસ આદીતરામના છોકરા લલ્લુના મરણ પાછળ.

૨-૦-૦ શુકલ પ્રાણશંકર પાર્વતીશંકર. ગોપીપરા લલ્લુજી મહારાજના મદીર પાસે હાટકેશ્વર મહાદેવમાં.

૧-૦-૦ શા. હીરાચંદ ચંદુલાલ હનુમાનપોળ,

૫-૦-૦ ડાકટર મુલચંદ દામોદર. મુંબઇ ભુલેશ્વર પાસે બીજે ભોઇવાડો.

૧-૦-૦ બેન દીવાળી તે ઉદેચંદ હેમચંદના. ધણીઆણીના પુન્યાર્થે ગોળના લાડુ ને લીલવાના જમણ સાથે પરચુરણ ખરચનો,

૦-૧૨-૦શાહ સ્વરૂપચંદ રંગીલદાસની પાછળ દુધપાકપુરીના જમણ સાથે તેમના મા બાઇ ઇચ્છાએ પરચુરણ ખર્ચના આપ્યા તે.

૩-૦-૦ શા. ઇશ્વરદાસ દામોદરદાસ મુનીમ નાણાવટ,

૨-૦-૦ શેઠ માણેકલાલ ભોગીલાલ. ખખ્ખર બીલ્ડીંગ ગીરગામ મુંબઇ.

૧-૦-૦ શાહ કસનદાસ નારણદાસ બાલાજીરોડ

૫-૦-૦ ,, હીરાલાલ મોતીલાલના પુન્યાર્થે નાણાવટ હરમાન પોળ.

૫-૦-૦ ,, ઠાકોરદાસ જેકીશનદાસ મુંબઇ

૨-૮-૦ ,, કડોરની કોર્ટમાં પક્ષકારો વચ્ચે સમાધાની થવાથી વકીલ સાહેબ ભીમભાઇ હીમતરામે મોકલ્યા તે.

૨-૦-૦ અમજઅલી એલાઇબક્ષ. સૈયદપરા,

૨૫-૦-૦ એક ઝવેરી ગ્રહસ્થ તરફથી હા. છગનલાલ તુલજારામ પંડયા,

૭-૦-૦ મીસીસ ડી. એમ, કરાકા,

૫-૦-૦ એક સખી ગ્રહસ્થ તરફથી હા. વીજભુખણદાસ ત્રીકમદાસ વકીલ હરીપરા.

૧-૦-૦ બેન શિવગવરી ગજ્જર, વનીતા વીશ્રામ સુરત.
૧-૦-૦ ખાન્ગવરીબેન. દોલતરાય મુનસફ
૦-૦-૦ સૌ. બેન લક્ષ્મીબાઈ સર જગમોહનદાસ ઘેરજીવનદાસ વારડનરોડ મુંબઇ
૧-૦-૦ શાહ નેટવરલાલ વીજભુખણદાસ ચોકબજાર.
૨૫-૦-૦ બાઇ મણીગવરી નગીનદાસ કાજી પોતાના પુત્ર ભાઇ કૃષ્ણલાલનાં લગ્ન પ્રસંગે.
૧-૦-૦ રા. સેવકરામ અંબારામ ઠક્કર સથા ડીઆવડ અશ્વનીકુમારના ગરબામાં
૧-૦-૦ જેઠાભાઇ કાશીદાસ કણબી.
૧-૦-૦ શીરીબાઇ તે પરસોતમ નાનજીની મા સમરામપરા.
૧-૮-૦ શાહ. મગનભાઇ લલ્લુભાઈ મારવાડી નવાપરા ગલ્લામાં.
૧-૦-૦ એક સખી ગ્રહસ્થ તરફથી. વાયડા શેરી. અનાજ સારૂ
૨-૦-૦ શાહ જગજીવનદાસ પરસોતમદાસ એમના ચીરંજીવી ભાઇ મગનલાલની ધણીઆણી મોતીના મરણ પાછળ
૫૦૦-૦-૦ હરીપરાના પ્લેગવાર્ડમાંથી યથવા ઉઘરાણામાંથી ફાજલ પડેલી રકમ માંથી ટ્રસ્ટીઓએ આ આશ્રમમાં રૂ ૯૦૦) આપવા કહેલા તેમાંના બાકી રહેલા તે દા શા. શેઠ પ્રાણજીવનદાસ દુલભદાસ દલાલ.
૬-૨-૦ મેહરબાન હરીપ્રસાદ વીષ્ણુપ્રસાદ ભરૂચના દેશાઇ. હાલ મુકામ સુરત સ્ટોરની શેરી પકવાનના જમણ સાથે.
૫-૦-૦ શેઠ જીવણદાસ નારણદાસ પોરેચાએ પોતાના વડીલ બંધુ કાનજી નારણદાસના મરણ પાછળ મનોરદાસ સ્ટ્રીટ. નં. ૨૧-૨૩ મુબઇ
૧-૦-૦ જોશી દલપતરામ તુળજારામ. શેતાનકુંભીઆ બેન મનુના પુન્યાર્થે
૧-૦-૦ શેઠ ગોપાળદાસ હીરાચંદ સૈયદપુરા
૧-૦-૦ શેઠ હીરાચંદ લાલચંદ. શગરામપુરા ખાંગડશેરી અશ્વનીકુમારના ગરબામાં
૧-૦-૦ બાઇ બેનકોર પરશુ કુબેર. રામપરા
૫૫-૨-૨ પરચુરણ રૂપીઆ એકની અંદર.

૧૧૬૩-૦-૨ એકંદર કુલ

નેક નામદાર મેહેરબાન ગવરનર સાહેબના દયાળુ બાનુ લેડી વિલીંગડન તરફથી મીઠાઇ રૂા. ૨૦)ની.

મથુરાદાસ ગુલાબદાસ ગલેમંડી મોટીશેરી બરફી રૂ: ૧)ની.

શાહ ઠાકોરદાસ નરોતમદાસ તરફથી એક ટોપલા શીરોપુરી.

ગોકુળી નરોતમદાસ ખીજવલભદાસ તરફથી કણીના લાડુનું જમણ.

જેઠીશનદાસ કલ્યાણભાઈ ગજ્જર તરફથી ચણાનો મગજ ને દુધપાકનું જમણ.

શાહ ઠાકોરદાસ નરોતમ શીરો ,શીરો ને પુરી તૈયાર મોકલ્યા.

શેઠ બારજી જીવણજી ડીપુટી સાહેબે દુધપાક જમાડયો.

બાઇ ગેરુ બાઇ ભાગાતળાવવાળાએ આશ્રમના માણસોને ફરાળ વહેંચી.

શેઠ ગગનદાસ વરજદાસ નણાવટ દુધ શેર ૧।

શેઠ જેઠીલનદાસ કુબેર સોયવાળાનીશેરી શેવ મમરા શેર ૧૫.

શેઠ મોતી રાઘવજી તરફથી માવાની ઘારી ૩૭.

શેઠ જેઠાભાઇ કાશીદાસ ઘઉં શેર ૧૫, દાળશેર ૭, ચોખાશેર ૧૦ સૈયદપુરા.

શાહ લક્ષ્મીદાસ માણેકલાલ તુવેરનીદાળ શેર ૩૦।।

એ. એમ. મહેતાની કંપની, મારબલના વહેપારી-મંદીરમાં જડવા પથ્થર રૂા. ૭)ના.

એક ગ્રહસ્થ તરફથી ધોતીઆં ત્રણ, પંચીઉ ૧

ખરાદીપોરી ભાગળના કાપડના વહેપારીઓ તરફથી ટોપીઓ ૨૫.

# કામિની અને કાંચન.

લખનાર,

છગનલાલ નારાયણભાઈ મેત્રી.

" નંદનવનનો નાશ, ગૃહલક્ષ્મી, ઈન્દુકુમારી, રંકનું રત્ન" ઇ. ના કર્તા.

શ્રીમદ્ રામકૃષ્ણ પરમહંસના તત્વપૂર્ણ ઉપદેશોને આધારે લખાએલી બોધદાયક સાંસારિક નવલકથા. જેમાં કામિની અને કાંચનનો લોભ, હાલની અર્ધદગ્ધ કેળવણી, અને ધર્મ નીતિપર અસરકારક રીતે વિવેચન કરવામાં આવ્યું છે. આ નવલકથાની વસ્તુ સંકલના એટલી બધી બોધક અને મનોરંજક છે કે તેને એકવાર વાંચવા લીધા પછી પૂરી કર્યા વિના નીચે મૂકવી ગમતી નથી. વર્તમાન પત્રોએ તેમજ વિદ્વાનોએ એને માટે ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે એટલુંજ નહિ પણ એનું અન્ય ભાષામાં ભાષાન્તર કરવાને માટે તે તે ભાષાના વિદ્વાનોએ એના કર્તા પાસેથી પરવાનગી માગી છે, એજ એના ઉત્તમપણાની સાબિતી છે. મૂલ્ય કલોથ બાઈન્ડીંગ રૂ. ૧॥ પેપર કવર રૂ. ૧) ટપાલ ખર્ચ જુદું.

મુંબાઈ, અમદાવાદ, વડોદરા વિગેરે શહેરોના જાણીતા બુકસેલરો પાસેથી તથા સુરતમાં આ પુસ્તક નીચેના ઠેકાણેથી મળી શકશે.

દલપતરામ ઠાકોરરામ ભટ્ટ.

તંત્રી "સત્સંગ"

મેતાનફળીઆ—સુરત.

---

## એક ચેતવણી.

જીંદગીનું ખરૂં સુખ તે આંખ છે. આંખ વગરનો અવતાર નકામો છે. જો તમે આંખના કોઇ પણ દરદોથી પીડાતા હોય બીજી દવાઓ કરી નીરાશ થયા હોય તો ફકત એક વખત હમારો વિશ્વવિખ્યાત શુદ્ધ મોતીનો સુરમો વાપરો. આ સુરમો થોડા વખતમાં આંખના તમામ દરદોનો જડમૂળથી નાશ કરી આંખની ગયેલી રોશની પાછી લાવેછે. વળી આ સુરમો વાપરનારને ચશ્માની જરૂર રહેતી નથી. અમારા ઉત્તમ સુરમાએ સેંકડો દરદીઓને આંખના ભયંકર રોગમાંથી મુક્ત કર્યાછે. અમારા સુરમાના ઉંચા ગુણોને લીધે તે દરેક કુટુંબમાં ખાસ વપરાય છે. એક વખત વાપરી ખાત્રી કરો. તોલા ૧ના રૂ. ૪) ચાર.

વોરા ઇસાજી મુસાજી સુરમાવાળા.

જામનગર—કાઠીઆવાડ.

"દુર્વ્યસન નિષેધક, જીવદયા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ" સુરત,
દર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રકટ થતું પાક્ષિક પત્ર.

# સુદર્શન

વર્ષ ૬ ઠું) ફાલ્ગુન-અમાવાસ્યા વિક્રમ સં. ૧૯૭૧. (અંક ૧૬ મો.

*Abstinence* *Mercy* *Morality*

मातर:सर्वभूताना गाव.सर्वसुखावहा. ।



श्लोक.

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.
सेतान फळीआ–सुरत.

તા. ૧૫ માર્ચ સને ૧૯૧૫ ને સોમવાર.

વાર્ષિક લવાજમ અગાઉથી રૂ ૧), આશ્રયો ઇચ્છાનુસાર પોસ્ટેજ જુદુ

## सत्संग—विषयावलि.




જલદી કરો — પાછળથી પસ્તાશો.

તુરતજ નામ નોંધાવો.

### બે ગીનીનું રોકડું ઇનામ.

સાહિત્યના શોખ સાથે નશીબ અજમાવવાની ઉમદા તક

# વિવેચક.

માસિકપત્રમાં દરેક પ્રકારના ઉત્તમલેખો, કાવ્યો, ચાતુ તથા ટુકી વાર્તાઓ વગેરે આવે છે દરવર્ષે બેપુસ્તક મફત મળે છે કદ રોયલ આઠ પેજી ૩૨ પૃષ્ટ વાર્ષિક લવાજમ રૂ ૧-૧૦-૦ હિંદ બહાર રૂ ૧-૧૪-૦ તુરતજ ગ્રાહક થઇ નામ નોધવો બે માસની પંદરમી તારીખ સુધીમા થનાર ૧૦૦ નવીન ગ્રાહકો વચ્ચે બેગીનીનુ રોકડુ ઇનામ આપવાનુ છે તે દરેકના નામની ચીઠીઓ વળી તેમાંથી એક ચીઠ્ઠી ઉપાડવામાં આવશે અને તેમાં જેનુ નામ નીકળશે તેને એ ઇનામ તેના ખરચે મોકલવામાં આવશે, અને તે નામ વિવેચકમાં પ્રગટ થશે જુના ગ્રાહકોએ એક નવીન ગ્રાહક કરી મોકલવાથી તેઓના નામ ઇનામની હરીફાઇમાં પ્રગટ કરવામા આવશે વધારે ઓછા ગ્રાહક થશે તો તે પ્રમાણે ઇનામમાં પણ વધઘટ કરવામા આવશે વિવેચકમા જાહેરખબર આપનાર વેપારીઓને સારો લાભ થાય છે તેથી એમાં જાહેરખબર આપવી લાભદાયક છે ભાવ સરતા પુસ્તિકા-નમુનાના અંક માટે બે આનાની ટીકીટ બીડવી ગ્રાહકોને અર્ધી કિંમતે ઉત્તમ પુસ્તકો મળે છે જલદી લખો

વ્યવસ્થાપક 'વિવેચક'

ન ૧૧ લાઇરેસ, નાંદોદ થઇને

अहिंसा परमो धर्मः ।                आत्मवत् सर्वभूतेषु

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




(વસન્તતિલકાવૃત્ત)

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરુથી સમૃદ્ધ,
કિન્તુ જગે, પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सतां किमु न मंगलमातनोति ।

વર્ષ ૬ઠું ]      ફાલ્ગુન અમાવાસ્યા વિક્રમ સં. ૧૯૭૨.      [અંક ૧૬ મો.

## વસન્તોત્સવ.

મુક્તા મંડિત મુકુટ રક્તરંજિત ઉષા દેવી સાજે,
    કુસુમ શરાસન વસન્તરાજન આગમન થાય આજે.
શાન્ત સરિતસર, કોમળ કળિઓ શીત તુષારવિહાય ખીલી.
    શુષ્ક ઉપલમય શૃંગ શૈલપર કુસુમિત લતા ફાલી ફુલી.
શુક કપોત કોકિલ કલરવ કરી પ્રેમ સંગીત સુણાવે છે,
    કળિ કળિએ મધુપાન ગાન મંજુલ કરી અલિ મ્હલાવે છે.
અવગુંઠિતા કુસુમ કલિકા પ્રિય મધુપ પ્રેમ રસ રાગવતી,
    લલિત નૃત્ય કરી મધુર મધુમય પરાગ વિતરણ કરતી.
પુરકન્યા સમ બાલ લતા નવ પુષ્પ વૃષ્ટિ જ્યાં ત્યાં કરતી,
    મારૂત મલય સુખદ નિર્ઝરણી ધીર મન્દ ગતિથી વહતી.
જળસ્થળ ભૂપ વસન્ત વિભૂતિ સુખ આનંદ સહુ દિશ છાયો,
    ધૂળ કાદવ પદત્રાણ ભગનો નીચ વિનોદ મન ભાવ્યો.

ઇન્દ્ર આર્યના ભૂલી અશ્લીલ શબ્દ અરે ઉચ્ચરે,
માતાસમ પરનારી પ્રતિ તજી ધર્મ દૃષ્ટિ નીચ કરે.
છોડી માન મર્યાદા અધપિ બુદ્ધિ ભ્રષ્ટ હા, હાય ! થયા;
વેદ શાસ્ત્રના મહદુપદેશો સર્વે આજ હા વિફલ કર્યા.
પશુ પક્ષી જડ વિપિન લતા તરૂ શૈલ શિખર પણ રમ્ય બન્યાં,
બુદ્ધિમંત છતાં પણ વિધિવશ હાય આજ સહુ ભ્રષ્ટ બન્યા.
શું ના આવે લજ્જા જોઇ ? ગ્લાનિ શું ઉર ન છવાતી !
સભ્ય પ્રજા ઉપહાસ કરે સહુ ! શું જોઈ ફાટે ન છાતી !
બહુજ કર્યું ! હવે છાંડી કુરીતિ સુરીતિ ગ્રહણ કરો,
શુભ વસન્તમાં માતા ભારતમુખ ઉજ્જવલ આજ કરો,

"શારદા-વિહાર"
સુરત. } છોટુભાઈ કાળીદાસ દેસાઈ

---

## અમારી અભેદ ભાવના.

કરી મહોબ્બત અભેદે સહુ અંગે ઉસ્તાદ કરનારા !
અમારા ઇશ્કના વહ્‌લે થય મસ્તાન ફરનારા !
તજી પરવા ઝમાનાની, અને અલ્ગાર ગમગીની,
વળી દીલદાગ બે ચેની; અભેદે સહુ વિચરનારા !
ઇરાદો ઇશ્કનો રાખી- જિયાફત ઇશ્કની ચાખી;
પછી પેલી દબલબાજી અમે સહુ કત્લ કરનારા !
ઝખમ કાતિલ જિગરના કંઈ; મઝેદારી લુંટે છે અહિં,
ઘશી મરહમ પ્રણયનો તહીં અમે અફસોસ હણનારા !
અગમ અદ્વૈતના મજહબ સનમ દિલની વળી મત્લબ,
શીખી; આ મદ્રસામાંહી પ્રણયનો પાઠ ભણનારા !
બની આશિક કીધી યારી; સમન મુર્શિદ શિરે ધારી,
લફ્જ અહ્‌લહક ઉચ્ચારી; નિજાનંદે વિચરનારા !

ભારતી મંદિર
બગાજા તા. ધંધુકા. }
ધીરજ.





# ભણેલો મૂર્ખ.

અમે અગાઉ "મૂર્ખ દર્પણ" શિર્ષક નીચે મૂર્ખના કેટલાક લક્ષણ વર્ણવ્યા હતાં, જો તે લક્ષમાં લેવાય, તો નિશ્ચયપૂર્વક ધારૂં છું કે મૂર્ખ પણ ચતુર થઇ શકે. હવે અત્રે નીચે ચતુર હોવા છતાં પણ મૂર્ખ હોય એવા કેટલાક લક્ષણો આપું છું. આવા મૂર્ખને ભણેલા મૂર્ખ કહેવામાં આવે છે. જે બહુશ્રુત તથા બુદ્ધિમાન હોઇ સ્પષ્ટ અજ્ઞાન બતાવે છે, અને બીજી તરફ તે દુરાશા અને અભિમાન રાખે છે, તે એક ભણેલો મૂર્ખ છે. મુગ્ધાવસ્થાની ક્રિયાનું પ્રતિપાદન કરતાં જે સદ્ગુણ ભક્તિને મેટવા ઇચ્છે છે, અને સ્વધર્મ તથા સાધનોની નિન્દા કરે છે, તે એક ભણેલો મૂર્ખ છે. પોતાની વિદ્વત્તાથી જે સહુને દોષ દે છે, અને સર્વના છિદ્ર શોધે છે, તે એક પ્રકારનો મૂર્ખ છે, શિષ્યથી કોઇ ગુન્હો થઇ જાય અને તે સંકટમાં આવી પડે, ત્યારે જે પુરૂષ દુર્વચન કહીને એનું મન વધારે દુભવે છે તે એક ભણેલો મૂર્ખ છે. જે રજોગુણી છે, તમોગુણી છે, કપટી છે, અને અંતઃકરણનો કુટિલ છે, તથા જે વૈભવ જોઇ પ્રશંસા કરે છે, તે એક ભણેલો મૂર્ખ છે. સંપૂર્ણ ગ્રંથ જોયા વિના જે વ્યર્થ દૂષણ લગાડે છે અને ગુણોને પણ અવગુણની દૃષ્ટિથી જુએ છે, તે એક ભણેલો મૂર્ખ છે. સર્વ લક્ષણોને સાંભળી જેને ખરાબ લાગે છે, અહોરાત્રી જે ખટપટમાં મચ્યો રહે, અને જે નીતિ ન્યાયના વર્તનમાં ઉદ્ધત થાય, તે એક ભણેલો મૂર્ખ છે. જે પોતાના જ્ઞાનના અભિમાનથી હદ કરે છે, પોતાનો ક્રોધ જે રોકી શકે નહિ, અને જેની ક્રિયા અને શબ્દમાં જુદાઇ છે (અર્થાત્ કહેવું કંઇ અને કરવું કંઇ) તે એક ભણેલો મૂર્ખ છે. અધિકાર વિના વક્તા બની જે વક્તૃતા દેવા પરિશ્રમ કરે છે, અને જે કઠોર વચન બોલે છે, તે એક ભણેલો મૂર્ખ છે. જે શ્રોતાના પોતાના બહુશ્રુતપણાના અને વાચાળતાના ગુણથી વક્તામાં હીનતા બતાવે, તે એક ભણેલો મૂર્ખ છે. બીજાના દોષ બતાવે છે, પણ જે જાણતો નથી કે એ દોષ મારા પોતામાં પણ છે, તે એક ભણેલો મૂર્ખ છે. અભ્યાસ કરી સર્વ વિદ્યાઓ શીખી લીધી હોય, પરંતુ તે તેનો લાભ અન્યને આપી લોકને સંતુષ્ટ કરે નહિ, તેને ભણેલો છતાં મુરખો જાણવો. જેવી રીતે હાથી સ્પર્શ સુખને લીધે જાળમાં ફસે છે, અને પુષ્પરસના લોભથી ભમરો જેમ ફોગટ ફસી જાય છે, તેવી રીતે જાણી બુઝીને જે પ્રપંચમાં ઝંપલાવે તે એક ભણેલો મૂર્ખ છે. જે સ્ત્રીઓનો સ્નેહી બને છે, તેની સાથે અધ્યાત્મનિરૂપણ અને બ્રહ્મજ્ઞાનની વાતો કરે છે, અને જે નિન્દનીય વસ્તુનો અંગીકાર કરે છે, તે એક ભણેલો મૂર્ખ છે. (અસમાપ્ત)

"શારદા-વિહાર" સુરત } છોટુભાઈ દાજીભાઈ દેસાઈ.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

લેખકઃ—રા. રા. ભગવાન શિવશંકર ભટ્ટ—મિશન હાઇસ્કૂલ સુરત.

અધ્યાય ૧૦મો.

વળી ફરીને પણ સુણ મ્હારૂં પરમ શ્રેયજ વચન તે;
પ્રીતિવાન એવાં તને પાર્થ હું તુજહિતાર્થ કહીશ જે. ૧
ઇન્દ્રાદિ દેવો મહર્ષિ હું પ્રભાવને નથી જાણતા;
કાંકે હું દેવ મહર્ષિનોહું આદિ કારણ સર્વથા. ૨
જે સર્વ લોક મહેશ મુજને, અજ, અનાદિ જાણતા;
તે મનુષ્યે ગતમોહ થૈ, સહુ પાપથી મુકતજ થતા. ૩
બુદ્ધિ, જ્ઞાનજ, અસંમોહને, ક્ષમા, સત્યજ, દમ, શમ;
સુખ દુઃખને ભવ ભાવ વળી, તેમજ જુઓ ભયને અભય. ૪
વળી અહિંસા, સમતાજ તુષ્ટિ, દાન, તપ, યશ, અયશ જે;
નાના વિધિએ ભૂત કાર્યો, હુ થીજ ઉત્પન થાય તે. ૫
પૂર્વે થયા સંકલ્પ માત્રે સપ્તઋષિ મનુ ચાર જે;
જેની પ્રજા આ બ્રાહ્મણાદિ ઊપજી હુંથીજ તે. ૬
જે મમ વિભૂતિ યોગ આ તે યથાર્થ જાણે સહી;
તે અચલ યોગે એહમાં જોડાય તેમાં શક નહિ. ૭
હું સર્વનું ઉત્પત્તિ કારણ, પ્રવર્તે સહુ હું વડે;
એ રીત જાણી બુદ્ધિમત તે પ્રેમથીજ મને ભજે. ૮
મહારે વિષે મન પ્રાણ જેનાં, બોધતા હું પરસ્પરે;
વળી મને કથતા ભકત તે સંતોષને આનંદ લહે. ૯
મમ ચિત્તિને પ્રીતિથી ભજતા મુજને તે ભકતને;
તે બુદ્ધિયોગ હું કરૂં ઉત્પન જેવડે પામે મને. ૧૦
વળી ચિદાભાસેયુકત વૃતિજ્ઞાનરૂપ દીપકથકું;
આત્મસ્થ હું અનુગ્રહાર્થે અજ્ઞાનતમ તેનું હણું. ૧૧
કહે પાર્થ છો પરબ્રહ્મ, પરમ પવિત્ર, ને પરધામ તે,
યમ-દિવ્ય, શાશ્વત પુરૂષ, આદિદેવ, અજ, વિભુરૂપ જે— ૧૨
સહુ ઋષિઓ દેવર્ષિ નારદ, અસિત, દેવલ, વ્યાસ તે;
મુજપ્રતિ કહેતા આપને,—એમજ કહો વળી આપ જે. ૧૩

કહો મુજમતિ હે કૃષ્ણ જે જે વચન માનું સત્ય તે;
કારણ-ન જાણે દેવ દાનવ આપ વ્યક્તિપ્રભાવને. ૧૪

હે ભૂતભાવન પુરૂષ ઉત્તમ દેવદેવ જગત્પતે;
જાણોજ પોતે તમે આત્મસ્વરૂપ નિજ આત્મા વડે. ૧૫

છે દિવ્ય જે વિભૂતિ વડે આ લોકને વ્યાપી રહો;
માટેજ કહેવા વિભૂતિ તે સર્વ આપજ યોગ્ય છો. ૧૬

હે યોગી જાણું આપને શીરીત ચિન્તવતો સદા;
હે પ્રભુ ચિન્તન યોગ્ય મારે છે. કઈ કઈ વસ્તુમાં. ૧૭

ફરી આત્મયોગ વિભૂતિએ વિસ્તારથી પ્રભુ કહો મને;
કાં, વચન અમૃત શૃણતા એ, પામતો નથી તૃપ્તિને. ૧૮

હે પાર્થ, હું હમણાજ મારી વિભૂતિઓ દિવ્યજ અતિ;
પ્રાધાન્યથી કહું તને જે વિસ્તારનો પારજ નથી. ૧૯

સહુ પ્રાણીઓના હૃદય સ્થિત છું પાર્થ આત્મારૂપ હું;
સહુ ભૂતની ઉત્પત્તિને સ્થિત અન્ત તે પણ હુ જછું. ૨૦
આદિત્યમાં હું વિષ્ણુ-આદિત જ્યોતિમાં કીરણરવિ;
મરૂતો વિષે મરીચિ મરૂત નક્ષત્રમાં હું છું શશી. ૨૧
વેદો વિષે હું સામવેદજ, દેવમાં હું ઇન્દ્ર છું.
ઇન્દ્રિયમાં હું મન તથા ચેતના ભૂત વિષેજ હું ૨૨

રૂદ્રો વિષે શંકર, અને હું યક્ષમાહિ કુબેર છું;
વસુઓ વિષે પાવક, અને ગિરિઓ વિષે મેરૂજ હું ૨૩

હે પાર્થ મુજને પુરોહિતમાં જાણ શ્રેષ્ઠ બૃહસ્પતિ;
સેનાપતિમાં સ્કન્દ હું, સરમધ્ય સાગર સર્વથી. ૨૪
વળી મહાર્ષિમાં ભૃગુ, ગિરા-મધ્ય ૐ એકાક્ષર,
યજ્ઞોવિષે જપયજ્ઞ હું, સ્થાવર વિષે હિમાલય. ૨૫
અસ્વત્થ સહુ વૃક્ષો વિષે, દેવર્ષિમાં નારદ ઋવિ;
વળી ચિત્રરથ ગાન્ધર્વમાં, સિદ્ધો વિષે કપિલજ મુનિ; ૨૬
અશ્વો વિષે અમૃતોદ્ભવ-ઉચ્ચૈશ્રવા હું જાણજે;
હું જાણ ઐરાવત ગજેન્દ્રે નરાધિપ પુરૂષો વિષે ૨૭
વળી આયુધોમાં વજ્ર કામદુઘાજ હું છું ધેનુમાં
કામો વિષે કન્દર્પ-પ્રજન હું વાસુકી છું સર્પમાં. ૨૮

નાગો વિષે હું અનન્ત, જળચરં વિષે હુંજ વરૂણ છું;
પિતરો વિષે હું આર્યમા, સંયમીઓમાં યમ જ હું. ૨૯
દૈત્યો વિષે પ્રહ્‌લાદને વળી સંખ્યકોમાં કાલ હું,
પશુઓ વિષે હું સિંહ સહુ પક્ષી વિષે હું ગરૂડ છું ૩૦
હું વેગીઓમાં વાયુ છું, વળી રામ શસ્ત્રધરો વિષે;
મત્સ્યો વિષે છું મગર હું, છું જાહ્નવી નદીઓ વિષે; ૩૧
ઉત્પત્તિવાળાં કાર્યમાં ઉત્પત્તિ-સ્થિતિને લયજ હું;
વિદ્યા વિષે અધ્યાત્મ વિદ્યા વિવાદોમાં વાદ છું ૩૨
અક્ષરોમાંહિ આકાર સામાસિકોમાંહિ દ્વંદ્વ હું;
હું કાલ અક્ષય, કર્મ ફલપ્રદ વિષે અન્તર્યામી છું. ૩૩
સંહારકર્તા વિષે મૃત્યુ, ભાવિમાં ઉત્કર્ષતા;
નારીઓમાંકીર્તિ, શ્રી, વાક્, સ્મૃતિ, મેધા, ધૃતિ, ક્ષમા, ૩૪
સામો વિષે છું બૃહત્સામ હું, છન્દમાં ગાયત્રી છું,
માસો વિષે હું માર્ગશિર્ષજ ઋતુમાંહિ વસન્ત હું. ૩૫
છલ પુરૂષોમાં દ્યુત હું, તેજસ્વીઓમાં તેજ છું;
વ્યવસાયીઓમાં જય, અને સાત્ત્વિકજનોમાં સત્ત્વ હુ ૩૬
વળી યાદવોમાં વાસુદેવજ, ધનંજય પાણ્ડવ વિષે;
છું મુનિઓમાં વ્યાસ હું કવિ શુક્ર હુ કવિમાંહિ જે. ૩૭
હું દણ્ડ શિક્ષાકારીઓમાં, જીતેચ્છુમાં નીતિ હું.
છું મૌન્ય ગુહ્યાર્થો વિષે વળી જ્ઞાનીઓમાં જ્ઞાન છું. ૩૮
વળી પાર્થ સર્વે ભુતનું બીજરૂપ ચેતન હુંજ .છું;
ચર અચર વસ્તુ જેહ તે તે હોઈ શકે નહિ વિના હું. ૩૯
હે પરંતપ મમદિવ્ય વિભુતિ–તે તણો અન્તજ નહિ;
આ વિભૂતિનો વિસ્તાર કહેલો એક દેશી છે સહી. ૪૦
ઐશ્વર્યને શ્રીમાન વળી બલવાન જે જે પ્રાણી છે,
તે તે હું વિભુતિ અંશથી ઉત્પન થએલું જાણજે ૪૧
વળી પાર્થ આ સહુ જાણવાથી કહે હોય તનેજ શું?
આ એકદેશે જગત્ સર્વે ધારી સ્થિત રહ્યોજ હું. ૪૨

અધ્યાય ૧૦ મો સમાપ્ત.

## દારૂ ભવિષ્યના સંતાનને ભારે સંકટમાં નાખે છે,

એમ. મોરેલ નામના એક પ્રખ્યાત લેખકે એક કુટુંબની ચાર પેઢીઓ વિષે નીચે પ્રમાણે લખ્યું છેઃ—

૧ લી પેઢી.—બાપ દરરોજ દારૂ પીતો હતો. પીધામાં કાંઈ તકરાર થઈ, તેમાં તે મરી ગયો.

૨ જી પેઢી.—છોકરાને બાપની ટેવ વારસામાં આવી, આથી તે ગાંડો થઈ ગયો. દારૂના કારણથી તેને પક્ષઘાત થયો અને તેથી મરણ નીપજ્યું હતું.

૩ જી પેઢી.—છોકરાનો છોકરો પાકો ચુસ્ત દારૂથી દૂર રહેનાર હતો, પણ તેનું મગજ ઘણું નબળું હતું અને તે હાઇપોકોન્દ્રીઆ નામના ભયંકર રોગથી પીડાતો હતો. આ કારણથી તે દિલગીર રહેતો અને મને કોઈ મારશે એવી બીકથી બીહી બીહીને મરણ પામ્યો, એને મનુષ્યઘાત કરવાની સહેજ વૃત્તિ થતી હતી.

૪ થી પેઢી.—ચોથી પ્રજામાં અક્કલ છેકજ ઓછી હતી. સોળ વર્ષની વયમાં—ગાંડાપણાએ દેખાવ દીધો અને તેથી અક્કલ તદન ગઈ.

દારૂનો શાપ પેઢી દર પેઢી ઉતરે છે અને વચ્ચે કદાચ જો કોઈ પેઢી દારૂ વગર તદન ચોકખી રહે, તો પણ ડંખતા પાશ એ પછીની પેઢીને લાગ્યા વગર રહેતા નથી.

તંત્રી.

---

## દારૂથી દૂર રહો!

દેશ દેશ અને ગામે ગામ, ગલીએ ગલીએ અને ખુણાએ ખુણાએ, દારૂથી દૂર રહો! દારૂથી દૂર રહો! એમ આકાશ સાથે વાતો કરતી અદાલતો, ધા. અને રોગ માત્રથી થતા વિકારોથી ઉભરાતી ઇસ્પીતાલો, અને વર્ષો વર્ષ વધારે વિશાળ કરવી પડતી જેલો અને ગાંડાનાં ગૃહોમાંથી હર પળે ઉભો થતો ધાડ, રણસિંગડાથી પણ વધારે કાન ભેદી નાખે એવો તીણો અને બે સુરો અવાજ—દારૂથી દૂર રહો. દારૂથી દૂર રહો—જે હરહમેશ સંભળાયા કરે છે, તે પર સહેજ લક્ષ આપો; સ્મશાનમાં સળગી પોતના બળીદાનથી પોકાર કરી સ્ત્રી પુરૂષ અને બચ્ચાંઓની હજારો લાશો, અને જીવતાં મુએલાં જેવાં ફરતાં, સુકાં, માઇ ડીંગલાં, મરવાની આળશી જીવતા કરોડો કરોડો કંગાળ માણસો, સીનેમેટોગ્રાફ કરતાં પણ સજ્જડ અસર કરે એવાં પોતાના દારૂના પરિણામ રૂપ પડોથી, 'હે ભાઇઓ! દારૂથી દૂર રહો! દારૂથી દૂર રહો" એમ જાણે પોકાર કરતાં આપણી નજર આગળ જાગતા અને ઉંઘતા ખડા થાય છે, તે તરફ જરા દૃષ્ટિ કરો અને સમજો કે—દારૂથી જોર આવતું નથી, પણ જોર જાય છે. દારૂથી ટાઢ ઉડતી નથી, પણ ટાઢ વાય છે. દારૂથી ભૂખ લાગતી નથી પણ ભૂખ મરી જાય છે. દારૂથી મગજ તર થતું નથી પણ ખાલી થાય છે.

દારૂ, રોગનો ભોગ નથી પણ દારૂ રોગનો દોસ્ત—રોગનું મૂળ છે. દારૂ, દેખીતો સારો, સુંદર, સોહામણો અને સુંવાળો પણ તદન ઉગ્રો, પાછા ફરી ન શકાય તેવો, ધનને ખોઈ મુકનારો સુખને સદાકાળને માટે સુવાડી દેનારો, દુઃખ માત્રનાં દૂર ઉનાડનારો, આરવર્ષ રૂપી સંસારમાંથી છેક નીચે ધગધગતા અંગારાથી ભરેલ નરકમાં ધકેલી મુકનારો અવ્યદદ ઉંડો ધરો છે.

તંત્રી.

## તાડી પીવાથી થતાં માઠાં પરિણામો.

જો તમે થોડીવાર તાડીના પીઠાની પાસે ઉભા રહી જોશો તો માલમ પડશે કે, જેમ દારૂબાજોની ફજેતી થાય છે, એજ રીતે તાડી પીનારાઓની પણ થાય છે. તાડીના કેફમાં બેહોશી તથા પાણી ગુણ સમાયલા છે. તાડી પીનારનું શરીર કમજોર થઇ સાંધાઓમાં કળતર થાય થાય છે. મગજમાં કેફની ધુન આવવાથી આંખો ફાટી રહી લાલ થાય છે, તથા નાલાયક વાતો બકે છે. એક બીજાની સાથે મારામારી કરે છે તથા તે પીવાથી પૈસાનો નાશ થઇ દરિદ્રતા આવે છે, ને વખતસર પૈસા ન હોય તો ચોરી કરે છે.

તંત્રી.

## +હમારી દિવ્ય *ધાત્રી !

દુનિયા તણા દાતારમાં દાતાર ઉત્તમ ગાવડી !
નિઃસ્વાર્થ પ્રેમે અર્પનારી પય બિચારી ગાવડી !
તુજ નામને તુજ કામથી દર્શન થકી શે થાય છે !
અળગા સહુ સંતાપને તે દિન સુખમાં જાય છે ! ૧
ભુમાતના અવતારનો આનંદ જ્યાં ઉડી ગયો !
તે સાથ આ સંસારનો શો સમય સુખનો વહી ગયો !
તે કામધેનુ વસિષ્ઠની સ્વર્ગે સહુ લેતી ગઈ !
તારૂં અને સંસારનું સૌ તેજ સાથે લઇ ગઇ ! ૨
બળહીન બનીતું બાપડી બળવાન સૌ બળહીન થયા !
ત્યાં કોણ કોને રક્ષશે સંતાપવાળા સૌ થયા !
સંતાપ સૌ વળગ્યા અહીં ભારત તનુજો તે નકી !
તેનાં ખરાં મૂળ શોધવની (શું) ભારતીની છે વકી ! ૩
ફળદ્રુપ આ ભુમિ અહીં સૌ પાક બહોળો જે થતો !
(વળી) ખેડુત રાણા રાયને ઉદ્ધાર જોથી થઈ જતો !

* માતા. + હિન્દી ઉપરથી અનુવાદ

"આલમ તણા આધારમાં આધાર એકજ તું હતો" !
"તેણે ગુમાવી જીંદગી જે ભારતે કદી ના જતો" ! ૪
"માન્યતા આવી હતી આખે જગે આ દેશની" !
"લૂટ્યા છતાં તાજી પ્રજા બનતી હતી આ દેશની" !
"કર્તવ્યમાં પાછળ પડ્યા ભૂમાનને વિસરી ગયા" !
"કોપ્યા અહીં કિરતાર ત્યારે સત્વ સૌ ઉડી ગયા" ! ૫
(વળી)"દળદર તણા દર્શન જહાં સ્વપ્ના મહીં થાતાં નહી !
(ત્યાં)"સાસા પડે છે પેટના ફરતા ફરે છે અહીં તહીં" !
(જ્યા)"પેટ કાજે વેઠ પણ પુરી કદી મળતી નથી" !
વિચાર શું સુઝે સહુને કેમ એ મળતી નથી" ! ૬
"નિજ માતને વીસરી જઈ સુખીયા કયા પૂતો થયા" !
"(વળી) વિસરી ગયેલા રાયને રાણા કયા સુખી થયા"!
રહેશો સદા પરતંત્ર તે કઈ ઓશીયાળા સર્વના !
(કદી) હું ભારતી છુ બોલ એવા ના ઉચ્ચારો ગર્વના ! ૭
"કરવી ટકોરી તેજીની, ગર્ધવપણાની લાકડી" !
"તેજી હમારો દેશ છે ! વદશો નહિ શું ભારતી" !
ગૌ માતના પોકારથી પહાડો સહુ પીગળી ગયા !
પહાડો થકી પણ સખ્ત શું ? આ લોકના હૃદયો થયાં ! ૮
ઉઠો સહુ જાગૃત બનો તમ આર્યના સંતાન છો. !
ગૌ માતનું રક્ષણ કરો ઓ માતના સંતાન છો !
રક્ષા કરો ગૌ માતની કર્તવ્ય મૂળ છે ભારતી !
રક્ષો સદા, રક્ષો સદા, જનની તમારી ભારતી ! ૯

કતારગામ } લલ્લુભાઈ કેસુરજી નાયક.

---

## મહુવા ( કાઠિયાવાડ ) ગૌરક્ષક સભાની પાંજરાપોળનું એક વધુ સાહસ.

આ સભા ઘાસ-ચારાના ભયંકર દુષ્કાળમાં મદદ માગનારી પાંજરાપોળ તથા ગૌરક્ષા વગેરે જીવદયાની સંસ્થાઓના ઢોરો મંગાવી સંરક્ષણ કરે છે તેમજ રોગીનું સંરક્ષણ કરવે અશક્ત થએલી જીવદયાની સંસ્થાઓ ખરી અણીના વિકટ પ્રસંગે જ્યારે મહુવા સભાની

મદદ માગે છે ત્યારે પણ ત્યાંના ઢોરો મંગાવી લઇ સંરક્ષણ કરે છે. એ રીતે મહુવા ગોરક્ષણી સભાએ વખતો વખત આશ્રય આપવાનું સાહસ કરવાથી માંડળ ( ગુજરાત ) પાંજરાપોળમાં ઢોરોની વધેલી સંખ્યાનું રક્ષણ નહીં કરી શકવાથી ત્યાંના ઢોરો મહુવા ગોશાળામાં સંરક્ષણાર્થે મોકલવાની પરવાનગી માંગવાને માંડળ મહાજનના મુનીમ ગણેશજી ડોસાભાઇનો તા. તા. ૯-૧-૧૫ નો પત્ર મહુવા ગૌરક્ષક સભા તરફ આવતાં તુરત મહુવા સભાએ ખર્ચ લીધા સીવાય જેટલાં મોકલશો તેટલાં ઢોરો સંરક્ષણાર્થે રાખવામાં આવશે, એવો ખુશાલી ભરેલો ખુલાસા પત્ર માંડળ પાંજરાપોળ મહાજનના મુનીમને જાં૦ નં૦ ૫૪૦ તા. ૧૨-૨-૧૫ થી લખી મોકલેલો. તેથી માંડળ પાંજરા પોળના મુનીમે ઢોરો જીવ ૮૮ મહુવે મોકલેલા વિદાય કર્યાના ખબર તા. ૧૮-૨-૧૫ના રોજ મહુવા સભાને આપ્યાથી ત્યાંના ભરવાડો રસ્તાના ભોમીયા નહિ હોવાથી અવલથી મહુવાથી વીશ માઇલ ઉપર મહુવા સભા તરફથી ખાસ ભરવાડો સામે મોકલવામાં આવ્યા છે, આ સભા આવાં સાહસ કરવાથી ગેબી મદદગારો દ્વારા દયાળુઓના અંગમાં કુદરતી પ્રેરણા થવાથી મહુવા સભાને મદદ આવે છે, તેમજ જીવદયાની સંસ્થાઓને જરૂરી પ્રસંગે મહુવા સભા યોગ્ય મદદ આપે છે તે જેમ પરમાત્મા કૃષ્ણચંદ્રે ગાયોનું રક્ષણ કરી ગોપાળનું બીરદ મેળવવામાં શ્રેષ્ઠતા હોવાનું પોતાના ઉજ્વળ દષ્ટાંતથી જગતને બતાવી આપ્યું છે, તેમ મહુવા ગૌરક્ષણી સભા હાલના કળિયુગનાં કઠણ જમાનામાં કરી બતાવે છે. તે બાબત તે સભાના ઓનરરી સેક્રેટરી ઓધવજી સરવૈયાના નિઃસ્વાર્થ આત્મભોગને આભારી છે. તેજ રીતે દરેક જીવદયાની સંસ્થાના કાર્યવાહકો કરી બતાવશે ત્યારેજ પરમાર્થ થવા સાથે દેશોદય થશે.

તંત્રી.

## અશકત-ઉદ્ધાર.

ચહો જો પ્રભુ સેવાનો પાર, કરો તો ગરીબનો ઉધ્ધાર.

ગરીબના ઘર ઘર ફરી ધીરજ શાન્તિ આપ,
મોંઘા અશક્ત અનાથને છાતી સરખાં ચાંપ,
અશ્રુ લૂછી સ્નેહથી વ્હાલ થકી પંપાળ,
તિમિર વિદારી તેમનાં જ્ઞાન દીપ પ્રકટાવ,
ગરીબડાં ખરે પ્રભુનાં બાળ, તુંબડાં તરવા ભવ સંસાર. ચહો.

અશકત સેવક



# આદર્શકુલ-વધૂ કિંવા સુશીલ સુશીલા.

## —પંચમ પરિચ્છેદ—

અનુવાદકઃ—રા. રા. છોટુભાઇ દાજીભાઇ દેસાઇ—"શારદા વિહાર"—સુરત.

નરેન્દ્ર પોતાની કોટડીમા ચૂપચાપ પડેલો છે, કદી આંખો બન્ધ કરે છે, કદી ઉઘાડે છે. આની દશામાં સુશીલાએ જરા મલકાતા મુખડે પ્રસન્ન ચિત્તથી કહ્યું "પ્રાણનાથ! સ્નાન માટે પાણી બહાર કાઢ્યું છે, અને રસોઇ પણ તૈયાર છે, માએ હજી સુધી અન્નપાણી લીધાં નથી, તેઓ આપની રાહ જુએ છે." નરેન્દ્રનું શરીર રોમાંચિત થઇ ઉઠ્યું. આંખોમા પાણી ભરાઈ આવ્યાં, પરંતુ એ છુપાવવાની હેતુથી એણે પાસું ફેરવ્યું, નરેન્દ્ર પડ્યો પડ્યો વિચારે છે, કે આજ સુશીલા થોડી પણ પોતાના આભૂષણની વાત પૂછશે, અને મારા ઉપર જરૂર અહેસાન ચઢાવશે કે મારા પિતાએ આની તમારો ઉદ્ધાર કર્યો; પરંતુ સુશીલાએ પૂછવાની વાત તો શું? પણ મન પણ મેલું કર્યું નહિ. તે પોતાની પત્નીના આ સ્વભાવની મનમાં ને મનમાં પ્રશંસા કરવા લાગ્યો, તેણે ધાર્યું કે સુશીલા હવે ચાલી ગઇ હશે. પાસું ફેરવી જોયું તો સુશીલા જેમની તેમ ખડી ઉભી છે. તે બિચારી એ ભયથી કંપતી ઉભી છે કે રખેને મારા જીવનાધાર રીસાઇ જાય. સુશીલાને ઉભેલી જોઇ નરેન્દ્ર ઉઠ્યો, અને સ્નાન કરી માતાની સાથે ભોજન કર્યું. નરેન્દ્રની માતાએ પણ કંઇ કહ્યું નહિ કારણ કે સુશીલાએ પહેલેથીજ તેને વિનતિ કરી રાખી હતી. નરેન્દ્રને રાત બધીનો ઉજાગરો હતો, તેથી જઇ સુવાની કોટડીમાં ચાલ્યો ગયો. સુશીલાએ પણ જઇ પતિની પદ-સેવા કીધી. જ્યારે જોયું કે તે સુઇ ગયા છે, ત્યારે તેણે ઉઠી ભોજન કર્યું.

પાડોશની સ્ત્રીઓ ધારતી હતી, કે આજે નરેન્દ્રને ત્યાં સ્ત્રી-પુરુષમાં જરૂર કાંઇ કલહ થશે, પરંતુ જ્યારે કંઇ પણ થયું નહિ. ત્યારે એ સર્વને ઘણું નવાઈ જેવું લાગ્યું.

એક દિવસ ઘરના જરૂરના કામથી નિશ્ચિંત થઇ સુશીલા વિચારવા લાગી, કે મારા પિતા અમને ખાવા પીવા માટે જે મદદ આપે છે. એ તેની પાસે હમેશાં લેવુ વાજબી નથી. પરાવલંબી થઇ રહેવાથી અમે સર્વ આળસુ નિરૂદ્યોગી થઇ જશું, એ કારણથી જીવનની રક્ષા સારૂ કાંઇ ઉપાય સ્વાવલંબનથી યોજવા જોઇએ. સુશીલાની પાસે દશ બાર સારાં ઘરોની છોકરીઓ વાંચવા લખવા અને સીવવા ભરવાનું કામ શીખવા આવ્યાં કરતી હતી એને માટે એણે એક ચતુરાઇ વાપરી. એમની માતા જ્યારે તે બે ત્રણ દિવસ માટે પિયેર જતી હતી, ત્યારે કંઇ પૈસા એમને આપતી જતી હતી. એ પૈસાથી એણે થોડું ઉન તથા થોડું સુતર બજારમાંથી મગાવ્યુ. એ સિવાય થોડું રેશમ તથા કેટલુંક નાનસુખ પણ મગાવ્યું. જે દ્વારા એણે ગલેબન્દ, મોજાં તથા રૂમાલ બનાવવાનું કામ શરૂ કર્યું, જે છોકરીઓ શીખવા આવતી હતી, તે પૂરતો સામાન પૂરો પાડી પહેલાં કરતાં પણ વધારે ચિત્ત લગાડી કામ કરવા લાગી. જેથી દરરોજ બે ચાર ચીજો તૈયાર થવા લાગી સુશીલાએ પડોશમાં રહેતી એક દીન બુઢ્ઢીને એને વેચવા માટે તૈયાર કરી. તે બુઢ્ઢી મોજાં આદિ ચીજો

લઇ શહેરમાં આવેલા બાગમાં કે જ્યાં સાંજ પડતાં હજારો માણસોની હવા લેવાને નિમિત્તે આવ જા થતી, ત્યાં બાગની મધ્યમાં આવેલા ફુવારા આગળ જઇ ઉભી રહેતી બે ચાર દિવસ તો એ ચીજોના ગ્રાહક જણાયાં નહિ, પરંતુ પાછળથી એવી સ્થિતિ થઇ કે લોકો બુઢ્ઢીના આગમનના ઇન્તેજાર હોઇ પ્રતીક્ષા કરતા ખડા રહેતાં અને જ્યાં તે આવી કે એના હાથની સહુ ચીજો હાથો હાથ વેચાઇ જતી. એનું કારણ એ હતું કે એ ચીજો એક તો સુંદર આવતી હતી, અને બીજું બજાર કરતાં કીમત ઓછી પડતી હતી, આ કામ ચલુ રહવાથી બુઢ્ઢીની રોજી પણ ચાલુ થઇ અને સુશીલાના ઘરનો ખર્ચ પણ ઘણી સારી રીતે ચાલવા લાગ્યો. તેની ઇચ્છા હતી કે તેના પતિ એક નાની સરખી દુકાન બજારમાં રાખે તો સારૂં થાય, પરંતુ જ્યારે એણે વિચાર્યું કે જ્યાં સુધી કુસંગતિ છોડી દેવામાં આવે નહિ, ત્યાં સુધી દુકાન કઢાવવાથી શું લાભ થશે? જ્યારે હજારો રૂપિઆની દુકાન વાતમાંને વાતમાં ધુળમાં મેળવી દીધી, તો આ નાની સરખી દુકાન કેટલા દિવસ ચાલશે? આવા વિચારથી તેણે પોતાના એ વિચારને થોડા દિવસ દબાવી રાખવાજ વાજબી ગણ્યું.

નરેન્દ્રની પાસે આ દિવસોમાં એક પૈસો પણ હતો નહિ, જેટલા ઘરેણાં તે ઘરમાંથી ઉઠાવી લઇ ગયો હતો, તે સર્વ જુગારમાં હારી ગયો હતો તે સિવાય પોલિસને હાથ પકડાવાથી એને શરમ પણ આવતી હતી, તે કારણોથી ઘરથી બહાર બહુજ થોડો સમય રહેતો હતો. આ અવસર સુશીલાને માટે લાભદાયક નીવડ્યો.

કામ ધંધા વિનાના મનુષ્યોને ઊંઘ ઘણીજ આવે છે, એ નિયમાનુસાર નરેન્દ્ર આખો દિવસ સુઇ રહેતો હતો સુશીલા દિવસે સાસુની મર્યાદાને લીધે ઘણા વખત સુધી નરેન્દ્રની પાસે બેસી શકતી નહિ, તેમ એની સાથે દીલ ખોલી વાત પણ કરી શકતી નહિ હાં, રાત્રિનો સમય એને લાભદાયક હતો. એ વખતે તે પતિનું મનરંજન કરવાને કોઇ પુસ્તકમાંથી નાના પ્રકારની વાર્તાઓ કહી સંભળાવતી. તથા કદી બાલ-ભારત યા બાલ-ભાગવત, તેમ કોઇવાર તે કો ઐતિહાસિક પ્રસંગોનું પણ વર્ણન કરતી હતી કે જે પહેલા તેણે પોતાના પિતા, માતા, તથા ભાઇ પાસેથી સાંભળી હતી નરેન્દ્ર પહેલાની પેઠે ઉપેક્ષા ન કરતાં તે પોતાની હિતકારિણી સ્ત્રીની વાત, હવે ચિત્ત લગાડી સાંભળતો હતો. તેમજ તેને સંતોષ તથા આનંદ આપવાને માટે પણ કંઇ વાતો કરતો હતો.

એક રાત્રે સુશીલાએ કુસંગતિનું પરિણામ બતાવવાના હેતુથી રાજપુત્ર ચુંજન અને વિદ્વાન્ હેલ સાહેબનો ઉલ્લેખ કર્યો રાજપુત્ર ચુંજન ખરાબ લોકોની સંગતિમાં પડી બદનામ થયો એટલુંજ નહિ, પરંતુ અકાળ મૃત્યુને પામ્યો. હેલ સાહેબ જેટલા દિવસ શરાબી લોકોની દોસ્તીમાં રહ્યા તેટલા દિવસ અપમાનિત અને અકર્મણ્ય રહ્યા, પરંતુ એમની સંગતિ છોડવાથી તે સન્માનના ભાગી બન્યા વિજ્ઞાનવેત્તા બેન્જામિન ફ્રાન્કલિનનું જીવન સંભળાવી એણે એ સિદ્ધ કરી બતાવ્યું કે ઉદ્યોગ કરવાથી દરિદ્રી પણ શ્રીમાન્ તથા બુદ્ધિમાન્ થઇ શકે છે, અને ઉચ્ચ દરજ્જો મેળવી શકે છે.

સુશીલા આ સર્વ એવી યુક્તિથી કહેતી હતી કે જેથી પોતાનો પતિ એમ ન સમજે, કે એ મને શીખામણ દેવા યા મારૂં દોષ દબાવવાને માટે આ બધું કહે છે, તે સમય

સમયે નિર્ધનથી કુબેર સમા દાનેશ્વરી 'કાર્નેગી' જેવા પુરૂષનું ચરિત્ર સંભળાવતી હતી કોઇ વખત નાનાથી મોટા થનાર સાહસી શિવાજીનું જીવન વચાવતી હતી એક દિવસ પાપીથી ધર્માત્મા થઇ જનાર મહર્ષિ વાલ્મિકિનો ઉલ્લેખ સુશીલાએ વચાયો, તે સાંભળી નરેન્દ્ર થોડી વાર નિસ્તબ્ધ થઇ રહ્યો. પન વિચારવા લાગ્યો, અરે! શું હું એક સ્ત્રીનથી પણ ગયો? શું હું વ્યાધ (શિકારી) થી પણ અધિક પાપાત્મા છું? અરે! શું મારામાં એક જંગની જાતના મનુષ્ય જેટલી પણ બુદ્ધિ નથી? આમ અનેક પ્રકારે તેણે પોતાના મનનો તિરસ્કાર કર્યો (અસમાપ્ત)




(ગતાંકથી ચલુ)

(લેખક—ગ રા ખંડુભાઇ કેસનજી ભટારકર-પુના)

**પ્રવેશ ૨.**

**પાત્રો મકરન્દ અને કુન્દન.**

મકરન્દ- (સ્વગત)

Money makes the mare go, so says the maxim and says it not, to no purpose જગત્‌ને અગુલિપુર નચાવનાર જો કોઇ પણ વસ્તુ હોય તો તે ફક્ત પૈસોજ છે ધારો કે યુનિવરસીટીના M A થયા અને લોજીક અને મોરનફીલોસોફી શીખ્યા, પણ તેથી વળ્યું શું? મારા મ્હેરમાન, શું ભૂખથી ટળવળતા છે કરાઓ રોટલી માગશે તે વેળાએ તમારા પોથાનાં થોથાં તેની આગળ મૂકશો? અથવા તમારી ફિલસુફીના નોલેજથી તેમને સંતોષનો ઉપદેશ કરશો છટ નોનસન્સ, પૈસા વિનાનું નોલેજ નકામું છે સહરાના ડેઝર્ટમાં પાણી વિનાનો ઘડો જેટલો ઉપયોગી છે તેટલોજ કિવા તેથી પણ ઓછો તમારો પૈસા વિનાનો જ્ઞાન ભંડાર સંસારારણ્યમાં ઉપયોગી છે, એતો જર ચાહે સો કરે ગુરુકુતી દુનીઆને ઝુકાવવાને પૈસા સમાન અન્ય કોઇ વસ્તુ પરમાત્માએ સરજીજ નથી.

જર કરતો વિદ્વાન, જર કીર્તિની કોડી<br>
જર જગતની મહા પદવી અપાવે ઓડી<br>
જર મૂર્ખને ગૂઢ અણે ગુણવતી નારી<br>
આપ્ત જનો ઉમરાવ હોય જો જરની યારી.<br>
(વળી) જગત તણા વહેવાર સહુ, જરવડેજ કરાયછે<br>
હોય ભલે વિદ્વાન પણ, જરવિણ ખર ગણાયછે.

માટે માણસને માટે જો કોઇ પણ મહત્વની ચીજ હોય તો તે ફક્ત પૈસોજ.
"દામ કરે કામ ઔર બીબી કરે સલામ" પાસે પૈસો હશે તો સહુ કોઇ

નમતું આવશે અને નહિ તો શુંઆડે ઉંબર એ કોઇ ઉભું રહેવા ન દે. વળી કોલેજનું નોલેજ મેળવી નોકરી:માટે ઘરઘર ખુશામતી કરતાં ભણેલા ભિખારીઓ થવા કરતાં ગમે તે પ્રકારે પૈસા મેળવી નિરક્ષર શેઠજી થવું એ લાખ દરજ્જે ઉત્તમ છે. વસુ વિનાનો નર ખરે ખર પશુ સમાન છે. માટે મારા મહેરબાનો જો તમારે પોલીટીક્સનો એક પણ પ્રિન્સિપલ ન જાણનાર આંધળા બલ અરે લુલ્યો મારા સાહેબ ઓનરેબલ-કચરાપટીના ચેરમેન-પારકે પૈસે પરમાનંદ કરનાર ખાનબહાદુર-રાષ્ટ્રિય ચળવળનો કકોઓ ન સમજનાર સી. આઇ. ઇ. અને પોતાની સહી પણ ન કરી જાણનાર જે. પી. થવું હોય તો આ ક્રમ તરિનની અક્કલ પ્રમાણે કોઇ પણ પ્રકારે પૈસો પેદા કરો. લોકો કહે છે કે Honesty is the best policy હંબગ, હડહડતું જુઠું- જો મને કોઇ પુછે તો હું ખરા દીલથી કહીશ કે. Honesty is the worst policy શું પ્રમાણિકપણે ચાલવા પરની ગુલામી કરવી, કિંવા પ્રજાપતિના ઘોડાની માફક દિવસ ભર વહીતરું કરવું. એનું નામ જો પ્રમાણિકપણું હોય, તો તે પ્રમાણિકપણાની હીમાયત કરનારાઓનેજ મુબારક હો. પરતંત્રતાની ધુંસરીએ જોડનાર અને ગરીબીની ખીણમાં સદાને માટે ધકેલી દેનાર ઑનેસ્ટી ફિલસુફીના ફાંદામાં ફરનારા ફુલણસીના ઘરમાંજ ભલે રહે-આપણે એની જરૂર નથી. આપણને ગાડી લાડી અને વાડી એ ત્રણ મળ્યાં એટલે બસ. પછી, તે પ્રમાણિકપણે હો કિંવા અપ્રમાણિકપણે. શું વિદ્યાર્થી અવસ્થામાં પ્રમાણિકપણે ચાલવાના ઉમદા વિચારો ધરાવનારા વકિલ બેરીસ્ટરો-પોતાના કલાયેનોને ગરદન મારી પોતાનાં ગજવાં નથી ભરતા-શું એકજ ભાવના પાટિયાં મારી પ્રમાણિકપણાનો દાવો કરનાર શેઠિયાઓ પોતાના સ્વાર્થને માટે ભોળા ગ્રાહકોને નથી છેતરતા. શું રામબાણ ઔષધોની એડવર્ટાઇઝમેન્ટ આપી આપણા હકિમો દર્દીના પેટમાં પાશેર માટી નથી પુરતા, શું પત્થર અને માટી કામના પૈસા લઇ આપણા સ્વાર્થી કોન્ટ્રાક્ટરો ચિંથરાના દુચાથી દીવાલો નથી ભરતા ? પછી કહેશો મારા મ્હેરબાનો કે કયાં છુપાયું છે એ 'પ્રમાણીકપણાની હીમાયત કરનાર મ્હારા મુરબ્બીઓનું પ્રમાણિકપણું'. એતો પોથીમાંના રીંગણાં. પૈસો મેળવવો તેમાં વળી પ્રમાણિકપણું શું ? અને અપ્રમાણિકપણું શું ? પૈસા વિના મોજે ઉડાવાય એમ છે કયાં ? અને મોજે ઉડાવાય નહીં તો પછી આવેલી જુવાનીનો ઉપયોગ શો ? માટે કોઇ પણ પ્રકારે પૈસો તો પેદા થવોજ જોઇએ. પણ તે મેળવવો કયાંથી ? એ એક મહત્વનો પ્રશ્ન છે. ઠીક યાદ આવ્યું. (પેપરવાંચે છે) Wanted a music teacher for a girl of a high family handsome salary, apply with testimonials to Miss Snahmayi shah. No. 22. love Lodge, Bandra.

કુન્દન—( પ્રવેશ કરે છે ) (સ્વગત ) એકજ શાળામાં, એકજ ગુરુના હાથ નીચે શિક્ષણ મેળવવા છતાં મકરન્દ તું આટલો બુધો અધમ નિવડયો, એ મહાન આશ્ચર્યની

વાત છે. પૈસાના નીચ લોભથી કહો કે અર્ધદગ્ધ જ્ઞાનથી કહો, પણ તારાં પ્રત્યેક કૃત્યો પ્રતિપળે પાપ વાસના પ્રકટ કરે છે. તને ઉપદેશ દઇ સુધારવા કરેલા પ્રયત્નો પણ પત્થરપર પાણી સમાનજ નીવડયાં. તારે ને મારે સંબંધ શો? પણ એકવેળા સાથે અભ્યાસ કરી જોડેલી મૈત્રી તને સુધારવો એ ગુરૂકાર્ય ગણે છે. અને એટલાજ માટે હું મારા સ્વસુખને બાજુએ મૂકી તારી પાછળ ભૂત માફક ભમુછું. તારી કેટલીએ અધમ યોજના અધર હવામાં ઉડાડી, પરન્તુ તેની પણ તને અસર ન થઇ. હવે શું કરવું તે પણ મને સુઝતું નથી. હજી પ્રાણ છે ત્યાં સુધી તારા પાછળ ભટકીશ અને મારાથી બનતું કરીશ. પછી તો ઇશ્વરેચ્છા બલીયસી. અહો એતો આમ રસ્તામાંજ ઉભો છે. જરા ઉભા રહી સાંભળુ કે કેવા હવાઇ કિલ્લાઓ બંધાય છે.

મકરન્દ—આ તક ઠીક જણાયછે. કદાચ ભાગ્ય ફળે તો જોડું અને ઘોડું બે એ મળે. જોડાની આપણી જરૂર નથી. જરૂર ફક્ત ઘોડાનીજ છે. યુક્તિ પ્રયુક્તિ લડાવી પોતાનું કામ કાઢી લેવામાં આ મકરન્દ ભલા ભલાને પણ છક્કડ મારે એમ છે, તો પછી એક અબળાની તો વાતજ શી?

કોટ પાટલુન બુટ નેકટાઇ, કોલર રૂડો કંઠ ચઢાવી,
કોસ્મેટીક હેરફુઝ વડે કાંઇ, કેશ તણી દઉં કાન્તિ વધારી.
આંખપરે આઇગ્લાસ અને જેકેટ ખીસ્સે વોચ લગાવી,
રૂડે બાનુ શબ્દ વડે કંઇ પળમાંહે દઉં બાળા ફસાવી.

કુન્દન—(સ્વગત) શાબાશ ઇસ્કીટાઇટ થઇ દમામથી કોઇ ભોળાં પંખીડાને પોતાની જાળમાં ફસાવવા યુક્તિઓ તો ઠીક યોજાય છે. જોઇએ જરા પ્રત્યક્ષ થઈ ઉપદેશ કરૂં. કાંઇ વળે તો ઠીક છે. (પ્રકટ) દોસ્ત મકરન્દ, શા વિચાર ચલાવે છે.

મકરન્દ—અરે આપણે તે વળી વિચાર શા? ખાવું, પીવું અને ફરવું. વિચાર તો તારા જેવા મવાલીઓ કરે મવાલી.

કુન્દન—હા, ભાઇ હા, પણ એટલુએ કરવું ક્યાંથી? પૈસા જોઇએ ને, અને પૈસાને માટે તો વિચાર કરવાજ પડે.

મકરન્દ—છટ્, છટ્, પૈસો વિચાર કરાવનોજ નથી. એતો ભાગ્યશાળીના ઘરમાં ભૂત રળે ભૂત. સમજ્યો. વળી આ જોયું. (પેપરમાંની જાહેર ખબર) આ પંખીડુ હાથ લાગ્યું એટલે બસ! પછી પૈસો શું કરે છે પૈસો તો સેવકને ઘેર પાણી ભરશે પાણી.

કુન્દન—વાહ દોસ્ત! સાધન તો ઠીક ખોળ્યું છે, પણ ટ્યુશનમાં મળ્યું, મળ્યુ અને શું મળવાનું છે? દશ કે વીશ રૂપરડી—

મકરન્દ—એ તારો દશ કે વિશ રૂપરડી તનેજ મુબારક હો! હું તો

સીંગીંગ માસ્ટર બની સહેલથી– મોહજાળની બાજી બીછાવું,
ડોળદમામ બહુ બ્હારથકી, કરી, વચનામૃતનું પાન કરાવું,
ચોપટ ખેલી ચતુરાઇથી પાસાતણા પોબાર કરાવું,
પર પૈસે પરમાનંદ કરીને–જગતોને નવ દશ્ય બતાવું,

કુન્દન—શાબાસ–યુક્તિતો સત્તર આના અને બેપાઈ શોધી છે. એક કાંકરે બે પક્ષી મરે, પણ ભાઇ ત્હારા જેવા વિવાહીતને અન્ય સ્થળે પ્રેમ રહેવો! તારે તો પર સ્ત્રી મા બ્હેન સમાન ગણવી જોઇએ.

મકરન્દ—એ– "બ્હેન તો હોયતેની–સ્ત્રી મારે ક્યાં એની જોડે પ્રેમ કરીલગ્ન કરવું છે-એતો

ઉપરથી બતાવી ડોળ, ખીસ્સું તર કરવું છે.
પારકાનું મારી ઘર, આપનું ઘર ભરવું છે.
દર્દ પરખે વૈદ્ય વૈરી, જગતતણો ન્યાય છે.
એ ન્યાયનો પૂર બદલો, મકરન્દ લેવા ચહાય છે.

કુન્દન—પણ ભાઇ મકરન્દ, એમ કરતાં તને પાપની બીક નથી લાગતી

મકરન્દ—છટ્ નોન્સન્સ-પાપ અને પુણ્ય એ હારા જેવા ધર્માત્માનાં ડીંગલાંઓને માટે. અમારેતો પૈસો એજ પરમેશ્વર પોતે, પૈસામહિં સહુ વિશ્વ સમાયું, કાશીપુરી, પ્રયાગ અને સૌ, નિર્યતણો છે પૈસો હાયુ. તપ નિયંજપ ધ્યાન દાન ને ફોકટ મણકા માળા ફેરા, માળા છોડી શ્રી વિત્ત પ્રભુની મંદિરમાં કોણ મારે ફેરા. એતો તારે તું પાપ પુણ્યનો વિચાર કર્યા કર.

કુન્દન—પણ ભાઇ પૈસો આજ છે અને કાલ નથી. લક્ષ્મી કોઇની થઇ છે કે તારી થશે? चलाचलाहि संसारे धर्म एसोहि निश्चलः માટે જરા વિચાર કર અને સત્યને ઓળખ.

મકરન્દ—હવે ઓળખ્યું સત્યને. મનને ગમ્યું એ સત્ય. અને ન ગમ્યુ એ અસત્ય, मन एव मनुष्याणां कारणं बंधन मोक्षयोः સમજ્યો

કુન્દન—સમજ્યો–બાપુ–સમજ્યો–તારો શાસ્ત્ર જ્ઞાન આગળ તો બ્રહ્માએ હારી જાય. તો પછી મારા સરખા ગરીબની તો વાતજ શી? પણ ભાઇ આમ શાસ્ત્રના અનર્થ શા માટે કરે છે. એક પાપ છોડયું નહિં ત્યાં બીજું કર્યા હસ્તે ધરે છે. જરા ઇશ્વરનો તો ડર રાખ.

અવતરી જનની પેટ, નામ રામ નવ લીધું,
કીધું ન કોને દાન, સુકૃત કદી નવ કીધું,
નીચ સ્વાર્થને માટ, પાપ પુણ્ય નવ જોયું,
મળ્યો મનુષ્યાદેહ, તેહનું હીર પણ ખોયું,
(પણ) એક દિન જાવું એકલા, બેસીને વાંસ ઠાઠડી પરે.
શું જવાબ દઇશ તું ત્યાં જઇ, કે પાપથી પેટજ ભરે.

માટે ભાઇ, હજી કાંઇએ ચેતવું હોય તો સમય ગયો નથી. એકવાર મળેલો મનુષ્યાદેહ ફરી ફરી મળનાર નથી, માટે જેટલું પુણ્ય સચય થાય તેટલું તો કર.

મકરન્દ—હવે કર્યો પુણ્ય સંચય, પુણ્ય એટલે શું. પુણ્ય બે અક્ષરનો શબ્દ, તારા જેવા પરવારતાઓને ધંધો ન મળ્યો એટલે કલ્પનામાથી શોધી કાઢયો. 'કાઇ ઉંચે ચઢી જોવા ગયું છે. હંબગ. માણસને પોતાની મરજીમાં આવે તેમ હરવા ફરવાની છુટ છે. તને પસંદ ન પડતું હોય તો તું તારે ધર્મ બંધનની બેડીઓથી જકડાઇ જઇ દરિદ્રતાના ખાડામાં પડયો પડયો સડયા કર. મારે તારા ઉપદેશની જરૂર નથી. પણ હવે તને મોહું કોણ આપે છે. હું તો મારે આ ચાલ્યો (જાયછે)

કુન્દન—જા બાપુ જા, તું જવાનો થયો છુ. તે કાંઇ મારો વાર્યો વળશે. ખરેખર,' સો મણ સાબુએ ધોવાથી કોયલોઉજળો થતો નથી, ગગાના પ્રવાહમાં નહાવાથી ગધેડો ઘોડો થતો નથી. હને ઉપદેશ દીધે પણ શું, તને ઉપદેશ દઇ મારે સુગૃહિનિર્ગૃહિ નથી જાવું. હવે તને ઉપદેશ ન દેતાં તારા માર્ગમા આડે આવી તારી યોજનાઓને સમૂળીજ ઉખેડી નાંખવી એજ માર્ગ ઉતમ છે. ચાલ હું પણ એની પાછળ જાઉં, અને જોઉં કે શી બાજી રચાયછે.

(અસમાપ્ત.)

# અશક્તાશ્રમના શેરા,

It is not every institution that can claim to be the first of the kind in all India But it is the kind of infirmary that should exist in every city of India. I congratulate Mr. Edal Behram and his co-workers for their being able to show their spirit of philantbropy in such practical ways. I have only to add that with the means at their disposal the management have done wonders; it is specially a noble thing to see that the poor inmates are not deprived of the consolations of religion and I was glad to hear of the religious service held each evening for them.

I shall always remember my visit to this Home, for rarely one sees such excellent way of releiving suffering.

March 1-1915. C. Jinarajadasa
M. A (Cantab)

---

I visited the Anathashrama in company of Mr. C. Jinarajdas and was much pleased to see how the poor and helpless infirms are being taken care of by the institution All those who are responsible for it deserve all praise aod their noble example is worth while following by people of other cities.

---

On obtaining an idea of the work that this institution was doing I went to see it with Mr. C Jinarajadasa and was at once struck with admiration for those who have braught this institution—the first of its kind—into existence and have been carrying on the work so successfully all these years A sense of shame also came over me that all the great cities in the country sbould have so far failed to realize the need of an institution which aims at bringing comfort to all that are afflicted with physical decrepancies or deseases of any kind This institution will always live within me and let me hope that all the great cities in India will imitate the example of their Surat brethren who ought really to be proud of their work.

1-3-15 Jamnadas D Dharmsey.

---

I visited the Surat Ashaktashram this afternoon and was very pleased with the arrangement made in the infarmary for the comforts of the disabled poor persons who cannot maintain themeselves or who have got no friends or relations to support them are admitted in to the institution. The principle is a good

one and it is hoped it will be strictly mantained Indeed it is very creditable on the part of the sympathetic Dr. EdalBehram of Surat to have undertaken this excellent work as a labour of love.

1st March 1915

**Khabhai Dulatram Dalal**
**of Surat. Executive Engineer**
**Bansda State.**

---

Some of the Parsi members of the Blavatsky lodge, Theosophical Society Bombay paid a visit to this institution and we were, one and all, very much pleased to see the good and noble work carried on in this institution. May God's blessings be upon the inmates of Ashrama.

March 3rd 1915. **K. J. B Wadia & others.**

---

Visited this institution to day in company of Messrs. Hiralal and Chhotalal. Very much pleased to see the arrangements made for the infirm. The institution is really in want of public support in order to bring it to the desired extent. My friend Mr Hiralal Dwarkadas of Bombay was so much pleased with the arrangements that he and his brother Chhotalal have subscribed Rs. 101/. from the estate of the late Manchharam Lallubhai of Surat.

Shahpore Surat
9th March 1915

**Chimanlal D. Clerk**
**B. A. LL. B.**
**Vakil. High Court.**

---

Visited this institution in company with Dr. EdalBehram. It is an unique institution for helping the disabled destitutes to live their allotted span of life in decency and fair comforts. The promoters deserve my encouragement in their beneficient philanthrophy.

**T C. Khandwala.**
**L. M. & S.**
**Assistant Surgeon**
**Medical Officer, Bulsar.**

---

તા. ૬૯ ફેબ્રુઆરી. સને ૧૯૧૫

શાહ. ઠાકોરભાઇ ચુનીલાલ સુકાવાળા.
મુંબઇના સોનું ચાંદી તોલવાના વેપારી મંડળના ધર્મના કાંટાના ટ્રસ્ટી-તથા
શાહ. મંગળદાસ લાલભાઇ પોપવાળા.

આજે હમે આ આશ્રમ જોયો. ડા. ડી જે. એદલ બહેરામ કે જેમણે આ સંસ્થા ખોલી છે, તેમણે ફરીને અમને તમામ વાર્ડો બતાવ્યા તથા એ આશ્રમની સઘળી રચનાથી વાકેફ

કર્યા તે જોઇને અમો અત્યંત સંતોષ પામ્યા છીએ. અને ડા. દીનશાહ જીવાજી આવાં પરમાર્થ કામમાં પોતાનો ધંધો છોડી મદદ કરે છે તેને વાસ્તે હમો અતિ ખુશી થયા છીએ અને હમોને આશા છે કે એ કામમાં સદાને વાસ્તે તે ઈંતેજાર રહેશે. આ ફંડની અંદર હમારા મુંબઇના સોનું રૂપું તોલવાના ધર્મનાં કાંટાના વેપારી મંડળ તરફથી રૂા. ૫૦) અંકે રૂપીઆ પચાશનું અનાજ હાલમાં અપાવીશું.

શાહ. ઠાકોરભાઇ ચુનીભાઇ શુકાવાળા.
સહી. દા. પોતે.
શાહ. મંગળદાસ લાલભાઇ.
સહી. દા. પોતે.

---

આ આશ્રમમાં ચાલતો વહીવટ સ્તુતિપાત્ર છે અને ઘણીજ ઉત્તમ વ્યવસ્થા ડાક્ટર સાહેબ મી. દીનશાહના હાથ નીચે થાય છે. તો દરેક શ્રીમંતોએ આ કામમાં મદદ આપવાનું ઉત્તમ કાર્ય કરવું એ મુખ્ય મનુષ્યનો ધર્મ છે. માટે બનતી મદદ કરવી. તા. ૬-૩-૧૫. ફંડમાં રૂા. ૧૫ ભર્યું.

અમુલખ. એમ શાહ.

---

આજરોજ હમે ડાક્ટર સાહેબ. દીનશાહજી સાથે આશ્રમની મુલાકાત લીધી હતી. તે વખતે આશ્રમનાં સ્ટાફના તમામ માણસોએ સાથે રહીને સઘળી વ્યવસ્થા દેખાડી હતી. તે જોતા મને ઘણોજ સંતોષ થયો છે. ને આ કામમાં મદદ આપવાનું ઘણુંજ સ્તુતિ પાત્ર છે.
તા. ૧૨-૩-૧૫.

છગનલાલ રણછોડદાસ.
(ભગવાન) મથુરાવાળા.

---

# અશક્તાશ્રમની પહોંચ.

અશક્તાશ્રમ—ખા૦ બા૦ અરદેશર કોટવાલની વાડી—રામપુરા—સુરત.
મહેરબાન " સત્સંગ " પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપૂર્વક સલામ સાથે વિનંતિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝવાળા પુરૂષોએ મોકલવા કૃપા કરી તે ઓ. સેક્રેટરી ડા૦ ડી. જે. એદલબેહરામ ઘણા માન આભારસહ સ્વીકારે છે. રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી. તું તેમનો આભાર પણ ઓછો નથી.

તા. ૨૬-૨-૧૫થી તા.-૧૦-૩-૧૫ સુધી.

૨-૦-૦ શેઠ ડાહ્યાભાઇ માણેકલાલ બ્રહ્મક્ષત્રી.
૧-૦-૦ મેહેરબાન નારાયણરાવ શેઠજી વકીલ સાહેબ ભાગાતળાવ.
૧-૦-૦ ,, નાથુભાઇ દેવશંકર ડાક્ટર સુંવાળી.
૧-૦-૦ શેઠ સોરાબજી એદલજી કડોદવાલા બારડોલી.
૧-૦-૦ બહેરામજી નાનાભાઇ. ,,
૧-૦-૦ પા. પરશોતમ રતનજી વચેલી.
૨-૦-૦ માણેકજી દોરાબજી બોદાણ.
૨-૦-૦ ,, નાનચંદ વીરચંદ બોદાણ
૨-૦-૦ ,, રતનજી સોરાબજી ,,
૧-૦-૦ શેઠ જમશેદજી હોરમસજી ,,
૧-૦-૦ ,, બમનજી દોરાબજી તથા પાલનજી દોરાબજી બોદાણ.
૧-૦-૦ ,, ખરસેદજી ભીખાજીના છોકરાઓ તરફથી. ,,
૧-૦-૦ ,, આદરજી ફરામજી. ,,
૫-૦-૦ ,, ટેકચંદ પાના. ,,
૧-૦-૦ શાહ ઝવેર જીવાજી ,,
૧-૦-૦ શાહ તલકચંદ મોતીજી. "

૨-૦-૦ ,, કૃષ્ણાજી જમાજી ,
૧-૦-૦ શેઠ પાલનજી બરજોરજી અરેઠ
૧-૦-૦ ,, સુળચંદ દુલભ ,,
૧-૦-૦ બાઇ દીનબાઇ શાપુરજી દેરાબજીના વિધવા તડકેશ્વર.
૫૧-૦-૦ પા. હરગોવનદાસ હરજીવનદાસ ગુંદીશેરી.
૨૫-૦-૦ એક સખી મહરય
૪૧-૦-૦ પા હીરો-દાસ ભગવાનદાસ લીમુશેરી
૧૫૧-૦-૦ શ્રી સુરત જરીના વહેપારીઓના એસોસીએશન ન ફંડ્યા.
૧-૦-૦ વૈદ જેકીશનદાસ રસીકદાસ વડવાળીશેરી મુખપવડ
૩-૦-૦ શેઠ ચીમનલાલ પરશોતમદાસ મુગલીસરા.
૩૦-૦-૦ શેઠ જમનાદાસ ધરમસી. બ્લે કર્સ બંગલો-ચૌપાટી.
૫-૦-૦ શેઠજી કીલાભાઇ દુલંભરાય.
૨-૦-૦ મહારાજ તારાશંકર ભાહશંકર. મોટી છીપવાડ બે દીવસ ચાલે તેટલા ખાડના લાડુ સાથે પરસુરણ ખર્ચના
૨-૦-૦ સોની હરકીશનદાસ બીજવલ્લભદાસ પોતાના દીકરાના લગ્નની ખુશાલીમાં આસવીરાન
૨૫-૦-૦ શેઠ દલીચંદ વીરચંદ નવાપરા વાર્ષીક મદદ
૧-૦-૦ શા. કેશુર વાઘાજી મોટાવરાછા અશ્વનીકુમારના ગલ્લામાં
૨૧-૦-૦ મુંબઇના થીઓસોફીકલ સોસાયટીના પારસી સભાસદો તરફથી.
૧-૦-૦ મહેરબાન એમ એસ આડવાણી સાહેબ ડીસ્ટ્રીક જડજ. સુરત
૫-૦-૦ વૈદ ડાહ્યાભાઇ પ્રભુભાઇએ બે દીવસ ચાલે તેટલુ સીધુ મોકલેલુ તેની સાથે પરસુરણ ખરચના
૨૫-૦-૦ શેઠ. ધરમચંદ ડાહ્યાભાઇ વકીલ પોતાની છોકરી બેન તારાના મરણ પાછળ.
૫-૦-૦ શા. બીજવલ્લભ જેઠાભાઇ, શીવરામ રામપ્રસાદ તથા ચીમનલાલ ઠાકોરદાસ ટ્રસ્ટીઓએ બાઇ સુંદર તે નારાયણરત્નબાપુ શેઠની છોકરી પાછળ.

૧-૦-૦ બેન રમણના પુન્યર્થે હા શા નગીનદાસ દ્વારકાદાસ કીરપારામ મેહતાનો ખાંચો
૧-૦-૦ બેન જશવીદ્યાગવરી રણછોડલાલ ખંભાતી સુરત હાઇસ્કુલના માજી હેડમાસ્ટર
૫-૦-૦ શાહ ઠુલશીદાસ દયારામ બાઇ જડાવના પુન્યાર્થે ખપાટીઆ ચકલા.
૧-૦-૦ ,, ઠાકોરદાસ માણેકલાલ પોતાના માતુશ્રીના સંવત્સરીને દીવસે
૧-૦-૦ ,, રતનલાલ આણુજીવનદાસ સુડીવાળા હરીપરા
૪૦-૩-૦ પરસુરણ રૂપીઆ એકની અંદરની રકમ.

---

૪૮૦-૩-૦

નાણાવટ હરમાન પોળવાળા એક દયાળુ બેન તરફથી શ્રીરામચંદ્રજીના મંદીર સારૂ હાંડી એક

શેઠ. નગીનદાસ તાપીદાસ રેગમપરા તરફથી તુવેરની દાળ મણ ૧ એક

શેઠ દ્વારકાદાસ કાળીદાસ હરીપરા ઘઉં મણ. ૫.

શા. ભગવાનદાસ સુખણદાસ ગુર્જરફળીઆ. જુવાર શેર ૨૩

ડાંગીશેરી લાકડાના વેપારીઓ તરફથી ચોખા મણ ૪॥-૬ દાળ તુવેરની મણ ૩

ઠક્કર કેશવજી ઠાકરશીજી મુળજી જેઠા કાપડ મારકીટ મુંબઇ ચોખા મણ, ૨)

શાહ જમનાદાસ ગુલાબદાસ ખાંડબજાર. ચોખા મણ. ૨) ૨

ઓપાબજારના ગાંધીની પંચ તરફથી ગવરીશંકર ભાઇશંકર ચોખા મણ ૪

શેઠ રંગીલદાસ પરસોતમદાસ હરીપરા ધીકાંટા ઘઉં મણ ૨॥

શેઠ ગગદાસ વરજદાસ ભરતીયા દુધ મણ. ૧॥

શાહ ઠાકોરભાઇ ચુનીભાઇ પંડોળની પોળ પકવાનનું જમણ

શા જેઠાભાઇ કાળીદાસ સૈયદપુરા લાડુ નંગ ૨૫.

વૈદ જેકીશનદાસ રસીકદાસ મુખપવડ વાણીઆશેરી ધાણી મમરા શેર

શેઠ ચુનીલાલ ત્રીભોવનદાસ માંડલાવાળા નવાપરા ભાતની પીઠ ચણાનો મગજ મણ ૦॥૫

## ધર્મ પ્રેમીઓને સપ્રેમ નિમંત્રણ

ગયા માઘ માસમાં અશક્તાશ્રમમાં શ્રી રામચંદ્રજીના મંદિરની સ્થાપના કરી છે, તેનો આવતા ચૈત્ર સુદ ૯ રામનવમીનો ઉત્સવ ઉજવવાનો છે, તે દિવસે સુરતના ધર્મપ્રેમી ભાઇ બ્હેનો ત્યાં પધારી ધર્મ લાભ લેવા નમ્ર પ્રાર્થના છે.

---


# આ જગા ભાડે આપવાની છે.


---


## એક ચેતવણી

જીંદગીનુ ખરૂં સુખ તે આંખ છે આંખ વગરનો અવતાર નકામો છે જો તમે આંખના કોઇ પણ દરદોથી પીડાતા હોય બીજી દવાઓ કરી નીરાશ થયા હોય તો ફકત એક વખત હમારો વિશ્વવિખ્યાત શુદ્ધ મોતીનો સુરમો વાપરો આ સુરમો થોડા વખતમાં આંખના તમામ દરદોનો જડમૂળથી નાશ કરી આંખની ગયેલી રોશની પાછી લાવેછે વળી આ સુરમો વાપરનારને ચશ્માની જરૂર રહેતી નથી અમારા ઉત્તમ સુરમાએ સેંકડો દરદીઓને આંખના ભયંકર રોગમાંથી મુક્ત કર્યાછે અમારા સુરમાના ઉંચા ગુણોને લીધે તે દરેક કુટુંબમાં ખાસ વપરાય છે એક વખત વાપરી ખાત્રી કરો તોલા ૧ના રૂ ૪) ચાર

વોરા ઇસાજી મુસાજી સુરમાવાળા.

જામનગર—કાઠીઆવાડ

# सत्संग–विषयावलि.




જલદી કરો. પાછળથી પસ્તાશો.

તુરતજ નામ નોંધાવો

## બે ગીનીનું રોકડું ઇનામ.

સાહિત્યના શોખ સાથે નસીબ અજમાવવાની ઉમદા તક

# વિવેચક.

માસિકપત્રમાં દરેક પ્રકારના ઉત્તમ લેખો કાવ્યો ચાલુ તથા ટુંકી વાર્તાઓ વગેરે આવે છે દરવર્ષે એક પુસ્તક મફત મળે છે કદ રૉયલ આઠ પેજી ૩૨ પૃષ્ઠ વાર્ષિક લવાજમ રૂ ૧–૧૦–૦ હિંદ બહાર રૂ ૧–૧૪–૦ તુરતજ ગ્રાહક થઇ નામ નોંધાવો મે માસની ૧૫ મી તારીખ સુધીમાં થનાર ૧૦૦ નવીન ગ્રાહકો વચ્ચે બેગીનીનું રોકડું ઇનામ આપવાનું છે તે દરેકના નામની ચીઠીઓ વળી તેમાંથી એક ચીઠી ઉપડવામાં આવશે અને તેમાં જેનું નામ નીકળશે તેને એ ઇનામ તેના ખરચે મોકલવામાં આવશે, અને તે નામ વિવેચકમાં પ્રગટ થશે જુના ગ્રાહકોએ એક નવીન ગ્રાહક કરી મોકલવાથી તેઓના નામ ઇનામની હરીફાઇમાં દાખલ કરવામાં આવશે વધારે ગ્રાહક થશે તો તે પ્રમાણે ઇનામમાં પણ વધારો કરવામાં આવશે વિવેચકમાં જાહેરખબર આપનાર વેપારીઓને સારો લાભ થાય છે તેથી એમાં જાહેરખબર આપવી લાભકારક છે ભાવ સસ્તા પ્રમાણ–નમુનાના અંક માટે બે આનાની ટીકીટ બીડવી ગ્રાહકોને અર્ધી કિંમતે ઉત્તમ પુસ્તકો મળે છે જરૂર લખો.

વ્યવસ્થાપક 'વિવેચક'

નં ૧૧ લાછરસ, નાદોદ થઇને

अहिंसा परमो धर्मः । आत्मवत् सर्वभूतेषु

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




( વસન્તતિલકાવૃત્ત )

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરુથી સમૃદ્ધ,
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
सग. सता किमु न मंगलमातनोति !


વર્ષ ૬ઠું ] ચૈત્ર પુર્ણીમા વિક્રમ સં. ૧૯૭૨. ( અંક ૧૭ મો.


## વિનોદ-પાદપૂર્તિ.

આલમ બધી બલહીન !
દુર્વ્યસનોમાં થઇ લવલીન !
છે, હાં, છે હુજૂરના દાસ !
કરે પોતાનુ સત્યાનાશ !
કરે ન કોઈ કાર્ય નવીન !
દિન દિન કરે પ્રજાને દીન !
કહો પછી કથમ ના કહેવાય !
( કે ) લૂલી ડાકણ ઘરને ખાય !

'રાસેશ્વરી રમણ—.

# વિભુને વિજ્ઞપ્તિ.

નિગાહ કર ! નાથ ! હું હરદિ દિલે દુઃખ આંજ છું રહેતો,
હકીમ ! હિકમત ચલાવી તું ! પ્રભો ! કાં મહેર ના કરતો ?
બિરાદર ! બહુ ભવે ભટક્યો ખૂબી આ ખલ્કની જોઈ,
સકળ વિશ્વે વફાઇથી વસે ના વ્યક્તિઓ કોઇ.
બીચારૂં લોળીયું પંખી થતું આશક અહિં ગુલપર,
કદર તેની ન ગુલ કરતું અને મરતું અરે ! બુલબુલ.
સગાં સંબંધીઓ મારાં સુવાડે મોહની જાળે,
ફરેબીમાં ફસાવીને જિગર મારૂં સદા બાળે.
અહિં ઔદાર્યના પાઠો શીખે ના શીખવે કોઈ,
ગમાનોના તિરસ્કારે મરૂં એમોત હીજરાઈ.
ઘણી તકસીર કીધી મેં નથી મીઠાશ મહોબ્બતમાં,
હવે હારી કરૂં દાવો પ્રભો ! તારી અદાલતમાં.
અરે ! દિલકશ ! પિતા ! તારો સદા છે આશરો મારે,
મુનાસિબ છે નજર કરવી ગરિબ પરવર ! પ્રભો ! તારે.
બધી આ બેકદર જહાંમાં છવું તુજ વસ્લની આશે,
અરે ઇતબારથી શું આ બલા અળગી નહિ થાશે ?
પિતા ! દિલબર ! રહેમત કર ! નજરબક્ષી સખાવત કર !
મહર કર ! દીન હાલત પર ! ફીદા તારી કરામત પર !

ભારતી મંદિર
ભરવાળા તા. ધંધુકા. }

ધીરજ.




(૨)

જેથી શરીરમાં ક્ષીણતા આવે તે વાત જે દ્રઢતાથી મનમાં ધારણ કરે છે, તથા જેની પાસે દેહબુદ્ધિ છે, અર્થાત્ આ તુચ્છ દેહને જ જે સર્વેશ્વર સમજે છે, તે એક ભણેલોમૂર્ખ છે. ભગવાનને છોડી જે મનુષ્યની સ્તુતિ કરે છે, યા જેને દેખે તેની કીર્તિ વર્ણવવા લાગે છે, તે એક ભણેલો મૂર્ખ છે. સ્ત્રીઓના અવયવોનું જે વર્ણન કરે છે, નાના પ્રકારના નાટકો તથા હાવ ભાવોનું જે બયાન કરે છે, અને જે મનુષ્ય ઇશ્વરને ભૂલી ગયો છે, તે એક ભણેલો મૂર્ખ છે, વૈભવના અભિમાનમાં આવી જે જીવમાત્રને તુચ્છ ગણે છે, અને પાખંડ મતનું પ્રતિપાદન કરે છે, તે એક ભણેલો મૂર્ખ છે. વ્યુત્પન્ન, વીતરાગી, બ્રહ્મજ્ઞાની અને મહાયોગી થઇ જે જગતમાં ભવિષ્ય બતલાવે તે એક ભણેલો મૂર્ખ છે. કોઇ વાત સાંભળી જે મનમાં એના દોષનીજ ચર્ચા કરે છે, અને બીજાની ભલાઇ જોઇ મત્સર કરે છે, તે એક ભણેલો મૂર્ખ છે. જે ભક્તિનું સાધન યા ભજન કરતો નથી, અને જેનામાં વૈરાગ્ય નથી, તથા જે ક્રિયા વિના બ્રહ્મજ્ઞાન બતાવે છે, તે એક ભણેલો મૂર્ખ છે. જે તીર્થ ક્ષેત્રને માનતો નથી, વેદને માનતો નથી, શાસ્ત્રને માનતો નથી, અને જે પવિત્ર કુળમાં પેદા થઇ અપવિત્ર રહે છે, તે એક ભણેલો મૂર્ખ છે. જે આદર જોઇ પ્રીતિ કરે છે, જેની કીર્તિ ન હોય તેની પણ પ્રશંસા કરે છે, અને તુરતજ એનો અનાદર કરી તેની નિન્દા પણ કરે છે, તે એક ભણેલો મૂર્ખ છે. પાછળ કાંઇ જુદુંજ છે, અને આગળ કાંઇ જુંદું હોય એવો જેનો નિયમ છે, તેમજ જે બોલે કાંઇ અને કરે કાંઇ, તે એક ભણેલો મૂર્ખ છે. પ્રપંચ વિષયોમાં જે તત્પર છે, અને પરમાર્થમાં જેની ભક્તિ નથી, અર્થાત્ જાણી બુઝી જે અંધકારમાં પડે છે, તે એક ભણેલો મૂર્ખ છે. જે બીજાને ખુશ કરવાને માટે યથાર્થ વચન છોડી કાંઇનું કંઇ બોલે છે, અને જે પરાધીન હોઇ જીવે છે, એક ભણેલો મૂર્ખ છે. ઉપર ઉપરથી ડોળ બતાવે છે, પરંતુ જે કરવું ન જોઇએ તે કરે છે, અથવા જે માર્ગ ભૂલી પુનઃ પુનઃ હઠ કરે છે, તે એક ભણેલો મૂર્ખ છે. રાત દિન સારાં સારાં પુસ્તકોનું શ્રવણ કરે છે, પરંતુ પોતના અવગુણ છોડતા નથી, તેમજ જે પોતે પોતાના હિતને જાણતો નથી તે એક ભણેલો મૂર્ખ છે.

"શારદા-વિહાર"
અંબાજી કૃપાપ્રસાદ-સુરત. } છોટુભાઇ દાજીભાઇ દેસાઇ.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

લેખક.—રા રા ભગવાન શિવશંકર ભટ્ટ—મિશન હાઇસ્કૂલ, સુરત.

અધ્યાય ૧૧મો.

મુજ અનુગ્રહાર્થે કહ્યું આ અધ્યાત્મનામ વચન જે;
અતિ ગુહ્ય તેણે નાશ પામ્યો, કૃષ્ણ, મારો મોહ જે. ૧
સહુ ભુતના ઉત્પતિ લય આ શ્રુણ્યા મેં, વિસ્તારથી;
શ્રીમુખે કૃષ્ણ, ઉપાધિસહ અવ્યય મહાત્મજ તુજ વળી. ૨
હે પ્રભુ પોતાને કહો જે રૂપને સત્યજ લહું;
તવ ઐશ્વરી તે રૂપ જોવા ઇચ્છું થાઉં કૃતાર્થ હું. ૩
હે પ્રભુ માનો શક્ય કદિ દેખાડવું તે રૂપ મને;
તવ યોગીવર દેખાડજો અવિનાશી આત્મસ્વરૂપને. ૪
વિવિધાકૃતિ ને વર્ણ, નાનાવિધ વળી અતિ દિવ્ય જે;
છે અસંખ્ય શત ને સહસ્ર, પાર્થ, જો તું મારા રૂપને. ૫
આદિત્ય, વસુ, ને રૂદ્ર, વળી, અશ્વિનિકુમાર, મરૂત જે;
તે દેખ, વળી નવ દીઠાં એવાં અનંત આશ્ચર્યરૂપને. ૬
મમ દેહમા આ એક અવ્યય સ્થિતજ વિશ્વ અખિલ આ;
ચર-અચર સહ તે દેખ, વળી જે અન્ય ઇચ્છે દેખવા. ૭
વળી ચર્મચક્ષુ વડે તુજ મમ રૂપ જોઇ શકશે નહિ;
તો દિવ્યચક્ષુ આપું તેણે ઐશ્વરી રૂપ જો સહી. ૮
સંજય કહે ધૃતરાષ્ટ્ર એ વિધ કહી યોગીશ્વર હરિ;
દેખાડતા પછી પાર્થને નિજ દિવ્ય રૂપજ ઐશ્વરી. ૯
છે અસંખ્ય મુખ ને નેત્ર જેમાં, અસંખ્ય દર્શનસહ વળી;
અતિ દિવ્ય આભૂષણ અને આયુધ અસંખ્ય રહ્યા ધરી. ૧૦
વળી, દિવ્યમાલાવસ્ત્રધર, લેપન કર્યો દિવ્ય ગંધ જે;
સર્વતોમુખ અવિછિન્ન દિવ્ય સ્વરૂપ દીઠું અર્જુને. ૧૧
યદિ એક કાળે સૂર્ય સહસ્રો વ્યોમમાં પ્રગટી રહે;
તે પ્રભા કદિ આ વિશ્વરૂપની પ્રભા તુલ્ય ભલે કહે. ૧૨
તે સર્વ દીઠું અર્જુને દેવેશ-વિશ્વ સ્વરૂપમાં;
[illegible] ૧૩

રોમાંચ ને વિસ્મયથી તે તવ પૃથ્વીએ મસ્તક ધરી;
કહેતો હવે દેવેશને, 'દ્વિહસ્તનું' સંપુટ કરી. ૧૪
હે દેવ આપ શરીરમાં હું જોઉં છું સહુ દેવને;
ચર-અચર ભૂત સમૂહ તે પણ દેખું હું અર્જુન કહે.—
વળી કમલરૂપ આસને સ્થિત સહુ નિયન્તા બ્રહ્મા સહી;
ત્યમ જોઉં સર્વે ઋષિઓ વળી દિવ્ય સર્પો પણ, તહીં. ૧૫
વળી જોઉં છું હું આપનેજ અનન્તરૂપી સહુ દિશે;
છે અસંખ્ય બાહુ, ઉદર, મુખ, ને, નેત્ર તે જેને વિષે—
તેમજ વળી હે વિશ્વરૂપ મહેશ વિશ્વેશ્વર પ્રભુ;
નવ દેખું તારા અંતને, ત્યમ મધ્ય, ને આદિજ હું. ૧૬
છો કિરીટ ધારણ કર્યા એવા ગદા ચક્રજ ધારતા,
વળી તેજ કેરા પુન્જ ચારે તરફ દિવ્ય પ્રકાશતા:—
વળી દીપ્ત અગ્નિ સૂર્ય દ્યુતિ સમ અશક્યજ દેખવા;
અપ્રમેય એહેવા આપને હું સર્વથા દેખું ખરા. ૧૭
છો આપ, હે પ્રભુ, પરમ અક્ષર, યોગ્ય છો વળી જાણવાં;
વળી પરમ આશ્રય આપ છો, ત્યમ સકલ આ વિશ્વજ તણા—
તેમજ વળી અવ્યય અને રક્ષક સનાતન ધર્મના;
છો સનાતન પરમાત્મ પોતે માનું હું તે, સર્વથા. ૧૮
ઉત્પત્તિ-સ્થિતિ-નાશે રહિત છો મુક્ત અનન્ત પ્રભાવથી;
વળી અનન્ત બાહુ, નેત્ર જેનાં-ચન્દ્રને સૂર્યજ રૂપી—
વળી દીપ્ત અગ્નિ મુખ વિષે જે, સ્વતેજે આ વિશ્વને;
અતિ તપ્ત કરતા સદા એહેવા જોઉં છું હું આપને. ૧૯
હે મહાત્મન્ આપેજ એકે, સ્વર્ગપૃથ્વીમધ્ય આ,
વ્યાપ્તજ કર્યું છે, વળી વ્યાપ્ત કરેલ છે સર્વે દિશા—
આ દેખીને વળી આપનું અદભૂત ઉગ્ર સ્વરૂપ જે;
સ્વર્ગાદિ ત્રણ્યે લોક તે સહુ, વ્યથાકુલ થએલ છે. ૨૦
આપજ પ્રતિ આ સુરસમૂહ પ્રવેશતો દીસે અને;
કોઈ પુરૂષો ભય પામી સંપુટ કરી સ્તવતા આપને—
સિદ્ધો અને સહુ મહર્ષિ તે 'સ્વસ્તિ' નિજ મુખે કહી;
પુષ્કલ સ્તુતિ વચનો વડે તે આપને સ્તવતા સહી. ૨૧

રૂદ્રો, અને આદિત્ય, વસુઓ વિશ્વદેવા, સાધ્ય, જે,
અશ્વિનીકુમાર, મરૂત, ને ઉષ્પમા આદિ પિતૃ તે—
વળી યક્ષ, ને ગન્ધર્વ, અસુરો, સિદ્ધ આદિ સમૂહ જે,
છે સઘ દેખી આપને વિસ્મિત થએલા સર્વ તે ૨૨
હે મહા બાહો ! આપનું બહુ વક્રનેત્ર સહિત જે,
બહુ 'ઉરૂ-બાહુ-પાદ, ને બહુ ઉદરવાળું' મહત્ તે—
બહુ દષ્ટ્રથી અતિ ભયંકર વળી, સ્વરૂપને દેખી અરે,
સહુ લોક તેમજ હુય અતિશય વ્યથાને પામ્યા ખરે. ૨૩
હે વિષ્ણુ પોતે નભ વિષે સંપૂર્ણ છો વ્યાપી રહ્યા;
છે દીપ્ત વર્ણ અનેક ને વિસ્તરિત મુંખો જેહના—
તેમજ પ્રદીપ્ત-વિશાલ નેત્રી આપ [અહેવા દેખીને,
છે વ્યથિત મન અહેવોજ હુ, નહિ પામુ ધીરજ શાન્તિને. ૨૪
દાઢો થકી અતિ ભયંકર, પ્રલયાગ્નિસમ મુખ દેખતા,
છઉં દિશાશુન્ય દુખી અતિ, પ્રભુ લહો મુજ શું પ્રસન્નતા ૨૫
વળી સર્વ આ રાજાસહિત ધૃતરાષ્ટ્રના પુત્રો બધા,
તે ત્વરાએ કરી દિસે છે સહુ, આપમાહિં પ્રવેશતા—
તેમજ વળી છે ભીષ્મ, દ્રોણજ, કર્ણ, આ ત્રણે અહીં,
સંબધીઓ મુજ પ્રવેશે છે, 'મુખ્ય યોદ્ધાઓ લઈ. ૨૬
તે સર્વ આપ સ્વરૂપ મહિ દાખલ થતા સત્વર દિસે,
દાઢે કરી વિકરાળ એવા ભયાનક મુખને વિષે—
વળી કંઈક યોદ્ધા તો તમારા દાતના અન્તર વિષે,
તે સર્વ ચૂર્ણ થએલ શિરો-સહિત ત્યા ન્હોટ્યા દિસે. ૨૭
જ્યમ નદીઓ કેરા અસખ્યજ પ્રવાહો અભિમુખ થઈ,
અતે મળે છે સમુદ્રે તે વહન કરતા ત્યા, જઈ—
ત્યમ મનુષ્ય લોકો તણા આ, નરવીર બળવાનજ અતિ,
સૌ પ્રવેશે ચારે તરફ આ-પ્રજવલિત મુખો પ્રતિ. ૨૮
વળી પતગિયા જ્યમ અતિશ વેગે પ્રવેશજ કરતા દિસે,
નિજ નશ માટ પ્રદીપ્ત અહેવા, જ્વલિત અગ્નિને વિષે—
ત્યમ સર્વ આ લોકો અહીં અત્યન્ત વેગવતા થઈ,
—નિજ નાશ માટે આપના વક્રોપ્રતિ જાતા સહી ૨૯

[અપૂર્ણ]

# દારૂડીઆના ચાર પગથીઆં.

( દારૂડીઆના મગજપર થતી અસર. )

પહેલું પગથીઉં.

' વાંદરાની સ્થિતિ. '

જ્યારે દારૂડીઓ દારૂનો એક પ્યાલો પીએ છે, ત્યારે તે વાંદરાની પેઠે નાચવા, કુદવા ને ચાળા કરવા મંડી પડે છે. આ સ્થિતિનું નામ વાંદરાની સ્થિતિ !

બીજું પગથીઉં.

' કુતરાંની સ્થિતિ. '

દારૂડીઓ જ્યારે દારૂનો બીજો પ્યાલો પીએ છે, ત્યારે તે જેને તેને કુતરાંની પેઠે ભસવા માંડે છે. આ સ્થિતિનું નામ ' કુતરાંની સ્થિતિ '

ત્રીજું પગથીઉં.

' ગધેડાંની સ્થિતિ. '

દારૂડીઓ જ્યારે દારૂનો ત્રીજો પ્યાલો પીએ છે, ત્યારે તે જેને તેને ગધેડાંની પેઠે ભૂંકનો તથા લાતો મારવા મંડી પડે છે આ સ્થિતિનું નામ ' ગધેડાંની સ્થિતિ. '

ચોથું પગથીઉં.

' ભુંડની સ્થિતિ. '

દારૂડીઓ જ્યારે દારૂનો ચોથો પ્યાલો પીએ છે, ત્યારે તે બેભાન થઇ ભુંડની પેઠે જમીનપર આળોટે છે, આ સ્થિતિનું નામ 'ભુંડની સ્થિતિ.'

તંત્રી.

# ખરાબ વ્યસનોથી શરીરની થતી હાનિ.

આ દુનીઆની અંદર જે માણસે મોહને જીત્યો તેણે સર્વ જીત્યું છે. મોહને જીત્યો તે સુખનું પહેલું પગથીઉં છે. હમેશાં માણસ મોહમાં ફસાય છે. જ્યારે કોઈ પણ વસ્તુપર મોહ થાય છે, ત્યારે તે મેળવવાને માણસ ઘણી રીતે પ્રયત્ન કરે છે અને અંતે તેમાં ફસાય છે. કામી પુરૂષો કામમાં ભ્રમિત થઇ કામમાં સુખ માની રહ્યા છે. દારૂ પીનારો દારૂમાં સુખ માને છે, અફીણ પીનારો અફીણના કસુંબામાં લીન થાય છે, જુગાર ખેલનાર જુગારમાં આનંદ માને છે. ગાંજો, ચલમ, હોકો, બીડી, તમાકુ વગેરે તમામ જાતના વ્યસની પુરૂષો પોતપોતાના વ્યસનમાં દુનિયાનું ખરું સુખ માની મોતને પોતાની કાયા અર્પે છે.

૧ ઉપરના વ્યસનો કેવી રીતે માણસને લાગુ થાય છે.
૨ કેવી રીતે સુખ માને છે.
૩ વ્યસન વળગ્યા પછી મુકી શકાય છે કે કેમ ?
૪ વ્યસનનું શુ પરિણામ આવે છે ?

( ૧ ) હમેશાં માણસમાં જેવી સોબતમાં રહે છે તેવા ગુણો આવે છે. સારી સોબતથી સારા ગુણો આવે છે અને ખરાબ સોબતથી ખરાબ ગુણ આવે છે જે દુર્ગુણીઓ છે તેઓ પોતાના મિત્રને પોતાના દુર્ગુણો આપે છે અને કહે છે કે "ખર મીસરીનો સ્વાદ શું જાણે" ? પણ સદ્‌ગુણી પુરૂષો પોતાના સહવાસીઓને દુર્ગતિમા જતા અટકાવે છે સોબત તેવી અસર. સિંહણનું દુધ સોનાના પાત્રમાં જામે છે. બીજા પાત્રમાં નાખવાથી તોડીને બહાર નીકળી જાય છે. બોરડીનો ઠળીઓ વાવી આંબો ઉગાડવાની આશા રાખવી, પાંખો વગર હવામાં ઉડવાની આશા રાખવી તે બધુ જેમ નિરર્થક છે, તેમ કુસંગથી સારા પરિણામ લાવવા તે અસંભવિત છે. કહ્યુ છે કે —

સુમિત્ર કુમિત્ર સમાન નામ, પણ નહી જ્યાં બંગી કાંઈ કામ,
હુતાશને હેમ રહે રૂપાળુ, કરી રહે પીતળ મુખ કાળુ.

૨ જેમ ઉનાળામાં બપોરને વખતે દરણ તરસ્યુ થવાથી મૃગજળ (ઝાંઝવાના જળ) રૂપી દેખાતું ખોટું જળ પીવા દોડે છે, તે વખતે શીકારીએ બાંધેની જાળમાં આંધળુ થઇ ફસાય છે તેમ દુનિયામાં કામી, અફીણી, ગંજેરો, ભગેરી વગેરે વ્યસનીઓ દુનિયાની અંદર ઉપરથી દેખાતાં ઝાંઝવાના જળ જેવા દુનિયાના ખોટા સુખમાં ફસાય છે, અને ફસાઈ કામી પુરૂષોને હમેશા પોતાની આસપાસ અંધકાર ભાસે છે પતંગીઉં દીવાના તેજથી એટલું બધુ લલચાય છે કે તેને પોતાનો પ્રાણ અર્પવાને તૈયાર છે, દીવો કે જે તેનો યમ છે. જે બાળીને ખાખ કરે છે, જે એક ક્ષણવારનુ પણ સુખ નથી તેને પોતાનુ તન મન અને સર્વસ્વ આપી સુખ ભોગવવા જતા તેજ ભસ્મ થઈ જાય છે તેવીજ રીતે ભમરો કમળ પત્રપર બેસવા જાય છે, પણ જ્યારે કમળ બીડાઇ જાય છે, ત્યારે નીકળવાને ઘણા ફાંફા મારે છે પણ નીકળી શકાતુ નથી અને છેવટે મરવું પડે છે આહા ! આમાં શુ સુખ ? પણ મોહ ખુવારી કરે છે ભમરા અને પતંગની માફક કામી પુરૂષો લલચાય છે કહ્યુ છે કે —

(૧) કામી શું ન કરે કુકર્મ કામી શુ ન કરે,
સુત પિતૃ માત ભગિની સંહારે, સ્વાર્થને માટે મિત્રને મારે,
પ્રભુથી દીલ ના ડરે- કામી શું— .
અણ ખપતો ખાશો ખાતિથી, જાલીમ જુલમ કરે જાતેથી,
મધુ પી મસ્ત ફરે- કામી શુ-

(૨) જન જુઓ વિષયના અંધા, કેવા કરે ધંધા,
વૃદ્ધ છતાં વ્યભીચારે વળગે, કુળ, મર્યાદા મુકી અળગે,
સદ્‌ગુણ મુકે અંધારે- જન-
અંગ ધીરજ રાખે અટકાવી, અબળા છતાં દોડે બળ લાવી.
બનવા બેવડ બંદારે- જન
ચીત હરવા કરતા બહુ ચાળા, છતાં કુરૂપી બને રૂપાળા
કરે ખુશામત ખંધારે- જન -

અપૂર્ણ

M T

# કચકડાની વસ્તુઓ વાપરી શકાય કે?

લંડનમાં "Humanitarian League" નામની એક દયાળુ મંડળી છે. કચકડાં માટે બીચારા લાખો કાચબાને કેવું ત્રાસદાયક દુઃખ દેવામાં આવે છે. તે સંબંધી ત્રણ જુદે જુદે સ્થળે નજરે જોનારાઓએ જે વર્ણન લખ્યાં છે, તે સદરહુ મંડળીએ એકઠાં કરીને છપાવ્યાં છે. તેમાંનું એક ન્યુયોર્કમાં પ્રસિદ્ધ થતાં Evening Post નામનાં વર્તમાન પત્રમાં પ્રથમ છપાયલું હતું જેનો સાર નીચે પ્રમાણે છે.

"રાતે માછીમારો કીનારા ઉપર જેમ બને તેમ છુપાઇ રહે છે, અને જ્યારે કાચબાઓ પાણીની બહાર નીકળીને જમીન ઉપર આવે છે ત્યારે તે માછીમારો દોડી જઇને સોટાના આંકડા વતી તેમને અસ્તા કરી નાખે છે, અને સવાર સુધી તેમને એજ સ્થિતિમાં રાખે છે. જે ક્રિયાથી એ કાચબાની ઢાલ ઉતારવામાં આવે છે તે ત્રાસદાયક છે. કાચબાને મારી નાખવામાં આવતા નથી, કેમકે તેમ કરવાથી થોડાં વરસમાં તેઓ તમામ નાશ પામે. તેમને પકડયા પછી પોતાનું કામ પુરૂં કરવાને સવાર પડવાની માછીમારો રાહ જુવે છે. કાચબાઓને પાછા તેમની કુદરતી સ્થિતિમાં ઉંધા પાડે છે, (એટલે કે ઢાલ ઉપર ને પેટ નીચે) અને જમીનમાં ખોસેલી ખીલીઓ સાથે તેમને મજબુત બાંધે છે, પછી સુકાં પાંદડાં અથવા તો દરીયાઇ ઘાસ સરખું કરીને તેમની પીઠ ઉપર પાથરીને સળગાવે છે. ઢાલ સાંધાઓથી છુટી પડે પણ ને બગડે નહી એટલી ગરમી રાખવામાં આવે છે પછી રસાયણશાસ્ત્રીઓ વાપરે છે તેના જેવી એક મોટી છરી ઢાલ નીચે સીધી ઘાલીને આસ્તે આસ્તે તેને કાચબાની પીઠ ઉપરથી કાપી લેવામાં આવે છે. અતિશય ગરમી થવાથી ઢાલને નુકસાન ન થાય તે માટે ઘણી સંભાળ લેવી જોઇએ, અને તો પણ પીઠથી તે ઢાલ છુટી પાડી શકાય તેટલી કર્યા વિના તે કાપી લેવામાં આવતી નથી. કોઇ પણ માણસ સહેજે સમજી શકશે કે એ ક્રિયા ઘણીજ ઘાતકી છે અને ઘણા કાચબાઓ તેથી મરી જાય છે, પરંતુ ઘણાખરા તેથી મરતા નથી, અને વખત જતાં માણસની આંગળી ઉપરથી ઉખાડેલો નખ પાછો ઉગે તેમ તે કાચબાઓને પણ નવી ઢાલ ઉગે છે.

ઉપર પ્રમાણે જ્યાં સુધી બીચારા કાચબાઓ જીવતા રહે અને તેમને ઢાલ આવે ત્યાં સુધી ફરી ફરીને તેને પકડીને ભયંકર દુઃખ દેવામાં આવે છે. માટે દરેક દયાળુ સ્ત્રી પુરૂષની ફરજ છે કે એવી ક્રુર રીતે મેળવેલી કાચબાની ઢાલ એટલે કચકડું તેનાં

કરડાં, વીંટી, બટન, ઘડીયાળની સાંકળી, કાંસકી વગેરે વસ્તુઓ બનતાં-સુધી વાપરવી નહિ

જુનાગઢ. ] લાભશંકર લક્ષ્મીદાશ.

---

### પ્રાર્થના.

રા. રા. લાભશંકરે પોતાના ઉપરના અસરકારક લખાણથી કચકડાંવાળી વસ્તુઓ મેળવવામા કેટલું ઘાતકીપણું વાપરવામા આવે છે તે વિષે વાંચનાર ગ્રહસ્થને સારી રીતે ખ્યાલ આપ્યો છે જેથી કચકડો, હાથીદાંત વીગેરે વસ્તુઓ બનતાં સુધી દયાળુ ભાઇ બહેનો ન વાપરે તેવી આશાથી આ હેન્ડબીલની ૫૦૦૦ નકલ મુંબઇના શ્રી જીવ દયા જ્ઞાન પ્રસારક ફંડમાંમાથી પ્રસિદ્ધ કરવામા આવી છે

લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરી,
ઑન, મેનેજર, જીવદયા જ્ઞા પ્ર ફંડ—મુંબઇ.

---

## પધારો અશક્તાશ્રમે.

અમે આપથી સનાથ અમારી કરવા સંભાળ,
વાર વાર વ્હાલાઓ આવજો !

હર્ષને ઉત્કર્ષ ભર્યાં કુમકુમના પાદ,
પ્રેમે અમ આગણીએ લાવજો !

કહ્યું છે કે — દુઃખી હૃદય પ્રભુતણું ધામ છે,
કામી શું ન કરે_કુકર્મ — રંક તણો સાચો વિશ્રામ છે !
સુત પિતૃ માત,ભગિની સહારે, સ્વાર્થને મદ, અંતરમાં વ્હાલ,
પ્રભુથી દીલ ના ડરે— કામી શું—
અણ ખપતાં ખાશે ખાંતેથી, જાલીમ જુલમ કરે જાતેથી, અનાથો સંભારજો !
મધુ પી મસ્ત ફરે— કામી શું—
જન જુઓ વિષયના અંધા, કેવા કરે ધંધા,
વૃદ્ધ છતાં વ્યભીચારે વળગે, કુળ, મર્યાદા મુકી અળગે, પ્રસરાવજો !
સદ્દગુણ ખુવે અધારે— જન—
અંગ ધીરજ રાખે અટકાવી, અબળા છતાં રોડે બળ લાવી. ગજાવજો !
બનવા બેવડ બદારે— જન.
ચીત હરવા કરતા બહુ ચાળા, છતાં કુરૂપી બને રૂપાળા નાથ.
કરે ખુશામત ખંધારે— જન—

અપૂર્ણ

M.

# આદર્શકુલ-વધૂ કિંવા સુશીલ સુશીલા.

—પ્રથમ પરિચ્છેદ—

અનુવાદકઃ—રા. રા. છોટુભાઇ દાજીભાઇ દેસાઇ—" શારદા વિહાર—સુરત.

ઇશ્વરનો મહિમા ઘણોં વિલક્ષણ છે, તેનો પાર પામવો કઠણજ છે. જે સ્વામી તુલસીદાસ પોતાની સ્ત્રીની એકજ વાત સાંભળી મહાન્ રામ ભક્ત બની ગયો, વિદ્યોત્તમાની વાણીએ કાળિદાસને કાળીદાસ બનાવી વિદ્વાન્ બનાવ્યો; પરંતુ મંદોદરીના હજાર વાર સમજાવવા અને લાખો કાલાવાલા કરવા છતાં રાવણના હૃદયપર કંઇ પણ અસર થઇ નહિં. એથી શું એ પ્રતિપાદિત નથી થતું, કે સર્વત્ર " દૈવ " જ પ્રબલ છે ?

આતો હજી કાલની વાત છે, કે સત્યેન્દ્રની બજારમાં શાખ હતી. એનું હજારો રૂપીઆનું લેણુ દેણુ ચાલતું હતું. મહાજનમાં એનું માન હતું. અત્યારે એના પુત્ર નરેન્દ્રની મહાજનમાં ક્યાંએ એક રતિભાર પણ ઇજ્જત નથી.

હા, દુરાચારી લોક પાસે પૈસા હતા ત્યાં સુધી એના સાથી રહ્યા. નરેન્દ્ર જે પાણીને બદલે મદિરા પીએ છે, વ્યાપાર ખેલવાને બદલે જુગાર ખેલે છે, માતાની આજ્ઞા માનવાને બદલે વેશ્યાનો દાસ છે, જે સારા લોકોની પાસે જવાની ઇચ્છા પણ કરતો નથી, અને જેણે હજારો રૂપીઆની મીલ્કત માટીમાં મેળવી દીધી. એ જોઇ કોણ કલ્પના કરી શકે, કે તે સુધરી જશે, નરેન્દ્રની ભાંગેલી ઝુંપડી પુનઃ રાજ મહેલ બનશે, એની દુઃખી માતા ફરીથી સુખ લાભ પ્રાપ્ત કરશે, અને બિચારી અનિશ્ચિંતા સુશીલા નિશ્ચિંતા બનશે. નરેન્દ્ર એકવાર પુનઃ દુકાનદાર બનશે, એનો કારભાર પુનઃ ચમકી ઉઠશે, તથા પોતાની ગુમાવેલી પ્રતિષ્ઠાને પ્રાપ્ત કરશે, અને એનાં હૃદયની દુર્ગંધ દૂર થઇ જશે, જેમ સાબુથી વસ્ત્રનોમેલ જાય છે તેમ.

નરેન્દ્ર વાલ્મીકિ અને નારદના સંવાદની વાત ભૂલ્યો નહિ. તે પોતાનું ગુમાવેલું ધન, માન આદિપર વિચાર કરવા લાગ્યો. પોતાના પિતાની સ્થિતિસાથે પોતાની સરખામણી કરી પસ્તાવા લાગ્યો. કુસંગતિમાં પડી એણે જેજે દુરાચાર કર્યા, તેને સ્મરણ કરી તે અત્યન્ત સંતપ્ત અને ખેદિત થયો. તે વિચારવા લાગ્યો, હાય ! હું મારા કુળમાં કંટક સ્વરૂપ છું, મારી પૂજ્ય માતા અને પ્યારી પુત્રીનું દુઃખ કારણ છું. હું અધમ છું. હું સંસારમાં કોઇને મુખ બતાવવાયોગ્ય નથી, તેમ મરણ પછી ભગવાનના શરણમાં જવા યોગ્ય પણ નથી. મને પાપીને તે શી રીતે શરણ આપશે ? હે દયા નિધાન ભગવાન ! ક્ષમા કરો, એવું કહેતાં કહેતાં એના નેત્રોથી ઝળઝળ કરતાં આંસુ વહેવા લાગ્યા. એણે નિશ્ચય કર્યો કે હવે હું કદી પણ જીવીશ નહિ.

દુરાચારી લોકોનું આત્મબળ કમી થઇ જાય છે. એમના વિચાર સમુદ્રમાં પડેલાં તણખલાંની માફક સ્થિર રહી શકતા નથી. એ કારણથી પૂર્વાપર વિચાર કરવા અને પરિણામનો વિચાર કર્યા પહેલાંજ તે પ્રમાણે કરી બેસે છે. જેથી તેને સંસારમાં લાજ, ઉપહાસ અને સંતાપ પ્રાપ્ત થાય છે. નરેન્દ્રને પોતાના કરેલાં કૃત્યોપર એટલી ગ્લાનિ અને તિરસ્કાર

ઉત્પન્ન થયો, કે તે એને સહન કરવાને અસમર્થ થયો. એક દિને જ્યારે એની માતા પડોસમાં વિમલાને લઇ ગઇ હતી, અને સુશીલા ઘરના કામમાં હતી, એ અવસર જોઇ નરેન્દ્રે પોતાની સુવાના ઓરડીમાં ખાટલાને દીવાલ સાથે ઉભો કર્યો, અને પાણી ભરવાના દોરડાનો ફાંસો બનાવી ઘરની એક ખીંટી સાથે બાંધી દીધો. એટલું કરી એણે પ્રાયશ્ચિત સ્વરૂપ પોતાના મનમાં માતાના ચરણમાં પ્રણામ કર્યા, ક્ષમા પ્રાર્થના કીધી, પોતાની પ્યારી સુશીલાના પ્રેમની પ્રશંસા કીધી, 'ઇશ્વર એને સુખી રાખો' એવો હાર્દિક આશીર્વાદ દીધો, પુનઃ ઇશ્વર સ્તુતિ કીધી, પછી પેલા ખાટલાપર ચઢી વિચારવા લાગ્યો કે ફાંસો ગળામાં નાંખું, અને લાત મારી ખાટલો નીચે પાડી મારા જીવનની 'ઇતિશ્રી' કરી દઉં. પરંતુ ઇશ્વરને એ ઇષ્ટ ન હતું, અનાયાસ કંઇ કામને માટે સુશીલા જેને હમણા હમણાજ શુભ આશીર્વાદ મળ્યો છે, તે એ કોટડીમાં આવી. એણે ત્યાં જે દેખાવ જોયો જેને જોતાંજ તે એવી અધીર થઇ ગઇ, કે અતિ જોરથી એક ચીસ મારવા સિવાય એનાથી બીજું કંઇ થઇ શક્યું નહિ, ચીસ સાંભળતાંજ નરેન્દ્રના હાથથી ફાંસો છુટી ગયો, અને તે ગભરાઇ નીચે ગબડી પડયો. એના પડતાંજ સુશીલા દોડી જઇ નરેન્દ્રના ચરણોપર નમી પડી, અને અત્યન્ત નમ્રતાથી વિનતિ કરવા લાગી, કે સ્વામી! 'શું અપરાધને લીધે આપ મને અનાથ કરવા ઇચ્છતા હતા? જો મારી સેવાથી આપ પ્રસન્ન નહિ હો, તો મનેજ આજ્ઞા આપો, જેથી હું મારા પાપી પ્રાણનો ત્યાગ કરી દઉં! હે પ્રાણનાથ! આપજ મારૂં સુખ, મારૂં જીવન અને મારૂં સર્વસ્વ છો. આપના ચરણોની સેવા કરવાથી મને જેટલું સુખ પ્રાપ્ત થાય છે, એટલું એકલી રહેવાથી સ્વર્ગમાં પણ મળશે નહિ. આ દાસીના અપરાધો ક્ષમા કરો અને હાથની ધરતીની લાજ રાખો. એટલું બોલતાં બોલતાં તે અચેત થઇ ગઇ. નરેન્દ્ર સુશીલાની દશા જોઇ ગભરાઇ ગયો તે પાગલની પેઠે જ્યાં ત્યાં દોડવા લાગ્યો. આખર જ્યારે કાંઇ ધૈર્ય આવ્યું ત્યારે તેણે પાણી લઇ સુશીલાના મુખપર છાંટ્યું. પાણી લાગવાથી અને બીજું પતિનો સ્પર્શ થવાથી સુશીલાને શુદ્ધિ આવી. જાગૃત થતાં એણે જોયું કે મારૂં મસ્તક પતિની ગોદમાં છે. અને તે પ્રેમ ભર્યા આકુલિત નેત્રથી મારા મુખ તરફ જોઇ રહ્યા છે. એણે એક વાર ફરી નેત્ર બંધ કરી પોતાના જીવનાધારની તાત્કાલિક મૂર્તિનું હૃદયપટપર ચિત્ર ખેંચ્યું, અને પ્રેમ રહિત દર્શન કરી પુલકિત થઇ. નરેન્દ્રે જોયું કે સુશીલાનું શરીર રોમાંચિત થઇ ગયું છે, અને જ્યાં એણે નેત્રો ઉન્માચિત કીધાં, કે તુર્ત એ મોટા મોટાં જલબિન્દુ બન્ને નેત્રોની કોરણથી નીકળી નરેન્દ્રની જાંઘપર ગરી પડ્યા આ સમયે નરેન્દ્રથી રહી શકાયું નહિ, એણે ઉઠી સુશીલાને ગળે વળગવી ચુંબન દીધું.

[અસમાપ્ત.]

# " નારી–પૂજા. "

( બંગાળી ઉપરથી. )

સાંપ્રત સમયમાં "સ્ત્રી સન્માન' નો વિષય જેટલું પ્રાધાનપદ ભોગવે છે, તેટલું ભાગ્યેજ અન્ય કોઇ વિષય ભોગવતો હશે પરન્તુ એ 'નારીપૂજા ' અર્થાત્ 'સ્ત્રી સન્માન' સંબંધી જ્યાં ત્યાં બોલાય છે, તથા લખાય છે, તે કેવળ વિલાયતી ઢબથીજ, અને પાશ્ચાત્ય પ્રથાનું અનુકરણ કરીનેજ. વસ્તુતઃ પ્રકૃત નારીપૂજા તો વિલાયતમાં છેજ નહિ. આર્યાવર્તજ ' નારી પૂજા ' ની ઉત્પત્તિ, વિસ્તૃતિ, ને સ્થિતિનું સ્થાન છે. હાલ પાશ્ચાત્ય વિચારો અંકુરિત થવાથી, એ નારીપૂજાને કેટલેક અંશે હાનિ પહોચી છે. ભારતમાં સ્ત્રીઓ પરાપૂર્વથી દેવી તરીકે મનાઇ પૂજાતી આવી છે. " यत्रनार्यस्तुपूज्यन्ते रमन्ते तत्रदेवताः। यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राऽफलाः क्रियाः॥ "

સ્ત્રીના સન્માનમાંજ દેવતા પ્રસન્ન રહે છે. જ્યાં સ્ત્રીના સન્માન નથી, ત્યાંની સઘળી ક્રિયા વૃથા છે. મનુ ભગવાનનું નારીપૂજાને માટે આ ફરમાન છે. " स्त्रियः। श्रेयश्चगेहेषु न विशेषोऽस्तिकश्चन. " સ્ત્રી અને શ્રી અર્થાત્ લક્ષ્મી વચ્ચે કાંઇ ફરક નથી, એ સિદ્ધાન્તમાં પ્રાચીનકાળથી આર્યજનોનો દૃઢ વિશ્વાસ છે. न गृहंगृहमित्याहुर्गृहिणीगृहमुच्यते। गृहंतुगृहिणी कान्तारादतिरिच्यते ॥ લાકડા માટીનું ચણેલુ ઘર છે તે વાસ્તવિક ઘર નથી. પત્નીજ ઘર છે, ગૃહિણી વગરનું ઘર જંગલ કરતાંએ બુરૂં છે. આવા અનેક પ્રમાણો મળી આવે તેમ છે. ભારતવાસીઓની સ્ત્રી પ્રત્યે આ પ્રકારની દેવી બુદ્ધિ છે. એ શું બતાવે છે? તેઓ સ્ત્રીને અતિ પવિત્ર રાખવા માગે છે નારીના નિર્મળ હૃદયમાં વાસના વિકાર ને સ્થાન મળવાથી એ દેવી પ્રતિમા દૂષિત થઇ જાય છે. એજ કારણથી પ્રકૃત હિન્દુને તો એવી વાસના યુક્ત ભાવનાજ અસહ્ય છે. હિન્દુઓ સ્ત્રીને રક્ત માંસના પાપનો સ્પર્શ પણ દેવાની કલ્પના પણ કરી શકતા નથી. આર્ય શાસ્ત્ર પ્રમાણે ' લગ્ન ' એ માનવની સાથે માનવીનું ધર્મ સમેલન છે, અર્થાત્ ધર્મ કાર્યાર્થે સ્ત્રી પુરૂષનું એક બીજા સાથે જોડાવું તેનું નામ લગ્ન. ધર્મ પત્નિ, ધર્મ સહચરી એ શબ્દો પણ ઉક્ત આશયનુંજ સૂચન કરે છે. ઋષિસંતાનો, ભારત વાસીઓનો વિવાહ કામ વાસનાની તૃપ્તિ માટે નથી.

' क्रियाणा खलुधर्म्याणां सत्पत्न्यो मूलकारणम्। ' ધાર્મિક ક્રિયા કરવા માટે, પુત્રોત્પત્તિ કરી પિતૃઋણ પતાવવા માટે, તથા ઉભયની ઉન્નતિ સાધી, પરમપદની પ્રાપ્ત કરવા માટે આર્યોનાં લગ્ન નિર્માણ થએલાં છે. સીતા દેવીને વનમાં મોકલી દેવામાં આવ્યાં હતાં, છતાં શ્રી રામચન્દ્રને અશ્વમેધ યજ્ઞની ક્રિયા કરતી વખતે, સીતાદેવીની હિરણ્યમયી પ્રતિકૃતિ અર્થાત્ સુવર્ણ પ્રતિમા કરાવવી પડી હતી.

હિન્દુ પત્નીનો પોતાના પતિ સાથ ઇહ પરકાલ અર્થાત્ આ લોક તથા પરલોકનો સંબંધ છે. આવે અબલા પોતાના પતિને કહે છે કે 'જન્મો જન્મ તમેજ મારા પ્રાણ નાથ થાઓ." " सतीयोषित्युमां समभ्येति भवान्तरेष्वपि ।" જન્મો જન્મ, ભારત લલનાનો પોતાના પતિ સાથનો સંબંધ કાયમ રહે છે, તૂટતો નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે સતી સ્ત્રીના મસ્તકપર જેટલા વાળ હોય છે, તેટલા વર્ષ પર્યન્ત તે પોતાના પતિ સાથે સ્વર્ગમાં નિરતિશય સુખ ભોગવે છે.

જેઓ ભ્રમ વશાત્ વિષય વાસનાને પ્રેમ સમજી, ઇન્દ્રિય ઘટિત મિલન (મગ્ન) કરવા ચાહે છે, તેઓ રક્ત માંસનુંજ લગ્ન (એકી કરણ) કરે છે. આર્યોનું લગ્ન, આધ્યાત્મિક લગ્ન છે. ધર્મને માટે, દેવ બ્રાહ્મણને સાક્ષી કરેલું લગ્ન છે, લગ્ન પ્રસંગે કન્યા ધ્રુવ નક્ષત્રને સાક્ષી કરીને કહે છે. "ध्रुवमसिध्रुवाहं पतिकुले भूया सम् ।" હે ધ્રુવના તારા ! તું જેવો સ્થિર ને અવિચલિત છે, તેવીજ હું પણ મારા પતિના શિરોમણિ અરૂન્ધતીનું ઉજ્જ્વલ પવિત્ર ચિત્ર તમારા ધ્યાનમાં હશેજ, " तेषां मध्यगता साध्वी पत्युः पादार्पिते क्षणा । साक्षादिवतपः सिध्धिवभाषे बहरुन्धती ॥"

' સપ્તર્ષિઓની મધ્યમાં, પતિના ચરણમાં નજર રાખનારી, સાધ્વી મૂર્તિમતી અરૂન્ધતી તપ, સિદ્ધિની માફક વિશેષ શોભાતી હતી ' જેને જોઇને ઉદાસીન ભોળાનાથ શંકર પરમા ત્માના પણ મનમાં પરણવાની પ્રબળ ઇચ્છા પેદા થઇ હતી, તે પરમ પવિત્ર પતિવ્રતા સતી અરૂન્ધતી આકાશમાં વસિષ્ઠની સહચરી થઇ શકી છે. વિખૂટી પડી નથી. એજ અરૂન્ધતી ને સાક્ષી કરીને નવ વધૂ પાસે બોલાવવામાં આવે છે કે ' હે અરૂન્ધતી હું પણ તમારી પેઠે આલોક અને પરલોકમાં પતિના સહવાસમાં નિરન્તર અચલ ને સ્થિર રહું '.

હિન્દુ સમાજમાં સ્ત્રીઓને આ પ્રકારનું માન છે, અને પતિ પત્નીનો આવો હંમેશને માટેનો અવિચ્છિન્ન કાયમનો સંબધ છે. પત્નીનો એક માત્ર ઉપાસ્ય ગુરૂ, દેવ જે કહો તે, પતિજ છે. અન્ય કોઇ નથી. પતિ પણ દેવી તરીકે, સાક્ષાત્ જગદંબાની પ્રતિકૃતિ તરીકે સ્ત્રીને ગણે છે.

" *गृहिणी सचिवः सखीमिथः प्रियशिष्या ललितेकला विधौ* "

'પત્ની તે ઘરની માલીક છે, મુખ્ય સલાહકાર પ્રધાન છે, આનંદદાયી આપ્ત મિત્ર છે, અને લલિત કલા (સંગીત, ઇત્યાદી ૬૪ કળામાં ) વહાલો શિષ્ય છે.' પત્નીની આ કીંમત જૂના કવિ કાલિદાસે આંકી છે. હિન્દુ પતિ પત્નીનો પરસ્પર આવો અપ્રતિમ સંબંધ છે, તેથી હિન્દુ વિધવાના પક્ષમાં પત્યન્તર ગ્રહણનો સંભવજ રહેતો નથી. પતિનો પાર્થિવ દેહ યમપીડ નથી, આ લોકમાંથી, અન્તર્હિત થઇ શકે છે, પરન્તુ પત્નીના હૃદય મન્દિરમાં વિરાજમાન થએલી 'પતિ દેવની મૂર્તિ' તો દેહમાં જ્યાં લગી પ્રાણ હોય છે, ત્યાં લગી અન્તર્હિત થવા શક્તિ માન નથી. સ્ત્રી કેળવણીની

ચળવળે દશે દિશા કંપાવી દીધી છે. પરન્તુ ઉક્ત પ્રકારના ઉત્તમ સિદ્ધાન્તો-આદર્શોનું યથાર્થ બોધ આપનારું શિક્ષણ આપવાનો પ્રયાસ હજુ સુધી કોઇએ પણ કર્યો નથી, એ ખેદજનક છે.

જે શિક્ષણના પ્રતાપથી. આપણી પ્રાચીન આર્ય લલનાઓ, દેવી સદૃશ મનાઇ પૂજાતી આવી છે. અને પ્રાતઃ સ્મરણીય અર્થાત્ સવારના પહોરનાં નામ તરીકે પ્રસિદ્ધ થઇછે, તેવા પ્રકારનું શિક્ષણ અતિ આવશ્યક છે. આપણી કન્યાઓને જો ઉક્ત પ્રકારનું પ્રાચીન પદ્ધતિ પ્રમાણે આપણા સિદ્ધાન્તોનું ગૂઢ રહસ્ય સમજાવનારું શિક્ષણ આપવામાં આવે તો આપણી સ્ત્રીઓ પ્રાચીન સતીઓનાં જેવું ગૌરવ પુનઃ પ્રાપ્ત કરી શકે, એ નિઃશંક છે.

પ્રસન્નવદન છબીલરામ દીક્ષિત.




યાને

પરમારથ બોધ-ખ્યાલ.

પરમારથ સમ પુણ્ય કયું છે, બતાવનારો છે કોઈ;
દાતારો બહુ દાન કરે છે, કૃપણ બળે છે તે જોઇ.
ખાવ પીયોને પહેરો ઓઢો, એતો રીત ઘણી સારી;
વ્યસનોમાં જે વખત જાય છે, ફક્ત એટલી છે ખ્વારી.
કોઈ પીયે છે ચરસ ચીલમમાં, કોઈ પીએ સુકો ગાંજો;
કોઇ પીયે છે બીડી બલમાં, બીજું હું કહેતાં લાજ્યો.
કંઈક દીઠાં મેં અવાજ કરતાં, પીયો પીયો ગાંજેકી કલી;
જો નહિં પીવે યહ ગાંજો તો, લડકેસેં લડકીજ ભલી.
કૈસી મજા અબી આતી હય, કરકે નીશા કબહું દેખો;
બડા સ્વાદ આતા હે ઇસમેં, ગયું જનમ સુધરી લેખો.
પોત પોતાની નાત વધારે, તમે પડ્યા છો ક્યાં તેમાં;
ખાંસી દમ ખલકે બહુ રોગો, પ્રગટ રહેલા છે તેમાં.

પરમારથને કાજ શંકરે ઝેર હલાહલ છે પીધું;
પરમારથ પર પ્રીત હતી તો, દધિચિએ અસ્થિ દીધું.
રાજા કર્ણ સમો કોઈ દાતા, થયું નથી કોઇ નવ થાશે;
વિક્રમ આદિ થયાં રાજવી, પ્રગટ થશે તે પરખાશે.
આંબો વડ પીંપળ આદિ સૌ, વૃક્ષ બનાવ્યા શું કરવા,
વટેમાર્ગુઓ શ્રમિત થાય તો, થાક દૂર તેના કરવા.
ઇશ્વરનો ઉપકાર વર્ણવી, મહંત પણ શકતાજ નથી;
તો હું પામર અલ્પ જીવ તે, કહી શકું શું આ મુખથી.
સમુદ્ર મંથન સમય પ્રભુએ, કમઠ રૂપ ધારણ કરીયું;
મત્સ્ય બન્યા મોહનજી પોતે, ઋષિ નાવ માથે ધરીયું.
મુરલીધરનો મહિમા મોટો, ગોવિંદ થઇ ગાયો ચારી;
મુષ્ટિક ચાણુર મલ્લ હરાવી, મામો પણ નાખ્યો મારી.
સીતા રામ અને લક્ષ્મણજી, ચૌદ વરસ વનમાં રહિને;
અનેક દળ રાક્ષસનાં માર્યાં, લંકા હાથ કરી જઇને.
રાજ્ય વિભીષણને ત્યાં દિધું, હનુમાન શીર હાથ ધર્યો;
અવધપુરીમાં આનંદ વર્ત્યો, પરમારથ પરકાશ કર્યો.
આ કવિતાનો પાઠ નિરંતર, શ્રદ્ધાથી કરશો મનમાં;
પૂર્વ જન્મના પાપ મટાડી, પ્રખ્યાતિ પામે જનમાં;
ચૌદાસેં ચાળીસ ગાંવમેં, મુખ્ય શહર મસ્કા મંડી.
નલિયા ઔર કુઠારા મુંદ્રા, મઉંકી હવા બડી ઠંડી;
સ્વારી દેખન ચલો સાથમેં શ્રી ભુજ નગર બડા બંકા;
મહારાવ ખેંગાર સવાઈ, બહાદુરકા બાજત ડંકા.
બહુત મુલક હમ ઘુમત ઘુમત, હાંપર સ્થાન જમાયા હય;
શિવ પ્રસાદ સુત ઇષ્ટ ગુરૂ, જમિયતકા ધ્યાન લગાયા હય.

કવિ ભાગલીઆ.



# અશક્તાશ્રમની પહોંચ.

**લેડી વિલિંગ્ડન અશક્તાશ્રમ—રામપુરા—સુરત.**

મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ.

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝવાળા વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી, તે ઓ. સેક્રેટરી ડૉ૦ ડી. જે. એદલબેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે. રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી. પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી.

તા. ૧૧ થી તા. ૨૫ માર્ચ ૧૯૧૫ સુધીની ભેટની યાદી.

૧૫-૦-૦ મરહુમ મહેરબાન દેશાઇ ભીમભાઇ જીવણજીના પુન્યાર્થે જમણ માટે કતારગામ.

૩-૦-૦ શાહ. આતમારામ જેકીશનદાસ લોખંડવાળા હરીપુરા.

૫-૦-૦ શેઠ પ્રાણજીવનદાશ આત્મારામ-રણછોડદાશ વકીલની શેરી, વાડી-ફળીઆ.

૫-૦-૦ શેઠ ફકીરભાઇ જમનાદાશ ભવાનીનાવડ પાસે.

૩-૦-૦ મી૦ છોટુભાઇ નીછાભાઇ તરફથી સ્વર્ગવાસી બાઇના પુન્યાર્થે-રામપરા-સ્વામીનારાયણનાં મંદીર પાસે.

૨૫-૦-૦ પટેલ ચુનીલાલ ઠાકોરદાસ-દેગમપરા આમલીશેરી.

૧-૪-૦ શાહ. મગનલાલ ગુલાબદાશ મોટાં મંદીરની કાપડ બજાર.

૧૫-૦-૦ શાહ. અમુલખ એમ. શાહ સાયલા.

૩-૦-૦ ગોરધનદાશ નોતમરામ કાજી અશ્વનીકુમારના ગલ્લામાં.

૧૦-૦-૦ ખુદાવંત મહેરબાન સચીનના નવાબ સાહેબ બહાદુર-માસીક મદદ.

૩-૦-૦ વકીલ ઉત્તમરામ કલ્યાણજી શુકલ લક્ષ્મીનારાયણનો મહોલ્લો વલસાડ

૫-૦-૦ શેઠની નાનાભાઇ માધવરામ દલશાડવાળા શગરામપરા.

૫-૦-૦ રાદેરનીવાસી રાવસાહેબ જગનનાથ કેશવરામ ભટ્ટ વેટેરનરી ઇન્સપેક્ટર એન. ડી. એમના મરણ પાછળ તેમના ચીરણજીવી રામચંદ્ર જગનનાથ તરફથી.

૨-૦-૦ શાહ છબીલદાશ ગુલાબદાશ હરીપરા.

૧-૯-૦ ,, છગનલાલ રણછોડદાશ સરાફ ખાંડના લાડુને દુધપાકના જમણ સાથે પરચુરણ ખરચના.

૧-૪-૦ મરહુમ દેશાઇ કલ્યાણજી મોરારજીના મરણ પાછળ કતારગામ.

૧૦-૦-૦ શેઠ સાહેબ એદલજી રતનજી કંટ્રાકટર. એલાર.

૩-૦-૦ ડાકટર સાહેબ કૃષ્ણલાલ કેશવલાલ,

૧-૦-૦ શેઠ નેમચંદ શવચંદ. ,,

૧-૦-૦ ,, બમનજી નસરવાનજી ,,

૧-૦-૦ ,, માણેકશાહ કેખશરૂ. ,,

૧-૦-૦. શાસ્ત્રી છોટુભાઇ હરીરામ.

૧-૮-૦ કેળાપીઠના તંબોળીના પંચ તરફથી ઇચ્છારામ મોતીરામ.

૨૫-૦-૦ પટેલ મગનલાલ બાલાભાઇ દુધારાશેરી.

૨૫-૦-૦ ,, ગોપાળદાશ વલ્લભરામ. આમલીશેરી.

૧-૪-૦ બેન નર્મદા તે હરીલાલ જયાનંદની છોકરીના પુન્યાર્થે હા. હરીલાલ જયાનંદ.

૧૦-૦-૦ મહેરબાન કે. કે. સુનાવાળા જોઇંટ જડજ સાહેબ ચીપલુન. શેઠ કશનદાશ ,, છબીલદાશની પુન્ય યાદગારી દાખલ.

૬૫-૪-૦ વેરલમ. નાટાલ. આફ્રીકાથી નીચે મુજબના રૂપીઆ: મનીઓર્ડરનું કમીશન જતા સુનાં નાણાંના વટાવ સાથે આવ્યા તે.

પૈ. શિ. પે.

૧-૦-૦ બાબુશ્રી તાલેવનસીંમ.

૧-૦-૦ મી૦ ધનજી રામજી.
૦-૫-૦ મી૦ રાઘવજી રઘનાથ.
૦-૨-૬ બાબુ રૂપસીંઘ.
૦-૨-૬ શીવપાલસીંઘ.
૦-૨-૬ પંચમસીંઘ.
૦-૨-૬ માધવસીંઘ.
૦-૨-૬ મી૦ શુભદ્ર.
૦-૨-૬ મી૦ દુપીકહાર.
૦-૨-૬ મી૦ અદલુ બીહારી.
૦-૨-૦ કીશનદત્ત મહારાજ.
૦-૨-૦ રામચરણ મહારાજ.
૦-૨-૦ રામચરણ આહીર.
૦-૨-૦ બાબુ છબીલાસીંઘ
૦-૨-૦ બાબુ નત્થમસીંઘ
૦-૨-૦ સોહન મહારાજ.
૦-૨-૦ બાબુ છત્રપાલસીંઘ.
૦-૨-૦ મી૦ આનદી.
૦-૨-૦ મી૦ રઘુનદન.
૦-૨-૦ અમરત ભગત.
૦-૨-૦ પુજારી કુંડેરામ મહારાજ.
૦-૧-૦ મી૦ રામગુલામ
૦-૧-૦ માસ્તરી રામજીહરીભાઉ
૦-૧-૦ મી૦ જમનાદાસ
૦-૧-૦ મી૦ ગજધર કોદરા.
૦-૧-૦ મી૦ છગણ.

---
૪-૯-૬

૭૫-૦-૦ શેઠ ચુનીલાલ વીજભુખણદાસે પેતાના પીતાશ્રીના પુન્યાર્થે સુરતમાં શેઠ નારણદાસ રાજારામની કંપની મારફતે અપાવ્યા

૨૦-૦-૦ ચૈતર શુદ ૨ને બુધવારને રોજ આશ્રમના માણસોને તેઓશ્રીના તરફથી શીરાપુરીનુ જમણ આપેલું તેના ખર્ચના શેઠ ખીમજી આસ૦ ૨ વીરજીએ મોકલાવ્યા તે. ૩૨૦ મીન્ટરોડ મુંબાઇ.

૬-૪-૦ શેઠ લખમીચંદ ભગાજી વાલોડ.
૩-૦-૦ ,, અમીચંદ ભગાજી ,,
૫-૦-૦ ,, દુવારકાદાસ જેકીશનદાસ ,,
૩-૯-૦ શેઠ ભુખણદાસ ભગવાનદાસ વાલોડ.
૧-૦-૦ શેઠ હરગોવન છગણ વાલોડ
૩-૦-૦ ,, કેશવલાલ નરોતમદાસ ,,
૫-૦-૦ શાહ ખાતે ,,
૫-૦-૦ શેઠ ગોરધનદાસ તારાચંદ ,,
૩-૦-૦ શેઠ નરોતમદાસ દામોદરદાસ ,,
૫-૦-૦ ,, દયાળજી બાપુજી ,,
૧-૯-૦ ,, દામોદરદાસ હરીભાઇ ,,
૧-૦-૦ ,, નાથુભાઇ હીરાચંદ ,,
૧-૦-૦ ,, અંબાલાલ રામદાસ ,,
૧-૦-૦ ,, જમનાદાસ ભીખારીદાસ ,,
૧-૮-૦ સોની ઇચ્છારામ દુલ્લભરામ ,,
૩૭-૪-૦ પરચુરણ રૂપીઆ એકની અંદરની ભેટનું એકંદર

---
૪૨૫-૧-૦ એકંદર કુલ

## બીજી મદદની વીગત.

શેઠ નાથુભાઇ છગનલાલ તરફથી ગોળના લાડુ નગ ૬૦ ગોળ શેરી.

ગજ્જર કલ્યાણભાઇ ભાણાભાઇ મગજ શેર ૧૦ ચણાનો.

ગુજરાતી પાટીદારના પંચ તરફથી ગોળના લાડુ ૧૨૫ સુરત.

પટેલ વનમાળી મુળચંદ ગોળના લાડુ ૧૪૦ દેવમપરા ખાંગા શેરી.

શેઠ મગનલાલ માણેકલાલ શુકાવાળા ખસરી શેર ૫.

મહેરબાન ગણપતરામ અનુપરામ માજી પ્રીનસીપલ સાહેબ ટ્રેનીંગ કોલેજ કાઠીયાવાડના તરફથી ખરી રૂ. ૨) ની રામનવમીને દીવસે.

સોનું ચાંદી તોલવાના ધરમના કાંટાના ટ્રસ્ટી સાહેબ શા૦ ઠાકોરદાસ દીપચંદ તથા શા૦ ઠાકોરભાઇ ચુનીભાઇ શુકાવાળા તરફથી. મુમ્બાઇ શરાફ બજાર ખારાકુવા. ચોખા ગુણ ૩ દાળ મણ પાંચ.

ભાઇ ઉમીયા નાણાવટ ચોખા મણ ૦ll.

શા૦ છબીલદાસ ભગવાનદાસ મારફતીઆ સોલીફળીઆ હનુમાનગલી. ઘઉં મણ મેણા બે

તંબાકુવાળા તાપીદાસ હીરાચંદ બરાનપુરી ભાગળ. બીડીના પાનરાંના પડાની ગુણ ૧.

# આ જગા ભાડે આપવાની છે


## એક ચેતવણી.

જીંદગીનું ખરૂં સુખ તે આંખ છે. આંખ વગરનો અવતાર નકામો છે. જો તમે આંખના કોઇ પણ દરદોથી પીડાતા હોય બીજી દવાઓ કરી નીરાશ થયા હોય તો ફક્ત એક વખત હમારો વિશ્વવિખ્યાત શુદ્ધ મોતીનો સુરમો વાપરો. આ સુરમો થોડા વખતમાં આંખના તમામ દરદોનો જડમૂળથી નાશ કરી આંખની ગયેલી રોશની પાછી લાવેછે. વળી આ સુરમો વાપરનારને ચશ્માની જરૂર રહેતી નથી. અમારા ઉત્તમ સુરમાએ સેંકડો દરદીઓને આંખના ભયંકર રોગમાંથી મુક્ત કર્યાછે. અમારા સુરમાના ઉંચા ગુણોને લીધે તે દરેક કુટુંબમાં ખાસ વપરાય છે. એક વખત વાપરી ખાત્રી કરો. તોલા ૧ના રૂ. ૪) ચાર.

વોરા હસાજી મુસાજી સુરમાવાળા.

જામનગર—કાઠીઆવાડ.

# सत्संग-विषयावलि.

(વિષય-વિભાગ.) (લેખક.) (પૃષ્ટ.)



---


જલદી કરો. પાછળથી પસ્તાશો.

તુરતજ નામ નોંધાવો.

**બે ગીનીનું રોકડું ઇનામ.**

સાહિત્યના શોખ સાથે નશીબ અજમાવવાની ઉમદા તક

## વિવેચક.

માસિકપત્રમાં દરેક પ્રકારના ઉત્તમ લેખો, કાવ્યો, ચાલુ તથા ટુંકી વાર્તાઓ વગેરે આવે છે. દરવર્ષે ભેટનું પુસ્તક મફત મળે છે કદ રોયલ આઠ પેજી ૩૨ પૃષ્ટ વાર્ષિક લવાજમ રૂ ૧-૧૦-૦ [illegible] રૂ ૧-૧૪-૦ તુરતજ ગ્રાહક થઈ નામ નોંધાવો મે માસની ૧૫ મી તારીખ સુધીમાં થનાર ૧૦૦ નવીન ગ્રાહકો [illegible] બે ગીનીનું રોકડું ઇનામ આપવાનું છે તે દરેકના નામની ચીઠ્ઠી [illegible] એક ચીઠ્ઠી ઉપાડવામાં આવશે અને તેમાં જેનું નામ નીકળશે તેને એ ઇનામ તેના ખરચે મોકલવામાં આવશે, [illegible] ગ્રાહકોએ એક નવીન ગ્રાહક કરી મોકલવાથી તેમના નામ [illegible] વધારે ગ્રાહક થશે તો તે પ્રમાણે [illegible] વિષયમાં જાહેર ખબર આપનાર વેપારીઓને [illegible] થાય છે તથા [illegible] લાભ છે ભાવ સસ્તા છે. નમુનાના અંક માટે બે આનાની ટીકીટ બીડવી. ગ્રાહકોને અર્ધી કિંમતે ઉત્તમ પુસ્તકો મળે છે જલદી લખો.

વ્યવસ્થાપક 'વિવેચક'

નં. ૧૧ લાડવાડા, નાંદોદ સ્ટેટ

अहिंसा परमो धर्मः । आत्मवत् सर्वभूतेषु

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




( વસંતતિલકાવૃત્ત. )

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરુથી સમૃદ્ધ;
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सतां किमु न मंगलमातनोति ।

વર્ષ ૬ઠું ] ચૈત્ર-અમાવાસ્યા વિક્રમ સં. ૧૯૭૨. ( અંક ૧૮ મો.

## વિનોદ-પાદપૂર્તિ.

( ૨ )

જ્ઞાનાંજન આંજી દગ ખોલ !
ભાઈઓ ના રાખો હજી પોલ !
લૂંટી જાય છે તમારો, માલ !
ઠગ-લૂચ્ચા ફેલાવી જાલ !
સાચા સાધુ ન જણાએ છે !
જ્યાં ત્યાં ધક્કા ખાએ છે !
કહો પછી કયમ ના સંભળાય !
કે અંધાનું કુતરા ખાય !

'રાસેશ્વરી રમણ—.

# પ્રાતઃસ્તવન.

(કવ્વાલી.)

હુવે ના છોડશો સ્વામી ! તમારો દાસ ધારીને;
ન રજ્જુ કાપશો વ્હાલા ! ઉંડે કૂપે ઉતારીને—૧
સિતમ કીધો વિકારોએ, અને માઠા વિચારોએ;
ભમાવ્યો હા ! હજારોએ ભગ્યો મજ્હબ વિસારીને—૨
નફ્ટ, પાપી, અભાગી હું, હૃદય પટમાં રહ્યો છે તું;
છતાં ભુલ્યો હુવે શું શું થશે ! કહો ! દાસ ધારીને—૩
વિષયના ઘેનમાં ભુલ્યો, પ્રિયાના પ્રેમમાં ડુલ્યો,
હુવે એ ભેદ સહુ ખુલ્યો, અલખ જ્યોતિ વિચારીને—૪
ગુરૂરને ગર્દમાં ધારી, થઈ આબિદ કરૂં યારી;
હણો સ્મરની મઝેદારી; દિલે સાયક ઉતારીને—૫
વિષમ વ્યાધિ જહાંના જે, જિગરને કે ઝખમ દે છે;
હકિમ ! હુશ્યાર ! વ્હાલા ! તે, હણો ! કાતિલ બિમારીને—૬
જગત જાણ્યું બધું ફાની, ફિકર કો રહી હુવે શાની ?
ગણ્યા સમ લાભને હાનિ; જુઠી પ્રીતિ વિસારીને—૭
અધમ થઈ મેં ગુન્હા કીધા, વિપથ બસ હા ! બધા લીધા;
બતાવો રાહ કંઇ સીધા, અરજ મારી સ્વીકારીને—૮

ભારતી મંદિર }
ભરવાળા તા. ધંધુકા. }

ધીરજ.

# ધર્મનું સ્વરૂપ અને રહસ્ય.

( બંગાળી ઉપરથી )

મનુષ્યમાત્ર દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ ઇચ્છે છે ભગવતી શ્રુતિ પણ એજ પ્રત્યક્ષ તથા અનુભવ સિદ્ધ વાતનું સમર્થન કરે છે " न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवति, आत्मनस्तु कामाय सर्वं प्रियमभवति । "

બૈરી, છોકરાં, દોલત વગેરે સર્વ વસ્તુ આપણને સુખ આપે છે, માટેજ તેમના ઉપર આપણને પ્રેમ થાય છે, આપણાથી ( આપણા આત્માથી ) યાવત્ ભિન્ન પદાર્થો છે, તે સર્વમાં આપણને, આપણી પોતાની જાતને ખાતર, અર્થાત્ આપણા આત્માને અર્થે પ્રીતિ થાય છે સુખનું સાધન પુરૂષાર્થ છે એ પુરૂષાર્થ ચાર છે. ધર્મ અર્થ, કામ અને મોક્ષ એમાંથી અર્થ અને કામ એ બે પુરૂષાર્થની પાછળ સહુ કોઈ મથન કરે છે. અર્થ ધર્મ એ બે સાધન રૂપ છે અને કામ તથા મોક્ષ તેનાં સુરૂપ ફળ છે. અર્થ, એ કામનું પ્રત્યક્ષ સાધન છે. જે સર્વ કોઇથી અનુભવી શકાય તેમ છે. મોક્ષની પ્રાપ્તિ કેવળ ધર્મ દ્વારજ થઇ શકે છે ધર્મ સર્વ બીજા ત્રણે પુરૂષાર્થોનું સ્વતંત્ર અને પ્રત્યક્ષ સાધન છે એમ હોવાથી ધર્મનું લક્ષણ એ થયું કે ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટ દુઃખાદિનો પરિહારનું સાધન અર્થાત્ દુઃખોની નિવૃત્તિ પૂર્વક સુખ પ્રાપ્તિનો ઉપાય એ ધર્મનો રૂઢી અર્થ છે. એનો યોગાર્થ એટલે ધાત્વર્થ ધૃ=ધારણ કરવું છે. કેવી રીતે ધારણ કરે છે ? पततो जनान् आश्रय दानेन धरति । ચોર્યાશી લક્ષના ફેરાની અસહ્ય યાતનામાંથી, ધર્મનાજ આશ્રયવડે બચાય છે ' धर्मेणहि सहायेन तमस्तरतिदुस्तरम्.' તેમજ, धारणाद्धर्ममित्याहुर्धर्मेणैवधृताः प्रजा । यस्माद्धारणसंयुक्त. सधर्म इति निश्चयः ॥ પ્રાણી માત્રનું ધારણ કરતો હોવાથી અર્થાત્ સર્વ કોઇનું શ્રેય ( ઉદ્ધાર ) કરતો હોવાથી એનું નામ ધર્મ છે સત્કર્મનું અનુષ્ઠાન એજ ધર્મનું સ્વરૂપ છે.

અસત્ કર્મ, નિન્દિત કર્મોનું અનુષ્ઠાન તે અધર્મ ફલાણાં ફલાણાં કર્મો કરીશું તો સુખની પ્રાપ્તિ થશે એમ સમજી જે કર્મ કરવા તેનું નામ ધર્માચરણ એથી ઉલટું તે અધર્માચરણ હવે એવું જ્ઞાન આપણને શી રીતે પ્રાપ્ત થઇ શકે ? મનુષ્ય એ જ્ઞાન પોતે પોતાના બુદ્ધિબળથી કદી પણ મેળવી શકતો નથી ત્યારે એ જ્ઞાનનો આપનાર અન્ય કોઇ હોવોજ જોઇએ અને તે વેદ સિવાય બીજું કોણ હોઇ શકે ? કારણ કે પ્રત્યક્ષ અને અનુમાન એ રસ્તેજ મનુષ્યને સર્વ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, તોપણ વેદે પ્રગટ કરેલું જ્ઞાન આમાંના કોઇ પણ પ્રમાણવડે સાધ્ય નથી, માટેજ પૂર્વાચાર્યો એ વેદનું સર્વોપરિ શ્રેષ્ઠત્વ સ્વીકારેલું છે "प्रत्यक्षेणानुमित्यावा यस्त्वुपायोनबुध्यते। विन्दन्तिवेदेनतस्माद्वेदस्यवेदता" અર્થાત્ પ્રત્યક્ષ અથવા અનુમાન પ્રમાણ વડે જે ઉપાય જણાતો નથી, તે વેદ વડે જણાય છે, માટેજ વેદનું વેદપણું-સર્વ શિક્ષાપ્રદાનકત્વ છે વળી વેદ ઇશ્વર દત્ત છે અપૌરૂષેય

છે, તેથી ધર્મ વિષયનું જ્ઞાન મનુષ્યને ઇશ્વરદ્વારા વેદ મારફતેજ મળી શકે, અન્ય કોઇ રીતે મળવું અતર્ક્ય છે.

ધર્મનો સિદ્ધાન્ત ઉપર જણાવ્યા પ્રમાણે મોક્ષ પ્રાપ્તિ છે, અને તે પ્રાપ્ત કરવાનો ઉપાય ધર્માચરણજ છે. અને તેનું ખરૂં સાધન એક માત્ર વેદજ છે. માટે વેદમાં જે વિધિ નિષેધ કહ્યા હોય, તદનુસાર મનુષ્યોનો જે આચાર તેનું નામ ધર્મ. મનુ ભગવાન પણ કહે છે કે "वेदोऽखिलो धर्ममूलम् ।" વેદજ એક માત્ર ધર્મમાં મૂલભૂત છે, પ્રમાણ છે વળી મનુ ભગવાન કહે છે કેઃ—

"श्रुतिर्वेदस्तु विज्ञेयोधर्मशास्त्रं तु वै स्मृतिः ।
ते सर्वार्थेष्वमीमांस्येताभ्यां धर्मो हि निर्बभौ ॥"

શ્રુતિ એટલે વેદ; અને સ્મૃતિ એટલે ધર્મ શાસ્ત્ર એ બન્ને સંપૂર્ણ અર્થોમાં અમીમાંસ્ય છે; અર્થાત્ શ્રુતિ સ્મૃતિ ધર્મોનાં પ્રત્યક્ષ ફળ જોવાં ન જોઇએ, અને તેને વિષે કુતર્ક પણ કરવા ન જોઇએ. કેમકે શ્રુતિ સ્મૃતિથીજ ધર્મનો નિર્ણય થાય છે; તર્કથી નહિ. ધર્મની આવશ્યકતા વિષે જેટલું કહીએ તેટલું ઓછુંજ છે. સ્પષ્ટ કારણ તો એજ છે કે ધર્મજ એક માત્ર સુખનું સાધન છે. સર્વ પ્રકારની ઉન્નતિનો અમોઘ ઉપાય ધર્મજ છે.

(અપૂર્ણ)

સાર્વજનીક હાઇસ્કુલ સુરત. } પ્રસન્નવદન છબીલારામ દીક્ષિત.

---

## શ્રીમદ્‌ભગવદ્‌ગીતા.

લેખકઃ—રા. રા. ભગવાન શિવશંકર ભટ્ટ—મિશન હાઇસ્કૂલ, સુરત.

### અધ્યાય ૧૧મો ગતાંકથી શેષ.

વળી ગ્રાસ કરતા છતા આ લોકોતણા, કમળાપતિ !
પ્રજ્વલિત મુખોવડે આસ્વાદન કરો ચોતરફથી—
સર્વે રીતે કરી પૂર્ણ આ સહુ જગત નિજ કાન્તિવડે;
તે ઉગ્ર કાન્તિ આપની સંતાપને ઉત્પન કરે. ૩૦
વળી આપ અહાવા ઉગ્રરૂપી કહો મુજને કોણ છો;
હે દેવવર ! હું નમી માંગુ આપ સદ્ય પ્રસન્ન હો—
વળી સર્વ કારણરૂપ તમને જાણવા ઇચ્છું સહી;
કારણ-તમારી પ્રવૃતિ આ કાંઈ હું જાણું નહિ. ૩૧

છું વૃદ્ધિગત હું કાલરૂપ, સંહારકર્તા સર્વનો;
હું પ્રવૃત્ત અહિં હું ભક્ષ કરવા, કૃષ્ણ કહે, આ લોકનો—
તેમાટ પ્રતિપક્ષી તણા સૈન્યે રહ્યા યોદ્ધાજ જે;
તું નવ હણે તોએ રહે નહિ વિદ્યમાનજ સર્વ તે. ૩૨
તેમાટ ઉઠ, તૈયાર થા, યશ શુદ્ધ કેરો ગ્રહું લે;
જીત શત્રુને, ભોગવ વળી નિર્ભય થઇ. આ રાજ્યને—
હે સવ્યસાચી, યુદ્ધ પૂર્વે શત્રુ આ તુજ સર્વને;
મેં મારી મૂકયા છેજ, એનું-નિમિત્ત માત્રજ તું બને. ૩૩
આ દ્રોણ, ભીષ્મપિતામહજ, વળી જયદ્રથ આદિક જે;
છે કર્ણ ને બીજા વળી યોદ્ધા ઘણા રણધીર તે—
મેં હણી મૂકયા છેજ, હણ તું, લહે શાને દુઃખને;
તું યુદ્ધ કર રણમાં, અવશ્યે જીતીશ શત્રુ માત્રને. ૩૪
સંજય કહે, કેશવતણા આ વચનને શુણતો છતો;
બે હાથનું સમ્પુટ કરી ભયભીત થયલો કમ્પતો—
અત્યન્ત થૈને નમ્ર નમતોથકો તે શ્રી કૃષ્ણને;
ગદગદિત કંઠે ફરીને કહેતો હવો અર્જુન જે. ૩૫
અર્જુન કહે છે સત્ય હે હૃષિકેશ તવ કીર્તિવડે;
આ જગત સર્વેને ઘણો અનુરાગ હર્ષજ સાંપડે—
આ રાક્ષસો સહુ ભયાકુલ થૈ દોડતા દશ દિશ વિષે,
સિદ્ધો તણો આ સમૂહ સર્વે નમન કરતો તે દિસે. ૩૬
હે મહાત્મન્ બ્રહ્મા તણા પણ જનકને ગુરૂ રૂપ સહી;
એ સર્વકો શામાટ તમને નમસ્કાર કરે નહિ!—
કારણ તમે દેવેશ, જગત-નિવાસ અવિનાશી હરે,
સત-અસત તેથી પરજ અક્ષર બ્રહ્મ પોતે છો ખરે. ૩૭
હે અનન્ત હરિ! છો આદિ દેવ પુરાણ પુરૂષ તમેજ છો;
વળી આપવો તે અખિલ આ વિશ્વનું પરમનિધાન છો—
વળી સવ વેત્તા દશ્ય સર્વ-પ્રદાર્થ પરમજ ધામ છો,
તેમજ તમે આ જગત સઘળું કર્યું દિસે વ્યાપ્ત તો. ૩૮
વળી વાયુ, યમ, જે વરૂણ, અગ્નિ, ચંદ્ર તેમ પ્રજાપતિ
પ્રપિતા મહાદિ સર્વ દેવો-રૂપ આપ અકળગતિ—

તેમાટ વાર હજાર હો મુજ નમન તમને, હે હરિ,
વળી વારંવારજ નમસ્કાર કરૂં હું તમને ફરી ફરી ૩૯
હે સર્વ રૂપ હોજો તમોને, નમન અગ્રજ ભાગમા,
વળી પૃષ્ઠમા ત્યમ હો તમોને, સર્વ દિશે નમન આ—
છો અનન્તવિર્યજ આપ પોતે, પરાક્રમમા અમિત છો,
સહુ જગતમા વ્યાપી રહ્યા તવ—સર્વ રૂપજ આપ છો. ૪૦
મુજ સખા માની પ્રસભપૂર્વક, આપનેજ કહેલ જે,
'હે કૃષ્ણ, હે યાદવ, સખા' એ—રીતના મુજ વચન તે—
આ વિશ્વરૂપ ઐશ્વર્ય આપ-તણુંજ, તે નહિ જાણતાં,
કહ્યુ પ્રમાદે વા સ્નેહથી તે સર્વ આપ કરો ક્ષમા. ૪૧
અચ્યુત પ્રભુ મેં આપને, પરિહાસને કેવળ મિષે,
ત્યમ વિહારે, વા શયન, આસન, ને વળી ભોજન વિષે—
એકલા વા તે સખા સન્મુખ, અનાદર જે જે કર્યા,
અપ્રમેય એવા આપથી તે-સર્વની ચાહુ ક્ષમા. ૪૨

[ અપૂર્ણ ]

## નામદાર શહેનશાહે દારૂને આપેલી તિલાંજલિ.

દારૂનુ વ્યસન કારખાનાઓમા કામ કરનારા કારીગરો તેમજ બીજાઓ ઉપર પણ કેટલું ખરાબ રીતે અસર કરે છે તે હરકોઇના સમજવા બહાર નથી, અને તેથી તન અને ધનની ખુવારી કાંઇ ઓછા પ્રમાણમા થતી હોય એવુ અદ્યાપિ પર્યંત જણાયુ કે જોવાયુ નથી છતાં આધુનિક સમયે પ્રજામાં તેનો પ્રચાર દિનપ્રતિદિન વધતો જાય છે અને તેથી નુકશાન હોવા છતાં નાના કે મોટા ગરીબ કે તવંગર, ગરાસીઆ કે ગામધણીઓ તેના સપાટામાં સપડાઇ, મોજશોખના સાધન તરીકે તેનો ઉપયોગ કરતા અવલોકીએ છીએ, તેથી સામાન્ય જનસમૂહ માને છે કે ખરે જીવન સાફલ્યનુ શ્રેષ્ટ સાધન એજ હશે, અને તેથીજ ઘણા જનો તેનો ખુલ્લી રીતે કે ખાનગી રીતે આદર કરે છે, અને તેથી મહત્તા વધતી હોય તેમ માને છે પરંતુ એ તો સ્પષ્ટ સમજાયવું છે કે તેથી શરીર અને સંપત્તિની ખુવારી સિવાય કાંઇ પણ ફાયદો થતો નથી. તેમજ કાર્ય કરવામા તેથી જોઇએ તેવી હોશીઆરી આવતી હોય તેવુ જણાયું નથી અને તેને દાખલા તરીકે જે આધુનિક સમયે સુધરેલો સમાજ અનુકરણ કરે છે, તથા ધર્મના મર્મને નહિ સમજતા કે શારીરિક સંપત્તિને તેની અસર શુ થાય છે તે સમજતા છતા શોખની ખાતર દારૂને દીલ બહેલાવનાર તરીકે ગણનાર જાણીને

ખુશ થશે કે ખાસ ઇગ્લાંડનાં હથિઆરો બનાવનારા કારખાનામાં કામ કરનારાં મનુષ્યો દારૂ ને લીધે જોઇએ તેવું કામ કરી શકતા નહિ હોવાને લીધે તેમનામાંથી તદન દારૂના વ્યસન ને નાબુદ કરવા માટે, અને તેવી બદી બીલકુલ કાયદાથી બંધ કરી શકવાનું સામર્થ્ય ત્યાંથી સરકારને હોના છતાં પણ તેનો જલદી અંત આવે અને કોઇ પણ પ્રકારનું પ્રજાના અંતઃકરણમાં દુઃખ કાયદાના બંધનથી ના થાય તે માટે આપણા નામદાર પરમકૃપાળુ અને સદ્‌ગુણસંપન્ન પ્રજાહિતૈષી શહેનશાહે કોઇપણ જાતનો દારૂ નહિ ગ્રહણ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી છે, એટલુંજ નહિ પરંતુ પાદશાહી કુટુંબમાં પણ દારૂ ને તદન બંધ કરી દેવાનો હુકમ ખાસ દાખલો બેસાડવાની ખાતર કરવા માંગ્યો છે. એ શું ઓછી સ્તુતિ પાત્ર કાર્ય કર્યું છે ?

ના૦ શેહેનશાહની આ દૃઢ પ્રતિજ્ઞાનું અનુકરણ પ્રત્યેક અધિકારી વર્ગ પછી તે કોઇ મુખ્ય પ્રધાન હો કે સામાન્ય પટાવાળો હો પણ તેને લીધે સરકારી કારખાનાઓમાં કામ કરતાં સઘળા અમલદારો કે હલકા નોકરોને પણ તેનું કાયદા તરીકે માન જાળવવાની જરૂર સ્વીકારવીજ પડશે એ દેખીતું છે. અર્થાત નામદાર શહેનશાહની આ અનુપમ યુક્તિથી સઘળા નોકર વર્ગને દારૂને છોડી દેવાની ફરજ સ્વીકારી લેવી પડવાનીજ એ દેખીતું છે અને આ યુક્તિને અનુસરી ત્યાંનો પ્રજા વર્ગ કે જે બહુજ કેળવાયેલો, (અને) સારગ્રાહી છે, તે પણ દારૂને તિલાંજલિ આપવાને તૈયાર થશેજ એ સામાન્ય બાબત છે, આ રીતે થવાથી બહુ અંશે ઇગ્લાંડની પ્રજામાંથી જોકે તદન નહિ તો પણ ઘણે ખરે ભાગે દારૂને, દેશનિકાલ કરવા જેવું થશે એવું સૂચન ગણીએ તો ગણી શકાય તેમ છે.

આ રીતે જ્યારે જે દેશના અનુકરણથીજ આ દેશમાં દારૂનો પ્રચાર દિનં પ્રતિદિને વધુને વધુ ફેલાયલો છે, તે પ્રજા શુ તેને તદન તિલાંજલિ આપવાને તૈયાર નહિ થાય? પરંતુ તે માટે અનેક પ્રકારે સંશય ઉત્પન્ન થવા જેવું છે કેમકે "યથા રાજા તથા પ્રજા" એ જે પૂર્ણ સઘળા પ્રજાઓના અને રાજ્ય કર્તાઓના સબંધમાં પ્રાચીન સમયથી સત્ર ઘડાયલું છે, તે સૂત્રને જો અમારા દેશી રાજ્યોના રાજ્ય કર્તાઓ મનન કરી સાર ગ્રહણ કરે અને નામદાર સાર્વભૌમ સમ્રાટ શહેનશાહની સુખદ અને શ્રેયસ્કર સંકલ્પને અનુસરે તો જે સઘળે સ્થળે હાલમાં દારૂનો પ્રચાર જોવામાં આવે છે તે તદન તો નહિ પણ બહુ ભાગે બંધ થવા પામે ખરો, જો કે તેઓ તેવી રીતે પોતે વર્તાવવા પ્રયત્ન કરે તો એક રીતે લાભ થવાની સાથે હાનિ માત્ર તેથી ઉપજતાં નાણાંની થશે ખરી, પરંતુ તેમાં જે કોઇ પ્રજાના કે પોતાના પરિવાર તથા પોતાના માટે ઉરતાં નાણાંનો હીસાબ ગણશે તો તે ખોટ સહજ પુરાયલી સમજાશે. પરંતુ એ દિન ક્યાંથી હોય ? આપણી હીંદી પ્રજાનો ઘણો ખરો ભાગ જો કે અછાજતું અનુકરણ કરવાને અહર્નિશ તૈયાર હોય છે, પણ શુભ માર્ગનું અનુકરણ કરવા હજારો હાથ પાછુ રહે છે, એ ઓછું શોચનીય નથી. જો કે હીંદમાં દારૂની બદીને અટકાવવા માટે બ્યગર તો મોંઘો વેચાય અને તેથી એ બદી બંધ થાય તે માટે તેની જકાતમાં નામદાર સરકાર તરફથી જકાત વધારવામાં આવી છે ખરી, પરંતુ એક બાજુ અનેક દુકાનો નવી ઉઘડે છે એ પણ જોવા જેવું છે. ઇગ્લાંડમાં તે બદીનો સદંતર નાશ કરવાને માટે જાહેર પેપરો પ્રયત્ન કરે છે, તેમ અહીં પણ તે બદી બંધ કરવા જનસમાજે પોતાથી બનતી સહાય આપી એવી સસ્થાઓને ઉત્તેજિત રાખવી જોઇએ.

(અપૂર્ણ)

તેમાટ વાર હજાર હો મુજ નમન તમને, હે હરિ,
વળી વારંવારજ નમસ્કાર કરૂં હું તમને ફરી ફરી ૩૯
હે સર્વ રૂપ હોજો તમોને, નમન અગ્રજ ભાગમાં,
વળી પૃષ્ઠમાં ત્યમ હો તમોને, સર્વ દિશે નમન આ—
છો અનંતવિર્યજ આપ પોતે, પરાક્રમમાં અમિત છો,
સહુ જગતમાં વ્યાપી રહ્યા તવ-સર્વ રૂપજ આપ છો. ૪૦
મુજ સખા માની પ્રસભપૂર્વક, આપનેજ કહેલ જે,
'હે કૃષ્ણ, હે યાદવ, સખા' એ-રીતના મુજ વચન તે—
આ વિશ્વરૂપ ઐશ્વર્ય આપ-તણુંજ, તે નહિ જાણતા,
કહ્યું પ્રમાદે વા સ્નેહથી તે સર્વ આપ કરો ક્ષમા. ૪૧
અચ્યુત પ્રભુ મેં આપને, પરિહાસને કેવળ મિષે,
ત્યમ વિહારે, વા શયન, આસન, ને વળી ભોજન વિષે—
એકલા વા તે સખા સન્મુખ, અનાદર જે જે કર્યા,
અપ્રમેય એવા આપથી તે-સર્વની ચાહું ક્ષમા. ૪૨

[ અપૂર્ણ ]

# નામદાર શહેનશાહે દારૂને આપેલી તિલાંજલિ.

દારૂનું વ્યસન કારખાનાઓમાં કામ કરનારા કારીગરો તેમજ બીજાઓ ઉપર પણ કેટલું ખરાબ રીતે અસર કરે છે તે હરકોઇના સમજવા બહાર નથી, અને તેથી તન અને ધનની ખુવારી કાંઇ ઓછા પ્રમાણમાં થતી હોય એવું અદ્યાપિ પર્યંત જણાયું કે જોવાયું નથી છતાં આધુનિક સમયે પ્રજામાં તેનો પ્રચાર દિનપ્રતિદિન વધતો જાય છે, અને તેથી નુકશાન હોવા છતાં નાના કે મોટા ગરીબ કે તવંગર, ગરાસીઆ કે ગામધણીઓ તેના સપાટામાં સપડાઇ- મોજશોખના સાધન તરીકે તેનો ઉપયોગ કરતા અવલોકીએ છીએ, તેથી સમજ સામાન્ય જનસમૂહ માને છે કે ખરે જીવન સાફલ્યનું શ્રેષ્ટ સાધન એજ હશે, અને તેથીજ ઘણા જનો તેનો ખુલ્લી રીતે કે ખાનગી રીતે આદર કરે છે, અને તેથી મહત્તા વધતી હોય તેમ માને છે પરંતુ એ તો સ્પષ્ટ સમજાયનું છે કે તેથી શરીર અને સંપત્તિની ખુવારી સિવાય કાંઇ પણ ફાયદો થતો નથી, તેમજ કાર્ય કરવામાં તેથી જોઇએ તેટલી હોશીઆરી આવતી હોય તેવું જણાયું નથી અને તેને દાખલા તરીકે જે આધુનિક સમયે સુધરેલો સમાજ અનુકરણ કરે છે, તથા ધર્મના મર્મને નહિ સમજનારા કે શારીરિક સંપત્તિને તેની અસર શું થાય છે તે સમજવા છતાં શોખની ખાતર દારૂને દીલ બહેલાવનાર તરીકે ગણનાર જાણીને

ખુશ થશે કે ખાસ ઇંગ્લાંડનાં હથિઆરો બનાવનારા કારખાનામાં કામ કરનારાં મનુષ્યો દારૂ ને લીધે જોઈએ તેવું કામ કરી શકતા નહિ હોવાને લીધે તેમનામાંથી તદ્દન દારૂના વ્યસન ને નાબુદ કરવા માટે, અને તેવી બદી બીલકુલ કાયદાથી બંધ કરી શકવાનું સામર્થ્ય સાથી સરકારને હોવા છતાં પણ તેનો જલદી અંત આવે અને કોઇ પણ પ્રકારનું પ્રજાના અંતઃ કરણમાં દુઃખ કાયદાના બંધનથી ના થાય તે માટે આપણા નામદાર પરમકૃપાળુ અને સદ્‌ગુણસંપન્ન પ્રજાહિતૈષી શહેનશાહે કોઇપણ જાતનો દારૂ નહિ ગ્રહણ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી છે, એટલુંજ નહિ પરંતુ પાદશાહી કુટુંબમાં પણ દારૂ ને તદ્દન બંધ કરી દેવાનો હુકમ ખાસ દાખલો બેસાડવાની ખાતર કરવા માંગ્યો છે એ શું ઓછી સ્તુતિ પાત્ર કાર્ય કર્યું છે ?

ના૰ શેહેનશાહની આ દૃઢ પ્રતિજ્ઞાનું અનુકરણ પ્રત્યેક અધિકારી વર્ગ પછી તે ભલે મુખ્ય પ્રધાન હો કે સામાન્ય પટાવાળો હો પણ તેને લીધે સરકારી કારખાનાઓમાં કામ કરતાં સઘળા અમલદારો કે હલકા નોકરોને પણ તેનું કાયદા તરીકે માન જાળવવાની જરૂર સ્વીકારવીજ પડશે એ દેખીતું છે અર્થાત નામદાર શહેનશાહની આ અનુક્રમ યુક્તિથી સઘળા નોકર વર્ગને દારૂને છોડી દેવાની ફરજ સ્વીકારી લેવી પડવાનીજ એ દેખીતું છે અને આ યુક્તિને અનુસરી ત્યાંનો પ્રજા વર્ગ કે જે બહુજ કેળવાયલો છે અને સારગ્રાહી છે, તે પણ દારૂને તિલાંજલિ આપવાને તૈયાર થશેજ એ સામાન્ય બાબત છે, આ રીતે થવાથી બહુ અંશે ઇંગ્લાંડની પ્રજામાંથી જોકે તદ્દન નહિ તો પણ ઘણે ભાગે દારૂને દેશનિકાલ કરવા જેવું થશે એવું સૂચન ગણીએ તો ગણી શકાય તેમ છે.

આ રીતે જ્યારે જે દેશના અનુકરણથીજ આ દેશમાં દારૂનો પ્રચાર દિન પ્રતિદિન વધુને વધુ ફેલાયલો છે, તે પ્રજા શું તેને તદ્દન તિલાંજલિ આપવાને તૈયાર નહિ થાય ? પરંતુ તે માટે અનેક પ્રકારે સંશય ઉત્પન્ન થવા જેવું છે કેમકે "યથા રાજા તથા પ્રજા" એ જે પૂર્વનું સઘળી પ્રજાઓના અને રાજ્ય કર્તાઓના સંબંધમાં પ્રાચીન સમયથી સૂત્ર ઘડાયલું છે, તે સૂત્રને જો અમારા દેશી રાજ્યોના રાજ્ય કર્તાઓ મનન કરી સાર ગ્રહણ કરે અને નામદાર સાર્વભૌમ સમ્રાટ શહેનશાહની સુખદ અને શ્રેયસ્કર સંકલનાને અનુસરે તો જે સઘળે સ્થળે હાલમાં દારૂનો પ્રચાર જોવામાં આવે છે તે તદ્દન તો નહિ પણ બહુ ભાગે બંધ થવા પામે ખરો, જોકે તેઓ તેવી રીતે પોતે વર્તાવવા પ્રયત્ન કરે તો એક રીતે લાભ થવાની સાથે હાનિ માત્ર તેથી ઉપજતાં નાણાંની થશે ખરી, પરંતુ તેમાં જે કોઇ પ્રજાનો કે પોતાના પરિવાર તથા પોતાના માટે ઉઠતા નાણાંનો હીસાબ ગણશે તો તે ખોટ સહજ પુરાયલી સમજાશે. પરંતુ એ દિન ક્યાંથી હોય ? આપણી હીંદી પ્રજાનો ઘણો ખરો ભાગ જો કે અજાણતું અનુકરણ કરવાને અહર્નિશ તૈયાર હોય છે, પણ શુભ માર્ગનું અનુકરણ કરવા હજારો હાથ પાછું રહે છે, એ ઓછું શોચનીય નથી. જો કે હીંદમાં દારૂની બદીને અટકાવવા માટે આબકારી તો મોંઘો વેચાય અને તેથી એ બદી બંધ થાય તે માટે તેની જકાતમાં નામદાર સરકાર તરફથી જકાત વધારવામાં આવી છે ખરી, પરંતુ એક બાજુ અનેક દુકાનો નવી ઉઘડે છે એ પણ જોવા જેવું છે. ઇંગ્લાંડમાં તે બદીનો સદંતર નાશ કરવાને માટે જાહેર પેપરો પ્રયત્ન કરે છે, તેમ અહીં પણ તે બદી બંધ કરવા જનસમાજે પોતાથી બનતી સહાય આપી એવી સંસ્થાઓને ઉત્તેજિત રાખવી જોઇએ

(સંપૂર્ણ)

પાણી પીને પુછે ઘર, તેનું નામ તે પહેલો ખર
હાથ ધાલીને જુએ દર. તેનું નામ તે બીજો ખર
ધીરી કરજને પુછે ઘર, તેનું નામ તે ત્રીજો ખર
દીકરી દઇને પુછે ઘર; તેનું નામ તે ચોથો ખર

(૪) વ્યસનો રાખ્યાનું પરિણામ.

આ બધા વ્યસનોનું પરિણામ એ આવે છે કે માણસ દુઃખી અવસ્થામાં આવે છે અને નિર્ધન થઇ જાય છે. વ્યસન લાગવાનું કારણ એ છે કે આપણે જે વસ્તુ ઉપર મોહ રાખો તેમાં આપણું ચિત્ત પરોવાય છે. જો મોહ ન રાખીએ તો કોઇ વસ્તુ ઉપર પ્યાર થશે નહિ અને બંધાણ રાખવાનો વખત પણ આવશે નહિ. વ્યભિચાર, દારૂથી ક્ષય થાય છે અને તેને મોટે ભાગે કોઇ પણ દવા લાગુ થતી નથી અને અંતે મૃત્યુલોકમાંથી નાની ઉમરમાં અચાનક ઉપડી જવું પડે છે. આ સિવાયના બીજા તમામ જાતના બંધાણથી પણ માણસ હેરાન થાય છે.

ટૂંકામાં આ દુનિઆની કોઇ પણ ચીજનો મોહ ન રાખવો એજ મારી વિનંતિ છે.

Mavji Bhanji.

## પશુરક્ષા.

अहिंसा परमो धर्मः ।

ગઝલ-કવ્વાલિ.

ગરીબડાં ગાય બકરાંની, મુંગી લાચાર ગરદન પર,
ન લાજીમ છે ચલાવાનું, કદાપિયે ખુની ખંજર.
ગરીબો પર રહમ કરવા, તણી પરવા ત્યજી દેવી!
જગતનું હિત સંહરવા, મુંગાની બદ્દુઆ લેવી!
ઘટે ઈન્શાનને એવું, નથી કો ધર્મ ગ્રન્થોમાં,
ન વેદોમાં, કુરાને ના, અગર કો અન્ય પન્થોમાં.

सर्वोपकारककरणं सर्वानुग्रहणंयथा ।
सर्वोपभयप्रदानंच शंभोराराधनः विदुः ॥

તમોને પાલવા માટે, દહીં દે, દૂધ દે, ઘૃત દે,
હણી પરમાર્થી પશુઓને, ચહો કાં વ્યર્થ અનૃતને?
કહો છો કાચું સોનું આ, અમારા દેશમાં પાકે,
ખરેખર કાચું કંચન તે, સમજીએ તો પશુઓ છે.
કૃષિથી દેશની રક્ષા, કૃષિથી દેશનું જીવન,
કૃષિથી દેશની કીર્ત, કૃષિ એ દેશનું છે ધન.
તથાપિ એ દૃષ્ટિ સ્હાયક, પશુઓની કતલ કરવા,

ચહાવું એ ખરોબર છે, સ્વદેશનું શ્રેય સંહરવા.
ઘણી સ્વાદિષ્ટ વસ્તુઓ, પ્રભુએ આપી છે તમને,
ન તૃપ્તિ તે થકી થઇ શું ? ચહો છો માંસ ભોજનને !
ફળો તાજાં તરૂવર દે, સ્વીકારી લ્યો સુખેથી એ,
તમારા માટ તરૂવર એ, ફળો દેવા સજાયાં છે.
વળી વૃષ્ટિ તણું સાધન, પકવવા અન્ન પ્રભુ દે છે,
પછી પશુઓ કતલ કરવા, કહો અવકાશ કયાં રહે છે?
કદાપિ માંસ ભોજનથી, શરીર બળની નથી વૃદ્ધિ,
તથાપિ કાં હરો હાથે, પશુરૂપ દેશ સમૃદ્ધિ ?
ખરેખર માંસ ભોજનથી, થતું ઉલટુંજ અલ્પાયુ !
ફલાહારે પમાયે છે, સહજમા પુષ્ટી દિર્ઘાયુ !
તમારા દેશની દોલત્, ખરેખર એ પશુઓ છે !
તમારા દેશના રક્ષક, ખરેખર એ પશુઓ છે !
તમારૂં બળ અને બુદ્ધિ, બધું યે એ પશુઓ છે !
તમારી ઉન્નતિ કેરો, સુદૃઢ પાયો પશુઓ છે !

ઠે. સાળવીવાડા, ત્રીસેરીયા
મુ. પાટણ-(ગુજરાત)
તા. ૧૯-૩-૧૫

કવિ અંબાશંકર લજ્જાશંકર આચાર્ય.

## *આસ્ટ્રેલીઆમાં ઢોરવાડાથી બઝાર સુધીની મારી મુસાફરી.

ઇસુના ૧૯૧૩ વર્ષના મે માસમાં દક્ષિણ આસ્ટ્રેલીઆના પાટનગર, એડીલેઇડમાં દૈવ વશાત્ મારૂં ઉતરવું થયું પૈસા ખુટવાથી પશ્ચિમ ક્વીન્સલેન્ડમાં ઢોર ઉછેરી વેચવાના ધંધામાં નોકરી સ્વીકારી

ઢોરના વાડાથી એડીલેઇડ જવાનો ટુંકો રસ્તો " ગ્રેટ સ્ટોની ડેઝર્ટ " ( મહાન પથરાળ અરણ્ય )માં થઇને પસાર થાય છે સાધારણ રીતે મુસાફરને એ રસ્તે જતાં ૧૮ દિવસ થાય છે ઢોરોને પણ બઝારમાં એજ રસ્તે લઇ જવામાં આવે છે મારા વસરાટ અને દિનચર્યાનું સંપૂર્ણ બયાન ન કરતાં, એ વાડાઓમાંથી એડીલેઇડના બઝાર સુધી મુંગાં પ્રાણીઓપર જે અસહ્ય અમાનુષી જુલમ ગુજરે છે, તેનોજ સહેજ ઉલ્લેખ કરી સંતોષ માનીશ.

* " હેરલ્ડ ઑફ ધી ગોલ્ડન એઇજ " ના એક લેખ ઉપરથી.

સુશીલા જેટલા દિવસ પોતાના પીયરમાં હતી, ત્યાં સુધી તે સમાચાર પત્રો પણ વાંચ્યા કરતી. એનો મોટો ભાઈ પ્રસન્નકુમાર જે સુશીલાથી માત્ર બે વર્ષ મોટો હતો, તે જ્યારે કોઈ પત્રમાં કંઈ અગત્યનું લખાણુ વાંચતો, તો સ્થાનીય લાયબ્રેરિઅન પાસે તે પત્ર બીજે દિસે પાછું આપવાનું વચન આપી લઈ આવતો, અને પોતાની નાની બેનને વાંચવા આપતો. પ્રસન્નકુમાર સુશીલાને ઘણું ચહાતો હતો. તે બીજે ત્રીજે દિવસે આવી હજી પણ બેનને મળ્યા વિના રહેતો નહિ. સુશીલા પણ પોતાના ભાઈને જોઈ પોતાના ભાગ્યને વખાણતી હતી. પ્રસન્ન પહેલાંની પેઠે હમણાં પણ સમાચારપત્ર વાંચવાને માટે આવી જતો હતો. અનાયાસે એક પત્રમાં સુશીલાએ વાંચ્યું, કે હાલમાં ભારતવર્ષમાં એવાં આંદોલન ઘણા જોરથી પ્રકટી નીકળ્યાં છે, કે ભારતવર્ષમાં ઉદ્યોગ, ધંધાને ઉત્તેજન આપવામાં આવે. જેમાં એણે વાંચ્યું કે લોકો સિગાર અને સિગ્રેટ કરતાં દેશમાં બનેલી બીડીને વધારે પસંદ કરે છે. એટલું વાંચતાંજ ઉત્તેજના વિદ્યુતની પેઠે આખા શરીરમાં પ્રસરી ગઈ. તે આર્કિમિડીસની માફક 'મળી ગઈ,' 'મળી ગઈ' કહેતી નરેન્દ્રની પાસે દોડતી આવી. નરેન્દ્રે પ્યારથી પૂછ્યું, 'વહાલી! પણ શું 'મળી ગઈ?' સુશીલાએ કહ્યું, 'આજીવિકાની કુંચી.' નરેન્દ્રે કહ્યું, ક્યાં છે? સુશીલાએ નિશાની કરી સમાચાર પત્ર નરેન્દ્રને વાંચી રહ્યો, ત્યારે એણે કહ્યું, નાથ! હવે વિલંબ ન કરો. જલદી બજારમાં જાઓ, અને કોઈ દુકાનેથી તપાસ કરી, એક બે પૈસાની બીડી લઈ આવો. એ સિવાય મારી પાસે કંઈ રૂપીઆ છે, તેનો તમાકુ અને પાંતરાં વેચાતાં લઈ આવો. હું બીડીઓને ખોલી પુનઃ વાળી બીડી બનાવતાં શીખી જઈશ. નરેન્દ્ર સુશીલાની વિલક્ષણ બુદ્ધિને જાણતો હતો, તેને કંઈપણ આશ્ચર્ય થયું નહિ. એણે સુશીલાના કહ્યા પ્રમાણે સર્વ કામ કર્યું. કેટલાક દિન વિત્યા પછી નરેન્દ્રની બીડીનો વેપાર એટલો ચમકી ઉઠ્યો, ને તે થોડા દિવસમાં ગબ્બર બની ગયો.

વિનયકુમારે જ્યારે પોતાના જમાઈને સુમાર્ગ પર આવેલો જોયો, ત્યારે એના પિતાના સમયનું મકાન તથા દુકાન હતી, તેનો દસ્તાવેજ તેને સુપરત કીધો. એ સમયેજ નરેન્દ્રને જણાયું કે મારા સસરાએ બીજાની મારફતે મારું મકાન ખરીદ કરી લીધું હતું. જેની ખબર સુશીલાને પણ હતી નહિ. એઓએ આભાર સહિત એનો સ્વીકાર કીધો, અને અનેક ધન્યવાદ દીધા. વિનયકુમારે સુશીલાના સર્વ વસ્ત્ર-આભૂષણાદિ પણ આપી દીધાં, કે જે તેમણે વિદાય કરતી વખતે આપ્યા ન હતાં.

નરેન્દ્ર પોતાની બેન વિમલા કે જે હમણાં સુશીલાના શિક્ષણ અને સત્સંગથી ગુણવતી અને શીલવતી થઈ ગએલી છે, તેનો એક કુલી નંબરના ગુણવાન છોકરા સાથે વિવાહ કર્યો. વિમલા પોતાના સસરાની વહાલી વધુ થઈ રહી.

હાલમાં સુશીલા સહુ પ્રકારે સુખી આનંદમાં છે. તે સરસાના નેત્રોના તારા, પોતાના પ્રીતમની પ્રાણ સંજીવિની અને પોતાના માતા પિતાની સચ્ચરિત્રવાન-વિદુષી પુત્રી છે. દયાનિધાન પરમાત્માએ હાલ એને એક પુત્રરત્ન પણ આપ્યું છે. જેના જન્મથી એના ઘરની શોભા કંઈ ગણી વધારે વધી ગઈ છે. પરમેશ્વર કરે જ્યાં સુધી પૃથ્વી સહિત સર્વ ચંદ્રનું અસ્તિત્વ છે, ત્યાં સુધી આદર્શ કુલ વધૂ સપરિવાર સુખી રહે!

("શારદા-વિહાર"—સુરત) છોટુભાઈ દાજીભાઈ દેસાઈ.




( લેખક:—રા રા ખડુભાઈ કસનજી ભટારકર )

પ્રવેશ ત્રીજો.

પાત્રો—સ્નેહમયી અને ગાયકવર્ગ

**સ્નેહમયી**—(સ્વગત) કાલની મારી સંગીત અપૂર્ણતાએ સખીઓમાં ચેષ્ટા કરાવી-એ તો સારૂ થયુ કે એ મારૂ પોતાનું ઘર હતુ પરન્તુ જો અન્યસ્થળેજ આવો પ્રસંગ આવ્યો હોત તો મારી શી દશા થત ખરેખર મીસ જેસમીન કહેતી હતી કે "Singing makes a woman perfect" એ અક્ષરમાં ખરૂં જણાય છે સંગીત એ સ્ત્રીનું ભૂષણ છે, શોભા છે. પ્રત્યેક સ્ત્રીએ કોઇ પણ પ્રકારે સંગીતનું જ્ઞાન તો સંપાદન કરવુંજ જોઇએ જાહેર ખબર આપ્યાને આજ બે ત્રણ દિવસ થયા પરન્તુ હજી ઉમેદવારો કેમ ન આવ્યા

( આવતા સિપૈયો )

**સિપૈયો**—બાઈ સાહેબ, બહાર કોઇ પરદેશી આયા હય, ઔર આપકી મુલાકાત મંગતે હય.

**સ્નેહમયી**—અચ્છા આને દો.

( પારસી દાખલ થાય છે )

**પરદેશી**—સલામ બાઇ સાહેબ,

**સ્નેહમયી**—સલામ

**પરદેશી**—બાઇ સાહેબ, એક મ્યુઝિક ટીચરકે લિયે અખબારમે ઇન્તેહામ આપને ભેજા થા

**સ્નેહમયી**—હાજી

**પરદેશી**—જબ વો જગા કે લીયે મયે એક ઉમેદવાર હુ,

**સ્નેહમયી**—આપ કુચ સંગીત પડે હો

**પરદેશી**—હાજી—સપ્તક, સુર, તાલ, માપ-એ સબ મયે પઢા હુ ઔર રાગિ રાગનીઓ પે અચ્છા માલુ ધરાતા હું

**સ્નેહમયી**—બહોત ખુબ, જબ આપ એક રાગિની સુનાઇએ

**પરદેશી**—જો હુકુમ-અચ્છા સુનીએ બાઇ સાહેબ,

આ......તેરો દીન-કુળાળજીએ રાજી,
હમસે ન બોલના મહારાજ—

બાઇસાહેબ, આજ દો ચાર દિનસે ખોખારસે બીમાર હુ, ઉનકે લીયે ગલા નહિ ચલતા ચંદહી રોજમે ગલા સાફ હોજાયગા, પીછે આપ ચાહો વો રાગિની સુનાવુંગા

**સ્નેહમયી**—આપકી પાસ પહેલેકી નોકરી કે સર્ટીફીકેટ હય

**પરદેશી**—જી, વો તો નહિ હય

**સ્નેહમયી**—જબ આપકી નોકરીકી કછી જુરૂર નહિ.

પરદેશી—જૈથી મરજી. (સ્વગત) યા ખુદાતાલા, એક કામકે ટુકડેકીભી કિતની બડી કિમત હય. સર્ટિફિકેટ હય તો નોકરી હય, ઔર જો વોહ નહિં હય-તો સુકી રોટી કે ટુકડેકી મીલના મુશ્કીલ હય. (જાના)

ભૈયો—(પ્રવેશ કરી) બાયસાહેબ, કોઇ પારસી આપકુ મીલનેકુ મંગતા હય.

સ્નેહમયી—અચ્છું આને દો.

( પારસી દાખલ થાય છે )

પારસી—સાહેબજી બાનુ-

સ્નેહમયી—સાહેબજી-

પારસી—(સ્વગત) ઓય-મરે મારા મદમજી (પ્રકટ) આઇ એડવરતાઇઝમેન્ટ તમેજ છાપી છે કે.

સ્નેહમયી—હાજી-

પારસી—તો હું એ જગાને માટે એક કેન્ડીડેટ છું આશા રાખુંચ કે તમે મારી કેન્ડીડેટશીપ કબુલ રાખશી.

સ્નેહમયી—તમે મ્યુઝીક વિષે કાંઇ જાણોછો કે.

પારસી—અરે મ્યુઝીક તો શું બલ્યું, પન હું એક મોટો પોએટ બી છું.

સ્નેહમયી—વાહ ત્યારે સુવર્ણ અને સુગંધ બન્ને સાથે મળ્યાંજી, તમે જરા તમારું મ્યુઝીકનું નોલેજ બતાવવા તસદી લેશો.

પારસી—અરે નહિરે મરૂં, એમાં વરી નરી શાની-જુઓ સાંભરો-બાઇ મેં એક પાની ભરવા જતી દુકરીના ઉપર ઘસરી માર્યું છ.

બેત.

પાસ થાયેચ પોરી એક ઉંચી જરાક,
મરઘા જેવી આંખો ને, ખુતડ જેવું નાક.
લટકતી દીસેચ કાંઇ સારીની કોર,
ધમધમાટ ચાલીને—કરે છ બકોર.—૧
આ પીતરનું બેડ—એ લીધું છે માથ,
આઇ સુતરની દોરી—દીપાવે છે હાથ.
પાની પીધું ટપકીને—ભીંજવે છે ગાલ,
મ્યુનીસીપલ બંબાનો—આવે છે ખ્યાલ—૨
જો માથે લેઇ બેડને—સરસર દોરે છ,
પંજાબ મેલ ઇસ્પીડને—ગોશે છ કોરે છ.
વખાણું કેટલા એ દુકરીના ઢંગ,
જોઇને પેસન્જર ચોચો બન્યો છે દંગ.—૩

સ્નેહમયી—શાબાશ મી॰ પોચાજી તમારો કલ્પનાનો ઘોડો તો વાડાની વાડોજ કુદાવી જાય છે ને,

**પારસી**—અરે શું કરૂં એતો હું વચમાં જરી સીક પડ્યો,–નહિંતો વરી સીમીલીપર સીમીલી ગોઠવતા વાર કેટલી લાગે. પન આઇ મારૂં ગાનું તમને પસંદ પરીયું કે નહિં.

**સ્નેહમયી**—વાહ તમારા ગાયનની તારીફ શી કરવી. મી૦ પેચાજી તમે હવે સીધાવો૦

**પારસી**—કાંઇ મરૂં, જેવી મરજી. (સ્વગત) અરે આઇ પોટીએ તો મને છેતરીયો. ઓરી એનાજેવી નાકદરને મારાં સુંદર ગાનાની કદરબી કાંથી હોય.

( જાય છે. )

**ભૈયો**—(પ્રવેશકરી)—બાઇ સાહેબ, કોઇ ઔરત આપકી મુલાકાત ચહાતી હૈ.

**સ્નેહમયી**—અચ્છા અંદર બોલાવ.

**હેડમીસ્ટ્રેસ**—( પ્રવેશ કરે છે ) બ્હેન આપનું નામજ શીપતી સ્નેહમયીને.

**સ્નેહમયી**—હાજી–આવો બેસો.

**હેડમીસ્ટ્રેસ**—બ્હેન–ગાયન શિક્ષક માટેની આપની જાહેરખબર જોઇ, હું તત સંબંધે આપને મળવા આવી છું.

**સ્નેહમયી**—આપે અભ્યાસ ક્યાં સુધી કર્યો છે?

**હેડ મીસ્ટ્રેસ**—માતૃભાષાનાં સાત ધોરણો સમાપ્ત કરી ટ્રેનીંગ કોલેજની ટ્રેઇન્ડ શિક્ષિકાની ઉપાધિ મેળવવા ભાગ્યશાળી થઇ છું. સંગીત રત્નાકર મૂળતત્વો અને પિંગળ હું શીખી છું. વળી સંગીત વિષયે મને નૈસર્ગિક રીતિએજ પ્રેમ હોવાથી મારો એ વિષયનો અભ્યાસ હજી પણ ચાલુ છે.

**સ્નેહમયી**—વાહ સુવર્ણ કરતાં અધિક પીળું શું હોય શકે બ્હેન તમારૂં, સંગીતજ્ઞાન દર્શાવવા કૃપા કરશો.

**હેડમીસ્ટ્રેસ**—હાજી–એમાં વળી કૃપા શેની. જુઓ સાંભળો.

ગાયન

( વંદન મંગળ-પ્રભુ રિમતને એ-રાહ—)

વંદન દેવી કૃપિ તમને—
જગત જનોનાં, નિરસ જીવને,
રસ અમીસિંચત કરે—વંદન—,
કરી તંનુ દુર્બલ, કરતી સબલ શું,
નિજ તનુજોને ખરે—વંદન—
તવ ઉપકારનું અસીમ વર્ણન—
અલ્પ મતિ શું ઉચરે—વંદન—

સ્નેહમયી—વાહ બેન-તમારો કંઠપણ મધુર જણાયછે તમને હાર્મોનિયમ પિયાનો વગેરેનું ગ્નાન છે કે ?

હેડમીસ્ટ્રેસ—નાજી વાજીંત્રો મને બરાબર વગાડતાં આવડતાં નથી. નહિંતર સંગીતનું ગ્નાન તો હું યથામતિ યથાશક્તિ આપને આપવા પ્રયત્ન આદરીશ—

સ્નેહમયી—અવિનય ક્ષમા કરશો બ્હેન, પરન્તુ મારે કહેવું જોઇએ કે મારે ગાયન અને વ દન ઉભય કળામાં કુશળ શિક્ષકની આવશ્યકતા હોવાથી-હું આપને હા પાડી શકતી નથી.

(જાય છે)

હેડમીસ્ટ્રેસ—જેવી આપની મરજી.

ભૈયો આવી વિઝિટિંગ કાર્ડ આપી જાય છે. સ્નેહમયી કાર્ડ વાંચે છે

Makrand,

Expert Musician,

Proprietor of School of Music and fine arts.

સ્નેહમયી—ભૈયા,

ભૈયો—જી.

સ્નેહમયી—સાહેબકુ અંદર બુલાવ.

ભૈયો—જો હુકુમ.

(મકરન્દ પ્રવેશ કરે છે.)

મકરન્દ—ગુડડે બાનુ

સ્નેહમયી—ગુડડે ટુ યુ.

મકરન્દ—ગેઝેટમાં જાહેર ખબર આપેજ આપી હતી. નહિં જી વારુ !

સ્નેહમયી—હા જી.

મકરન્દ—આપને કેવા પ્રકારના શિક્ષણની જરૂર છે.

સ્નેહમયી—ગાયન અને વાદન ઉભય કળામાં કુશળ.

મકરન્દ—Yes, that's it હું ધારતોજ હતો. કોઇ પણ બાનુને અપ-ટુ-ડેટ પાલિશ મેળવવા માટે એ ઉભય આર્ટસની ખાસ જરૂર છે.

સ્નેહમયી—આપ શાળામાં કેવા પ્રકારનું શિક્ષણ આપો છે ?

મકરન્દ—ગાયન, વાદન અને નૃત્ય એ ત્રણે કળાઓ ત્યાં શિખવવામાં આવે છે.

સ્નેહમયી—ત્યારે તો આપ એ કળામાં કુશળ હશોજ.

મકરન્દ—બાનુ, સ્વમુખે પોતાના ગુણ ગાવાં એ હું ભૂષણ નહિં પરન્તુ દૂષણ સમજું છું. તમારાં એન્ગ્લોઇન્ડિયન તમને શીખવ્યુંજ હશે કે " Self praise is no recommendation." વિશેષમાં મારે એટલુંજ જણાવવાનું છે કે શાળામાં શિક્ષણ આપવા કરતાં બહાર ટ્યુશન આપવામાં મારો વિશેષ સમય વ્યતિત થાય છે.

# અશકતાશ્રમની પહોંચ.

રામપુરા—સુરત.

મહેરબાન " સત્સંગ " પત્રના આધપતિ સાહેબ

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝને વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી, તે એ સેક્રેટરી ડૉ૦ ડી જે એદલમેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે. રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી.

તા. ૨૬મી માર્ચથી તા૦ ૧૮મી એપ્રેલ ૧૯૧૫ સુધીમાં મળેલી ભેટની યાદી

૫—૦—૦ કેશવ ઉકા વાંકાનેર તાલુકે બારડોલી

૬—૦—૦ શા ચુનામદાસ જમનાદાસ વકીલવાળા માળવીપીઠ

૨—૦—૦ શા પ્રાણજીવનદાસ શીવલાલ ખાંડવાળા વરસગાંઠની ખુશાલીમાં વાડીફળીઆ

૫—૦—૦ શા દ્વારકાદાસ દયારામ બેન કંચનના પુન્યાર્થે નાણાવટ તાળાંવાળાની પોળ

૧—૦—૦ ઝવેરી ભગુભાઇ નીઆમલ હા ફકીરભાઇ ઘેનાભાઇ ગોપીપરા માળીફળીઆ

૧—૦—૦ શેઠ હીરાચંદ રતનચંદ માંડવી

૧—૦—૦ „ મુળચંદ જીવા „

૧—૦—૦ „ ભગવાનદાસ કસ્તુરચંદ „

૧—૦—૦ ઠાકોર સાવલીંગ ભીખાભાઇ „

૧—૦—૦ સોની મોતીરામ રૂઘનાથજી „

૧—૦—૦ શાહ માણેકચંદ નથુચંદ „

૧—૦—૦ વૈદરાજ ગીરૂભાઇ ફકીરભાઇ „

૧—૦—૦ શેઠ કાવસજી ફરામજી માંડવી

૨—૦—૦ સુખડીઆના પંચ સમસ્ત તરફથી હા ગોપાળજી માંડવી.

૧—૦—૦ ઘેલાભાઇ રૂઘનાથજી માંડવી

૧—૦—૦ શેઠ માણેકજી ફરામજી „

૧—૦—૦ ગાંધી મણેકલાલ જગજીવન „

૧—૦—૦ ખત્રીઓના પંચ સમસ્ત તરફથી હા ગોપાળભાઇ માંડવી

૧—૦—૦ સંસ્થાનો સેવક

૧—૦—૦ પોલીસ ઇન્સપેકટર સાહેબ જહાંગીરજી નસરવાનજી માંડવી

૧—૦—૦ પો. મા દેસાઇ અંબાલાલ કુવરજી

૧—૦—૦ મામલતદાર સાહેબ લાભશંકર સામળદાસ માંડવી

૧—૮—૦ મે. રૂસીનસાહેબ આસીસ્ટંટ કલેકટરસાહેબ માંડવી હીરીઝન

૧—૦—૦ મે. મંછારામ ભગવાનજી માંડવી

૨—૦—૦ મહારાજ શ્રીવલ્લભદાસજી માંડવી

૧—૬—૦ કાછીઆ જણ ૭ તરફથી આવેલાં ભાતની કિંમતના માંડવી

૨—૦—૦ શેઠજી લલ્લુભાઈ પરભુદાસ શીંગવા તાલુકે ઓરપાડ

૧૦—૦—૦ મેહરબાન ખુદાવંત સચીનના નવાબસાહેબ બહાદુર માસીક મદદ

૬—૮—૦ મેહરબાન એમ એસ અડવાણી સાહેબ ડીસ્ટ્રીકટ જડજ સાહેબ, સુરત માસીક મદદ

૪—૦—૦ મીસ્તરી ખીમચંદ વીરચંદ મુંબઇ હા એ એલ કોટવાલ એન્ડ કંપની મારબલ ફ્લોર મર્ચંટ હનુમાન બીલ્ડીંગ એલ્ફીનસ્ટન સર્કલ મુ. મુંબઇ

૧૦૦૦—૦—૦ એક સખી ગ્રહસ્થ તરફથી શ્રી રામચંદ્રજીના મંદીરના બાંધકામ માટે તથા શ્રી રામચંદ્રજીની સ્થાપના કરવા માટે

૧—૦—૦ અરજણ જેઠા મોચી ઝવેરીબજાર મુ. મુંબઇ

૧—૦—૦ મુલેશ્વર કબુતરખાનાના બજાર તરફથી ગાંધી માવજી દેવજી

૧—૦—૦ પટેલ ભીખાભાઇ મોરારજી વેશુ ભરથાણા ટપાલ નાનપરા

૧—૦—૦ „ કાળીદાસ હરખજી „ „

૧—૦—૦ પટેલ નાથુભાઇ પરભુભાઇ „ „

૧—૦—૦ દેશાઇ નાગરજી કચનજી પટેલ અનધાણુ „

૧—૦—૦ પટેલ વ'નભાઇ પરાગજી „ „

૨—૦—૦ દેશાઇ મકનજી પરભુભાઈ તળાટી આભા વાર્ષીક મદદ

૧—૦—૦ શેઠ મોતીચંદ શીવાજી હોળીચકલો કોટ મુબઇ

૧૫—૦—૦ શેઠ જહાંગીરશાહ સોરાબજી મણેકજી મારફતીઆ હા નસરવાનજી કુવરજી રૂસ્તમજી વાંકી બોરડી-માછલીપીઠ

૨—૦—૦ બાઇ મન્છાગવરી હા મદનલાલ માણેકલાલ ચોકસી સધાડીઆ વાડ-ગોપીપરા

૦—૮—૦ શાહ આતમારામ તાપીદાસ વાઘવાળાએ ગોળના લાડુ તથા દીનવાના જમણ સાથે પરચુરણ ખરચના આપ્યા તે નાણાવટ વીઠ્ઠલવાડી સામે

૫—૮—૦ પટેલ મગુભાઈ રણછોડદાસ ખાંગડશેરી

૭—૫—૬ ડાકટર સાહેબ મુળચંદ દામોદરદાસ મુકાતી મુમધવાળા તરફથી સ્વર્ગસ્થ અ સૌ. બાઇ ધનગવરીના પુણ્યાર્થે

૬૭ ૧૦-૬ ડાકટર મુળચંદ દામોદરદાસ મુકાતી મુમધવાળા તરફથી સ્વર્ગસ્થ અ-સૌ-બાઇ ધનગવરીના પુણ્યાર્થે ચૈતર વદ ૮ ને ગુરૂવારે શીખંડ પુરીનું જમણ આપ્યું તેના આશ્રમના ભંડારમાંથી દપરાયલી સામગ્રીના ખર્ચના આપ્યા તે

૬—૦—૦ શા છગનલાલ ડાહ્યાભાઇની પાછળ શા ડાહ્યાભાઇ રીખવદાસે દુધપાક પુરીનું જમણ આપ્યું તેની સાથે પરચુરણ ખર્ચના આપ્યા તે

૫૦ ૧૫ ૫ રૂપીઆ એકની અંદરની ભેટનું એકંદર

---

૧૧૭૪ ૧૩ ૫

## બીજી મદદ.

**જમણ વગેરે**

શેઠ સાહેબ શીવલાલ જગજીવનદાસ પટેલ જરીવાળા તરફથી ગોળના લાડુનું જમણ ગલેમંડી મેનશેરી

શાહ બાલુચંદ વીરચંદ ગોળના લાડુનું જમણ નવાપરા

શેઠ દલીચંદ વીરચંદ નવાપરાવાળા તરફથી કળીના લાડુ નંગ ૮૦ તથા ગાંઠીઆ શેર ૭

શાહ મગનલાલ માણેકલાલ ચુડાવાળા સુરત હરીપરા ભવાનીનાવડ પાસે ખાંડના લાડુ ૩૦ તથા પુરી ૩૦

ભરથાણાના બાબુભાઇ દયાળજીના પુન્યાર્થે હા દુલભભાઇ મગજના કકડ નંગ ૭૦

મોતીરામ ઉકાભાઇ રામપરા પોલીસ લાઇન પાસે સીખંડ પુરીનું જમણ

શા લલ્લુભાઇ અમથાભાઇ ગોળના લાડુ ૫૧

એક સખી ગ્રહસ્થ મેશુર શેર ૧૦ તથા ચણા શેર ૧૦

**અનાજ.**

શેઠ મછારામ નાગરજી દેસાઈ-ગોપીપરા ટાંકી આગળ તુવેરદાળ શેર ૨૫

બાઇ દીવાળી રંગીલદાસ ઘેલાભાઇની શીતલા સૈયદપુરા બોરડીશેરી જુવાર મણ ૧

શા કાશીદાસ શ્રીમોહનદાસ લુહાણે દીનો ચકલો દેમમપરા તુવેરનીદાળ મણ ૭ સાત

---

મીસ્તરી દુલભરામ ઇશ્વર લાલજીમહારાજ સારૂ સોળ દાણાની મોતીની કંઠી રામપર

ઘેલાભાઇ રતનચંદ રૂવાળાનો ટેકરો બીડીનો તમાકુ શેર ૫

# આ જગા ભાડે આપવાની છે.

## એક ચેતવણી.

જીંદગીનું ખરૂં સુખ તે આંખ છે આંખ વગરનો અવતાર નકામો છે. જો તમે આંખના કોઇ પણ દરદોથી પીડાતા હોય બીજી દવાઓ કરી નીરાશ થયા હોય તો ફક્ત એક વખત અમારો વિશ્વવિખ્યાત શુદ્ધ મોતીનો સુરમો વાપરો. આ સુરમો થોડા વખતમાં આંખના તમામ દરદોનો જડમુળથી નાશ કરી આંખની ગયેલી રોશની પાછી લાવે છે વળી આ સુરમો વાપરનારને ચશ્માની જરૂર રહેતી નથી અમારા ઉત્તમ સુરમાએ સેંકડો દરદીઓને આંખના ભયંકર રોગમાથી મુક્ત કર્યા છે અમારા સુરમાના ઉત્તમ ગુણોને લીધે તે દરેક કુટુંબમા ખાસ વપરાય છે. એક વખત વાપરી ખાત્રી કરો કીંમત તોલા ૧ના રૂ. ૪) ચાર.

વોરા ઇશાજી યુસબજી. સુરમાવાળા.

જામનગર—કાઠીઆવાડ.

अहिंसा परमो धर्मः । आत्मवत् सर्वभूतेषु

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




( વસન્તતિલકાવૃત્ત. )

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્મ, બદરી તરુથી સમૃદ્ધ,
કિન્તુ જગે પ્રસર્તી ચન્દનથી સુકીર્તિ,

सगः सता किमु न मंगलमातनोति ।


વર્ષ ૬ઠું ] પ્ર. વૈશાખ-પૂર્ણિમા વિક્રમ સં. ૧૯૭૨. ( અંક ૧૯ મો.


## બોધના બે શબ્દ.

( નાથ કૈસે ગજકો બધ છોડાયો—એ રાહ. )

ભુલી આજ અવસર કેમ ગુમાવો,
ચડયો હાથ હીરો શું આમ ઉડાવો. ભુલી.
સંત સમીપ કૃતિ અવળી હોય શાણા થઇ શું છુપાવો ?
સત્ય, સદાચાર, શૌચ ને નીતિથી અંતરને ન ભુલાવો—ભુલી.
ઉત્તમ નાવ વિષે નર ! પાપનું નીર શું રોજ ભરાવો !
શઠ તોડી સત્ય ધર્મના ભાઇ ! તરણીને શીદ ડુબાવો—ભુલી.
પુણ્યનો પથ ભુલી પંક માંહે દેહને શું લપટાવો !
અંતરમાં અભિમાન ધરી તહમે નરતન વ્યર્થ ગુમાવો—ભુલી.

કાળ જતાં નવ વાર થશે કાંઇ આયુષ્ય શીદ ઘટાવો!
અન્ત સમે અરે! અન્યની પાસ શું રામનું નામ રટાવો.—ભૂલી.
પુત્ર-કલત્રને શત્રુ ગણી તહમે અંતરથી છટકાવો,
કૂડ-કપટ ને મોહના ફંદે વૃત્તિ જતી અટકાવો.—ભૂલી.
બ્રહ્મ*સનાતન નામ વિષે તહમે ઉર્મિઓ*સહુ લટકાવો,
મૃગજળ જેવી આ માયાની દેવીને રીસથી ખૂબ દબાવો.—ભૂલી.
પાણી પહેલાં પાળ બાંધશો નહિ તો આખર છે પસ્તાવો,
કામ, ક્રોધ, લોભ, મોહ, અસૂયામાં જીવને શું ભટકાવો.—ભૂલી.
કાયા આ કાચની બાટલી તેહેને શું પત્થર સહ અફળાવો,
સંતોષ નાવડે આશા નદીમાં તન-મન નિત્ય તરાવો.—ભૂલી.
વિશ્વેશ પાસે થઇ દીન માગો, "ભવમાં ન ફેરો ફરાવો."
નાથ નિરંજન નામ જપી જપી જીવને શિવ બનાવો.—ભૂલી.

ભારતી મંદીર.
બરવાળા, તા. ધંધુકા. } ધીરજ.

# ધર્મનું રહસ્ય અને સ્વરૂપ.

(૨)

ધર્મ કર્મ વડે અનેક મનુષ્યોને લૌકિક તથા પારલૌકિક પુરૂષાર્થની પ્રાપ્તિ થઇ છે કેટલાકોને તો સાક્ષાત્કાર થઇ ગયો છે મહા પાપીઓ સર્વ પાપથી મુકત થઇ, પરમપદને પ્રાપ્ત કરી શકયા છે. ધર્મના પ્રભાવથીજ આપણા આર્યઋષિ મુનિઓ દશ હજાર વર્ષ જેટલું આવરદા ભોગવી શકતા હતા. અગસ્ત્ય જેવા સમુદ્રનું પાન કરી જતા. ભૃગુઋષિ જેવા સાક્ષાત્ શ્રી કૃષ્ણ પરમાત્માને પણ લાત મારીને ઉભા રહેતા પરશુરામ જેવા નક્ષત્રી પૃથ્વી કરી શકતા. સર્વ પ્રકારની સિદ્ધિ મેળવી, ચાહે તેમ કરી શકતા હતા. ઇન્દ્રનું ઇન્દ્રાસન પણ ડોલાવી, હચમચાવી શકતા હતા. તે વખતના ક્ષત્રિ આદિ ઇતર વર્ણો પણ પોતપોતાના કર્મનું અનુષ્ઠાન કરવાથી અદ્દભુત કાર્ય કરવાની અલૌકિક શક્તિ ધરાવતા હતા. સદેહે જીવતા જાગતા સ્વર્ગમાં લડવા જતા, ઇન્દ્ર જેવાને પણ એક વખત હંફાવી શકતા હતા. હાલ તેવી શક્તિ કોઇપણ વર્ણમાં રહી નથી, તેનું કારણ શું છે? ધર્મ પ્રવૃત્તિનો લોપ, અશ્રદ્ધા, કુતર્ક વગેરે કારણો વડે અધર્મ કાર્યમાં પ્રમાદ એજ આપણું પ્રાચીન ગૌરવ નષ્ટ થવાનું મૂળ અને મુખ્ય કરણ છે

સનકઋષિ કહે છે કે "प्रमादो वैमृत्युरित्यहं ब्रवीमि ।" ધર્મ કાર્યમાં આલસ્ય રાખી, તેની ઉપેક્ષા કરવી એજ અવનતિનો ઉપાય છે. અસલના ઋષિઓ દીર્ઘકાળપર્યન્ત આવરદા ભોગવતા હતા તેનું કારણ ભગવાન મનુજ આપણને દર્શાવે છેઃ—

"ऋषयोहिदीर्घसंध्यात्वाद्दीर्घमायुरवाप्नुयु ॥" દીર્ઘ કાલપર્યન્ત સંધ્યા સ્નાનાદિક ધર્મ કર્મોનું અનુષ્ઠાન કરવાથીજ, દીર્ઘકાલ પર્યન્ત—દશ હજાર વર્ષ જેટલું હાલ કોઇના મગજમાં પણ ના ઉતરે તેટલું—આવરદા ભોગવતા હતા. હાલ કોઇ દીર્ઘકાલ પર્યન્ત તપશ્ચર્યા કરતું એ નથી અને પરિણામે તેટલું આવરદા પણ કોઇથી ભોગવી શકાતું નથી. મનુ ભગવાન સ્પષ્ટજ કહે છે કેઃ—

"अनाल्ययासेनवेदानामाचारस्यचवर्जनात् ।

आलस्यादन्नदोषाश्चमृत्युर्विप्रांजिघांसति ॥"

વેદાભ્યાસ છોડી દેવાથી, વર્ણાશ્રમનો ઉચિત આચાર છોડી દેવાથી, આલસ્ય કરવાથી (ધર્મ કર્મમાં) અને અન્ન દોષથી એટલે નઠારું અન્ન ખાવાથી મૃત્યુ બ્રાહ્મણને મારે છે. તાત્પર્ય એ છે કે અસલના બ્રાહ્મણો એ ચાર દોષ ન કરતાં તેઓ વર્ણાશ્રમ ધર્મ પાળવામાં કદી આળસ નહીં કરતા હોવાથી મૃત્યુનું તેઓનાપર જોર નહી ચાલતું. હાલ હજારો વર્ષનું આવરદા ભોગવનારા ઋષિઓ થતા નથી તેનું કારણ ભગવાન આપસ્તંબ પોતેજ કહે છે કેઃ—

"तस्माद्दृषयोऽवरेषु न जायन्तेनियमातिक्रमात् ॥"

"એટલા માટેજ નિયમ અર્થાત્ શ્રુતિસ્મૃતિ વિહિત ધર્મ કર્મનું ઉલ્લંઘન કરવાથીજ હાલના બ્રાહ્મણોનાં કુલમાં ઋષિઓ પેદા થતા નથી. અસલના જેવા પ્રભાવશાળી સમર્થ ઋષિઓનો અભાવ, ધર્મ કર્માનુષ્ઠાનના લોપને લીધેજ થયો છે. એ તો ઇતિહાસ પ્રસિદ્ધ જાહેર વાર્તા છે કે આપણા આર્યાવર્ત્તમાં જ્યારે ધર્મ પ્રવૃત્તિ વિશેષ સતેજ હતી ત્યારે આપણો દેશ ઉન્નતિના ઉન્નત શિખરે ચઢયો હતો. ગ્રીસ, રોમ, એબીસીનીયા આદિ દેશોમાંથી ધર્મ પ્રવૃત્તિનો સદંતર લોપ થઇ જવાથી તે તે દેશોનાં જડમૂળથી નિકન્દન નીકળી ગયાં છે. હાલના વિજ્ઞાન (Science)નો એ સિદ્ધાન્ત છે કે કોઇ પણ ચીજપર જેવો આઘાત કરશો તેવોજ સામો પ્રત્યાઘાત થયા વિના રહેશે નહીં. "Action and reaction are equal and opposite."

મનુભગવાન પણ એવાજ આશયથી આજ્ઞા કરે છે કેઃ—

"धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।

तस्माद्धर्मो न हन्तव्यो मानो धर्मो हतोऽवधीत् ॥"

અર્થાત્, જો ધર્મનો નાશ કરશો તો તે નષ્ટ થએલ ધર્મ, તમારો પોતાનો (તેના નાશ કરનારનો) નાશ કરશે; અને જો તેનું રક્ષણ કરશો તો તે રક્ષિત ધર્મ તમારું રક્ષણ કરશે. એથી ધર્મ જે આપણો ખરો મિત્ર છે તેનો નાશ ન કરવો જોઇએ; કેમકે ધર્મ નષ્ટ થઇ મારો નાશ ના કરે, એજ વિચાર કરી ધર્મનું રક્ષણ કરવું ઉચિત છે.

પ્રસન્નવદન છબીલારામ દીક્ષિત.

છે અને ૬૦ અડર ડ્રુફના કાયમ રખાયા છે મુબઈ શહેરમાં ૨૫ અડર પ્રુફના દર ગેલન દિઠ રૂ. ૫ા છે તે કાન્, મહિકાંઠામાં પટે અપાયલા વિસ્તારમાં ૧)= ને બદલે ૧ા રૂ ખેડા જીલ્લામાં ઠાસરા અને કપડવંજ તાલુકાઓ (ડાકોર શિવાય)મા રૂ. ૧ ને બદલે રૂ ૧ા≋ કનારા (ઘાટની હેઠળના તાલુકાઓ) માં તાડીના દારૂ માટે રૂ રાં ને બદલે રૂ ૨-૧૦-૩, ખેડા જીલ્લામા ડાકોર સુદ્ધાંત પણ ઠાસરા અને કપડવંજ શિવાય રૂ રાં ને બદલે રૂ ૨-૪-૯, અમદાવાદ અને તેની આસપાસ પાંચ માઇલમાં રૂ ૩ાા ને બદલે રૂ ૪ાા, સુરત અને આસપાસના પાંચ માઇલમાં પણ એટલીજ જકાત, ચોરાસી અને ઓલપાડ તાલુકા, નાશક જીલ્લો, ધુલીઆ, સખેડા અને શિરપુર તાલુકાઓ તથા થાણા જીલ્લો-એ સર્વમા રૂ ૩ાા ને બદલે ૪ાા ઠરાવ્યામા આવ્યા છે.



# શ્રીમાન સમ્રાટ પંચમ જ્યોર્જ, મદ્યપાન નિષેધક તરીકે.



ના. શહેનશાહે મી. લોઇડ જ્યોર્જને એક પત્ર લખી નિશો કરનારા પ્રવાહી પદાર્થોથી લડાઇના વખતમાં પોતે દુર રહેવાનો તથા આ રાજવંશી કુટુંબને પણ એ પદાર્થોથી દુર રાખવાનો વિચાર જણાવ્યો છે એમ માનવામાં આવે છે કે ના. શહેનશાહની વલણ રાજ્યના બધા અમલદારો પસદ કરશે ને પ્રધાનમંડળ તેમજ ન્યાયાધિકારીઓ પણ તેમનુ અનુકરણ કરી મદિરાથી દૂર રહેશે લંડનના પત્રોમાં બોર્ડ્ બાસી, લોર્ડ કોર્ડરે, અને લોર્ડ સિડનહામના પત્રો પ્રકટ થયા છે અને તેઓએ ના શહેનશાહનું અનુકરણ કરવા જાહેર કર્યું છે સર ચાર્લ્સ મેકરોએ જણાવ્યુ છે કે **દારૂની વખારોને તાળાં વસાય એ હું પસંદ કરૂં છું.** કેનેડામા ના શહેનશાહની વલણથી પ્રશંસા કરવામાં આવી છે અને મોટા ધંધાદારીઓએ દારૂથી દૂર રહેવાનું જાહેર કર્યું છે ન્યુ બ્રન્સવીક અને નોવાસ્કોશીઆની સરકારો એ સબંધમાં અટકાવનો ઠરાવ પસાર કરવા વિચાર ચલાવે છે. સેસ્કેચવાને **દારૂનાં પીઠાં બંધ કરાવ્યાં છે.** મેનીટોબા અને ઓન્ટેરીઆમાં દારૂ ઉપર અંકુશ મુકનારા ઠરાવ પસાર થયા છે. તેમજ બીજા અનેક યુરોપી રાજ્યોમાં તેમજ સંગ્રામમાં ઉતરેલા રાજ્યોમાં તો એ બદી અટકાવવા માટે ઠરાવો થવા લાગ્યા છે. ખુદ અંગ્રેજ ધર્મગુરૂઓ પણ એ બદીને દૂર કરવા પ્રયત્નો કરે છે. લોર્ડ કીચનરે પોતાના કુટુંબમાં લડાઇ દરમ્યાન હવેથી કોઇએ દારૂ પીવો નહિ એમ ફરમાવી દીધુ છે હિન્દુસ્તાનમાં એવું કંઇ થશે કે નહિ?

એક વખત ઐક્ય—સંપ અને સુલેહનો દાવો કરનારી પાશ્ચાત્યપ્રજાના મનોભાવ હાલ વ્યાપી રહેલા મહાભારત યુદ્ધથી આપણે જોઇ શકયા છીએ તેમજ તેના મદિરાપાન કરવાની

દુર્ગુણભરેલી રીતથી થતી ખરાબી હવે બ્હાર આવી છે. તે ઉપર જણાવ્યા પ્રમાણે શ્રીમાન સમ્રાટ પંચમ જ્યોર્જ તેમજ ત્યાંના અગ્રગણ્ય માનનીય પુરૂષોને મદ્યપાનનો નિષેધ કરવો પડયો છે.

આ મદિરાપાનનો નિષેધ રણસંગ્રામ જેવા કારણ વશાત્ કરવો પડયો છે. કારણ કે કામદાર વર્ગમાં પસરેલી એ બદીથી કાર્ય કરવામાં બેદરકારી વધે છે. તે આપણે વિચારવાનું કે જોવાનું નથી પરંતુ 'વખત આવે ભૂલ માલમ પડે છે' એ લોક વાકયાનુસાર પાશ્ચાત્ય દેશો કે જ્યાં માંસ અને મદિરાની બદી એટલી હદ સુધી પહોંચી હતી કે જ્યાં ભાગ્યેજ કોઇ પણ મનુષ્ય આવી ભ્રષ્ટ કામોદ્દીપન કે ધોળે દિવસે તારા દિવા બતાવનારી કેફી વસ્તુઓથી દુર હશે આવી ભયંકર ભૂલ આજે પ્રાશ્ચાત્ય પ્રજાને નજરે પડી છે એ ખરેખર પાશ્ચાત્યપ્રજાના સદ્દભાગ્યની વાત છે. આવા અનીતિમાન આચારના સેવનથી એ પ્રજામાં અનેક પ્રકારના કુધારાઓ દાખલ થયા છે અને તે સુધારામાં આપણી નજર સમક્ષ તરવરી રહયા છે કે જેમાંથી અનેક પ્રકારના અનાચારો અને કુકર્મોના ભોગ થયેલા પુરૂષોના સત્યકથનો યુરોપીય પેપરો દ્વારા બ્હાર આવે છે. જ્યારે ભારતવર્ષની પ્રજા એવા દુર્ગુણી આહારવિહાર અને સદાચારોથી મ્હોટે ભાગે દૂર રહી છે અને તે આપણી મૂર્તિપૂજાની રીતને કે પ્રભુ પ્રત્યેની ઘેલછા-પ્રેમ ને કે આપણા સતશાસ્ત્રોનેજ આભારી છે.

સહૈયા.

# કેટલાક અમુલ્ય ઉતારા.

અનુવાદક-રા. હીરાલાલ બી. દેસાઇ.

સારો નિશ્ચય નવી ટેવ ઉત્પન્ન કરે છે, અને ધીમે ધીમે એ નવી ટેવ આપણા જીવનમાં ઓતપ્રોત થઇ આપણા નૈસર્ગિક સ્વભાવરૂપ બની જાય છે.

—બેન્જામીન ફ્રેન્કલીન

મનુષ્યની ટેવો પ્રારંભમાં કરોળીઆનાજાળાનાં તાંતણા જેવી ઝીણી એટલે નિર્બળ હોય છે પણ આખરે મ્હોટાં દોરડાં જેવી સબળ થઇ મનુષ્યને બન્દીવાન કરે છે—જકડી દે છે.

—તલમુડ.

હિન્દુશાસ્ત્રમાં પાંચ મ્હોટાં પાતકોમા મદ્યપાન પણ એક ગણેલું છે. —વીલસન—

કેફી પીણાથી દૂર રહેજો. —બુદ્ધ ભગવાન—

જે માણસો ભાંગ અથવા દારૂ પીએ છે, તે ગમે એટલી તીર્થ યાત્રા કરે, ઉપવાસ કરે અથવા દૈનિક પ્રાર્થના કરે, તો પણ નર્કવાસી થાય છે. —કબીરજી—

દુનિયામા એવી ઘણી બાબતો છે કે સમજાતી નથી પણ એક વાત તો તદન સરળ સમજ પડે એવી છે, કે બીજાના સુખને ભોગે મારૂં પોતાનું મેળવી શકું નહિ.

— જ્યોર્જ ઇલીયટ. —

'અન્ય પ્રાણીઓને દરેક રીતે ઉપયોગી થઇએ, તે આ પૃથ્વીપર આપણે જે જગ્યા રોકીએ છીએ, તેનું ભાડું, એ પૃથ્વીના માલીક પ્રભુને આપવા બરાબર છે.

— અજ્ઞાત—

# દયામય દુનીઆ.



યુરોપ કે જ્યાં વનસ્પતિ આહારનું નામ લગભગ અજાણ્યું હતું ત્યાં હમણાં અદ્‌ભુત ફેરફાર થવા લાગ્યો છે. યુરોપના પેપરોમાં વનસ્પતિ આહારના અને પ્રાણીદયાના લેખો, એ સંબંધે હીલચાલોના રિપોર્ટો અને ચર્ચાઓ દરરોજ પ્રગટ થતી જોવાય છે. આજે ત્યાં સેંકડો હોટેલોમાં વનસ્પતિ આહાર દાખલ થયો છે. કેમ્બ્રીજ અને ઓક્સ્ફર્ડ કોલેજોમાં ખાણાંઓમાં કોઇ-વખતે વનસ્પતિ ખોરાકને યોગ્ય સ્થળ મળે છે. ઘણીએક સ્કુલોમાં પણ તેમજ થવા લાગ્યું છે, 'વેજીટેરીયન સાઈકલીંગ અને એથલેટીક કલબ' સ્થપાઇ છે. જેના મેમ્બરોએ માંસાહારીઓને હરાવીને વનસ્પત્યાહારની સરસાઇ જગપ્રસિદ્ધ કરી છે. 'ટ્રેબીઅન સોસાઇટી' જેવી પ્રસિદ્ધ સંસ્થાના ઘણાએક સભ્યો વનસ્પત્યાહાર કરે છે. 'થીઓસોફીકલ સોસાઇટી'ના યુરોપીયન સભ્યોનો મ્હોટો ભાગ વનસ્પતિ પરજ રહે છે. અને એ વિષયપર દુનિયાનું લક્ષ ખેંચવા બનતું કરે છે. 'ક્રિશ્ચીઅન સાયન્સ' પંથના ભક્તો મોટે ભાગે વનસ્પતિઆહાર કરે છે. અને કહેવા લાગ્યા છે કે અમારા પવિત્ર પુસ્તકો માંસથી દૂર રહેવા ફરમાવે છે. રાજકીય હક્કો માંગતી સ્ત્રીઓની સભામાં મોટો ભાગ હવે માંસાહાર છોડવાની તરફેણમાં છે. અને તેમની મીટીંગો વનસ્પતિ-ખોરાકની હોટેલોમાં થવા લાગી છે 'કોઓપરેટીવ હોલીન્ડે એસોસીએશન'ની બાબતમાં પણ તેમજ છે આવા બીજા સંખ્યાબંધ દાખલા આપી શકાય તેમ છે. ટુંકમાં કહેવાનું તાત્પર્ય કે, જે વનસ્પત્યાહારની મશ્કરી થતી હતી તેને હવે મહાન વિચારકો રાજદ્વારીઓ અને ધર્માત્માઓ તેમજ બહાદૂરો પણ પ્રેમથી અંગીકાર કરવા લાગ્યા છે. આખો જમાનો બદલાવા લાગ્યો છે.

*　　*　　*　　*

ચાલુ યુરોપીય મહા યુદ્ધમાં જે વનસ્પત્યાહારી અંગ્રેજો જોડાતા હોય તેમને તે આહાર નહિ છોડી દેવાની વિનંતિ કરતાં મી. સીડની એચ બીઅર્ડ જણાવે છે કે ડા. ઓલ્ડફીલ્ડે તેઓ માટે તે બાબતની પુરતી ગોઠવણ કરી છે.

*　　*　　*　　*

'ધી ઓર્ડર ઓફ ધી ગોલ્ડન એઇજ' તરફથી મીસીસ બેકેટ નામની એક વિદુષીને આખા દેશમાં સ્ત્રીઓ સમક્ષ આરોગ્યશાસ્ત્ર અને પાકશાસ્ત્ર ઉપર ભાષણો આપવા મોકલવામાં આવે છે. એ બાઇ સ્વચ્છતા, બાળકોને ઉછેરવાની રીત, વનસ્પત્યાહારના ફાયદા વગેરે બાબતો ઉપર ભાષણ કર્યા બાદ રસોઇ કેમ બનાવવી તે પણ શીખવે છે. આ નવી રીતથી સેંકડો કુટુંબોમાં વનસ્પત્યાહાર દાખલ થયો છે અને ગરીબ લોકો થોડા ખર્ચે અને સાદાઇથી સુખી જીવન ગાળવાની રીત શીખવા લાગ્યા છે. ભારતની સ્ત્રી ઉપયોગી અને સુરતની વનિતાવિશ્રામ જેવી સંસ્થાઓની વિદુષી બ્હેનો આ પ્રમાણેના ભાષણો આપી દુઃખદસંસાર જોઇ રહેલી ભારતની પ્રજાને ઉગારવા ક્યારે બ્હાર પડશે!

કસાઇનો છોકરો જીવદયાની લડતમાં મુએ! મી. વુઇહમ હેરીસન કે જે એક કસાઇનો છોકરો હતો અને પાછળથી વનસ્પત્યાહારી બની 'વેજીટેરીઅન સોસાઇટી'નો ઓનરરી ટ્રેઝરર હતો તે એ લડત ઘણાં વર્ષો સુધી લડીને હમણાં ૭૮ વર્ષની ઉંમરે શાન્તિથી ગુજરી ગયો છે. એના પવિત્ર આત્માને અખંડ શાન્તિ મળો!

* * * * *

એક તરફથી દુનિયાભરમાં દયાનાં કામો વધારે ને વધારે પ્રમાણમાં થવા લાગ્યાં છે, ત્યારે બીજી તરફથી દુનિયાનું મહાન યુદ્ધ પણ આ વખતેજ શરૂ થઇ લાખ્ખો મનુષ્ય પ્રાણીઓનો સંહાર થવા ઉપરાંત લાખો સ્ત્રીપુરૂષો નિરાધાર થવા લાગ્યાં છે. પરન્તુ આ કડવો અનુભવ કદાચ માણસ જાતને આ પાઠ શિખવવાને કુતેહમંદ નિવડશે કે, કત્લથી શાન્તિની આશા રાખી શકાય નહિ; દયામાં અને ભાઇચારામાંજ સુખ અને આબાદી છે. યુરોપીઅન પ્રજામાં આ લડાઇએ સેંકડો લેખકો એવા ઉત્પન્ન કર્યા છે કે જેઓ હમણાં લડાઈ અને ખુના મરકીની વિરૂદ્ધ પોકાર ઉઠાવી દુનિયાભરમાં ભાઇચારો કરવા તરફ સર્વ રાજ્યોનું લક્ષ ખેંચવા લાગ્યા છે. આવો જાહેરમત કેળવવાનું કામ લડાઇ ન થઇ હોત તો, કદાચ ૧૦૦ વર્ષમાં પણ ન બની શકત. લડાઇનો પ્રેમ દુનિયામાંથી સદંતર નાશ પામવા માટે દુનિયાને છોડી જશે, એમ કેટલાક આશાવાદીઓ કહેવા લાગ્યા છે.

* * * *

ધુલિયાની 'પાણીરક્ષક સંસ્થા'ના ઉદ્યમથી અને રા. સા. પરલકર જેવા દયાળુ અમલદારના શ્રમથી સાંગલી ઇલકાના દોદવડ ગામમાં તા. ૧૩થી ૨૨ જુન સુધીમાં દર વર્ષે ભરાતા મેળામાં દેવીને અપાતો સેંકડો પશુઓનો ભોગ-ગયા વર્ષથી બંધ થયો છે મેળામાં મુખ્યત્વે અજ્ઞાન લોકોજ આવે છે. અને તેઓ એકાએક થતી બંધીથી ઉશ્કેરાઇ ન જાય એટલા માટે યુક્તિથી ચીઠ્ઠી નાખીને દેવીને પૂછવામાં આવ્યું હતું કે, પશુવધ રહિત યાત્રા ભરવી કે પશુવધ સહિત? આ યોજના સફળ ઉતરી હતી.

* * * *

૬૭ વર્ષ સુધી નિયમિત વનસ્પત્યાહાર કરતા અમેરીકન બન્ધુ કેપ્ટન ગોડાર્ડ ઇ ડાયમંડ તા. ૧૪મી ઓગસ્ટે ૧૧૮ વર્ષની ઉમરે ગુજરી ગયા છે. ૧૦૦ વર્ષની ઉમ્મરે પહોંચ્યા પછી પણ તેઓ વનસ્પતિઆહારના ફાયદા અને હિંસાની નીચતા ઉપર જુસ્સાથી ભાષણો કર્યા કરતા; અને એ ઉમરે સાઇકલીંગ, પગે ચાલવાની અને કુસ્તી વગેરે કસરતો આનંદથી કરતા.

* * * *

જામ લાલપુર પાસે ખેડગામમાં ભક્ત મુરા સાજણ હા. ભક્ત રામા મુરાણીએ ૨૫૦૦૦ માણસોનો એક મોટો મેળાવડો કરીને મી. વીઠલદાસ મુલજી પારેખ પાસે પશુદયા સંબંધી અસરકારક ભાષણ અપાવાથી સંખ્યાબંધ રજપૂત ભરવાડ રબારી વગેરે લોકોએ મહાત્મા ભક્ત રાજની સમક્ષ શપથ લીધા છે કે તેઓ હવેથી હિંસા કરશે નહિ, ઘેટાં-બકરાંનાં બચ્ચાંને નિરાધાર છોડશે નહિ, કસાઇને ત્યાં ઢોર વેચશે નહિ. વગેરે, વગેરે.

* * * *

ધુળીઆની 'પ્રાણી રક્ષક સંસ્થા' તરફથી પંઢરપુરની યાત્રા વખતે ઉપદેશકો મોકલવામાં આવે છે, જેઓ કોલેરાની દવા મફત આપે છે અને તે સાથે દયાનો ઉપદેશ પણ કરે છે. તથા મદ્યપાન નિષેધનો પણ બોધ કરે છે. આની અસર બહુ સારી થવા લાગી છે.

* * * *

સાંભળીને હર્ષ થાય છે કે જોધપુર મહારાજા યુરોપીય યુદ્ધમાંથી પાછા ફરે ત્યાં સુધી જોધપુર રાજ્યમાં સર્વપ્રકારની પ્રાણી રક્ષાનો બંદોબસ્ત કરવાને તથા શિકાર આદિ પ્રવૃત્તિઓની મના કરવાને રાજ્યમાતાએ ફરમાવ્યું છે. ધન્ય છે. આવી સુબુદ્ધિ આપનારને! એક મનુષ્યની થોડા વખતની સહીસલામતી માટે અનેક જીવોની મર્યાદિત સમય સુધી રક્ષા કરવાની જરૂર જોવામાં આવે તો દુનિઆભરની શાંતિ માટે અને સઘળાના કલ્યાણ માટે હમેશને માટે જીવદયા પાળવાનું હવે પછી કેમ નહિ સૂઝે?

* * * *

નીચે આપેલા ગામો અને શહેરોમાં દશેરા, નવરાત્રી વગેરે નિમિત્તે થતો પશુવધ બંધ થયો છે:—

(૧) કડી પ્રાંતના આશરે ૧૩૦૦ ગામો, (૨) જાલોદ, શીવગઢ, વગેરે રજપુતાનાનાં આશરે ૭૮૪ ગામો, (૩) ફીરોજપુર, (૪) કાનપુર, (૫) અંબાલા, (૬) બીકાનેર, (૭) છોટા ઉદેપુર (૮) તીરસા વગેરે ઘણા ગામો.

નીચેના રાજ્યોમાં ધર્મનિમિત્તે થતો પશુ વધ બંધ કર્યો છે.

(૧) વડોદરા, (૨) જમ્મુ અને કાશ્મીર, (૩) જુનાગઢ, (૩) અલવાર, (૫) ભરતપુર, (૬) જામનગર. (૭) ભાવનગર, (૮) ખૈરપુર, (૯) ગોંડલ, (૧૦) રાધનપુર, (૧૧) ખંભાત, (૧૨) ધ્રાંગધ્રા, (૧૩ વાંકાનેર, (૧૪) મોરબી, (૧૫) રાજકોટ, (૧૬) વાંસદા, (૧૭) પોરબંદર (૧૮) લીંબડી, (૧૯) લુણાવાડા, (૨૦) કીસનગઢ, (૨૧) પાલણપુર, (૨૨) સચીન, (૨૩) લખતર, (૨૪) ધરમપુર, વગેરે સેંકડો દેશી રાજ્યો.

* * * *

જૈનોના છેલ્લા પર્યુષણમાં જૈનોની હીલચાલથી નીચે મુજબ જીવદયા પ્રચાર થયો છે:—

કાનપુરમાં યતિ શ્રી પ્રમાણ વિજયજીના ઉપદેશથી દેવીઓને અપાતો ભોગ સદાને માટે અટકયો છે.

બનારસમાં આચાર્યશ્રી ધર્મવિજયના અને યતિશ્રી પ્રમાણવિજયજીના પ્રયાસથી પશુશાળા સ્થાપવામાં આવી છે. જેની વ્યવસ્થા કરનારાઓમાં ઓનરરી મેજીસ્ટ્રેટો, સબજજ, પત્રકારો વગેરે છે.

* * * *

દક્ષિણ ખીજાપુરના શ્વેતાંબર દિગમ્બર જૈનોની સમજાવટથી ત્યાંના સર્વ કસાઇખાતાં પર્યુષણમાં બંધ રહ્યાં હતાં.

માળવાના ગામ ધારલા, ખવાસા અને પેટલાદમાં પર્યુષણના માનમાં અનુક્રમે ૧૮ અને ૮ દિવસ સુધી કસાઇખાના બંધ રહ્યાં હતાં.

કુંસનગલ તથા સેલાના બન્ને રાજ્યોમાંના માછીમારોને રાજ્યની નોકરીમાં લગાડી દઇને મહારાજાઓએ તેમને હમેશને માટે પાપમાંથી મુક્ત કર્યા છે.

અમેધિ (સુલતાનપુર)ના રાજા સાહેબે પોતાના રાજ્યમાં નવરાત્રીના દીવસોમાં થતો પશુવધ બંધ કર્યો છે.

ખાચરોદ (ઉજ્જન)માં ૬ માસ અને મંદસોરમાં ૧૧ માસ (પર્યુષણના માનમાં) **રાજ્ય તરફથી** કસાઇઓ અને માછીમારોને તે ધંધો બંધ રાખવાની ફરજ પાડવામાં આવી હતી.

આગ્રામાં પર્યુષણના દિવસોમાં જંગલનાં પક્ષી પકડવાનો તથા માછલાં મારવાનો ધંધો બંધ રાખવામાં આવ્યો હતો અને સંવત્સરીને દિવસે કતલખાનાઓ બંધ રાખવામાં આવ્યા હતાં.

ધાવનગરી (મ્હૈસુર) માં લોકોની અરજ ઉપરથી પર્યુષણના દિવસોમાં બે દિવસ કસાઇખાનાં બંધ રાખવાનો તથા તમામ જીવહિંસાઓ બંધ રાખવાનો સત્તાવાર હુકમ થયો હતો.

રતલામ, ઉદેપુર, ચીતોડ, દેવાસ, લીંબડી, રાણાપુર, ઝાબુવા, ઝાલોદ, બાંસવાડા, ઇંદોર, ધાર, બદનવાર, ઉમરકોટ, હલોદ, શાહજાપુર, સુજાલપુર, મહેદપુર, કોટા, જાવરા, પંચેડ, બ્યાવર, વડનગર, ઉપરાંત માળવા–મેવાડ–મારવાડના ઘણા ગામોમાં પર્યુષણ દરમ્યાન જીવહિંસા બંધ રાખવામાં આવી હતી.

રોમન કેથલીક ધર્મના 'ધી યુનીવર્સ' નામના ધાર્મિક પત્રના એડીટરે તા. ૧લી મેના અંકમાં 'પ્રભુ, દયા અને પ્રાણીઓ' એ ઉપર એવો તો અસરકારક લેખ લખ્યો છે કે જેવો ખુદ હિંદુઓ કે જૈનો પણ ભાગ્યેજ લખી શકે. પ્રેમ, દયા, પશુ રક્ષણ, કોમ લાગણીઓ અને વનસ્પત્યાહારની તેણે સજ્જડ હીમાયત કરી છે.

પ્રયોજક–'સરૈયા.'

## જયા—જયપાળ.

અનુવાદકઃ—રા. રા. છોટુભાઇ હાજીભાઇ દેસાઇ–" શારદા-વિહાર "–સુરત.

'પરમ સૌંદર્ય' વિભૂષિત રજપૂત કુલીરત્ન જયાકુમારી પોતાના કેટલાક દાસદાસી સાથે અરણ્યમાં થઇ માર્ગ કાપતી હતી. તે ચિતોડાધિપતિ રાણા રત્નસિંહની કન્યા હતી. રાણાને દિલ્લીના બાદશાહે વિશ્વાસઘાતથી પકડી કારાગારમાં પૂર્યો હતો. જેનેલીધે રાજકુમારી દરરોજ ઉદાસીન તેમજ ગંભીર વિચારોમાં નિમગ્ન રહેતી. આ વખતે તેના નયનોમાં આંસુ ભરાઇ

આવ્યાં, પરંતુ તે રજપુતકન્યા હોવાથી તેણે દાસી સમક્ષ પોતાની આંખોમાંથી એક પણ આંસુનું ટીપું બહાર પડવા દીધું નહિં તો પણ દુઃખના ભારથી તેનું અંતઃકરણ ધડક ધડક થઇ રહ્યું હતું

જ્યાની વય ફકત પંદર વર્ષની હતી, તે હાલ જુવાનીની પ્રથમ અવસ્થામાં હતી, તો પણ તેનો ચહેરો પુખ્ત વયની સ્ત્રી પ્રમાણે ગંભીર જણાતો હતો શરીરે પાતળી હોઇ શરીરના સર્વ ભાગ પ્રમાણુમાં હોવાથી સૌંદર્યની તે સાક્ષાત્ પ્રતિમા જણાતી. તેની આંખો કાળી અને તેજસ્વી હતી, વર્ણ ગૌર અને સુંદર હતો. સ્વભાવથીજ તે નમ્ર અને કોમળ હતી, તો પણ જ્યારે કઠોર તથા સહનશીલ થવાને પ્રસંગ ઉપસ્થિત થાય, ત્યારે તે ગુણ ધારણ કરવાને અસમર્થ ન હતી. રજપૂત સ્ત્રીઓમા ગુણોમાં ન્યૂનતા ક્યારેએ જોવામાં આવી છે ખરી ? માર્દવ અને સૌંદર્ય આ ગુણદ્રયથી તે સર્વને પ્રિય હતી, તેમ બાપને પણ તે પ્રાણ કરતાં ઘણી વહાલી હતી. તે જન્મથીજ માતાના સુખથી વિરહિત હતી. પરંતુ રાણાએ પોતાના પ્રેમાળ વર્તનથી તેને કદીપણ માતાનું સ્મરણ થવા દીધું ન હતું. થોડા દિવસ પહેલાં મુલતાનના રાજપુત્ર સાથે તેના લગ્ન કરવાને નક્કી થયું હતું. જયાનો તે કુમાર પર અપ્રતિમ પ્રેમ હતો. પરંતુ રાણો કારાગારમાં પડવાને લીધે તેના સુખસૂર્યપર સંકટરૂપી વાદળી ફરી વળ્યાં. અધુના તે આવી સ્થિતિમાં હોવાને લીધે દરરોજ ઉદાસીન અને ગંભીર વિચારમાં નિમગ્ન રહી કોઇ સાથે પણ બોલતી ન હતી.

આ પ્રમાણે જયાકુમારી પોતાના માણુસો સાથે માર્ગ કાપતી હતી એવે એક નવીન સંકટ ઉપસ્થિત થયું. આકાશમાં એકાએક વાદળાનો જમાવ થઇ ગયો, પવન જોરથી સુસં-વાટાભેર વહેવા લાગ્યો, અને જોતજોતામાં મૂસળધાર વરસાદ વરસી જ્યાં ત્યાં પાણીજ પાણી થઈ રહ્યું. વાયુના જોરને લીધે પાલખીપરનું આચ્છાદાન ( ઢાંકણ ) બાજુએ સરી પડવાથી રાજકન્યા ઉઘાડી પડી. તે વખતે મુકામ કરવાને સમીપમાં એકાદ ગામ પણ ન હતું. એટલુંજ નહિ પણ તેટલામાં ક્યાંએ ઝુંપડી પણ જણાતી નથી, મેઘનો ગડગડાટ તથા વીજનો ચકચકાટ મનુષ્યને ભયભીત કરતો હતો. વરસાદની ઝડીથી સૂર્યનું ઠામઠેકાણું પણ જડતું નહતું. ચોતરફ સંધ્યાકાળના જેવું અંધારૂં છાયી રહ્યું હતું, જે તરફ જુઓ ત્યાં પાણીજ પાણી !

રજપૂત કન્યા જયા આ વાદળોથી જરા પણ ગભરાઇ નહિ. તેની દાસી માત્ર ગભરાઇ પાલખી સાથે સાથે ચાલવા લાગી. થોડીવારમાં વાદળ શાંત થશે એવો સહજ ભાસ થવા લાગ્યો. પરંતુ ક્રમેક્રમે તે ઘણાંજ વધવાં લાગ્યાં જેથી રાજકુમારીએ ઘડી ભરમાં ક્યાં પણ મુકામ કરવાની સેવકોને આજ્ઞા કીધી. સદ્દભાગ્યે તેમાંના એક મનુષ્યને શેખારના ડુંગરની એક ગુફા સંબંધી માહિતી હતી, પરંતુ ત્યાં હિંસક પશુ તથા અતિશય વિષારી અજગરોની વસ્તી હોવાની લોકવાયકા તેણે સાંભળેલી હોવાથી બ્હીતાં બ્હીતાં બોલી તે વિચાર રાજ કન્યાને જણાવ્યો. આવી ગુફામાં જવું સર્વને ધોકો પહોંચાડનાર હતું, પરંતુ માણુસોની સંખ્યા ઘણી હોવાથી તેણે ત્યાંજ મુકામ કરવાને નક્કી કર્યું

આ ગુફામાં જવાનો રસ્તો ઘણોજ વિકટ હતો, પરંતુ પ્રસંગ આગળ ઇલાજ નથી. વિષારી પ્રાણીઓથી સાવધ રહેવાને માટે મશાલો સળગાવી અંદર દાખલ થયા. સંધ્યાકાળે તુફાન શાંત થયું, પરંતુ રાત્રિને વખતે ચાલ્યા જવાં કરતાં અહીંજ રહેવું સારૂં છે, એવી સર્વેની રૂચિ જોઇ તેણે ત્યાંજ મુકામ કર્યો.

ગુફાનો આકાર ચોખૂણ હતો. તેની ચારે બાજુ સાઠ સાઠ ફુટની હોઇ ઉંચી ચૌદ પંદર ફુટ હતી. અજવાળુ આવવાને દરવાજા સિવાય બીજો રસ્તો ન હતો. તુરત જરૂર પૂરતી જગા સ્વચ્છ થતા જ યાકુમારી ગુફાના મધ્યભાગે સુંદર બીછાનાપર સૂની અને સમીપમાં દાસીઓ ચટઇ વગેરે પાથરી સૂતી. ગુફાના ઉંચેના ભાગપર ચાર ચાર ફુટ લાંબા વન વાગરાં લટકેલાં હતા, જેથી તેમા ઘણોજ દિવસે મનુષ્યની વસ્તી થઇ છે, એમ જણાતું હતું. કારણ મનુષ્યની વસ્તી હોય એવે ઠેકાણે વનવાગરાં જરાવાર પણ રહેતાં નથી. રજપૂતોની મશાલોની મદદથી તેમને હાંકી કાઢવાનો પ્રયત્ન કર્યો, ત્યારે તેમણે ઘણોજ ફડફડાટ કર્યો, ધાંધલમાં તેણે કોઇ કોઇ માણસને ડંસવાને પણ બાકી મૂક્યું નહિ. છેવટે અતિ પ્રયત્ને તેમને ત્યાંથી હાંકી કાઢયાં.

હજી કેટલાક મનુષ્ય સૂતાં છે, ને કેટલાંક સૂવાની તૈયારી કરે છે તેવે એક અપરિચિત મનુષ્ય તે ગુફામાં આવ્યો, અને ક્ષણભર ચારે બાજૂ જોઇ પાછો ગયો. આ મનુષ્ય જાતનો મુસલમાન હતો એક અપરિચિત મનુષ્ય—તેમાં વળી મુસલમાન અત્રે આવ્યો, અને આપણી સ્થિતિ જોઇ પાછો ગયો, એથી સર્વને ઘણી બીક લાગવા માંડી. માણસની સંખ્યા ઘણી થોડી હતી અને તેમની પાસે હથીઆર પણ સારાં ન હતાં, જેથી કદાચિત્ શત્રુ આવે તો તેમની સાથે સામનું આપતા તેમને ધોકો લાગ્યો જયાકુમારી પોતાના માણસો સાથે જે ગુફામાં ઉતરેલી હતી, તે ગુફા રોજારનો પ્રાંત થોડાક દિવસ પહેલાંજ દિલ્હીના બાદશાહે જીતેલો હતો. એટલે રાજકન્યાને ભીતિ ઉત્પન્ન થવી સ્વાભાવિક હતી. તેણે તાબડ તોબ ત્યાંથી મુકામ બદલવાને આજ્ઞા કીધી. કદાચિત્ શત્રુ સાથે ભેટો થાય તો પોતાના માણસો કેટલાં છે, અને રાજકુમારીની પાલખી ક્યાં છે એ તેમને જણાય નહિ. એટલા માટે તેણે તેઓને ઠગવાના હેતુથી મશાલો ચેતાવવા દીધી નહિ એટલુંજ નહિ પણ પાલખીની આજુબાજુ ઠંડીનું નિવારણ કરવાને માટે લાકડાં સળગાવી અંગારા પાડયા હતા, તેને પણ બુઝાવી દીધા, સર્વ માણસો પથારી સમેટી લઇ જવાની તૈયારી કરવા લાગ્યાં, તેવે અલ્લાઉદ્દીનની ટુકડોના કેટલાક માણસો તે ગુફાના દ્વારમાં આવી દાખલ થયાં. ટુકડીમાંનો નાયક પોતાનાં સર્વ માણસોને દ્વાર આગળ થોભવાનું કહી ગુફાના મધ્ય ભાગે આવ્યો; અને અંગારા એકત્ર કરી પોતાના નોકરોને મશાલ ચેતાવવાને કહ્યું. મશાલ ચેતાવતાં તેને ચારે તરફ જોયું અને છેવટે પાલખી તરફ જોઇ તે ઉપાડનાર ભોઇને પૂછ્યું. "આ પાલખીમાં કોણ છે ?"

ભોઇએ કંઇ પણ ઉત્તર દીધો નહિ.

"ઉત્તર દે." નાયકે દબડાવી પ્રશ્ન કીધો. "નહિ તો પડદો મારા પોતના હાથે બાજુએ ખસેડવા લાગ."

"આ પાલખીમાં એક સ્ત્રી છે."

"તે હું જાણું છું. કારણ પુરૂષ કાંઇ પડદામાં રહેતો નથી. તું રાજીખુશીથી ખરો ઉત્તર આપનાર નથી, તે માટે મારે પોતેજ પડદો બાજુએ ખસેડી અંદર કોણ છે, તેની ખાતરી કરી લેવી જોઇએ."

એમ બોલી તેણે પડદા પાસે પોતાનો હાથ લઇ ગયો. પરંતુ પોતાની સમક્ષ પોતાની માલીકનું અપમાન થાય છે, એવું જોઇ ભોઇએ તે નાયકના હાથ પકડી તેને પાલખીથી દૂર ખસેડી મેલ્યો. તેવે મુસલમાન નાયકે રાગે ભરાંઇ પોતાની કટાર તેની છાતીમાં ખોસી દીધી. કટારીનો પ્રહાર અને ભોઇનો આર્તસ્વર સાંભળી જયાકુમારી કૂદકો મારતી પાલખી બહાર આવી. તથા શત્રુ સંમુખ ઉભી રહી બોલી, "હું જયાકુમારી છું. ચિતોડના રાણા રત્નસિંહ જેને તેં વિશ્વાસ ઘાત કરી કેદ કર્યો છે, તેની હું કન્યા છું."

મુસલમાન નાયકે આશ્ચર્ય ચકિત થઇ પોતાની તરવાર જમીનપર ફેંકી દીધી.




( લેખકઃ—રા રા. ખંડુભાઇ કસનજી ભટારકર. )

( પ્રવેશ ત્રીજો—ગતાંકથી શેષ. )

**સ્નેહમયી**—આપ કયે કયે સ્થળે ટ્યુશન આપો છો.

**મકરન્દ**—જી. સર્વનાં નામ કહું તો એક મોટું લીસ્ટ તૈયાર થાય પરન્તુ ટુંકમાં એટલુંજ કહેવાનું કે, મારા ટ્યુશનનાં મુખ્ય સ્થળો સાત સી. આઇ. ઇ., બે બેરોનેટ, ત્રણ જે. પી. ૭ સર અને અગિયાર ઓરેટરોનાં ગૃહો છે. એ સિવાયનાં અન્ય કોમન સ્થળે તો મારા એસિસ્ટંટોજ જાય છે.

**સ્નેહમયી**—તો હું આશા રાખું છું મને પણ આપ આપની શિષ્યા બનાવી ઓબ્લાઇજ કરશો.

**મકરન્દ**—અરે એમાં ઓબલીગેશન શેનો ટ્યુશન આપવું એ તો અમારૂં કામજ છે.

**સ્નેહમયી**—આપની ફી.

**મકરન્દ**—બાનુ એ વિષે આગળથી કહેવું એ આ કામનું આ એકાદ મારૂં કામ જુઓ અને પાછળથી આપને યોગ્ય લાગે એમ કરશો.

**સ્નેહમયી**—જેવી આપની મરજી- આપ ટ્યુશન ક્યારથી શરૂ કરવા માગો છો.

**મકરન્દ**—શુભ કાર્યને મુહૂર્તની જરૂર હોતી નથી " શુભસ્ય શીઘ્રમ્ " આપને જો કોઇ પણ પ્રકારનો વાંધો ન હોય તો કરો આજથીજ શ્રીગણેશાયનમઃ

**સ્નેહમયી**—ના જી, મારે કોઇ પણ પ્રકારનો વાંધો નથી.

( ભૈયો-પ્રવેશ કરે છે. )

ભૈયો—આઇ સાહેબ, બહાર કો ગાયક આયા હય ઔર આપકી મુલાકાત ચહાતા હય.
સ્નેહમયી—જાઓ, ઉનકુ બોલદો, કે હમારે અબ શિક્ષકકી જુરૂર નાહિં.

(જાય છે.)

ભૈયો—જો હુકમ.
સ્નેહમયી—ચાલો ત્યારે કરો આપના કાર્યની શરૂઆત.
મકરન્દ—હા જી-લ્યો, આ મારી કંપોઝ કરેલી નાની સરખી પોયેમ છે, એ તમે ગાઓ અને તમારી ભૂલો થાય તે હું સુધારૂં.
સ્નેહમયી—(કવિતા જોઇ) આતો મને ગાતાં ન આવડે.
મકરન્દ—અરે ન આવડે એ તે કાંઇ હોય કે દરેક મનુષ્યમાં થોડે કિંવા ઘણે અંશે સીંગીંગરેસ્ટ તો હોય છે જ, પરન્તુ તેને ડેવેલપ કરવાની ખાસ જરૂર છે. તમે વિના-સંકોચે ગાવું શરૂ કરો.
સ્નેહમયી—પરન્તુ એનો રાગ ન આવડશે તે ?
મકરન્દ—એ કવિતા ગાવામાં ઘણીજ સહેલીછે એ ગઝલે કવાલી છે અને સાધારણ ગઝલમાં ગવાય છે.
સ્નેહમયી—ઠયો ત્યારે ગાવું છું.

ગાયન.

લગાવી પ્રેમની લગની, અરે દિલબર ગયો તું કયાં,
ખીલેલી આ કળિ કોમળ, તજી ભમરા ભરાયો કયાં.
પડે નહિં ચિત્તમાં જરીયે, પ્રિતમ કાંઇ ચેન તું વિના,
પધારો પ્રેમથી પોતે, રહો ના દુર રસભીના.
હૃદય માંહે જુઓ પ્રકટી, વિરહ અગ્નિ તણી જ્વાળા,
દયાવી ઉર ઉર સાથે, ઉગારો નાથ આ બાળા.
અલંકારે નથી પ્રચ્છા, નથી હું વિત્તની પ્યાસી,
હૃદય છે પી સકળ વ્હાલા, હૃદય એકે ગતિ દાસી.
નથી આ દુઃખી સંસારે, વિશ્રાંતિ ઉરની મારા,
ગ્રહીને હસ્ત આ પ્રિતયે દિયો શાન્તિ હૃદયહારા.

## પ્રવેશ ૪થો.

પાત્રો–કુન્દન અને કાન્તાકુમારી.

કુન્દન—અહો કિરતાર તારી કળા કાંઇક વિચિત્ર જણાય છે. "કસાઇને કુશળ અને ધર્મીને ધાડ એ તારી ન્યાયનો પાર" પામવાનો હું સરખા અલ્પમતિ અસમર્થ નીવડે એમા કાંઇ આશ્ચર્ય નથી. ધાર્યું'તું શું અને થયું શું ? મકરન્દ, વેળાસર જઇ કાર્ય કાઢી લેવાની યુક્તિ તને સુઝી તે મારા સરખા મૂઢને કલ્પનામાં એ ન આવી. અફસોસ ! બાજી હાથથી ગઇ. જેમ જેમ તારી કપટજાળ તોડવાને પ્રયત્ન કરૂ છું તેમ તેમ એ વધારે સુદૃઢ થતી જાય છે. આગળ ઉપર શા ઉપચારો યોજવા એની પણ ખબર પડતી નથી એટલું તો નિર્વિવાદ છે કે કોઇ

૧-૦-૦ પટેલ વલ્લભ નાગર. કડેદ'
૧-૦-૦ ગેન્ડા. ગુમાન હરી તથા-પંચ સમસ્ત ,,
૨-૦-૦ શા. ખુશાલદાસ નાથાજી ,,
૧-૦-૦ શા. ગુલાબચંદ ટેકાજી. ,,
૧-૦-૦ શા. મોતીચંદ ખેતાજી. ,,
૧-૦-૦ શા. દેવચંદ જગનનાથજી. ,,
૧-૦-૦ શા. વિઠ્ઠલદાસ કલ્યાણદાસ. ,,
૧-૦-૦ ડોકટર ચીમનાજી રામચંદ્ર. ,,
૧-૦-૦ શા. છગનલાલ ભલાજી. ,,
૧-૦-૦ સુનાર નગીનમ પરશોતમ તા. પંચસમસ્ત. ,,
૨-૦-૦ શા. ચુનીલાલ સુનચંદની પેઢી,,
૧-૦-૦ શા. મોતીચંદ દેવચંદ ,,
૧-૦-૦ શા. ઘેલાભાઇ પ્રભુલાલ. ,,
૨-૦-૦ શા. દામોદરદાસ ઠાકોરદાસ ,,
૧-૦-૦ શા. નગીનદાસ પ્રેમાનંદ ,,
૧-૦-૦ શા લખમીચંદ માણેકચંદ ,,
૧-૦-૦ શા. મોતીભાઇ ચતરાજી. ,,
૧-૦-૦ શેઠ ખરશેદજી શેરાબજી. ,,
૧-૦-૦ ઠાકોર હાજીબાવા ભગુબાવા તળચાલ,
૨-૦-૦ કારકુન ભવાનીશંકર મનસુખરામ. ,,
૧-૦-૦ પટેલ રામજી દયારામ રતનીઆ.
૧-૦-૦ ,, ભવાન ઝવેરભાઇ ,,
૨-૪-૦ નરસીંહ રધા ગામસમસ્ત નસરા
૩-૦-૦ ,, સીના વસનભાઇ તથા ગામસમસ્ત શીશોદ.
૧-૦-૦ ,, પરાગ લાલા તા. ગામસમસ્ત બામણી.
૧-૦-૦ ,, દુલભ હાંસજી. ,,
૧-૦-૦ ફરતુર ગુલાબચંદ દેવચંદની વિધવા નાનપુરા.
૧-૦-૦ બાબરજી નાસરજી દેસાઇ અશ્વનીકુમારના મેળામાંથી કતારગામ.
૧-૦-૦ ગુલાબી ગોપાળ ખત્રી ,, ,, મનચેરપુરા.

૩-૦-૦ શેઠ ગુપ્તાદાજી બેહેરામજી કંટ્રાકટરના પુણ્યાર્થે ને માટે
૧-૦-૦ શા. ઠાકોરદાસ નરોતમદાસ પટેલ વકીલ સાહેબ કડોર
૫-૦-૦ શા ગુલાબચંદ દેવચંદ હા. મા. ણેકચંદ પ્રેમચંદ ગુલાબચંદના પુન્યાર્થે નાનપુરા
૨-૦-૦ બાઇ નંદકોર સગ્રામપુરા
૧૫-૬-૦ બુરાનપોરી ભાગળના પરતામીઆના પંચ તરફથી શેઠ હીરાજી રૂસ્તમજી કેળાવાળા
૧૦-૦-૦ શેઠ હોરમજજી ગાંડાભાઇ પારડીવાળા-વાર્ષીક મદદ
૭૫૧-૦-૦ શેઠજી છગનલાલ રણછોડદાસ શરાફ હા. નણાવટ આશ્રમનો આગલો દરવાજો તા. બંગલી બાંધવા સારૂ
૨-૦-૦ શા. છબીલદાસ ગુલાબદાસ હરીપુરા
૧-૦-૦ શા ત્રીભોવનદાસ રાજારામ ભરૂઆવાળા ભીખાભાઇના પુન્યાર્થે હરીપુરા
૨-૦-૦ બુરાનપુરી ભાગળના ગાંધી પંચ તરફથી હા. શેઠ ભોગીલાલ કીરપાશંકર
૨-૦-૦ પોલીસ ઇન્સ્પેકટરના ચીરંજીવી પ્રભાકર બીહારીલાલ રામપુરા
૧-૦-૦ હીરપારામ નવનીતરામ અશ્વનીકુમારના મેળામાં
૭૨ ૧૦-૯ પ ચુરણ આરક રૂપીઆ એકની અંદરની તા. ૧૧થી ૨૫ સુધી.

૧૦૮૭-૪-૯

નીચેની વીગતે શ્રીરામચંદ્રજીને તથા લાલજી માહારાજને ભેટ.

એક દયાળુ બાઇ તરફથી
, મોહનમાળા શેર એકની. નંગ ૩ સુનાની
રૂપાના આમેળીયા. નંગ-૬
ખરા મોતીની વાંળી. નંગ-૧
હેમની કલ્લી તાંબાના ગાભાની નંગ-૬
રૂપાનુ ધનુષ. ૧ બાણુ ૧ મળી નંગ-૨
,, જરમન શીલવરની થાળી નંગ-૧
,, ,, રેકાબી નંગ-૩
,, ,, વાડકો નંગ-૧
,, ,, ઝારી નંગ-૨
,, પીતળની બરણી નંગ-૧
પાળીશેટ જરમન શીલવરના ઝારા સાથે નંગ-૨
હાંડી ઝારા સાથે નંગ-૨
લાલ રેશે નંગ-૧
સુખરાજ્જા થારૂ તળખ તા. મચ્છરદાની
લાકડાનું સ્ટુલ નંગ-૧
,, પેટી ,, ૧
,, ઉસેહાતરીઓ ,, ૧
,, દીવી ,, ૧
શ્રી રામચંદ્રજીના તથા લાલજીમાહારાજના વાંઘા જોડ ૪
,, ,, ચાર મુગટ નંગ-૩
,, ,, ,, ટેપી નંગ-૨
,, લુંગળીના ફાડીઆનું તોરણ.

મીસ્તરી નગીનદાસ ઉમેદરામ સૈયદપરા શ્રી રામચંદ્રજી વગેરેને માટે વાઘાનો સટ મોટા મંદીરના કાપડ બજાર પંચ તરફથી લખમીદાસ માણેકલાલે પનેણુ પીતળનું તા. કપરોટ મળી નંગ ૨ રૂપીઆ ૧૭ાા નહીં.

બી. એમ. ડીશીઝા તરફથી મંગરોળી નળીઆ અડધીઓ તા. પોણીઆ - ધરમાદા આપ્યાં. તે તથા આપ્યાં મામરોળી નળીઆ વગર નહિ આપ્યા તેના રૂ. ૬૭ થયા તે.

કપડાં તથા અનાજની વીગત —

શીરીનબાઇ રૂસ્તમજી કનટ્રાકટર તરફથી ચાદર નંગ ૨૦ ·

શા૦ કસ્તુરચંદ ગુલાબચંદ ચાદર અશ્વનીકુમારમાં. નંગ ૧

"ગુલાબચંદ દેવચંદ હા. માણેકચંદ પ્રેમચંદે ગુલાબચંદના પુણ્યાર્થે જુવાર મણ ૨ા ઘઉં મણ ૧ ચોખા મણ ૧ દાળ મણ ાા મળી એકંદર અનાજ મણ પાંચ.

શા. જમનાદાસ વીજભુખણદાસ તરફથી ઠુવેરની દાળ મણ ૨ શેનીફળીઆ

,, નાનાભાઇ દ્વારકાદાસ મારફતીઆના પુનાર્થે ચોખા મણ ૨ા

,, મોતીભાઇ ભીખાજીની ધણીઆણી પાછળ જુવાર મણ ૨ તા. ચોખા મણ ૨

બરાનપુરી ભાગળના પસ્તાગીઆ પંચ તરફથી પુરી મણ ાાા હા. શેઠ. હોરાબજી રૂસ્તમજી કડોદ

શા. નગીનદાસ દયાળદાસ તરફથી જુવાર મણ ાાા બાજરી મણ ાા કુલ મણ ૧ા ગોપીપુરા સંઘાડીઆવાડ.

શા. ત્રીભોવન દેવચંદ હા. એમના ઘરમાંથી ગોળના લાડુ નંગ ૧૪ હા. ચોભાશેરી

ચેલા રાયચંદ ઉઝાવાળા-તરફથી સીધું મોટ શેર ૫ ઘી રૂ. ાા ગોળ શેર ૨

શા. પરૂભાઇ ફકીરપારામ હા. નાણાવટ ઘઉં મણ ૧

અનાજના વેપારીના પંચ તરફથી હા. શા. દયારામ પ્રાણજીવનદાસ તરફથી છાપરીઆશેરી ઘી મણ ૧ તા. તેલ મણ ૧

શેઠ રામજી ભગવાન એન્ડ બ્રધર્સ. મેન્યુફેકચરીંગ જુએલર્સ શેખ મેમાન સ્ટ્રીટ મુંબઇ લોખંડનો ફોલડીંગ દરવાજો ના-૧

## અશક્તાશ્રમનો શેરો.

*I am much struck with the thorough and excellent arran ments here The evident regard for the comfort of the in mates and the obvious respect for cleanliness through are a strong proof that those responsible are proceeding on the right lines and after full consideration of the problem to be dealt with*

*I wish this institution the fullest success*

st April 1915 — (Sd) W C Mecdonald, Assistant Commissioner of Opiam

---

## સુરત રામપુરા લેડી વિલીંગ્ડન અશક્તાશ્રમનો સને ૧૯૧૪ ના સાલનો જમા ખરચનો હીસાબ.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૩૫૫ ૧૨ ૮ | પુરાંત બાકી | ૮૭૦ ૧૦ ૮ | લોન ખરીદ ખાતે |
| ૩૨-૭-૦ | વી વા તરફથી વરશ આખર સુધીની મદદ | ૬૨૫ ૬ ૧૧ | ખોરાકી ખર્ચ |
| | | ૩૪૦-૬-૬ | ઉપામણી ખર્ચ |
| ૯૧-૪-૦ | ડી જે તરફથી વાર્ષિક મદદ | ૧૨૮૪ ૧૩ ૬ | નોકરોનો પગાર |
| ૧૧૦-૦-૦ | ખુદાવંત મેહરબાન સચીનના નવાબસાહેબ તરફથી માસીક મદદ | ૩૬ ૧૧ ૩ | કપડા તથા સીલઈ |
| | | ૮૬-૨-૦ | દીવાબત્તી ખાતે |
| ૮૬-૦-૦ | મેહેરબાન એચ એસ. અડવાણી સાહેબ તરફથી માસિક મદદ | ૧૬૬-૮-૦ | મકાન ભાડું |
| | | ૮૪ ૧૩ ૬ | વાસણ ખરીદી |
| ૮-૮-૦ | પરચુરણ માસીક મદદ | ૩૯૮૫-૧-૫ | મકાનના મરામત ખાતે |
| ૬૨૮-૦-૦ | વાર્ષિક મદદ | ૪૧૬૦-૨-૦ | મકાન ખરીદી ખાતે |
| ૫૬-૬-૮ | લોનનું વ્યાજ | ૪૪-૨-૬ | કંટીજંટ ખર્ચના |
| ૭૬૯૦ ૧૨ ૦ | પરચુરણ | ૨૩૮-૮-૦ | ફરનીચર |
| ૧૩૩૬-૦-૦ | બીલ્ડીંગ ફંડ ખાતે | ૩૬૮-૩-૩ | પરચુરણ ખર્ચ—ઉપદેશકોનો મુસાફરી ખર્ચ તા ગાડીભાડું વગેરે |
| ૧૫-૦-૦ | ઉધાર ખાતે | ૯૦-૦-૦ | ખાનગી અનામત ખાતે |
| ૩૦૦-૦-૦ | સરકારી ગ્રાંટ | ૧૩૨-૧૫ ૬ | બળતણ |
| ૩૮૧૧-૭-૦ | મકાન ખરીદવા રૂપીઆ સો સોની લોન વેચી તેની કીંમતના | ૪૭ ૧૪ ૬ | ધોલાઈ |
| ૨૭૪૨-૨-૪ | મુંબઈ બેંકમાંથી ઉપાડયા | ૧૫-૦-૦ | ઉધાર ખાતે |
| | | ૪૧૭૭-૦-૦ | મુંબઈ બેંકમાં મુકયા તે |
| | | ૭૦-૩-૦ | મેપન ખર્ચ |
| | | ૧૧૮-૦-૩ | આખર શીલક રોકડ |
| ૧૭૩૫૩-૧૧-૯ | | ૧૭૩૫૩-૧૧-૮ | |

(એકાગ્રતાથી વાંચીને મનન કરો.)

# સનાતન ધર્મની ગર્જનાઓ.

**ટપાલ ખર્ચ સાથે ફક્ત રૂ. ૧-૮-૦ માં બાર માસનાં ૧૬૦૦ પૃષ્ઠો. અને ગર્જનાઓના ગ્રાહકો થનારને નીચે જણાવેલા ધર્મના અત્યુત્તમ ગ્રંથોનો મોટો લાભ.**



*** એક રૂપીએ બે આના પ્રમાણે ઓછી રકમ લઇને આપવામાં આવનાર પુસ્તકો. ટીકાકાર પૂ૦ મહાત્મા શ્રીમન્નથુરામશર્મા.**

શ્રીઉપનિષદો. (ઇશોપનિષદથી કેનોપનિષદ્ સુધીની ૧૨ ઉપનિષદો તથા માંડુક્યોપનિષદ્ ઉપરની ભગવાન્ ગૌડપાદની કારિકા મૂળ તથા ગુજરાતી ટીકા અને ૧૦૬ ઉપનિષદોનો ગુજરાતીમાં સાર) મૂલ્ય રૂ. ૫-૦-૦ વેદાંત દર્શન. રૂ ૩-૮-૦ શ્રી પાતંજલ યોગદર્શન. રૂ. ૨-૪-૦ શ્રીસુબોધકલ્પલતા રૂ. ૦-૫-૦ સદુપદેશ દિવાકર નવો કિરણના રૂ ૨-૪-૦ શ્રીઉપદેશગ્રંથાવલીના અંક ૧ થી ૩૫ ત્રણે પુસ્તકના રૂ ૧-૪-૦ શ્રીઅંતર્યામીના આદેશો. રૂ ૦-૮-૦, અને રૂ. ૦-૧૦-૦ શ્રીનાથકાવ્ય. રૂ ૦-૫-૦ શ્રીસદુપદેશમાલા રૂ. ૦-૩-૬ પત્રકલ્પમંજરી. રૂ. ૦-૩-૦ વિનોદમાલા રૂ. ૦-૫-૦ દુરાચાર ગિરિવજ્ર રૂ. ૦-૨-૬ આ સર્વે પુસ્તકો તથા પૂ૦ મહાત્મા શ્રીમન્નથુરામશર્માનાં બનાવેલાં બીજાં પુસ્તકો પણ રૂપીએ રૂ. ૦-૨-૦ પ્રમાણે ઓછી કીંમતે મળશે વિ૦ પિ૦ અને પોસ્ટેજ જુદું સમજવું.

## પોણી કીંમતે મળતાં પુસ્તકો.

શ્રીશંકરાચાર્યનાં અણદસારત્નો લગભગ ૮૩૨ પૃષ્ઠો, પાંચ સુંદર સોનેરી નામોવાળું પાકું પુઠું અને પાંચ સુંદર છબીઓ હોવા છતાં મૂલ્ય ફક્ત રૂ ૧-૮-૦ રાસપંચાધ્યાયી રૂ. ૦-૧૨-૦ શ્રીમદ્ભગવદ્ગીતાદિ પંચરત્નો પૃષ્ઠ ૬૦૦ રૂ. ૦-૬-૦, ૦-૭-૦, ૦-૯-૦ યજુર્વેદિય આહ્નિક પ્રકાશ રૂ. ૦-૪-૦ આ પુસ્તકો પોણી કીંમતે મળશે વિ૦ પિ૦ અને પોસ્ટેજ જુદું સમજવું. ટીકાકાર પૂ૦ મહાત્મા શ્રીમન્નથુરામશર્મા.

---

* સનાતન ધર્મની ગર્જનાઓ તથા પ્રજ્ઞાનાદ એ બન્નેના ગ્રાહક થનારને રૂપીએ બે આના એટલે સેકડે ૧૨॥ ટકા કમીશન ને બન્નેના સેકડે ૧૫ ટકા આપવામાં

“દુર્વ્યસન નિષેધક, જીવદયા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ” સુરત.
દર માસની પુર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રકટ થતું પાક્ષિક પત્ર.



વર્ષ ૬ ઠું) પ્ર. વૈશાખ-અમાવાસ્યા વિક્રમ સં. ૧૯૭૧. (અંક ૨૦ મો.

*Abstinence* — *Mercy* — *Morality*

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




श्लोक

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.
मेतानफळीआ–सुरत

તા. ૧૪ મે સને ૧૯૧૫ ને શુક્રવાર.

વાર્ષિક [illegible]

## सत्संग–विषयावलि.




## એક ચેતવણી

જીંદગીનું ખરું સુખ તે આંખ છે, આંખ વગરનો અવતાર નકામો છે. જો તમે આંખના કોઇ પણ દરદોથી પીડાતા હોય બીજી દવાઓ કરી નીરાશ થયા હોય તો ફકત એક વખત હમારો વિશ્વવખ્યાત શુદ્ધ મોતીનો સુરમો વાપરો. આ સુરમો થોડા વખતમાં આંખના તમામ દરદોનો જડમૂળથી નાશ કરી આંખની ગયેલી રોશની પાછી લાવેછે. વળી આ સુરમો વાપરનારને ચશ્માની જરૂર રહેતી નથી. અમારા ઉત્તમ સુરમાએ સેંકડો દરદીઓને આંખના ભયંકર રોગમાંથી મુક્ત કર્યાછે. અમારા સુરમાના ઉંચા ગુણોને લીધે તે દરેક કુટુંબમાં ખાસ વપરાય છે એક વખત વાપરી ખાત્રી કરો. તોલા ૧ના રૂ. ૪) ચાર.

વોરા હસાજી મુસાજી સુરમાવાળા.

જામનગર—કાઠીઆવાડ.

अहिंसा परमो धर्मः ।　　　　आत्मवत् सर्वभूतेषु

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




( વસન્તતિલકાવૃત્ત. )

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરુથી સમૃદ્ધ;
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सतां किमु न मंगलमातनोति ।

વર્ષ ૬ઠું ] પ્ર. વૈશાખ-અમાવાસ્યા વિક્રમ સં. ૧૯૭૨. [અંક ૨૦ મો.

## અનુરોધ !

એક અવિકસિત કમલને !

હવે તો આંખો ખોલો પ્યારે !
　પૂર્વ દિશા અધુ અરૂણ થઇ છે !
　પ્રકૃતિ દેવી પટ બદલી રહી છે !
　ચમે તમની જો બાંધી ગ્રહી છે !
છૂપાઇ તારા સિધારે !
　પ્રમુદિત ન્હેલે નલિની ખિલી છે !
　પ્રિય સમીર સહ સુરભિ મળી છે !
　અતિ શોભામય વનસ્થલી છે !

અવિનાશ હા ગુંજારે !
નવ જીવન સંચાર થયો છે !
ઐક્ય ભાવ વિસ્તાર થયો છે !
સુખમય સહુ સંસાર થયો છે !
જાગ્યા સાથી સવેરે !
ઉષા દેવીનું દર્શન પામી !
થયું પ્રફુલ્લિત સહુ ચરાચર !
તમ કેમ સુતા શીશ ઝૂકાવી !
શુધબુધ સર્વ વિસારી !
હજી તો આંખો ખોલો પ્યારે !

'રાસેશ્વરી રમણ—.

---

## "પરમાર્થ વૃત્તિ."

(હરિગીત છંદ.)

(૧)

સ્નેહ સબંધે કીર્તિ આતુર, કેઇક તો ખુશામતે,
કેઇક અભિમાને પુલાવ્યા, કેઇક કરતા શોખતે,
કેઇક દબાણે નામ ખાતર, કાર્ય પરમારથ કરે,
નિઃસ્વાર્થ વૃત્તિવડે સદા, વિરલા જનો અંત્તર ધરે.

(૨)

સ્નેહી સબંધી સર્વથા, ભવ અટવિમાં ભમતા થકા,
કીર્તિ અને અભિમાન શોખત, ક્યાં સુધીરે મ્હાલકા;
પરમાર્થને પુન્યાય આધિન, નામના ઉજવળ કરે,
નિઃસ્વાર્થ વૃત્તિવડે સદા, વિરલા જનો અંત્તર ધરે.

(૩)

સ્હેતા દબાણ કરે ખુશામત, દુઃખને આધિન થતા,
ફુલાય સુખમા મગ્ન થઈ, નથી તત્વને વિચારતા;

તેવા જનો પરમાર્થ દષ્ટિ, આત્મહિત ક્યાંથી કરે,
નિઃસ્વાર્થ વૃત્તિવડે સદા, વિરલા જનો અંતર ધરે.

(૪)

સૃષ્ટિ વિષે વૈભવ વિવિધ, અમૃત આહાર પ્રતે ચહે,
સુખ ચાહતા ચેતન સહુ, આરોગ્ય તે કાયમ રહે;
પુન્યાય વિણું એ ધારણા, ક્યાંથી સફળ ચેતન કરે;
નિઃસ્વાર્થ વૃત્તિવડે સદા, વિરલા જનો અંતર ધરે.

(૫)

જે વાવતા તેવા ફળો, લણવા વખત તેને મળે,
ત્યમ શુભ અશુભ ધરેલ બિજ, વિચારક્ષેત્ર વિષે ફળે;
ચાહો અવરનું જેહવું, નિજ આત્મહિત માટે ઠરે;
નિઃસ્વાર્થ વૃત્તિવડે સદા, વિરલા જનો અંતર ધરે.

(૬)

પશુ પક્ષી તરૂવર કામના, સૃષ્ટિ વિષે દૃષ્ટિ થતાં,
અવયવ રૂવાંટી કેઈના, ઉપયોગી ચર્મ નિહાળતાં;
રસ્તે જતા પંથી પ્રતે, છાયા શિતળ તરૂવર કરે
નિઃસ્વાર્થ વૃત્તિવડે સદા, વિરલા જનો અંતર ધરે.

(૭)

વૈભવ વિષે રહિ મગ્ન કાયમ, ઉદર નિજ સંતોષતા,
જોતા અનાથ અપંગના, નિર્વાહને નહિ પોષતા;
તે સ્વાર્થી તરૂવર અને, તિર્યંચથી હલકા ઠરે,
નિઃસ્વાર્થ વૃત્તિવડે સદા, વિરલા જનો અંતર ધરે.

(૮)

વ્હાલું જણાયે આપને તે, સર્વ માટે ધારજો,
મન, વચન, કાય, ત્રિયોગ, સંબળ આપવા વિચારજો;
"દુર્લભ" ખરો પુરૂષાર્થ તે, પરમાર્થ સ્વાર્થ વિના કરે,
નિઃસ્વાર્થ વૃત્તિવડે સદા, વિરલા જનો અંતર ધરે.

દુર્લભજી વિ૦ ગુલાબચંદ મહેતા,
વળા.

# સેવાધર્મ.

(લેખક રા. રા. શ્રીપતરાય હકુમતરાય ઠાકોર.)

સેવા એટલે—આ પંચ મહાભૂતનો દેહ તથા તેનાથી પ્રાપ્ત કરેલી વસ્તુ બીજાના સુખ—અગર ઉપયોગ સારૂ વાપરવી તે—

ધર્મ એટલે—નિષ્કામ કર્મ.

સામાન્ય અર્થ એવો જે નિષ્કામ કર્મ કરીને આ પંચમહાભૂતથી બનેલા દેહને તથા તેને પ્રાપ્ત કરેલી વસ્તુ બીજાના સુખ તથા ઉપયોગ સારૂ ઉમંગથી વાપરવી.

કેટલાક પુરૂષો સેવાધર્મમાં દેવસેવા મુખ્ય ગણે છે; કેટલાક પુરૂષો ગુરૂસેવા મુખ્ય ગણે છે; કેટલાક પુરૂષો દેશની તથા રાજાની સેવા મુખ્ય ગણે છે; તો કેટલાક તમામ જીવવાળા પ્રાણીની સેવા મુખ્ય ગણે છે. એક શહેરને દશ દરવાજા હોય અને દરેક દરવાજેથી આવનાર શહેરમાં આવી શકે છે, તેમ ઉપર બતાવેલા પ્રકારો શહેરના દરવાજા રૂપે છે. આપણે કોઇ દેવનુ નામ લઇએ; કોઇ ગુરૂનું નામ લઇએ; કે આપણા માતા પિતાનું સ્મરણ કરીએ અને તેથી જે ઉમંગ આપણને થાય છે. તથા જે બળ આપણને તેમના તરફથી મળે છે તે કાર્ય કરતી શક્તિ આ બહારનું દેખાતું શરીર નથી, પણ અંદર રહેલો આત્મા જે ઇશ્વરના રૂપે રહેલો છે તેની સેવાનો પ્રતાપ છે. એટલે સર્વનો ઉદ્દેશ માત્ર તે દેહના વિશે રહેલા પરમાત્માનું સેવન કરવાનો છે. આ ઉદ્દેશે, કોઇ પણ મનુષ્ય, ઉપર બતાવેલા પ્રકારમાંની કોઇ પણ પ્રકારની સેવા કરે, તો દરેક પ્રકારવાળાને પહોંચવાનું ધામ એકજ છે. આપણે માત્ર આપણી અજ્ઞાનતાને લીધે જુદા જુદા ધારણ કરનાર દેહને માર્ગે ઓળખાણ થવા જુદા જુદા નામ આપ્યા છે.

એક પ્રકારની સેવા કરનાર માણસને જે સદ્ગુણો પ્રાપ્ત કરવા પડે છે-તેજ સદ્ગુણો બીજા પ્રકારની સેવા કરનારને પણ જરૂરના છે. જુદા જુદા પ્રકારની સેવા માટે જુદા જુદા સદ્ગુણો હોતા નથી. કેટલાક પુરૂષો પોતાના વિચારથી જુદા પ્રકારની સેવા કરનારા બીજા પુરૂષોને કોઇ તિરસ્કારની નજરે જુએ છે, કોઇ તેની નિંદા કરે છે, કોઇ તેના ઇષ્ટનો અનાદર કરે છે, વિગેરે એ પ્રમાણે ભિન્ન ભાવમાં વૃદ્ધિ કરે છે. પ્રિયબંધુઓ., એક છોકરો નિશાળમાં પહેલી ચોપડી શીખે છે, તે છોકરો દરરોજ વખતસર નિશાળે આવે છે, પાઠ તૈયાર કરી પોતે પોતાનો નંબર ઉપર રાખે છે, શિક્ષકની આજ્ઞા પ્રમાણે વર્તે છે, મસ્તી વિગેરે કાંઇ કરતો નથી, તો શું આ છોકરો માત્ર તેના વર્ગના શિક્ષકની પ્રીતિ શિવાય અન્ય વર્ગના શિક્ષકની પ્રીતિ આકર્ષશે નહિ ? આવા છોકરાઓ હેડમાસ્તર તેમજ અન્ય શિક્ષકની પ્રીતિ સંપાદન કરે છે. તેમ એક પ્રકારની સેવા કરનાર મનુષ્ય જો પોતાના સદ્વર્તનમાં ચાલુ રહેતો હશે તો બીજા પ્રકારની સેવાના મુખીઓ પણ તેના ઉપર પ્રીતિ રાખશે, આપણુ અજ્ઞાનની પેઠે તેઓ મૂર્ખ નથી, તેઓ તો માત્ર તે મનુષ્ય સેવામાં કેવા દૃઢ તથા શ્રદ્ધાળુ છે તે જુએ છે.

કેટલાક મનુષ્યો એવો નિયમ લે છે કે સૂર્યનારાયણને પગે લાગ્યા શિવાય ખાવું નહી. કેટલાક એવો નિયમ લે છે કે અમુક દેવના દર્શન કર્યા શીવાય ખાવું નહી. એ પ્રમાણે ઘણા ઘણા પ્રકારના નિયમ દેવને પ્રસન્ન કરવા લે છે. કાળ વિતે કેટલાક તો ઝીંડા ઢુંઢી ખસી જાય છે, પણ કેટલાક તો આગ્રહમાં દ્દઢ રહે છે. જેઓ આ પ્રમાણે પોતાના લીધેલા નિયમમાંથી ખસી જાય છે તેઓના ઉપર તેનો ઇષ્ટ દેવ-કે પછી કોઇ બીજા દેવ તેના કયા સદ્ગુણો ઉપર પ્રસન્ન થાય? જે પુરૂષ એક નિયમ બરાબર પાળી, શકતો નથી તો પછી તે બીજું શું કરી શકશે? જે પુરૂષો એક એક નિયમ પાળતાં આગળ ધસે છે તેઓજ મહાન કાર્ય કરવા સમર્થ થયા છે.

શ્રવણ પોતાના માતપિતાની સેવા કરવામાં, શીયળ કોટ નગરીનો રાજા ગુરૂ ગોરખનાથની સેવામાં, ધ્રુવ પોતે ભગવાનની સેવા કરવામાં દ્દઢ રહ્યા જેથી તેઓએ ઉત્તમપદ પ્રાપ્ત કર્યું છે. સેવા કોઇ પણ વ્યક્તિની હોય. સદ્ગુણ સહીતની કરેલી સેવા ફળ રૂપ નિવડે છે: સદ્ગુણ અને મુખ્ય કાર્ય કરતી શક્તિ એજ મુખ્ય છે તથા ફળદાયક છે.

કોઈ બંધુ એવું કહેશે કે-હું મારા બૈરાં છોકરાંનું પોષણ કરી તેમને ઉપયોગી થાઉં છું, હું મારા શેઠની નોકરી કરી તેને ઉપયોગી થાઉં છું. હું પણ સેવા ધર્મ બજાવું છું, મારે કોઇ બીજાની સેવા કરવાની શી જરૂર છે? આ સવાલના જવાબમાં કહેવાનું કે એ કાર્યને સેવા ધર્મ કહ્યો નથી. આ સેવાનું કાર્ય આપણને આ જન્મમાં નવું નથી. પશુ યોનીમાં હતા ત્યાં એ કાર્ય શીખી આવ્યા છીએ. પશુ યોનીમાં ગાય જેવા પ્રાણી બહાર ચરી આવી પોતાના બચ્ચાંને દુધ પાય છેરે છે તથા પોતાના ધણી જેમણે ઘાસ ચારો આપ્યો હોય તેને દુધ આપે છે. એટલે આ જન્મમાં એ કાર્ય કાંઇ નવું નથી. પશુ યોનીમાંથી આપણે મનુષ્ય યોનીમાં આવ્યા, અને તેમાં આપણને "મન" રૂપી વિશેષ રત્ન મળ્યું છે. મનુષ્ય દેહ ઉત્તમ ગણ્યો છે. સેવા ધર્મ શું છે, તેનો મનવડે નિશ્ચય કરી આગળ વધવાનું છે. જે સેવા આપણે પશુ વર્ગમાં શીખી આવ્યા અને મનુષ્ય વર્ગમાં આવ્યા પછી તેમાં વધારો નહી થાય તો પછી આપણે કયા વર્ગમાં ગણાઇએ તેનો વિચાર કરવાનો છે.

મ્હારે બીજાની સેવા કરવાની શી જરૂર છે? એ સવાલ જો આપણા મનમાં પુછીએ અને વિચાર કરીશું તો તેનો ખુલાસો એવો થાય છે કે આ દેહનું પોષણ કરવા વનસ્પતિ, પહેરવાને માટે કપડાં, રહેવાને માટે ઘર વગેરે જરૂરના છે. આ દેહ ઘણીક વસ્તુ ઉપર આધાર રાખે છે. એ વસ્તુઓ જો દેહને નહી મળે તો પછી આ દેહ ટકી શકે ખરો? પરમાત્માએ આ જગત્ વિષે અનેક વસ્તુઓ ઉત્પન્ન કરી છે. કોઇ વસ્તુ નકામી નથી. તે તેના સ્થાનને ઉપયોગી થઇ પડે છે, કોઇ પુરૂષને દુધ ખાવાથી પેટમાં ગરબડ થતું હોય, જેથી તેને દુધ ઉપયોગમાં આવતું નથી તેથી શું દુધ નિરૂપયોગી ગણી શકાય? દરેક વસ્તુના ઉપયોગ બાબત વિસ્તાર કરવાની જરૂર નથી. સર્વ વસ્તુનો ચાર યોનીમાં સમાસ થાય છે. ચારે યોનીઓ દરેક મનુષ્યના ઉપયોગમાં આવે છે. ઘર બાંધવા મનુષ્યને ઇંટ-મરોડી-પથ્થરની જરૂર પડે છે, શાક ભાજી સારૂ વનસ્પતિની જરૂર છે. અનાજ પકવવા, વાહન તરીકે તથા દુધને માટે પશુઓની છે. ગૃહ સંસારમાં મદદ રૂપ સ્ત્રીની પણ જરૂર છે. કઇ વસ્તુની જરૂર

નથી? શેના વગર ચાલી શકે છે? એ પ્રમાણે દરેક વસ્તુ કંઇ ઉપયોગમાં આવે છે જે મ્હારે કોઇની જરૂર નથી એ વાક્ય અજ્ઞાનતાનું છે. દરેક વસ્તુ એકેક બીજાને આધાર રૂપ રહેલી છે.

જડ વસ્તુઓના ઉપર આપણા દેહનો આધાર છે, તે આપણા દેહને સુખ આપનારી છે તેમ આપણા દેહને ટકાવનારી છે. આપણે મનુષ્ય ઉપલા વર્ગમાં અને તેમાં વળી આપણામાં ચૈતન્યરૂપી મન છે. કંજુસ માણસ પોતે ખાતો નથી અને બીજાને ખવડાવતો નથી, પણ અરે ભાઈ! તું તો બધાનો ઉપયોગ કરે છે. બધા તને ઉપયોગી થાય છે અને તું બીજાને ઉપયોગી થવા હાથ ઉંચા કરે છે એ શું તારા જેવા વિશેષ ચૈતન્યવાળા પુરૂષનું ભૂષણ છે! ઇશ્વરને આ જગત ચલાવવું છે, કંજુસીઆ જેવા બધાજ જીવો થાય તો સૃષ્ટિનો વ્યવહાર તથા વૃદ્ધિક્રમ કેમ ચાલે? જે પુરૂષો કુદરતના નિયમને અનુસરી ચાલતા નથી તેને કુદરતજ સમય આવે ઠેકાણે લાવે છે. પ્રથમ તેને સમજુતી આપે છે. પછી તેને લાલચ આપે છે, તેમ નહીં સમજે તો પછી દંડ તથા વેદના લગાડી તેને વિપત્તિના ચક્રમાં ફસાવે છે. ડાહ્યા પુરૂષો આ પ્રમાણેની આવતી વિપત્તિને અનુભવ રૂપ ગણે છે પણ અજ્ઞાન અને મૂર્ખ લોકો તેને દુઃખરૂપ ગણે છે. કુદરત તેને સંસાર સાગરમાં ખુબ ડુબકીઓ ખવરાવી ઠેકાણે લાવે છે.

કેટલાક પુરૂષો એમ માને છે કે આપણાથી હલકા વર્ગના પ્રાણી જેવા કે પશુ તથા બીજા જીવો તેમ આપણાથી નાની વયના છોકરાઓને આપણા જેટલો અનુભવ તથા જ્ઞાન હોતું નથી, તો તેમની સેવા કરવામાં શો લાભ છે? કહેવત છે કે, "પતંગ દેખી ચાલો નહીં અને બાળક દેખી કરતા નહિં." તેમ ઉપર બતાવેલા પ્રાણી જો કે શરીરના દેખાવે નાના છે પણ તેમાં રહેલો જીવ તે કાંઇ શરીરના પ્રમાણમાં નાનો મોટો હોતો નથી. આપણા મહાન ગુરૂ દત્તાત્રેયે (૧) પૃથ્વી પાસેથી ધીરજ (૨) પર્વત પાસેથી પરોપકાર (૩) ઝાડ પાસેથી સહનતા (૪) આયુ પાસેથી પ્રાણનો નાશ ન થાય તેવી વાણી અને મનને વિક્ષેપ નહીં પામે અને શરીરને ટકાવ આપે તેવી રીતનો આહાર કરવા (૫) અગ્નિ પાસેથી સુખ દુઃખ હર્ષ, શોક સમાન ગણવા (૬) વાયુ પાસેથી આત્મા જન્મ મરણ રહિત છે તે (૭) આકાશ પાસેથી ઇશ્વર સર્વવ્યાપક છે તે (૮) જળ પાસેથી સ્વચ્છતા તથા બોલવામાં મધુરભાષી થવા (૯) અજગર પાસેથી જે મળી આવે તે ઉપર સંતોષ રાખવા (૧૦) સમુદ્ર પાસેથી પ્રસન્નતા તથા ગંભીરતા (૧૧) પતંગીઆ પાસેથી, ઇંદ્રિઓને કબજે રાખવા (૧૨) મધમાખ પાસેથી અતિલોભમાં પડવું નહિં તે (૧૩) ભમરા પાસેથી સઘળામાંથી સાર ગ્રહણ કરવા (૧૪) હાથી પાસેથી સ્ત્રીથી અસંગ રહેવા (૧૫) પારધી પાસેથી જેમ લોભીઆ માણસ ધન એકઠું કરી મરી જાય છે તે ધન કોઈ બીજો લઇ જાય છે તેમ નહીં કરતાં તે ધન પરોપકારમાં ખરચવા (૧૬) હરણી પાસેથી વિષય વાસનાવાળું ગાયન સાંભળવું નહીં તે (૧૭) માછલી પાસેથી રસનેન્દ્રિ કેમ વશ રાખવી, રસની ઇચ્છાનો ત્યાગ (૧૮) પીંગલા નામની વેશ્યા પાસેથી વૈરાગ્ય એટલે આશા રાખવી એજ ખોટું છે અને નિરાશા રાખવી એજ મોટું સુખ છે કારણ કે, જ્યાં સુધી આશા છે ત્યાં સુધી દુઃખ છે. તે (૧૯) ટિટોડા પાસેથી પરિગ્રહનો ત્યાગ (૨૦) બાળક પાસેથી માન તથા અપમાન રહીતપણું (૨૧) કુંવારી

કન્યા પાસેથી યોગીએ એકલા રહેવું કે જેથી કોઈ પણ ખટપટ થાય નહીં તે (૨૨) બાણ ઘડનાર પાસેથી મનની સ્થિરતા—દઢતા (૨૩) સર્પ પાસેથી યોગી પુરૂષે એકલા રહેવું તથા એકસ્થાને નિવાસ નહિં રાખવો તે (૨૪) કરોળીઆ પાસેથી કરોળીઓ જેમ મુખદ્વારા પોતાના હૃદયમાંથી તાલને બહાર કાઢીને તેને ફેલાવે છે અને તેની સાથે રમીને પોને તે લાલ ગળી જાય છે તેમ—પરમાત્મા આ જગતને ઉત્પન્ન કરે છે અને આખા પોતાની માયાવડે લય કરી પોતે એકજ રૂપે રહે છે તે (૨૫) કીડ પાસેથી—ભમરી, કીડાને પકડી દરમાં પૂરે છે, તે ભયનો માર્યો પોતાનો દેહ ત્યાગ કરી ભમરી રૂપ બને છે એ પ્રમાણે મનુષ્ય પ્રાણી પણ ભગવાનનું ધ્યાન કરવાથી બીજા દેહથી ભગવાના સ્વરૂપને મેળવી શકે છે. એ—જ્ઞાન ઉપર ગણાવેલા નાના પ્રાણી વિગેરે મારફત પ્રાપ્ત કર્યું હતું.

હાલમાં પણ જગતના વિષે કેટલાક બાળકોએ જન્મ લીધેલ છે જેઓ હજી શરીરની વયે ૧૦—૧૨ અંદરના છે તેમના જ્ઞાનની મહતા જોઇ હજારો લોકો તેને સન્માન આપે છે આવા ન્હાના શરીર ધારણ કરનારા જીવો જ્ઞાનમાં ન્હાના અને આપણે મોટા શરીરવાળા એટલે વધારે જ્ઞાની એવું સમજવું ઘણું ભૂલભરેલું છે. શરીર એ જીવે પહેરેલો કોષ યાને આચ્છાદન છે. જીવને રૂપ નથી, રંગ નથી, કદ નથી, તે તો પરમાત્માનું પ્રતિબિંબ છે.

એકલવ્ય જેવા શૂદ્ર વર્ણના બાળકે દ્રોણ ગુરુની માટીની પ્રતિમા કરી તેની સેવાના પ્રતાપે ધનુર્વિદ્યા પ્રાપ્ત કરી, આવો દેખાતો નિર્જીવ પદાર્થની સેવા કરવાથી એકલવ્યે તથા ગુરૂ દત્તાત્રયે દેખાતા નિર્જીવ અને સજીવ પણ હલકા વર્ગના પ્રાણીથી ગુરૂ પદ પ્રાપ્ત કર્યું તો પછી આપણે આવા મોટા તરંગો ઉઠાવીએ એ વાત કોણ સ્વીકારી શકે !

કેટલાક પુરૂષો સેવાધર્મ બજાવવાની ઉત્કંઠા બતાવે છે ખરા, પણ સાધન નથી એમ કહી શાંત બેસે છે. કેટલાક પુરૂષો એમ કહે છે કે આપણે આપણી વ્યાવહારિક ખટપટમાં પડયા છીએ, તેમાંથી પરવાર થવાતો નથી. અમે જો તે કરવા જઇએ તો વ્યાવહારિક કામ અટકે અને જો બેઉ કરવા જઇએ તો શરીરને શ્રમ પડે જેથી ક્ષીણતા થાય. જગતમાં દરેક મનુષ્યને સ્વતંત્ર વિચાર કરવાનો અધિકાર છે. દરેકની વૃત્તિ જુદી જુદી હોય છે

સુથાર, કાટપીટીઆના બજારમાં જઇ લાકડું લાવે છે પછી જો તેની પેટી બનાવવી હોય તો તેના પાયા બનાવે છે એ પ્રમાણે મનના ધારેલા ઘાટ પ્રમાણે તેમાંથી કાર્ય કરી લે છે ઉપર બતાવેલી વૃત્તિઓને એક ઘાટમાંથી, જુદા જુદા ઘાટ ઉપર ઉતારવાનું કામ છે તે વિશે નીચેની હકીકતથી સમાધાન થશે. અપૂર્ણ.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

લેખકઃ—રા. રા. ભગવાન શિવશંકર ભટ્ટ—મિશન હાયસ્કૂલ, સુરત.

અધ્યાય ૧૨મો. ગતાંકથી શેષ.

અર્જુન કહે એ પ્રકારે, અધિકારી નિતયુક્તજે થયા,
ભકતો તમારા કર્મ કરી સાકારને સેવી રહ્યા;
વળી વિરક્ત એવા પુરૂષ જે, અવ્યકતને અક્ષર ગણે,
તે બેહુમાં કહો અતિશ યોગજ જાણનારો કોણ છે. ૧.
હે પાર્થ શુણુ જે પુરૂષ મન, એકાગ્ર કરી મ્હારે વિષે,
થઈ નિત્યયુક્તજ ઉપાસન, નિત માહરૂં કરતા દીસે;
વળી સાત્વિકી શ્રદ્ધા વડે, થઈ યુક્ત જે સેવે મ્હને,
તે પુરૂષ યુક્તપુરૂષમાં ઉત્તમ-અને તે માન્ય છે. ૨.
વળી પુરૂષ જે સેવે અવર્ણ્ય, અવ્યક્ત ને અક્ષર મ્હને;
સર્વત્ર વ્યાપક, અચિન્ત્ય વળી, કૂટસ્થ, ધ્રુવ,ને અચલ જે, ૩.
ઇન્દ્રિયસમૂહ નિરોધીને, સર્વત્ર સમબુદ્ધિ થઇ;
વળી સર્વભૂતહિતરત થઇ તે; પામતો મુજને સહી. ૪.
આસક્ત નિર્ગુણ બ્રહ્મમાં તે અતિ અધિક કલેશજ લહે;
કાં-દેહનો અભિમાની નિર્ગુણ બ્રહ્મ પામે દોહલે. ૫.
હે પાર્થ જે સહુ કર્મને મ્હારે વિષે અર્પણ કરી;
મત્પરાયણ થૈ અનન્ય યોગે ઉપાસે મુજને વળી. ૬.
મારે વિષે છે ચિત્ત એવા પુરૂષનો તત્કાલ હું;
આ મૃત્યુરૂપ સંસારથી ઉદ્ધારકર્તા થાઉં છું. ૭.
કર વૃત્તિઓ મ્હારે વિષે સ્થિત, બુદ્ધિ પણ હુંમાં સહી;
આ અનન્તર પણ હુંજ વિષે તું, રહીશ ત્યાં સંશય નહિ. ૮.
હે પાર્થ જો મુજ વિષે સ્થાપી નવ શકે સ્થિર ચિત્તને;
તવ ઇચ્છ કરવા પ્રાપ્ત હું અભ્યાસના યોગજ વડે. ૯.
અભ્યાસમાં પણ નવ બને તો મત્પરાયણ સધ થા;
તવ કર્મ કરતો- મદર્થે -પામીશ સિદ્ધિ સર્વથા. ૧૦.

ભગવત્પરાયણ કર્મ એ કરવા કદિ તું અશક્ત હો;
તો શરણ ચૈ નિગ્રહી કર નિષ્કામ કર્મ તજી ફળો. ૧૧.
અભ્યાસથી છે જ્ઞાન ચઢતું જ્ઞાનથી ધ્યાનજ ચઢે;
ધ્યાનથી પર છે ત્યાગ ફળનો, ત્યાગનન્તર મોક્ષ છે. ૧૨.
જે સર્વ ભૂતનો મિત્ર, દ્વેષ-રહિત, કરૂણાળુ વળી;
મમતા-અભિમાને રહિત, સમ દુઃખ સુખ, ક્ષમા ધરી. ૧૩.
જે નિરન્તર સંતુષ્ટ યોગી, નિગ્રહિ, દૃઢ નિશ્ચયી;
મનબુદ્ધિ અર્પી હુંમાં તે, મમભક્ત પ્રિય મુજને સહી. ૧૪.
નથી લોક જેથી દૂભતા, લોકોથી નવ દૂભે જ જે;
વળી મુક્ત હર્ષામર્ષ-ભય-ઉદ્વેગથી તે પ્રિય મને. ૧૫.
ઈચ્છારહિત, ને ઉદાસીન મમ ભક્ત દક્ષ, પવિત્ર જે;
ગતવ્યથા, સર્વારંભ પરિત્યાગી મ્હને અતિ પ્રિય તે. ૧૬.
નથી હર્ષતો કે દ્વેષતો નહિ શોક કે ઈચ્છા કરે;
શુભ-અશુભ ફલ પરિત્યાગી ભક્તિમાન જે પ્રિય તે મ્હને. ૧૭.
જે શત્રુ મિત્ર સમાન લ્હે, સમ માનને અપમાન જે;
શીત, ઉષ્ણ, સુખ-દુઃખ સર્વમાં સમભાવ, સંગરહિત જે. ૧૮.
સમ સ્તુતિ નિન્દા, મૌનધારી, મળ્યામાં સંતુષ્ટ જે;
અસ્થાની, સ્થિરમતિ, ભક્તિમાન પુરૂષ તે પ્રિય છે મ્હને. ૧૯.
પૂર્વોક્ત વળી આ ધર્મ અમૃત, જેહ સંપાદન કરે;
શ્રદ્ધાવડે, મત્પરાયણ ચૈ,-ભક્ત તે અતિ પ્રિય મ્હને. ૨૦.

## દારૂની કફથી મોત.



મનુષ્યપર કેટલાક રોગ મુકરર કીધેલા વખતે આવેછે, તો કેઈ પણ એક પ્રકારનો રોગ જાણવો. પ્રથમ તે એક વર્ષે આવેછે, પછી ૭ મહીને, અને પંદર દિવસે, અઠવાડીએ અને પછી તો રોજ રોજ. તે "તે મુવે મારો મુકો."

હવે જો ઘણો દારૂ પિધામાં આવ્યો હોય તો હૃદય ફાટીને તે મરેછે. આ મત કેટલીક વાતે ખરો ઠરે છે. તેની સાબીતીમાં પ્રેસટન નગરના કોરોનર (એટલે અપઘાત કરનારની ચોકસી કરનાર) મિસ્તર હૈઝની શોધ ઉપરથી 'એવું' જણાયછે કે "પંદરસો માણસોના મોતમાથી નવસો માણસોનાં મરણ,થયાં હતાં."

કલકત્તા રીવ્યુ નામના અંગ્રેજી ચોપાનીયાંમાં આ વાત પ્રસિદ્ધ થઇ હતી કે " ફ્રાંસ દેશમાં વાટર્લુની લડાઇમાં જેટલાં માણસો મરણ પામ્યાં તેથી ઘણું વધારે આ બંગાળા મુલકાની ગોરી પલટણોના સિપાઇઓ દારૂથી દર વર્ષે મરણ પામેછે, એમાં કાંઇ સંદેહ નથી. " એજ રીતે સને ૧૮૫૨ ફેબ્રુવારી મહીનામાં હીંદુસ્થાનના સેનાધિપતિએ પોતાના ભાષણમાં કહ્યું હતું કે, "મારી પાસે જે અપરાધો તપાસવાને આવે છે. તેમાંના ઘણું કરીને દારૂ વિષેના મુકર્દમા હોય છે. " માટે અપરાધોનું તથા મોતનું કારણ કેટલાક કેશીઓને દારૂછે. તેની સાબીતીનાં કેટલાંક ઉદાહરણો હું આપું છું.

કેટલાંક વર્ષ પર કાઠીઆવાડમાં શિઆળાની ઋતુમાં વરસાદનું વાઝોડું થયું: તે વખતે ઉત્તરનો શિતળી પવન વાવા લાગ્યો. ત્યારે ખેતરમાં એક પુરૂષ પોતાની સ્ત્રી ને બે છોકરાં સહિત કામ કરતો હતો. ધણીએ બાયડીને કહ્યું કે, " આપણે આ પાસેના ગામમાં જઇને થોડો દારૂ પિઇશું તો ટાઢ મટશે ને શરીર ગરમ થશે. " તેની સ્ત્રીએ હા કહીને પેલા ગામમાં ગયાં એને ચારે જણાએ ખુબ પેટ ભરીને દારૂ પિધો ને માર્ગે ચાલ્યાં પણ એક પછી એક ચારે જણ મરી ગયાં.

૨. સને ૧૮૫૫ ની સાલમાં મુંબાઇ શહેરમાં દગરશંકર નામના એક પુરૂષે અતિશય દારૂ પિધો તેથી તે મરણ પામ્યો, પછી દાકતર સાહેબે તપાસ કરીને કહ્યું કે, " અરેરે! દારૂએ બિચારાનો જીવ લિધો! નહી તો કદાચ આજ તે પોતાના કુટુંબમાં હોત, અને આવા મોતથી તે બચત.

૩. એક પુરૂષ દારૂનો વ્યસની હતો, હમેશ દારૂ પિઇને લોકોની સાથે લડાઈ કજીઆ કરે. તેથી તે ગામના રહેવાસીઓમાં કડવો ઝેર જેવો થઇ પડ્યો ને માથે શત્રુ વધ્યા. એક દિવસે દુશ્મનોએ ઘણોજ દારૂ પાઇ બેહોશ કરી તેને એટલો માર માર્યો કે તે મરી ગયો. તે વિષે સરકારે તપાસ કરી ત્યારે એવું ઠર્યું કે, તેણે દારૂ અતિશય પીધો તેથી તે મરી ગયો.

૪. એક મજુરે ઘર માહેનું સર્વે દારૂ પિવામાં ખોયું અને કામ કરવાની હામ રહી નહી માટે તે કલાલની દુકાને બેસી રહે ને કાંઇ થોડું કામકાજ કરે ત્યારે થોડો દારૂ પિવાને મળે. એ રીતે થોડા દિવસ વિત્યા પછી કલાલ કેહેવા લાગ્યો કે, "નિત્ય પૈસા વિના દારૂ નહીં મળે." ત્યારે પેલા દારૂડીઆને ક્રોધ ચડ્યો ને કલાલની દુકાનમાં એક દારૂનું પિપ દારૂથી ભરેલું મુક્યું હતું તેનો દાટો ઉઘાડીને ઝુબમ કરીને દારૂ પિવા લાગ્યો. એ જોઇને કલાલે પેલા કેફીને એટલો માર માર્યો કે તે મરી ગયો, ત્યારે દુકાનવાળાએ રાત પડવા દઇને રસ્તામાં સુવાડ્યો, જ્યારે તેને લોકોએ પડેલો જોયો ને સરકારમાં જાહેર કીધું ત્યારે એવું ઠર્યું કે, દારૂ પિવાથી તે મરણ પામ્યો.

૫. એક પુરૂષ ઘણો જલદ દારૂ પિઇને રાત્રે દિવાની પાસે બેસી કોઇની સાથે વાતચીત કરતો હતો એટલામાં બગાસું આવ્યું ને પેટમાંનો શ્વાસ દીવાની જ્યોતથી સળગી ઉઠયો ને પેટમાં ઉતર્યો તેથી તે મરણ પામ્યો. એજ રીતે એક બીજા કેફીએ દારૂ પિઇને બીડી સળગાવી બીછાનાપર સુતો, ત્યારે બીડીનો અગ્ન લુગડાંમાં પડયો તેવો બધો. ભાફલો સળગી

ગયો. તે પેશે માણસ પણ મરણ પામ્યો વળી એક ત્રીજા માણસની વાત મેં સાંભળી હતી કે, એક દારૂબાજ ખલાસી કેફ કરીને પોતાની હોડીમાં બેસી સમુદ્રમાં આમ તેમ ફરતો હતો. એટલામાં હોડીનું ચલન ઉલટા પવનને થયું ને આગળ ખરાબો આવ્યો, તેનામાં એટલું ભાન ન હતું કે તે પોતાનો બચાવ કરી શકે, તેથી પેલી હોડી ઉંધી થઇ ગઇ ને પેલો ડુબી મુવો. માટે દારૂબાજનું મોત મોડું આવતું હોય તો વેહેલું આવે છે. જો કદાચ તેઓ વહેલા મરતા નથી તોપણ તેમના શરીરમા નાના પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે એટલે જલંદર, મળવિકાર, કંપવાયુ અને ખેંચ પછી ક્રમેતે પિડાઇને પ્રાણ ખોઇ નાંખે છે.

તંત્રી.

# દારૂ પીધાથી બુદ્ધિનો નાશ.

દારૂ વાપર્યાથી માણસની બુદ્ધિ નાશ પામે છે હવે જેની અક્કલ ગઇ તે ઘેલા સરખો થાય છે. તે જોઇને આપણને દુખ લાગે છે કે, જે પુરૂષ બેઅકલી થયો તેને સુખ ક્યાંથી હોય? તેની સાથે આપણો મેળાપ થયો તો શું ? ને ના થયો તો શું ! તે તો ગાંડાના વર્ગમાં ગણાય છે. તે બોલે છે ત્યારે વિચારવિના, વગર અટકાવે સેહેજથી મોંમાં જીભ હલાવી શબ્દ કહાડે છે, કે જેમ હોડ એક બીજા સાથે અથડાઇને અવાજ કરતા હોય, જે વેળાએ તે નશામાં આવે છે ત્યારે તેની સમજણ તે વિચારશક્તિ મંદ થઇ જાય છે ત્યારે તેમાંથી નમ્રતા, સહનતા, અને સનુકાય ઇત્યાદિ સદ્ગુણો એક કોરે રહે છે ને ઘેલછા પ્રગટ થાય છે. તેથી તે આસપાસનાઓને પિડાનું કારણ થાય છે તેનું કારણ એજ કે, તેનામાં જે વિવેક બુદ્ધિ હતી તે એક કોરે ખસી ગઇ ને પશુની કુર અક્કલ ઉત્પન્ન થાય છે તેથી તેનાં સગાં તથા મિત્રો તેથી પાંચ ડગલાં વેગળા રહેવાની કોશીશ કરે છે.

દારૂબાજની બુદ્ધિ જડ થવાથી ધર્મ અધર્મ તથા ભલા ભૂંડામાં ભેદ સમજતો નથી. તેઓ વિષે સરકારનો કાયદો છે કે, "જે અતિશય દારૂ પીયે તેને ન્યાયાધીશ ઠરાવવો નહિ, અથવા કાંઇ ભારે જોખમનું કામ પણ તેનાથી થાય નહિ" એજ પ્રમાણે કેફીની સાક્ષી ઘણું કરીને આપણી સરકાર મંજુર કરતી નથી. કેમકે જેઓ વ્યસની છે. તેઓમાંનાં ચોર, લુચ્ચા, જુઠા, લોભી અને લાંચીઆ બિજાઓથી વિશેષ હોય છે.

અજ્ઞાની જ્યારે દારૂ પિને મસ્ત થાય છે ત્યારે પોતાના ગંધાતા મુખમાંથી અયોગ્ય શબ્દો ઉચ્ચારે છે, અને માર્ગે જનાર આવનારાઓને ઘણી નિર્લજ ગાળો ભાંડે છે. મૂર્ખ અને વળી દારૂ પિધો તો પછી બુદ્ધિ હીન બેભાન થાય તેમાં નવાઇ શી ?

"સર્વ શક્તિવાન જગકર્તાએ મનુષ્યને સૌથી શ્રેષ્ટ પદવીમાં ઉત્પન્ન કરીને મનો વૃતિનું દાન આપ્યું છે. એ અમુલ્ય પદવી ધ્યાનમાં ન આણી કુબુદ્ધિએ ચાલવું તે ઘણી દુઃખની વાત છે. વળી માણસની પદવી મોટી તેનુ પ્રમાણ એ કે, તેઓ બિજાં સર્વે પ્રાણીના કરતા વિશેષ સમજી શકે છે, ધર્મનો આધાર સમજી પારખી તે કબુલ કરી લે છે. પશુ વગેરેને સ્વભાવિક બુદ્ધિ છે, મનુષ્યને વિવેક બુદ્ધિ છે પશુ એકજ રીતે વર્તે છે. મનુષ્ય હુનર કળા વાપરી વધારી શકે છે, એટલુંજ નહીં પણ માણસને આ સૃષ્ટિ ઉપરની બધી

વસ્તુ અથવા પશુ પક્ષી ઇત્યાદિનો ધણી સ્થાપ્યો છે. આ અધિકારની ઉત્તમતા ન સમજીને મનુષ્ય પોતાના કર્તાને ચીડવે છે. માટે તેઓ ઋણી છે. અરેરે! મનુષ્ય પોતાની પદવી ભુલી ગયા તો પછી તેઓ શો ઉત્તર આપશે? કેમકે તેઓ દારૂની સેવા કરીને ક્ષણિક સુખ ભોગવવાને પોતાની બુદ્ધિને નાશ કરી નાંખે છે. તથા અપાર મોટાં દુઃખોનો બોજ માથાપર લે છે. ઇગ્લંડમાં રજીસ્ટર જનરલ ઓફીસના રિપોર્ટ ઉપરથી જણાય છે કે, ઘણો દારૂ પિનારના મસ્તકમાં એક પ્રકારનો રોગ ઉત્પન્ન થાયછે. આ રોગના તડાકામાં ઘણા મળી આવે છે. દારૂ પિનારો સદા અધિરો છે. બુદ્ધિ જડ થઇ એટલે તેને ભાન રહેતું નથી. તો વાંચનાર મિત્રો તમારી અવસ્થા આવી? જો હોય તો ઉતાવળે તેથી પાછા ફરો. તંત્રી,

---

## અધિક માસની અંદર કાઠીયાવાડના કેટલાક રાજકર્તાઓએ હિંસા બંધ કરવાના કરેલા હુકમ.

હીંદુ શાસ્ત્રો અધિક માસમાં જે કાંઇ પુણ્યાદિક સત્કાર્યો કરવામાં આવે છે તેને અધિક ફળ આપવાવાળી માનવામાં આવેલા છે અને તેને અનુસરી ચાલુ માસ તેજ હોવાથી જ્યાં ત્યાં પુણ્યદાનાદિકની અગર તો કથાવાર્તાઓની ધુમ મચી રહેલી છે, તેવા પુણ્યપ્રદ માસમાં હીંદુ દેશી રાજ્યકર્તાઓનાં રાજ્યોમાં હીંસા નહી કરવાના હુકમો કદાચ તો તે ઓછું આનંદદાયક કહેવાય નહી. જો કે હીંદુધર્મ શાસ્ત્રો કોઇ પણ પ્રાણીની હીંસા કરનારને કદાપિ પણ પરવાનગી આપતાં નથી એટલુંજ નહી પણ ગમે તે દીવસે હીંસા કરવાને પાપાત્મા તરીકે માને છે. તો પછી આવા પુણ્યપ્રદ માસમાં પાપ કરવામાં આવે અને તેને દેશી રાજ્યકર્તાઓ ના અટકાવે તો તેમાં પણ તેમને શાસ્ત્રના કાયદાઓને અનુસરીને પાપના ભોક્તા થવું પડે છે. પણ તેવાં ધર્મના બંધનોને અનુસરીને વર્ત્તનારા દેશી રાજ્ય કર્તાઓનો સમુહ બહુજ ઓછો છે તેઓ હમેશાં શિકાર સમયે હજારો નિરપરાધી હરણાં સસલાં જેવાં પ્રાણીઓનો વધ કરવામાં પોતાની બહાદુરી માને છે. જોકે શિકારે જવું અને ત્યાં હીંસક પશુઓ જન સમાજને ઉપદ્રવ કરતાં હોય તેવાઓનો શિકાર કરવો. એ તો ઠીક છે, પરંતુ જે પ્રાણીઓથી જન સમાજને ભય નથી તેવાં પ્રાણીઓને વીંધી નાખવાં એ કોઇ પણ રીતે યોગ્ય ગણાતું નથી અને એવા ઉદ્દેશથી માનો કે આ પુણ્યપ્રદ પુરૂષોત્તમ માસને અનુસરી ને કાઠીઆવાડના કેટલાક રાજ્યોમાં ચાલુ માસની અંદર હીંદુઓનાં મન દુઃખાય તેવી રીતિની હીંસાઓ કરવાનું અટકાવવામાં આવ્યું છે અને તેમાં નાo રાજકોટના ઠાકોર સાહેબેજ આગેવાની કરી પોતાના રાજ્યમાં તેવા હુકમ કઢાવેલા ખરેખર તે માટે અમો તે નરેશને ધન્યવાદ આપીએ છીએ તથા અન્ય દેશી રાજ્યોને પણ તેમનું અનુકરણ કરી ચાલુ માસે થતી હીંસા અટકાવવા હુકમો કાઢવા વિનંતિ કરીએ છીએ

# કાઠીયાવાડમાં પ્રગતિનું સ્થાન.

લખનાર-રા. પોપટલાલ છગનલાલ-મુંબઇ.

પ્રથમ પ્રારબ્ધને વળતી થાય શરીર;
પણ એ અતિ આશ્ચર્ય કે ધરે મનુષ્ય ન ધીર.

વ્યાપાર અર્થે ખાનદેશ તથા મધ્ય હિંદુસ્તાનનો કેટલોક ભાગ હું ઘણી વખત ફર્યો છું. તથા ગુજરાત કાઠીયાવાડમાં ફર્યો છું. પરંતુ ખાનદેશ તથા હિંદુસ્તાનમાં કેટલીક રીતે કાઠીયાવાડ જેવી સુંદર અને ખેતિ માટે ઉત્તમ જમીન મારા જોવામાં ન લાગતી, હું કાઠીયાવાડનો વતની હોવાથી સ્વદેશ પ્રિયતાના આવરણે કરી તેમ લાગતું હોય તો ઇશ્વર જાણે.

ગુજરાતની જમીન રસાળ અને સુંદર છે તો પણ મારા અનુભવમાં આવતા પ્રમાણે કુવા વિગેરેની રીતભાત તથા સગવડ કાઠીયાવાડથી મને ઉતરતા પ્રકારની લાગતી. હવે આમ મારી માનતા ખરી હોય તો એ સવાલ છે કે આમ છતાં કાઠીયાવાડના ખેડુત વગેરે તથા ધરધણી ગીરાશદારોનો મોટો ભાગ ગરીબ કેમ છે ? અથવા તો કાઠીયાવાડ જમીન પાણી વગેરેમાં હું માનું છું તેટલો ચઢીઆતો દેશ ન હોય તો પણ તમો એમ તો કબુલ કરશોજ કે એજ જમીન અને એજ પાણીથી પ્રગતિવાન મનુષ્યો આથી અનેક ગણી વિશેષ સંપતિ મેળવી શકે ખરા.

હવે પ્રગતિ કોને કહે છે અને તે કેમ ? સધાય તે સમજાવવું કોઇ વિદ્વાનનું કામ છે. પરંતુ મારા કાઠિયાવાડનાં વસવાટ દરમીઆન મળેલા અનુભવથી કાંઇક શકિત અનુસાર લખવા પ્રેરાઉં છું. પરતુ મારૂં-અજ્ઞાનનું લખવું ઘણું અપૂર્ણ હશે તો પણ નાના ગીરાશદારોએ ધ્યાનમાં લેવું અને આવાજ હેતુના વિષયને કોઇ વિદ્વાને ઉપાડી લેવો.

ખેતી માટે કુદરતી બક્ષીસ-વરસાદ, અનુકુળ હવા વગેરે . જોઇએ. અને તે કુદરત ઇશ્વર ઉપર આધાર રાખે છે તથા સારા પ્રકારની—વખતસરની ખેડ, ઉત્તમ પ્રકારનાં બી, અને કુવાના પાણીની સગવડતા વિગેરે મુખ્ય સાધનો ખેતીકાર-ખેડુતને અવલંબીને રહ્યા છે. હવે કુદરતના અભાવે એટલે કે વરસાદની તાણ અને ખરાબ હવાનાં લીધે પ્રાપ્ત સાધનો-ઉત્તમ ખેડ-સારાં બી. અને કુવાના પાણીની સગવડતા હોવા છતાં ધનધાન્ય વિગેરે નાના પ્રકારની સમ્પતિ પુરતી નથી મળી શકતિ એ ખરૂં છે. પરન્તુ એટલું તો આપણે કબુલ કર્યા વગર નહીં ચાલે કે કુદરતનાં અભાવે પણ પ્રાપ્ત સાધનોનો જો યુકિત પૂર્વક ઉત્સાહથી ઉપયોગ કરવામાં આવે તો ઘણો લાભ મેળવી શકાય અથવા તો લગભગ કુદરતની કૃપાએ મેળવી શકાય તેટલુંજ અગર તેનાથી થોડુંકજ ઓછું મેળવી શકાય. પરંતુ " હાથને આળસે મૂછ મોંઢામાં જાય " એ આપણી કાઠીયાવાડી કહેવતનું પાલન કરનાર આપણે પેલા નંબરનાં છઇએ.

દારૂ અફીણ તથા બીજી અનેચ્છિય રૂઢીઓ એટલી તો આપણાં નાનાં ગીરાશદારો દરબારોમાં છે કે આર્થિક દૃષ્ટિએ એવા ખરચ તેમને પોષાતા નથી અને નૈતિક દૃષ્ટિએ

સૂર્યવંશીય અને ચંદ્રવંશીય પોતાને ગણાવનારાઓ જેમાં મહારાણા પ્રતાપ અને શિવાજી છત્રપતિ જેવા દેવો ઉત્પન્ન થાય છે તેમનાં વંશજોને-તનુજોને શોભતું નથી. તમો સવાલ કરશો કે, ત્યારે શું મોટા ગીરાશદારો અને રાજા મહારાજાઓમાં એ વ્યસન અને રૂઢીઓ નથી ? હું કહીશ કે કેટલાક સ્થળે હશે અરે ! ઘણા વધારે ફેલ હશે, પરંતુ આર્થિક નજરે તેવા શ્રીમંતોને તે ખરચ પોષાય, અને નૈતિક નજરે તો તેમને પણ અનર્થકારક અને દોષવાળું છે પરંતુ એમ આંધળી રીતે અનુકરણ કરવાનું નથી તમારી સ્થિતિનો તમારે વિચાર કરવો જોઇએ તેમજ અનુકરણ બુદ્ધિ યોગ્યરીતે રાખવી જોઇએ. પૂર્વના પ્રતાપી પુરૂષોનાં સ્વભાવ-શૌર્ય-ઔદાર્ય, સ્વાત્માભિમાન ધર્મ-નીતિ વગેરેનું શા માટે અનુકરણ કરતા નથી ? અને સામ્પ્રત માર્ગ ભુલેલાઓની નાશકારક રીતોનું અનુકરણ કરો છો ?

મેં નજરે જોયું છે કે એક પાંચ દસ રૂપીઆનાં ખર્ચ ફક્ત કુવાનો ગાળ કઢાવવાનો વાંકે પાણી વિના સેંકડો રૂપીઆની નીપજ ઓછી આપણા ગીરાશદારો લે છે. અને તેજ ગીરાશદારો નિરર્થક બાબતોમાં દેવું કરીને પણ રૂપીઆ લઇ વાપરે છે—નજીવા વાંધાઓ ભાયાતો સાથે કાઢી કેટલી એક જમીન પડતર પડી રહે તે સહન કરે છે પરંતુ સમજાવટ કરી પોતાનું હિત સાધવાનું સમજતા નથી. નજીવા વાંધાઓમાં કોરટે ચઢી લડવામાટે અનેક પ્રકારે પૈસા મેળવે છે. પરંતુ ખેતિ માટે પ્રાપ્ત સાધનોનો પણ સદ્‌ઉપયોગ કરી શકતા નથી. નજીવી વાતમાં સગાભાઇઓ અને ભાયાતો સાથે કાપા કાપી કરવામાં પોતાનું ગૌરવ માને છે. પરંતુ અમે તે જાતમાં હલકા શીપાઇ કારકુન વિગેરે સરકારી માણસો પાસે પોતાનું કનિષ્ટપણું દાખલશે-આથી મારા કહેવાનો અર્થ એમ નથી કે સરકારી માણસોથી વિરૂદ્ધ વર્તવું પરંતુ કહેવાનું એજ કે જ્યાં વાસ્તવિક સ્વાત્માભિમાન રાખવું જોઇએ ત્યાં નહિં રાખતાં પોતાના એક લોહી બન્ધુઓમાં અભિમાન ધર્યો વગેરે. જરી નહિં તો પણ દેખાડશો.

શા માટે, તમે કરીણુ-કરસ બાબાજ દીવસોના દીવસો ગાળો છો ? તેટલાજ સમયનો ખેતિ સુધારવામાં, નોકરોને ઉપયોગી સુચના કરવામાં, સદ્‌વિચારમાં-તપાસ માટે ખેતરવાડીએ આંટા મારવામાં ઉપયોગ કરો અને અફીણના ખરચનાં પૈસાનો ખેતિના હથિયાર અને કુવા પાળ વિગેરે બંધાવવામાં ઉપયોગ કરો

શા માટે ! તમે ધર્મા અગર ગમે તે કારણથી પોતાના કુટુંબીઓને પ્રતિસ્પર્ધી માની બાળ-બચ્ચાને તે પણ અફીણની કુટેવ પાડવાનો મહાભારત પ્રયત્ન કરો છો ? પરંતુ ખેતિના અનુભવનું તમારૂં જ્ઞાન પાસે બેસારીને તમે તેને આપતા નથી ?-ખેતિનાં જ્ઞાનના ઉત્તમ પુસ્તકો તથા તમારા પૂર્વજોનાં-ઉદાત્ત વીરપુરૂષોનાં ચરિત્ર-પુસ્તકો મગાવી વંચાવતા નથી ? સાંભળતા નથી ?

ગતે વર્ષે હું મારા વતનમાં-કાઠીયાવાડનાં એક નાના ગામડામાં હતો. ઝુલઝાડ, બાગ, બગિચો, ખેતિ વિગેરે પ્રત્યે મને ઘણોજ ભાવ છે અને ત્યાંના સ્થાનિક ગીરાશદારો-દરબારોમાંથી એક બે દરબારો પ્રગતિના ઉપાસક હતા. જેથી અમારે મિત્રભાવ ઉત્પન્ન થયો, હમેશાં ખેતિની સુધારણા અને સાહિત્યના ફેલાવા સંબંધી વાર્તાલાપ કરતા. એ દરબારોને કશુંખી ખેડુતો સીવાય થોડી થોડી ઘરખેડ છે. કેટલાક સમયથી તે દરબારો ખેતિ જાત મહેનતથી વિચારપૂર્વક કરે છે. જેના બદલામાં પોતાથી ચારગણા ગીરાશદારો કરતા પોતે

વધુ મેળવી શકે છે. આમાં તે દરબારો બીજું કાંઈ નથી કરતા પરંતુ સમયનો દુર ઉપયોગ થવા દેતા નથી–અફીણ ખાતા નથી. વાડી–ખેતર–કુવો ઘડી વિસરતા નથી. મુંબઈથી મેં મસ્તકી દાડમ મગાવી તેઓ તેમનાં એક કામમાં ગુથાએલા હોવા છતાં એવાર નવાર મેં તેમની વાડીએ જઇ કુવા પાસે દાડમનાં બી નંખાવ્યા હતા જે ખાસ કાંઇ પણ દેખરેખ કે ખાસ પાણી વગર પણ અત્યારે સેંકડો લગભગ દાડમડી ફળ આપવાને તૈયાર થઇ છે. આથી કહેવાનું એટલુંજ કે ફકત થોડોજ ઉત્સાહ થોડોજ સુધારો તમે કરી જુઓ ? અને જુઓ કે કેટલો લાભ મળે છે ?

આ ઉપરથી મોટા ગીરાશદારો–ઠાકોરો અથવા રાજા મહારાજાઓ નહીં તો કોઇપણ સાધન સંપન્ન વ્યક્તિ પ્રત્યે હું એક વાત કહેવાને લલચાઉં છું અને તે એજ કે નાના ગીરાશદારો માટે પોતે તેમનાં નેતા–પ્રમુખ થઇ અમુક અમુક સમયે સભા કરી ભાષણ આપી ખેતિનો ઉત્સાહ–પોતાનું ગૌરવ, ધર્મ, સ્વાત્માભિમાન વધે તેવા પ્રયત્ન કરવા, સરકાર દરબાર તરફથી અયોગ્ય કનડગત થતી અટકાવવી. સરકાર, દરબાર અથવા વેપારીઓના ત્રાસદાયક દેણામાં જતા અટકાવવા અને એવી કોઈ સહાયકારી મંડળીના ફંડમાંથી નાણાં ધીરવાની સગવડ કરી આપવી. તો હું ધારૂં છું કે પ્રગતિનાં ઉપાસકો ઘણાં બહાર પડશે.

નાના ગીરાશદારોને પણ મારે કહેવું જોઇએ કે ઉપરનો તમામ સુધારો અને તેથી પણ વધારે યોગ્ય સુધારો તમે પોતે તમારી મેળે પણ કરી શકો તેમ છો. હજારો નકામી જુદા જુદા રસ્તે જતી નાણાંની ધારાઓ કે જે વરાળ થઇ હવામાં ઉડી જાય છે, તેને સૌ ભેગા થઇ એક દિશાએ વહેવરાવો અને એક તળાવ મોટું ભરો અને તેજ તળાવનાં પૈસારૂપ પાણીથી જોઇતા સાધનોદ્વારા ખેતિ સુધારો–સાહિત્ય વડે મસ્તક ધોઇ નાખો અને તમારા ખેડુતોને જમડા–વેપારીઓના ત્રાસમાંથી મુક્ત કરો–તમે તમારા ખેડુતોને નાણાં ધીરો અનેક પ્રકારે પ્રગતિ કરો ! કરી શકશોજ.

દરબાર શ્રી હરભમજી તરફથી આવો પ્રયત્ન થાય છે અને તે સ્તુત્ય છે એમ મેં સાંભળ્યું છે પરંતુ તે પ્રયત્નનું પણ મારા વિચાર પ્રમાણે વિશાળ ક્ષેત્ર બનાવવું જોઇએ.

નાનામાં નાના ગીરાશદારો પણ શાક – ભેંસાઇ કે એવાજ કોઇ કારણમાં પાંચ પચીશ રૂપીઆનું ઉધરાણું ગામ ખાતે કરી આપે છે તો શા માટે દરેક ગામમાં દર વરસે ફકત બે પાંચ રૂપિયાનોજ માસિકો ઐતિહાસીક ચરિત્ર પુસ્તકો તથા ખેતિવાડીનાં જ્ઞાનનાં સાહિત્યમાં ખરચ કરતા નથી ?

કયું ન ભૂલે જીવતો, કેમ(? ભુલે કીરતાર.

એ ભુલવું ન જોઇએ.

પ્રતાપી પૂર્વજોના વંશજોને હજારોની દુકાળ ગામમાં સાંચવવાની તજવીજ કરવામાં મેં ઉત્સાહમાં જોયા છે. પણ સાહિત્ય–સુધારો–પ્રગતિની વાત આવે ત્યારે પેટમાં દરદ થાય છે. આવી જ્યાં સ્થિતિ ત્યાં શું ? હવે કોઇ આંખ નહિજ ઉઘાડે ?

પ્રભો ! અમારી પડતી એટલી બધી છે કે આવા નિર્માલ્ય લેખોથી કાંઇ અજવાળું થાય એવો મને થોડો વિશ્વાસ છે. માટે મારી અંતિમ પ્રાર્થના એજ છે કે દરેક આશ્રમનાં મનુષ્યોને પોતાનાં ધર્મ જાણવાની શક્તિ પ્રભુ તેઓના હૃદયમાં રેડ અને શ્રેષ્ઠ વ્યક્તિઓને અમારા ભોમીયા થવાની પ્રેરણા કર અને સહાય કર. ૐ શાંતિ શાંતિ શાંતિ.

(ખેતીવાડી વિજ્ઞાન)



# *સજ્જન-સ્વભાવ

### માલિની છંદ.

(૧)

દિનકર, કમળોને, સ્વચ્છ આપે સુહાસ,
શશી કુમુદ ગણોને, રમ્ય આપે વિકાસ,
જલધર વરસે છે, ભૂમિમાં અમ્બુ-ધારા,
સુજન વિણ કહો કો, સાધશે કાર્ય સારાં.

(૨)

વિકલ અતિ ક્ષુધાથી, જોઇને પુત્ર પ્યારો,
જનનિ ઉરજથી ત્યાં છૂટતી દુગ્ધ ધારો;
નિરખી અવદશાને દીન-દુઃખી જનોની,
સહજ પ્રકટ થાએ છે દયા સજ્જનોની.

(૩)

લહર રહિત થાએ રે પયોધિ પ્રશાન્ત,
સહૃદયજન રહે છે, ધીર ગંભીર શાન્ત;
સુખ, દુઃખ, ભય, ચિન્તા આદિથી થૈ અલિપ્ત,
સ્થિર ધીર મતિ સાધુ, તે રહે આત્મ તૃપ્ત

(૪)

સહુ નદ નદીઓનું નીર ધારા પ્રવાહે,
વહી જઈ શમતું તે સિન્ધુમાં સર્વદાએ;
તદપિ નહિ તજે રે આત્મ મર્યાદ સિન્ધુ,
સુવિપુલ સુખમાંએ ગર્વ લાવે ન સાધુ.

(૫)

યદિ સહુ સરિતાઓ, ગ્રીષ્મથી શુષ્ક થાતી,
પણ ઉદધિ રહેશે, (જેકે) મૈત્રિથી છે હયાતી;
ધન, સુખ પ્રભુતાનો, સર્વથા હો અભાવ,
પણ સમ નિત રહે છે, સજ્જનોનો સ્વભાવ.

"શારદા વિહાર" સુરત. } છોટુભાઈ દાજીભાઈ દેશાઈ.

* હિંદી ઉપરથી.

# અશક્તાશ્રમની પહોંચ.

## લેડી વિલિંગ્ડન અશક્તાશ્રમ—રામપુરા—સુરત.

મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ,

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝવાળા વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી તેઓ સેક્રેટરી ડૉ૦ ડી. જે. એદલબેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનીભાવથી લીધી નથી, પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી.

તા. ૨૬-૪-૧૫ થી તા. ૧૦-૫-૧૫ સુધી

૧-૦-૦ શેઠ દરીલાલ ત્રીભોવનદાસ સ્ટોરની શેરી.

૫-૦-૦ શેઠ હરગોવનદાસ રામજી પરમી ગરના પુન્યાર્થે બાઇ મણી હેકાણું સગરામપરા છાપ શીવાં શેરી હા. નાના-ભાઈ નગીનદાસ રામપરા.

૫-૦-૦ શેઠ નગીનદાસ દામોદરદાસ નવીવાડી પાસે દાદીશેઠ અગીઆરી લાઇન માણેકચંદ પી.ની ચાલમાં મુંબાઇ.

૨-૦-૦ શાહ પેમાભાઈ માણેકચંદ વાલોડ

૩-૦-૦ ,, છગનુ ભમાજી વાલોડ.

૧-૦-૦ ,, ગોમા નાનચંદ ,,

૨-૦-૦ ,, ગોમા મોતીચંદ ,,

૨-૦-૦ ,, નાથુભાઇ મોતીદાસ ,,

૫-૦-૦ ,, વંદ્રાવન ખુશાલદાસ ,,

૨-૦-૦ ,, મગનલાલ ભગવાન ,,

૨-૦-૦ ,, મંછારામ નાથુજી ,,

૩-૦-૦ ,, ભુલા ભાણદાસ ,,

૩-૦-૦ શોની રણછોડ પરભા ,,

૧-૦-૦ ,, લલ્લુભાઇ બીખા ,,

૧-૦-૦ શાહ ડાહ્યાભાઇ અનુપચંદ ,,

૨-૦-૦ ,, નાથુભાઇ હરીભાઇ ,,

૧-૦-૦ ,, દયાળજી રામદાસ ,,

૧-૦-૦ ,, જમનાદાસ દયાળજી ,,

૧-૦-૦ ,, નંદલાલ ત્રીકમદાસ ,,

૧-૮-૦ શોની ડાહ્યા હરગેવન ,,

૪-૦-૦ ,, મોતી રાજાજી ,,

૧-૦-૦ બાઇ સુરજ તે મગનલાલ જે-શંકરની ધણીઆણી રૂપ-નાથપરા.

૩-૦-૦ શાહ રંગીલદાસ ઠાકોરદાસ સંઘાડીવાવાડ.

૧૦-૦-૦ મેહરબાન ખુદાવંત સચીનના નવાબ સાહેબ માસીક મદદ

૧૫-૦-૦ પાટીદાર ટ્રેડીંગ કંપની તરફથી ઓલ્ડન્સબર્ગથી પોસ્ટલ નોટ પાઉંડ એકની.

૫-૪-૦ શેઠ નથુભાઇ દયાળજી તરફથી ઓલ્ડન્સબર્ગથી સાત શીલીંગની પોસ્ટલ નોટ.

૧૦૧-૦-૦ શેઠ મંછારામ લલ્લુભાઇના પુન્યાર્થે શેઠ હીરાલાલ દારકાંદાસ તથા શેઠ છોટાલાલ દ્વારકાદાસ મોદી તરફથી શેઠ છોટાલાલ નરોત્તમદાસ નાણાવટ.

૫-૦-૦ મહેતી ડીવીઝન આસીસટંટ કલેકટર મેહરબાન માસ્તર સાહેબ.

૧-૦-૦ શેઠ હરમાજી નેમાજી મદી.

૧-૦-૦ ભગત પરભુદાસ હરીભાઈ શીમા દલા,

| | |
|---|---|
| ૧-૦-૦ | ,, પરસોતમ ભુલાભાઇ ,, |
| ૧-૦-૦ | ,, હરીભાઇ ખુશાલ ,, |
| ૧-૦-૦ | ,, ભગા મોરાર ત્થા દુલભરામ |
| ૧૦-૦-૦ | ,, સીતા જીવાજી શીઆદ્રા પોતાના પીતાના પુન્યાર્થે |
| ૨-૮-૦ | મઢીગામ સમસ્ત તરફથી પટેલ હીરા ધના ત્થા રણછોડ લખ્યાં. |
| ૧-૦-૦ | શેઠ હોરમસજી પેસ્તનજી માણેકપોર. |
| ૧-૦-૦ | પટેલ મધુસીગ જેશીંગ. ,, |
| ૧-૦-૦ | શેઠ કસ્તુરચંદ ભગવાનજી બાજીપરા. |
| ૧-૦-૦ | ,, હીરાલાલ કલ્યાણદાસ ,, |
| ૧-૦-૦ | ,, મગનભાઇ કસ્તુરચંદ ,, |
| ૧-૦-૦ | ,, જીવણભાઇ ગુલાબચંદ ,, |
| ૧-૦-૦ | ,, કાનજીભાઇ મોતીભાઇ ,, |
| ૧-૦-૦ | ,, રૂપાજી મોતી ભાડોલીવાળા બાજીપરા. |
| ૫-૦-૦ | કણબીઓના પંચ તરફથી હા ગોવન કાળા-બાજીપરા |
| ૧-૦-૦ | રુસ્તમજી દોરાબજી બાજીપરા. |
| ૨-૦-૦ | પટેલ ખાલપા નમલા દહેગામ. |
| ૫-૦-૦ | પા. ભક્તી દુલભ ગામ બાજીપરાવાલા દહેગામ. |
| ૧-૦-૦ | પટેલ રણછોડ નારણ. ,, |
| ૧-૦-૦ | પા. નાથુભાઇ ગોવન દેહગામ. |
| ૨-૦-૦ | ખુટવાર ગામ-સમસ્ત તરફથી હા. ખુશાલભાઇ નરસંઘ |
| ૫-૦-૦ | શેઠ ડાહ્યાભાઇ મોરારદાસ રાંદેરવાળા પારેખ ફળીઆ. |
| ૫-૦-૦ | ભાઇ નંદાગવરી તે છગનલાલ ગુલાબદાસ વકીલની વીધવા માછલીપીઠ અનાજ સારૂ. |
| ૫-૦-૦ | શેઠ મુળજીભાઇ દ્વારકાદાસ ખત્તરગલ્લી હોદાનીવાડી ગીરગામ પોષ્ટ. |
| ૨૪૧-૪-૦ | |
| ૫૧-૭-૩ | પરચુરણ રૂા. ૧)ની અંદરની ભેટ |
| ૨૯૭-૧૧-૩ | |

જલદી કરો. પાછળથી પસ્તાશો.

તુરતજ નામ નોંધાવો.

બે ગીનીનું રોકડું ઇનામ.

સાહિત્યના શોખ સાથે નશીબ અજમાવવાની ઉમદા તક.

વિવેચક.

માસિકપત્રમાં દરેક પ્રકારના ઉત્તમલેખો, કાવ્યો, ચાલુ તથા ટુંકી વાર્તાઓ વગેરે આવે છે. દરવર્ષે ભેટબુક મફત મળે છે. કદ રોયલ આઠ પેજી ૩૨ પૃષ્ટ. વાર્ષિક લવાજમ રૂા. ૧-૧૦-૦ હિંદ બહાર રૂા ૧-૧૪-૦ તુરતજ ગ્રાહક થઇ નામ નોંધાવો. મે માસની પંદરમી તારીખ સુધીમાં થનાર ૧૦૦ નવીન ગ્રાહકો વચ્ચે બેગીનીનું રોકડું ઇનામ અપવાનું છે તે દરેકના નામની ચીઠીઓ વાળી તેમાંથી એક ચીઠ્ઠી ઉપડવામાં આવશે અને તેમાં જેનું નામ નીકળશે તેને એ ઇનામ તેના ખરચે મોકલવામાં આવશે, અને તે નામ વિવેચકમાં પ્રગટ થશે. જુના ગ્રાહકોએ એક નવીન ગ્રાહક કરી મોકલવાથી તેઓના નામ ઇનામની હરીફાઇમાં પ્રકટ કરવામાં આવશે. વધારે ઓછા ગ્રાહક થશે તો તે પ્રમાણે ઇનામમાં પણ વધઘટ કરવામાં આવશે. વિવેચકમાં જાહેરખબર આપનાર વેપારીઓને સારો લાભ થાય છે તેથી એમા જાખખ આપવી લાભદાયક છે. ભાવ સસ્તા પુછો—નમુનાના અંક માટે બે આનાની ટીકીટ બીડવી. ગ્રાહકોને અર્ધી કિંમતે ઉત્તમ પુસ્તકો મળે છે. જલ્દી લખો.

વ્યવસ્થાપક 'વિવેચક'

નં. ૧૧ લાછરસ, નાંદોદ. થઇને

# દુર્વ્યસન નિષેધક, જીવદયા પ્રબોધક, નીતિવર્ધક મંડળનો હિસાબ.

જુલાઈ ૧૯૧૪થી એપ્રિલ ૧૯૧૫ સુધી માસ ૧૦ નો.

## જ

| | |
|---|---|
| ૪૯ ૧૫ ૩ | સિલક (જુઓ સત્સંગ અશાડ અમાવાસ્યા અંક ૨૪ના પૃષ્ટ ૩૪૨) |
| ૩૪૨–૦–૦ | લવાજમના વસુલ આવ્યા |
| ૪૫–૦–૦ | થીઓસોફીકલ સોસાયટીના જનરલ સેક્રેટરી સાહેબ બનારસ તરફથી |
| ૧૦૩–૦–૦ | અશક્તાશ્રમનું બીલ પ્રેસમાં ચૂકવવા આશ્રમમાંથી આવ્યા |
| ૧૭–૮–૦ | જાહેર ખબરના |
| ૨૫–૦–૦ | શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જૈન સભા જ પુસ્તકાલયના ઓ. સેક્રેટરી શ્રીયુત મણિલાલ રતનચંદ પાટણતરફથી જીવદયા પ્રબોધક ફંડમાં |
| ૬૨–૮–૦ | શેઠ ઈંદુમલ બાલમુકુંદદાસ તરફથી જીવદયા ફંડમાં આશ્રયાર્થે |
| ૮૫–૦–૦ | મુંબાઈ સરકાર તરફથી વસંત રાત્રિશાળાની ગ્રાંટના |
| ૬૦–૦–૦ | સુરત મ્યુનીસિપાલિટિ તરફથી વસંત રાત્રિશાળાની ગ્રાંટના |
| ૨૪૦–૦–૦ | શેઠ હીરાચંદ નેમચંદ ઝવેરી મોતીના ધર્મના કાંટાના પ્રમુખ સાહેબ તરફથી અને ૧૯૧૫ના વર્ષ માટે જીવદયા ફંડમાં આશ્રયાર્થે |
| ૫૦–૦–૦ | મંડળના ફંડના વ્યાજમાંથી ઉપાડ્યા |
| | જમા રોજ મજકુર રૂા ૧૦૩૦ ૧૦ |
| ૧૦૮૦–૦–૩ | |

## ઉ

| | |
|---|---|
| ૧૪૫–૦–૦ | નોકર પગાર. |
| ૫૪૩–૦–૦ | જૈન પ્રેસના બીલો ચુકવવા પેટે |
| ૧૯૩–૦–૦ | વસંત રાત્રિશાળાના માહે મે ૧૯૧૪થી ૩૧ મી માર્ચ સુધીના પગાર, ભાડુ કેટીજંટ વગેરેના બીલના એકંદર ચુકતે. |
| ૧૪૧–૨–૯ | "સત્સંગ"ના ડીસ્પેચનો પોસ્ટ ખર્ચ મજુરી વગેરે પરચુરણ ખર્ચનું એકંદર |
| ૫૭ ૧૩ ૬ | સિલક (એપ્રિલ માસની આખરની) |
| ૧૦૮૦–૦–૩ | |

"દુર્વ્યસન નિષેધક, જીવદયા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ" સુરત,
દર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રકટ થતું પાક્ષિક પત્ર.




વર્ષ ૬ ઠું.) દ્વિતિય વૈશાખ–પૂર્ણિમા વિક્રમ સ. ૧૯૭૧. (અંક ૨૨ મો.

*Abstinence* *Mercy* *Morality*

मातर सर्वभूताना गाव सर्वसुखावहा ।



श्लोक

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.
सैतानफळीआ–सुरत.



તા. ૨૮ મે સને ૧૯૧૫ ને શુક્રવાર.
વાર્ષિક લવાજમ અગાઉથી રૂ. ૧), આશ્રયીએ ઇચ્છાનુસાર પોસ્ટેજ ૦।=

# सत्संग—विषयावलि.




## એક ચેતવણી

જીંદગીનું ખરૂં સુખ તે આંખ છે, આંખ વગરનો અવતાર નકામો છે. આંખના કોઇ પણ દરદોથી પીડાતા હોય બીજી દવાઓ કરી નીરાશ

રો વિશ્વવખ્યાત શુદ્ધ મોતીનો સુરમો વ

તમામ દરદોનો જડમૂળથી નાશ ક

ા સુરમો વાપરનારને ચશ્માની

દરદીઓને આંખના ભયંકર

ગુણોને લીધે તે દરેક કુટુંબમાં ખ

. તોલા ૧ના રૂ. ૪) ચાર.

No. B. 910.

ડ ખપાટીયા ચકલાપર આવેલા ખુ. અ. ના જી

પું, અને સુરત સેતાનફળીઆમા સત્સંગ પત્રની ઓફ

ઇસાજી સુસાજી સુરમાવા

જામનગર—કાઠીઆવ

अहिंसा परमो धर्मः ।　　　　आत्मवत् सर्वभूतेषु

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




( વસન્તતિલકાવૃત્ત.)

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરુથી સમૃદ્ધ;
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सतां किमु न मंगलमातनोति ।

વર્ષ ૬ઠું ] દ્વિતિય વૈશાખ-પૂર્ણિમા વિક્રમ સં. ૧૯૭૧. (અંક ૨૧ મો.

## પ્રાર્થના.

---

પ્રભો ! તું ! રામ ને લક્ષ્મણ. પ્રભો ! તું કૃષ્ણ પયગમ્બર.
પ્રભો ! તું ! પીર ને મહમદ ઈસુ, અરિહંત–તું ! દિલબર !
પ્રભો ! તું ! બુદ્ધ ને દેવી ખુદા જરથુસ્ત ને શંકર
પ્રભો ! તું ! ક્રાઈસ્ટ ને રહીમાન દિગંબર તું ! ગરિબપરવર !
મસીદ કે દેવળે જઇને જપે આલમ જુદાં નામે
પરંતુ ઇશ ! ઓ ! વ્હાલા ! વસ્યો નિશ્ચે સકળ ઠામે.
હજારો નામથી તારી પરસ્તી ઓલીયા કરતા.
વિભુ ! કિન્તુ વિભુતિને વિલોકી ના ઘડી શકતા.
ગરિબને પાળનારો તું ! અધમ ઉગારનારો તું !
દુઃખીને તારનારો તું ! ખલકમાં ખેલનારો તું !

---

રફીકને આપનારો તું ! રકીબને મારનારો તું !
શિકાયત સૂણનારો તું ! ઉપાધિ ટાળનારો તું !
બધે બ્રહ્માંડમાં છે તો સ્તવન લાઝિમ શ્રવણ કરવું.
પિતા ! કીસ્તી બચાવીને મુસાફીરનું દરદ હરવું.
અગર કર ! મહર કિસ્મતપર ! ફીરાધા ! રખ ! મહોબ્બતપર !
નિગાહ કર ! નાથ ! ઓ ! દિલબર ! દીવાનો તારી સુરતપર !

ભારતી મંદીર
બરવાળા તા. ધંધુકા.

ધીરજ.

---

# સેવા ધર્મ.

(૨)

(લેખકઃ—શ્રીપતરાય હકુમતરાય ઠાકોર-સૂરત.)

સેવાધર્મ એવો નથી કે તે અમુક વર્ગના માણસજ અગર અમુક સ્થિતિના માણસજ કરી શકે. જે ધર્મ ઇશ્વરી મનુષ્ય છે તે ધર્મ બજાવવાને ઇશ્વરે સર્વને શક્તિ આપેલી છે. કોઇ પુરૂષ એ ધર્મ પૈસા ખરચીને, કોઇ પુરૂષ પોતાના દેહનો ઉપયોગ કરીને કોઇ પોતાની મદદથી, કોઇ પોતાના અનુભવથી બજાવે છે. ધારો કે એક પુરૂષ પાસે દ્રવ્ય નથી તેનું શરીર બળવાન નથી, શરીરે અપંગ, લુલો, આંધળો, બહેરો, મુંગો, છે તો એવો મનુષ્ય કેવા પ્રકારે સેવા કરી શકે ? પરમેશ્વરે તેવા માણસને પણ મનનું જોર આપ્યું છે. માત્ર ગાંડા માણસોજ એમાંથી મુક્ત થઇ શકે, કે જેઓ એ કામ કરવાને શક્તિ ધરાવતા નથી દરેક મનુષ્ય વિચાર કરશે તો તેને કાંઇ નહિ તો કાંઇ પણ પ્રકારનું બીજું બળ એ કાર્ય કરવાને આપેલુંજ છે. જેઓ વ્યવહારની ખટપટમાં ગુંચવાયલા છે તે એવું બતાવે છે તેઓ પણ જરા પોતાની વિચાર શક્તિ સંભાવશે તો તેમને પ્રશ્ન તેમના મનનું સમાધાન થશે. નિશાળમાં પ્રથમ ન્હાના છોકરાઓને જેમ પહેલા એક અક્ષરવાળા શબ્દ, પછી બે અક્ષરવાળા શબ્દ, પછી ત્રણ, પછી ચાર, પછી જોડાક્ષરવાળા, આ પ્રમાણે ધીમે ધીમે શીખવવામાં આવે છે, તે પ્રમાણે આ વ્યવહારમાં પણ એ સેવા ધર્મ શિખવાને તેવાજ ન્હાના ન્હાના કાર્યો પણ છે.

એ ન્હાના ન્હાના કાર્ય કરવાને ખાસ પ્રસંગ અગર વખત કહાડવાની પણ જરૂર નથી. આપણા ચાલતા વ્યવહારિક કાર્ય સાથેજ તે કાર્ય બની શકે છે. દાખલા તરીકે બજારમાં જતાં કોઇને બતાવેલું કામ કરતા આવવું. રસ્તે જતાં ભુલા પડેલા બાળકને તેના સ્થાને પહોંચાડવા જોઇતી સવડ કરી આપવી; રસ્તામાં કોઇ ઢોર ભૂખતરસથી પીડાતું હોય તો તેને પાંજરાપોળ તરફ મોકલવા તજવીજ કરવી: કોઇ ભુલા પડેલા માણસોને રસ્તો

બતાવવો; કોઇ બાળક પડી ગયું હોય તો તેને ઉંચકીને ઉભું કરી શાંત કરવું; રસ્તામાં કોઇ ઘરડી સ્ત્રી અગર પુરૂષ ધીમે ધીમે ચાલતા હોય અને પાછળ ગાડી અગર જાનવર દોડતું હોય તો તે પ્રસંગે તેમને હાથ પકડી બાજુ પર ખસેડવાં; ભુખ્યાને અન્ન આપવું; તરસ્યાને પાણી; દુઃખીને શાંતિ રૂપી શબ્દ કહેવાં, વિગેરે અનેક નજીવા કાર્યો નિત્યના વ્યવહારીક કાર્ય સાથેજ મળી આવે છે. તે કાર્ય કરવાથી શરીરને કાંઇ વધારે શ્રમ ઉઠાવવો પડતો નથી. એવા કાર્ય કરવાના અભ્યાસથી મોટા કાર્ય કરવાની શક્તિ આવે છે અને ધીમે ધીમે તેવા મોટા કાર્ય કરવાના સંજોગોમાં મુકાઇએ છીએ.

ઉમંગ એ મહાન બળ છે. કોઇ કાર્ય કરવાને જે માણસ ઉમંગ ધરાવે છે તે માણસને તે કામ કરતાં થાક લાગતો નથી. કાર્ય કરતાં પહેલાંજ જો નાઉમેદી થઇ તો તે કાર્ય કરવું ઘણુંજ કઠણ થઇ પડે છે, અને શરીર પણ જાણે થાકી જતું હોય તેમ લાગે છે. ઉમંગથી જે કાર્ય કરવાને તૈયાર થાય છે, તેમને અંદરથી બળ મળે છે એટલુંજ નહિં પણ જગતના વિષે મળતી એક શક્તિનો પ્રસાદ તેને મહાન બળ આપે છે. કેટલાક પુરૂષો મોટા મોટા કાર્ય કરે છે અને વિચાર કરે છે કે આ શરીર આટલું કામ ઉપાડવાને તથા કરવાને સામર્થ્ય નહોતું પણ શી રીતે કાર્ય કરવાનું બળ મળ્યું તેની સમજ પડતી નથી. એ બળ ક્યાંથી આવે છે તેની ખબર કોઇકનેજ પડે છે. વિશેષ સ્પષ્ટ દાખલો મળવો મુશ્કેલ છે પણ જો સહેજ વિચાર કરી જોઇશું તો જણાશે કે ઉપર પ્રમાણેના કાર્ય જેઓ કરે છે તેઓએ લીધેલા શ્રમથી કેટલા થાકી ગયા, થાકથી કેટલા માંદા પડયા. માંદા પડી કેટલા આટલાને વશ થયા; અને એ કાર્ય જેઓ કરતા નથી તેઓ શરીરે કેટલા નિરોગી રહ્યા તેમ તેવા કેટલા માણસોએ મોટી લાંબી જીંદગી સુખમાં ભોગવી છે?

કાળે કરીને નિયમમાં ફેરફાર થાય છે પૂર્વકાળમા તપશ્ચર્યા–ધ્યાન–જપ તથા દેવની દઢ ભક્તિરૂપી સેવા–એ ધર્મ ઘણે ભાગે જોવામાં આવતો. એ કાર્ય ઉન્નત થયેલા જીવો માટે યોગ્ય ગણાય છે. એવા નહી ઉન્નત થયેલા જીવ માટે જીવ યાને પ્રાણીસેવા ધર્મ ઉત્તમ છે અને તેને અનુસરીનેજ હાલની પ્રજા તે સેવા બજાવતી આવેલી જોવામાં આવે છે.

આ યુગના વિષે લાંબા કાળથી આપણે જોતા આવીએ છીએ કે દાતા પુરૂષોએ દેશ દેશની અંદર ફરી મનુષ્ય તથા પ્રાણીને સારૂ શી શી વસ્તુની જરૂર છે તે જોઇ તેવા સાધનો કરાવતા આવ્યા છે, જ્યાં પાણીના સાધનોની જરૂર છે તે ભાગમાં તળાવ, કુવા, વાવ વિગેરે ખોદાવ્યાં છે, વટેમાર્ગુ માને તિર્થયાત્રા કરનારા મનુષ્યો તથા અપંગ સારૂ ધર્મશાળા, સદાવ્રત તથા મુઠી મુઠી અનાજ અદ્યાપિ પર્યંત અપાય છે. દાતા પુરૂષોએ એ કામ ઘણુંજ વિચારથી કર્યાં છે પરંતુ એ સેવાધર્મથી હરામખોર, હાડકાના ખોટા પુરૂષોની સંખ્યા ઘણીજ વધીને દેશને નિર્ધન તથા નિરૂદ્યોગી બનાવતી જાય છે એવા કાર્યના વ્યવસ્થાપકે એ ખરેખરા જરૂરી પુરૂષો સિવાય બીજા સબળ પુરૂષોને એ લાભ.થી બાતલ કરવી એ ખાસ જરૂરનું કામ છે.

હાલના સમયને માટે ખરેખરા જરૂરી કાર્યોમાં (૧) બાળકોને તન તથા મનની સારી કેળવણી આપવી કે જેથી તેઓ પોતાના દેશની તથા પોતાના રાજાની સેવા બજાવવા લાયક થાય (૨) અનાથ સારૂ આશ્રમ ખોલવા. (૩) ઉદ્યોગ તથા હુન્નરકળા સારૂ શાળાઓ સ્થાપવી

(૪) દરદી સારૂ દવાખાના ખોલવા (પં) પ્રાણી વર્ગ સારૂ પાંજરાપોળ, દવાખાના તથા તેમને પોષણ કરવા સારૂ યોગ્ય સાધનો કઢાવવા. (૫) જન સેવા સારૂ આગ્રહ ધરાવનારા પુરૂષોના મંડળ સ્થાપન કરવા એ મુખ્ય છે.

ઉપર મુજબ સાધનો જરૂર જણાયે ઉત્પન્ન થયાં છે તેમ કેટલાક સાધનો તો ઘણા વર્ષથી ચાલી આવ્યાં છે લાંબા કાળા થયાં પણ તે સાધનોથી દેશની આબાદાની વધી નથી તેમ દેશ સેવામાં લાયક નિકળેલા માણસ વસ્તીના પ્રમાણમાં કાંઇજ નથી એમ કહીએ તો ચાલે. આટલો પ્રયાસ ઘણા વર્ષ થયા ચાલતો આવે છે તેની અસર હજુ સુધી બરાબર કેમ થઇ નથી તેનું કારણ મારી ટુંક નજરે એમ જણાય છે કેઃ—

કેટલાક આશ્રમો, શાળાઓ વિગેરે અમુક એકજ માણસનું કૃત્ય નથી. ફંડો કરી એવા કાર્ય કરવામાં આવે છે. તેમાં કેટલક દાતાઓ તો દયાને પ્રેમની ખાતરજ તેમાં પોતાના ધનનો ભોગ આપે છે. કેટલાક તો માત્ર પોતાના નામ જાહેરમાં આવે એવા માન ખાતર પૈસો આપે છે. અને કેટલાક તો શરમ અથવા દબાણની ખાતરજ પૈસા ભરે છે.

પાણીના કોઇ પાત્રમાં લીલો રંગ, પીળોરંગ, ભૂરોરંગ વિગેરે નાખીએ તો તે પાણી રંગોથી મિશ્ર થાય છે. ફંડોમાં ભરનારા કેટલાક દાતા, કેટલાક લોભીઆ, કેટલાક સુમ વિગેરે હોવાથી તે કાર્ય પૂર્ણપણે ખીલી શકતું નથી.

આપણા દેશ વિષે ઘણે ઘણે સ્થાને તળાવો, કુવા, વાવ, ધર્મશાળાઓ, સદાવ્રતો વિગેરે જોવામાં આવે છે. તે સ્થાનપર માણસોએ જ્યાં જરૂર જણાઇ તે સ્થાને ઉભા કરાવ્યાં છે. તેમણે પોત પોતાનું નામ પ્રસિદ્ધ થાય તે માટે તે સ્થાનો ઉપર પોતાના નામના પથ્થરો જડાવ્યા નથી. તેમ બીજી કોઇપણ લાલસા શિવાય માત્ર દયા તથા પ્રેમની ખાતર પરોપકારાર્થ કાર્ય કર્યાં છે, જેનો લાભ હજી લોકો લે છે અને તેમનો આત્મા તે દાતા પુરૂષોના આત્માનું કલ્યાણ ઇચ્છે છે.

આ જગત વિષે જર, જોરૂ અને જમીન એ ત્રણ કારણસર લડાઇ થાય છે. મહાભારત અને રામાયણના સમયના થયેલા મહાન્ યુદ્ધો પણ એજ કારણસર થયાં છે. હાલમાં ન્યાયની કોર્ટોમાં ઉઠતી ફરીયાદો આપણજ પ્રકરણની ચાલે છે, અને જેને લીધે એ ત્રણની તેમજ મનુષ્યના દેહોની ખુવારી થાય છે.

મનુષ્યને એ ત્રણ વસ્તુની જરૂર છે. એ ત્રણ વગર ચાલતું નથી. ડાહ્યા પુરૂષો એની પ્રાપ્તિ માટે સંત પુરૂષોની અગર દેવતાની સેવા કરે છે. યોગ્ય માર્ગેથી પ્રાપ્ત કરેલી વસ્તુ જગત્‌ના વિષે દેહને તેની હયાતિ દરમ્યાન સુખકારી નીવડે છે. પ્રાપ્ત કરનાર તથા પ્રાપ્ત કરવાની વસ્તુ નાશવંત છે, એટલે તે કારણ કરેલી સેવા શાશ્વત સુખદાયી થતી નથી. સેવાનો ઉદ્દેશ એવો છે કે જેથી શાશ્વત સુખ પ્રાપ્ત થાય દરેક મનુષ્ય એવી ઇચ્છા રાખે છે કે મને શાશ્વત સુખ મળે. ઉપર આપણે જોયું કે એ ત્રણ વસ્તુ માટે કરેલી સેવા શાશ્વત સુખદાતા નથી. તો હવે એવી કઇ વસ્તુ છે કે જેની સેવા કરવાથી શાશ્વત સુખ મળી શકે.

ઉપર બતાવેલી ત્રણ વસ્તુની પ્રાપ્તિ તૃપ્તિ થતી નથી. આજે મને રૂપીઆ ૧૦૦ એકસોની આમદાની હોય તો રૂપીઆ બસેઃ ક્યારે થાય; બસોની થાય તો ચારસોની ક્યારે થાય; ઘર હોય તો બંગલો ક્યારે થાય; અને બંગલો હોય તો વાડી ક્યારે થાય; એ

પ્રમાણે તૃષ્ણા તૃપ્ત નહીં થતાં વધતીજ જાય છે. એવી પ્રાપ્તિ માટે મનુષ્ય પોતાનો દેહ પણ પછાડી નાંખે છે. બહારની દોલત પોતાને મળે અને પોતાનો ભંડાર ભરાય, પોતાને રહેવાને એક ઘર તે વધીને મોટો બંગલો થાય, વાડીઓ થાય. એ પ્રમાણે પોતાના ધનમાં વિશેષતા થાય; એવી તૃષ્ણા તૃપ્ત કરવા અનેક પ્રકારે બીજાઓની સેવા ઉઠાવી રહે છે. એવી સેવાનો ચાલતો માર્ગ બીજી દીશા તરફ કે જે શાશ્વત સુખ આપનાર હોય તે તરફ વાળવામાં આવે તો તે સેવા ખરી કહી શકાય. જે વસ્તુની પ્રાપ્તિ શાશ્વત સુખ આપનારી છે તે વસ્તુ કાંઇ દૂર નથી. તેની પ્રાપ્તિ માટે ઉપર જેટલો શ્રમ પડતો નથી, પણ ઉલટો શ્રમમાં ગુપ્ત બળ મળતું જાય છે.

આ જગતમાં પરમાત્મા દરેક વ્યક્તિમાં આત્મા રૂપે રહેલાં છે. મનુષ્ય પોતાના ધન વિગેરેની વૃદ્ધિ માટે બીજાનું ધન યોગ્ય અથવા અયોગ્ય માર્ગે સંપાદન કરે છે, તેમાં વૃદ્ધિ કરે છે. તેજ પ્રમાણે જો દરેક મનુષ્ય પોતાના આત્મા સાથે બીજાના આત્માનું જોડાણ કરી તેના સમુદાય જથ્થાની વૃદ્ધિ કરવા જેને ભ્રાતૃભાવ કહે છે, તેવો પ્રયત્ન કરે તો તેનું નામ ખરી સેવા કરી કહેવાય, અને તેજ શાશ્વત સુખ આપનારી ગણાય.

સેવાધર્મ ઇંદ્રિઓનો ખુશ કરવા માટે નથી, પણ આત્માની ઉન્નતિ માટે છે. જ્યાં સુધી એ ઉદેશથી ધર્મ બજાવશે નહીં ત્યાં સુધી એ સેવાધર્મ ગણાતો નથી પણ માત્ર ઇંદ્રસેવા કહીએ તો ચાલે.

પ્રિય બંધુઓ, જે કાંઇ સેવા કરવી હોય અને તે શ્રદ્ધાપૂર્વક કરેલી હોય તો તે સ્વીકારાય છે. આપણા દેહના વિષે રહેલો આત્મા પરમાત્માનો અંશ છે. પ્રિય બંધુઓ, વ્યવહારમાં જે થાંઇ કાર્ય કરો તે કાર્ય બહારની દ્રષ્ટિથી પરોપકારનું કે સ્વાર્થી જણાય પણ જો શ્રદ્ધાપૂર્વક કોઇ પણ સ્વાર્થના લાભ શીવાય કરવામાં આવશે તો તે કાર્યસેવા ધર્મનો અંશ છે, સેવા ધર્મનું પગથીયું છે, તેમ નકી સમજજો ન્હાનુ બાળક લાકડાના ઘોડા ઉપર બેસી જાણે ને જીવતા ઘોડા ઉપર છે તેમ સમજી સંતોષ માને છે; મોટો થયે તે લાકડાનો ઘોડો છોડી ખરો ઘોડો કપો તે સમજી ખોટા ઘોડાનો ત્યાગ કરે છે તે પ્રમાણે આપણી બુદ્ધિનો પ્રકાશ થતાં આપણા દેશની તથા આપના રાજાની ખરી સેવા કેવા પ્રકારે થાય તે સમજ આપોઆપ આપણી બુદ્ધિ વિષે પરમાત્માની કૃપાથી આવે છે

પૃથ્વિ ઉપર કરોડો મનુષ્ય વસે છે. આપણે એક બીજાની સેવા કેવી રીતે કરવી તે સમજવાને પ્રયાસ કરીશું નહીં, તો પછી આ સૃષ્ટિનો કુદરતી ઉન્નતિનો ક્રમ કેવી રીતે ચાલી શકશે? આપણે આપણા દેશની, આપણા રાજાની તથા પૃથ્વિ ઉપરના તમામ જન તથા પ્રાણી સમુદાયની ઉન્નતિ માટે પ્રયાસ નહીં કરતા ચાલતા ક્રમ વિરૂદ્ધ જઇશું તો કુદરત પોતાનું બળ આપણા પર મોટા રસુસંમામો ખોલી મહાન પ્લેગ, મરકી કોલેરા વિગેરે ઉપદ્રવો પેદા કરી આપણા અમુલ્ય દેહનો નાશ કરશે. આપણે અધોગતિના ભાગીઆ થઇશું. માટે પ્રિય બંધુઓ, આપણ બુદ્ધિ આપી છે તેનો સદ્ઉપયોગ કરી ઇશ્વરના અંશો રૂપી સર્વ જીવોની શુદ્ધ બુદ્ધિથી સેવાને ઉત્કંઠાવાળા થઇએ અને એવા કાર્ય કરવાનો લાભ આપણને જલદીથી મળે એવો આપણે સર્વેએ પરમાત્માને પ્રાર્થના કરી શાંતિ પામીએ.

શાંતિ—શાંતિ—શાંતિ

# શ્રીમદ્ભગવદ્ગીતા.

લેખકઃ—રા. રા. ભગવાન શિવશંકર ભટ્ટ—મિશન હાઇસ્કૂલ, સુરત

અધ્યાય ૧૩મો. ગતાંકથી શેષ.

આ શરીરને, હે પાર્થ ! કહે છે ક્ષેત્ર; વળી જે એહને—
જાણેજ તેને તદ્વિદો, ક્ષેત્રજ્ઞ એ નામે કહે. ૧
વળી પાર્થ ! સર્વે ક્ષેત્રમાં ક્ષેત્રજ્ઞ તું જાણે મ્હને;
એ ક્ષેત્રને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે જ્ઞાનજ ખરે. ૨
એ ક્ષેત્રનાં ઇચ્છા, વિકારો, તથા તત્કાર્યો સહી;
વળી પ્રભાવો ક્ષેત્રજ્ઞના, સંક્ષેપથી શુણુ હું થકી. ૩
બહુધા કહ્યુ તે ઋષિ સહુ, વેદે વિવિધ ભિન્નજ કહ્યું;
વળી યુક્તિસહ નિશ્ચય વડે તે બ્રહ્મસૂત્રે વર્ણવ્યું. ૪
મહાભુત પાંચ, અહંમતિ, વળી બુદ્ધિ, તેમ અવ્યક્ત તે—
દશ ઇન્દ્રિયો ને એક મન, વળી પાંચ ઇન્દ્રિય વિષય જે— ૫
સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષવળી, સંઘાત, ધૃતિ ને ચેતના—
છે ક્ષેત્રરૂપ એ સર્વને, સવિકાર સંક્ષેપે કહ્યાં. ૬
ત્યમ અમાનિત્વ, અદંભ, આર્જવ, અહિંસા, ક્ષાન્તિવળી;
આચાર્ય સેવા, શૌચ, સ્થિરતા, આત્મનિગ્રહ—જ્ઞાન સહી. ૭
વળી ઇન્દ્રિયોના વિષયમાં, વૈરાગ્યને અહંકાર-હિન—
ત્યમ જન્મ-મૃત્યુ જર—વ્યાધી—દુઃખ દોષનું દર્શન— ૮
વળી પુત્ર-સ્ત્રી=ગૃહ—પદાર્થોમાં રહિત-આસક્તિ થવું—
ત્યમ ઇષ્ટ, નેજ અનિષ્ટ કેરી પ્રાપ્તિમાં સમચિતપણું— ૯
વળી અવ્યભિચારી અન્યયોગે ભક્તિ જે મારે વિષે—
એકાન્ત દેશતણુંજ સેવન અપ્રીતિ સહુ વિષથી જને— ૧૦
અધ્યાત્મજ્ઞાને નિત્ય નિષ્ઠા, તત્વજ્ઞાનાર્થે દર્શન—
એ સર્વને જ્ઞાનજ કહ્યું;—અન્યથા સહુ અજ્ઞાનજ. ૧૧
જે જ્ઞેય તે કહું, જાણી જે-પામેજ અમૃત ભાવને,
સત્-અસત્ કંઈ કે'વાય નહિ, તે અનાદિમત્ બ્રહ્મને. ૧૨

તે-સર્વ દેહે, હાથ-પગ-વળી નેત્ર-શિર-મુખ જેહનું—
ત્યમ શ્રવણ, જે સહુ પ્રાણીમાં આવૃત્તિને સર્વે રહ્યું— ૧૩
વળી સર્વ ઇન્દ્રિરહિત, તત્-વ્યાપારથી આભાસતું—
ત્યમ અસંબંધી, સર્વભૃત, નિર્ગુણ વળી ગુણ ભોગતું. ૧૪
તે સર્વ ભૂતની બહિર્-અન્તર, અચરને ચરરૂપે છે;
સૂક્ષ્મત્વથી અવિજ્ઞેય, વળી-દૂરસ્થ તેમ સમીપ છે. ૧૫
તે સર્વભૂતમાં એક, વળી છે-ભિન્ન ભિન્ન સમું રહ્યું;
તે ભૂતભર્તૃ, વિનાશક, ઉત્પતિકર્ત્તા જાણવું. ૧૬
તે જ્યોતિઓની જ્યોતિ છે, જડતમથકી પણ પર કહ્યું,
તે જ્ઞાન, જ્ઞેયને જ્ઞાનગમ્યજ, સર્વભૂત હૃદયે રહ્યું. ૧૭
મેં ક્ષેત્ર, જ્ઞાનજ, જ્ઞેય તે સંક્ષેપથી કહ્યું એ વિધિ;
મમ ભક્ત થાતો જાણીએ, હું ભાવ પ્રાપ્તિ પાત્ર સહિ. ૧૮
વળી પ્રકૃતિ ને પુરૂષ એ બે અનાદિજ તું જાણજે;
ત્યમ વિકારો ને ગુણોને, પ્રકૃતિ-સંભવ માનજે. ૧૯
કર્તૃત્વ-કાર્ય અને કરણ કહેવાય પ્રકૃતિ હેતુ તે,
સુખ દુઃખના ભોક્તાપણાને પુરૂષ હે તું કરે ખરે. ૨૦
ક્ષેત્રજ્ઞ પુરૂષજ નિશ્ચયે સ્થિત છતો-પ્રકૃતિને વિષે;
પ્રકૃતિથી થયલા ગુણો-સુખ દુઃખ આદિ ભોગવે—
તે માટ, સત્ ને અસત્, યોનિજન્મમાં, આ પુરૂષને—
સત્વાદિ ગુણનો સંગ, તેની-આસિનુંજ કારણ ખરે. ૨૧

(અપૂર્ણ.)



## દારૂની ફેકમાં ઘણાં અઘોર કર્મ થાય છે.

માણસને કેફ કરવાની ટેવ પડી કે, દુષ્ટ કામો કરવાને ચૂકતો નથી, એક પાપથી બીજું થાય છે, અને એ રીતે સંપૂર્ણ દુરાચારોથી ભરપુર થાય છે. ચોરી, જાડું, લડાઇ, મારામારી ખુન, છિનાળુ, અશુદ્ધ ભાષણ, ક્રોધ, અહંકાર, લોભ, અને આવી ઇત્યાદિ ભુંડાં કામોમાં બંદર.

પ્રાણોનો કે ભાવ પ્રાણોનો ઘાત કરવો તે 'હિંસા' છે. " શ્રી હેમચંદ્રાચાર્ય પણ યોગ્ શાસ્ત્રમાં કહેછે કે: प्रमत्त योगात् प्राण व्यपरोपणं हिंसा. "

ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કપાયયુક્ત પરિણામથી કે મદ. ( Intoxications, વિષય Sensual appetite, નિદ્રા Idleness, અને વિકથા 'gossips ) એ વગેરે પ્રમાદાચરણથી મલીન થયેલા મન-વચન-કાયા વડે સ્વપરના (પોતાના કે પારકા દ્રવ્યપ્રાણ કે ભાવપ્રાણને ઈજા કરવી તેનું નામ 'હિંસા' છે.

ચક્ષુ આદિ ઇન્દ્રિયો, મન-વચન-કાયાનાં બળ, શ્વાસોશ્વાસ અને આયુષ્ય એ દશ 'દ્રવ્યપ્રાણ' કહેવાય છે; અને જ્ઞાન, દર્શન, ચરિત્ર, તપ તથા વિર્ય પ્રમુખ ભાવપ્રાણ લેખાય છે.

એક માણસપર ક્રોધ કરવાથી, લોભને વશ થઇ કર્તવ્યકર્મને જતું કરવાથી, નકામા ઠઠ્ઠા મશ્કરી કરવાથી; આળસુ થવાથી, અહંકાર કેરવાથી, વિવેકની ગળણીમાં ગાળ્યા સિવાય શબ્દ બોલવાથી, કોઇને જાણીબુઝીને ખોટી સલાહ આપવાથી, મનથી પણ કોઇનું બુરૂં ઇચ્છવાથી, ચિંતા કે હાયવોય કરવાથી-આવાં આવાં કામોથી પણ હિંસા થાય છે, એ ઉપરની વ્યાખ્યાથી સહજ સમજાય તેમ છે. આત્માના વિશુદ્ધ પરિણામરૂપ 'ભાવપ્રાણ'ની રક્ષા કે પુષ્ટિ થવામાં અવરોધ કે અંતરાય કરનાર દરેક પ્રવૃત્તિને (પછી તે માનસિક હો, વાચિક હો, વા કાયિક હો) 'હિંસા' કહેવાય છે.

માટે આત્મોન્નતિ ઇચ્છતા દરેક મનુષ્યે આવાં બધાં પ્રમાદાચરણ કે સ્વચ્છંદાચરણથી દૂર રહેવાય એવી કાળજીપૂર્વક-યતનાપૂર્વક-વિવેકપૂર્વક વર્તવાની ટેવ પાડવી જોઇએ; અને એ ટેવ પરિપક્વ થતાં થતાં અવાર નવાર જે દોષો થઇ જાય તે માટે દરસાંઝે અને સ્હવારે આત્મ નિરીક્ષણ ( પ્રીતિક્રમણ') કરી તેવા દોષ ફરીથી ન બનવા પામે તે માટે પહેલાં કરતા વિશેષ કાળજી રાખવાનો નિશ્ચય કરવો જોઇએ.

પૂર્વોક્ત હિંસાનાં લક્ષણનું મનન કરવાથી જે ખરો આશય સ્પષ્ટ થાય છે તે, શાસ્ત્રકાર ખુલ્લા શબ્દમાં હિત બુદ્ધિથી આ પ્રમાણે જણાવે છે, " સર્વ પ્રાણીને નિજ આત્મ સમાન લેખી સાવધાનપણે ચાલનારથી રાગદ્વેષાદિ દોષના આવેશ વગર ક્વચિત સ્વશરીર સંબંધથી કોઇ જીવને વ્યથા પીડાવા પ્રાણહાનિ થઇ જાય તો તથા પ્રકારે વ્યથા પીડા કે પ્રાણહાની માત્રથી ખરેખર તે 'હિંસા' લેખાય નહિ "પરન્તુ " રાગાદિક વિકારને વશવર્તી, એવી પ્રમત્ત (યાતનારહિત) અવસ્થામાં વર્તતો. સાક્ષાત કોઇ જીવ પ્રાણહાનિ રૂપ મરણને પામેયાન પણ પામે, તો પણ હિંસા' નો દોષ તો લાગેજ લાગે " કારણ કે " કપાયવશ વર્તતો જીવ પ્રથમ પોતેજ પોતાનો ( પોતાના ભાવ પ્રાણોને ) હણે છે,—પછી અન્ય પ્રાણીઓની ( અન્યના દ્રવ્ય કે ભાવ પ્રાણોની ) હિંસા થાય કે ન થાય તો પણ " મતલબ કે, "હિંસાથી નિવર્તવાના સંબંધમાં અનિગ્રહ નિયમ રહિત પણે વર્તન) અને હિંસા કરવામાં સાક્ષાત્ પ્રવૃતિ ( મન, વચન કે કાયાથી ) એમ બન્ને પ્રકારે હિંસા લાગેછે; તેથી કરીને પૂર્વોક્ત પ્રમાદ યુક્ત મન વચન કાયયોગ છતે કાયમ હિંસા દોષ લાગે છે. "
યદ્યપિ હિંસાદોષમાં પરવસ્તુ તો કેવળ નિમિત્ત માત્ર છે અને નિજ ક્લિષ્ટ ( કપાયયુક્ત) પરિણામજ વાસ્તવિક (ઉપાદાન) કારણ છે, તો પણ પરિણામ વિશુદ્ધ સાચવી રાખવા માટે

મૂર્છા-મમત્વાદિક પેદા કરનારા અને વધારનારા પરિગ્રહાદિક હિંસાનાં સ્થાનોથી બની શકે તેટલા દૂર રહેવું હિતાવહ છે. ખોટાં કારણો સેવવાથી ખોટું કાર્ય-પરિણામ આવે છે એ હેતુથીજ મોક્ષની તીવ્ર અભિલાષા ધરાવતા મુમુક્ષુ જનો દ્રવ્ય તેમજ ભાવ એમ ઉભય પરિગ્રહથી દૂર રહે છે. (મિલ્કત ગણાય એવી દરેક ચીજ 'દ્રવ્ય પરિગ્રહ'માં સમાય છે અને કોઇ ચીજપર અહંતા એ મમત્વભાવ—'ભાવપરિગ્રહ' છે.

માત્ર બાહ્ય પરિગ્રહના ત્યાગથી, જેમ ઉપરની કાંચળી કાઢી નાખવા છતાં સર્પનું અંદરનું વિષ દૂર થતું નથી તેમ, વિષમય મમત્વભાવ દૂર થતો નથી અને તેથી મુક્તિ મળતી નથી.

આ હકીકતનો મર્મ જેઓ સમજી શકયા હશે તેઓ પછી નીચેનાં ખાસ કથન સહેલાઇથી માની શકશે કેઃ—

—"કોઇ એક જીવ સાક્ષાત્ પ્રાણહાનિરૂપ હિંસા કર્યા વગર પણ, તથા પ્રકારના હિંસાના પરિણામથી, હિંસાદોષનાં ફલને પામે છે; અને અન્ય કોઇ શુભાશય જીવથી હિંસા સંબંધી તેવા કિલષ્ટ પરિણામને અભાવે ક્વચિત્ કોઇ જીવ હિંસા સાક્ષાત્ થઇ જાય તે છતાં તેને તે થયેલી (સાક્ષાત્) હિંસા સંબંધી દોષનું ફળ ભોગવવું ન પણ પડે. વળી, "તીવ્ર કષાય યુક્ત કરેલી થોડી પણ હિંસા તેના કરનારને, પરિણામ કાલે, ઘણું માઠું ફલ આપે છે; જ્યારે મંદ કષાય પરિણામથી થયેલી મહા હિંસા પણ, ઉદય એટલે વિપાક સમયે, તેના કરનારને અલ્પ માત્ર ફલ આપી વિરમે છે." વળી,

"સાથેજ કરાયલી એકજ જાતની હિંસા વિપાકકાલે એકને તેના તીવ્ર કષાય પરિણામથી આકરૂં ફલ આપે છે, જ્યારે બીજાને મંદ કષાય પરિણામના કારણથી મંદ ફલ આપે છે."

"કોઇને કિલષ્ટ પરિણામ હોવાથી 'ફક્ત તેવી તક નહિ મળવાને લીધે' તે હિંસા નહિ કર્યા છતાં તે હિંસા પ્રથમથીજ ફલે છે; કોઇને ઉક્ત હિંસા કરી છતાં ફલ આપે છે; અને કોઇએ ઉક્ત હિંસા કરવા આરંભ શરૂ કર્યા છતાં તે હિંસા સાક્ષાત્ કર્યા વગર પણ તેના કષાય પરિણામ પ્રમાણે ફળ આપે છે મતલબ કે હિંસા કરનારના તીવ્રાદિક કષાયાનુસારે તીવ્રાદિક ફળ મળે છે."

—"કોઈ હિંસા ખરેખર એકજ માણસથી થતી હોવા છતાં તેનું અનુમોદન કરનાર ઘણા જીવો હિંસાના ફળભાગી થાય છે. તેમજ ઘણાઓ (સુભટાદિકો) હિંસા કરે છે ત્યારે તેનું ફળ હિંસા કરવાનો હુકમ આપનાર એકજ (રાજા) ભોગવે છે."

—"કોઇ એક જીવ મલીન અધ્યવસાયથી અન્યને મારવા જતાં તેના પુન્યપ્રબલ્યથી બુરૂં કરવા જતાં ઉલટું ભલું થઈ જાય છે તેવા સંજોગમાં પણ હિંસા (અથવા પૂજા) કરવા જનારને તો તેનાં માઠા પરિણામથી હિંસાનું માઠુંજ ફળ ઉદયકાળે તેમાં કાંઇ સંશય નથી; અને એજ હિંસાની ક્રિયા પેલા બીજા માણસને, ઉત્તમ ક્ષમાદિક પરમ અહિંસક ભાવ ઉલ્લસવાથી, મોક્ષ પર્યંત ફલદાયક થઇ શકે છે.

આ સર્વ ઉપરથી સહજ સમજાશે કે શુભ અધ્યવસાય અથવા માનસિક નિર્મલતા અને પ્રમાદ રહિતપણું અથવા માનસિક જાગૃતિ એ બે ગુણો કેટલા બધા જરૂરના છે. દયા અથવા અહિંસાનો પાયો મુખ્યત્વે તે છે. એ બે તત્વની પ્રાપ્તિ કરનાર પોતે સુખે જીવી શકે છે અને બીજાને સુખે જીવવા દેછે; કારણકે ઉપર કહેવાઇ ગયું તેમ પરદયામાં સ્વદયા અવશ્ય સમાવેશ પામે છે.

નિવેદક-સરૈયા.

# "અન્ન વિનાનાં બાંધવડાં રવડે મારાં."

( ભજન–નેણુમાં નિદ્રા ન આવે જરી–એ રાહ )

કયારે મળે રે ધાર્યું કયારે મળે, મારાં અંતરની ઇચ્છા પ્રભુ ! કયારે ફળે.
શાથી ટળે રે વ્યાધિ શાથી ટળે ? આ દિલડાંના દુઃખડાં પ્રભુ ! શાને ટળે ?

અન્નવિનાના બાંધવડાં રવડે મારાં,
દુઃખિયારા જોઈને કરુણા ઉતરે ગળે! —આ દિલડાં.
રહેવાને ઘર નહિ પુરાં, વસ્ત્રો નહિ પહેરવાને,
વાયુ–પાણીના એ શા તોટા પડે ? —આ દિલડાં
સહેના ગુલામી સદા, વિષયના દાસ જેવા,
તન–મનના બંધન તેનાં શાથી ટળે ? —આ દિલડાં.
તનનું સુખ દેજે તેને, ઉરશાન્તિ સીંચજે હરિ!
પાપ સંતાપ જેથી સઘળાં બળે ! —આ દિલડાં.
આગળના દિવસો કે'વા, આનંદે ઝુલતાં' તાં!
બંધુનું ભાવિ એવું કયાંથી ભળે ! —આ દિલડાં
રામને કૃષ્ણ જેવા, ભક્તોની ભીડ ભાગે,
કયારે જાગે એ વીરતા દૈવી-બળે ? —આ દિલડાં.
સાવિત્રી સીતા માતા, સતીઓ સુખશાન્તદાતા
આર્યોના ઘરમાં કયારે નજરે પડે ! —આ દિલડાં.

**વસંત.**



## બે ઠગ મિત્ર

લેખકઃ—Mr. D'Roy.

ઘણો સમય થયાં ઉજ્જનમાં માણેકલાલ નામે એક ઝવેરી રહેતો હતો. એમની પાડોશમાં એક આહીર પણ રહેતો હતો, જેનું નામ ગોવર્ધનદાસ હતું. ઝવેરીની આબરૂ વિશેષ હતી તેમ તેણે લક્ષ્મી પણ ઠીક સંપાદન કીધી હતી. એમના ઘરમાં કેવળ બેજ પ્રાણી હતાં. એક એ જાતે અને બીજી એમની ધર્મ પત્નિ, પરન્તુ આપણા આહીરરામની દશા ઠીક નહોતી. એમનો વેપાર ઘણા દિવસ સુધી ઠીક ચાલ્યો, પણ પાછળથી બગડી ગયો. અન્યાયથી કમાયલો પૈસો કયાં સુધી ટકી રહે છે? એની ગાયો તથા ભેંસો એક એક

કરતાં મરી ગઇ. પેટના પણ સાંસા પડવા લાગ્યાં, એના ઘરમાં પણ એજ પ્રાણી હતાં. હવે એને ત્યાં ફક્ત બે ચાર ગાયો રહી હતી જેથી એના હૃદયમાં બીજા કોઇ પ્રકારથી ધન, પ્રાપ્ત કરવાનો વિચાર ઉત્પન્ન થયો.

એક દીવસ માણેકલાલ સોનાની એક વીંટી બજારમાં વેચવાને નીકળ્યો. અનાયાસે રસ્તામાં ગોવર્ધનની સાથે એમની ભેટ થઇ ગઇ. તે પણ ઘી વેચવા નીકળ્યો હતો. ગોવર્ધનનું ઘી માણેકલાલે લેવા વિચાર કીધો અને માણેકલાલની વીંટી ગોવર્ધને. માણેકલાલે કહ્યું..." વીંટી સાથે અદલા બદલી કરશો " ? " આજ પહેલી તમારીજ ભેટ થઇ છે. જેથી તમારું આ પાંચ શેર ઘી લઇને આ વીંટીનો બદલો કરવા તૈયાર થયો છું. ગોવર્ધન તો એવુંજ ઇચ્છતો હતો એટલે ઝટ રાજી થઇ ગયો. માણેકલાલ ઘી લઇને અને ગોવર્ધન વીંટી લઇને ખુશી થતા પોત પોતાને ઘેર ગયા.

   

માણેકલાલે ઘેર જઇને ઘણાજ પ્રસન્ન વદનથી પોતાની સ્ત્રીને કહ્યું " પ્રિયા આજે એક સરસ અનાડી હાથ લાગ્યો છે આ ઘીથી ભર્યું વાસણ અને કંઇ સરસ મિષ્ટાન્ન તૈયાર કર સ્ત્રીએ તરતજ ચુલો સળગાવ્યો, પરન્તુ જેવું તેણે ઘી કઢાઇમાં રેડવા માંડ્યું કે અંદરથી પાણી નીકળ્યું. જેથી પતિ પત્ની બન્નેને ઘણો ખેદ થયો. માણેકલાલે ધાર્યું કે મારો પણ કાન કાપવા વાળો કોઇ છે ખરો !

હવે પેલીમેર ગોવર્ધને વીંટી પોતાની સ્ત્રીને બક્ષીસ કરી. સ્ત્રીની ખુશાલીની ઠેકાણું ન રહ્યું. પણ થોડીજવારમાં એને નિઃરાશ થવું પડ્યું. વીંટી પીતળની નીકળી ? ગોવર્ધને કહ્યું " જેવાને તેવો મળ્યો " જેવો હું તેવોજ માણેક. જો અમારા બેમાં મિત્રતા જામે તો ખુબ ફાવીએ.

   

હવે એ લોકો એક બીજાની શોધમાં નીકળ્યા. દૈવવશાત્ એક બીજાની ભેટ પણ થઇ ગઇ, અને અરસપરસ તત્કાળ વાત પણ મળી ગઇ. માણેકલાલ હસતાં હસતાં બોલ્યો. ભાઇ, કંઇ ચિંતા નહિં આપણે તો મિત્ર થયા. ચાલો આજે તમે મારે ગરીબને ઘેરજ ભોજન કરો. ગોવર્ધને નિમંત્રણનો સ્વીકાર કર્યો, અને સંધ્યા સમયે માણેકલાલને ઘેર પહોંચ્યો.

માણેકલાલે ગોવર્ધનની ખુબ આગતાસ્વાગતા કરી, અને ચાંદીની એક સુંદર થાળીમાં સુસ્વાદુ ભોજન પીરસી ગોવર્ધનની આગળ મુકી. થાળી જોઇને ગોવર્ધનની લાળ ટપકી પડી. માણેકલાલ આ વાતને પહેલેથીજ પામી ગયો હતો. તે કંઇ કમઅક્કલ નહોતો. ગોવર્ધનને વારંવાર થાળીની તરફ ટીકતો જોઇને એનો સંદેહ વધારે પુષ્ટ થયો. ભોજન સમાપ્ત થયા બાદ માણેકલાલે ગોવર્ધનને રાત્રિ ત્યાંજ પુરી કરવા આગ્રહ . કીધો કે જેનો ગોવર્ધને પ્રસન્નતા પૂર્વક સ્વીકાર પણ કીધો. માણેકે તે થાળીને સાફ કરાવીને એક દોરી વડે પોતાના બીછાના ઉપર ટંગાવીને અંદર પાણી ભરાવ્યું. રાતના અહીં તહીંના ... નાખીને બેઇ જણ પોતપોતાના બીછાનામાં જઇ સુઇ ગયા.

માણેકલાલ કદાચ મારું કર્યું કરાવ્યું નિષ્ફળ નહિ જશે, એવું ધારીને નિરાંતે સુઇ ગયો હશે, પણ ગોવર્ધનજીને ઉંઘ શાની ? એનું ચિત્ત તો તે થાળીમાં ચોંટી બેઠું હતું. કલાક બે કલાકનો તેણે ઉંઘવાનો ઢોંગ કીધો. ખુબ જોરથી ઘોરવાનું પણ શરુ કીધું, પણ જ્યારે એને લાગ્યું કે માણેકલાલ હવે ગાઢ નિદ્રામાં પડયો હશે, કે ચુંપકીથી, થાળી ઉતારવાને તૈયાર થયો. પહેલાં તો દીવાના પ્રકાશથી એણે ઘણીજ સાવધાનીથી થાળીને તપાસી જોયું તો થાળી પાણીથી ભરેલી છે. જરા જો હાલી તો પાણી માણેકના મહોંપર. ઘણીજ સાવધાનીથી તેણે રાખ લઇને થોડી થોડી પાણીમાં નાંખવા માંડી, જ્યારે લાગ્યું કે બધું પાણી રાખથી સોસાઇ ચુક્યું છે. ત્યારે ધીરેથી થાળી ઉતારી લઇ તે ઘરની બહાર નીકળ્યો. થોડે દૂર જતાં એક તળાવ આવ્યું, તેમાં ઉતરીને ધુંટણભર પાણીમાં તે થાળીને સંતાડી પછી પાછો માણેકને ઘેર જઇ બેફીકર થઇ સુઇ ગયો.

માણેકલાલે ઉંઘમાંથી ઉઠીને જોયું તો થાળી ગેપ. બસ તે સમજી ગયો. ઝટ ઉઠીને બહાર નીકળ્યો. જમીનપર પગલાં તપાસતો તે તેજ તળાવ સુધી જઇ પહોંચ્યો, આગળ પગલાં ન જણાવવાથી તે સમજી ગયો કે ગમે તેમ હો પણ થાળી આ તળાવમાં છે. પાણીની અંદર ઉતરીને થાળી શોધવા મંડયો. અંતે મહેનત સફળ પણ થઇ. ઘેર પાછો જઇને પોતાના મિત્ર ગોવર્ધનને એણે જગાડયો અને કહ્યું. "આજ પણ ભોજન અહીંજ કરજો."

ગોવર્ધન બોલ્યો. "બહુજ સરસ"

બીજે દીવસે પણ તેજ થાળીમાં ભોજન પીરસવામાં આવ્યું. ગોવર્ધન જોઇને અવાક થઇ ગયો. થાળીને ખુબ ધારીધારીને તે નીરખવા લાગ્યો. વિચાર્યું કે તેના જેવીજ કદાચ આ બીજી થાળી નહિ હોય એ જોઇ માણેકલાલ બોલ્યા. કેમ મિત્ર શું છે ?

ગોવર્ધન—કઇ નહિ.

માણેક.—મિત્ર આ પેલી તળાવવાળી થાળી તો નથીને ?

ગોવર્ધન—હા દોસ્ત. છે તો તેજ, તારૂં અને મારૂં જોડું ખરેખરૂં મળ્યું છે. પણ હવે પોતપોતામાં હાથપેચ કરવા ઠીક નહિ, ચલો આજથી બીજાઓને મુંડવાનું શરૂ કરીએ.

   

હાલમાં માણેકલાલના પડોશમાં એક મીયાભાઇનું મૃત્યુ થયું હતુ. તેના ઘરમાં હાલતની બીબી અને નાદાન બચ્ચા સિવાય કોઇ નહોતું. રૂપીઆ પૈસા તેની પાસે જોઇએ તે કરતાં વધારે હતા. માણેકલાલે કહ્યું. આ સરસ આસામી છે. ચાલ ગોવર્ધન આજજ બીબીને નીચોવી નાખીએ.

બસ પછી જોઇતું શું હતું. બન્ને મિત્રોએ મસલત કરી અને મીયાંની કબ્ર તરફ ગયા. થોડો વખત પછી માણેકલાલ મીયાંની કબ્રથી પાછા ફરીને રોતા રોતા મીયાંના ઘર પાસે ગયા. અને એને અસીમ આંસુ સારતા અને છાતી માથું કુટતા બીબીને કહેવા લાગ્યા કે હાથ ઠીક નહોતી. એમનું જ્યાદે વખ્તટી ગયું. મીયાના મરવાથી મને બહુજ દુઃખ લાગ્યું છે. મીયા મારા બન્યાથી કમાયલા પૈસા

ખાસ દોસ્તદૂર હતા એવો દોસ્ત દુનીઆમાં ફરી મળવો મુશ્કેલ છે; એની સાથે મારે કંઇખી લખાણુ બુસાણુ વગરનું લેણુદેણુ હતું. હું મારા દશ હજારની પરવા નથી કરતો પણ એની કાચી ઉમ્મરમાં દેહધાન કરવાને લીધે મને સખત રંજ થાય છે.

એનું રડવું કકળવું સાંભળીને બીબી અને બચ્ચાંએ પણ રડવાનો આરંભ કર્યો. મીયાંના આડોસીપાડોસી બે ચાર માણસ પણ ભેગાં થઇ ગયાં.

બીબી બોલી આ મીયાંના મિત્ર છે. કહે છે કે દશ હજાર રૂપીઆ મીયાને એણે ધીર્યા હતા. કંઇ લખાણ થયું નથી. મીયાં જાતે સાત આઠ હજાર રૂપીઆ મૂકી ગયા છે. તો એના રૂપીઆ કેવી રીતે અદા કરવા ?

માણેકલાલે રડતાં રડતાં કહ્યું "હું રૂપીઆને રડતો નથી. દશ હજાર તો શું વીશ હજારની પણ મને દરકાર નથી. પણ ફીકર એ વાતની છે કે મીયાંને કબ્રમાં પણ ચેન પડતું નથી. તેને આ કરજને લીધે પણીજ બેચેની લાગતી હશે જો આ ને આ વાત ખરી નહિ. લાગતી હોય, તો મીયાની કબ્ર સુધી આવીને મીયાનેજ પુછી જુઓ મીયા જાતેજ કહેશે."

આ સાંભળીને લોક આશ્ચર્યમાં પડી ગયા. અને પોતપોતાનામાં ઘુમપુસ કરવા લાગ્યા કે "શું આ વાત સત્ય હોઇ શકે ખરી ? માણેકલાલ બોલ્યો-ચાલો હમણાજ તમારી ખાતર જમા કરી દ્યો.

બધું ટોળું કબ્ર પાસે પહોંચ્યું એટલે માણેકલાલ બોલ્યો "તમારામાંથી કોઇ પુછી જુઓ."

બીબીએ મોટેથી બુમ મારી પુછ્યું "આ તમારો દોસ્ત માણેકલાલ કહે છે કે તમે એની પાસે દશ હજાર રૂપીઆ ઉછીના લીધા હતા. શું એ સાચું છે ?"

કબ્રમાંથી મીયા બોલી ઉઠ્યા "હાં, એ વાત તદન ખરી છે. એના રૂપીઆ એને જરૂર મળવા જોઇએ. નહિં તો મને બીલકુલ ચેન પડતું નથી"

આ સાંભળીને સૌ લોક વિસ્મય પામી ગયા. ઘેર પહોચ્યા કેડે બીબીએ પોતાનું જર જવેરાત વેચી સાટી જેમ તેમ માણેકલાલના દશ હજાર રૂપીઆ અદા કીધા. માણેકલાલ રૂપીઆ લઇને પોસ થયો

❀ ❀ ❀ ❀

વાંચક સમજી ગયા હશે કે માણેકલાલે ગોવર્ધનને શીખવી સમજાવીને મીયાની કબ્રની અંદર સંતાડયો હતો. માણેકલાલ જ્યારે રૂપીઆ ગણવામાં પડયો હતો ત્યારે ગોવર્ધન કબ્રમાં બેઠો બેઠો માણેકલાલની વાટ જોતો હતો કે હમણા આવીને મને બહાર કહાડશે. પણ સ્વાર્થી માણેકલાલનો પ તો કર્યા હોય તે તો રૂપીઆ લઇને પોસ થઇ ગયો. હવે તે છો શા માટે આવે. ગરજ તો તેને રૂપીઆની હતી નહિ કે ગોવર્ધનની જ્યારે બહું વખત પો અને માણેકલાલ નહિ આવ્યો ત્યારે તેનો જીવ ગભરાવા લાગ્યો આખરે, જેમ તેમ જોર લગાવીને ગડમથલ કરતાં ઘણી મુશ્કેલીથી તે બહાર નીકળ્યો.

બહાર આવીને માણેકલાલની શોધમાં ગોવર્ધન તેને ઘેર ગયો. ત્યાં અંદરથી જવાબ ળ્યો "તે તો તમારી સાથે બહાર ગયા હતા ત્યારના પાછા ફર્યાજ નથી."

ગોવર્ધન સમજી ગયો કે માણેકલાલ ભાગી ગયો છે. તેણે તરતજ બજારમાં જઇને એક જોડ ઉંચીજાતના જોડા ખરીદ કીધા અને જે રસ્તે માણેકલાલ ગયો હશે એમ તેને લાગ્યું તે રસ્તે ચાલવા માંડયું.

❀ ❀ ❀

સાંજ પડવાથી જ્યારે માણેકલાલે ઘેર પાછા ફરવા માંડયું ત્યારે રસ્તામાં તેને એક ઉમદા કીમતી જોડો પડેલો માલમ પડયો. જોડો જોઇને તેનું મન ખુશાલીમાં આવી ગયું પણ બીજા પગનો જોડો કયે પણ મળ્યો નહિ. તેથી તે જોડાને ત્યાંજ રહેવા દઇ તે આગળ ચાલ્યો. હવે અડધો માઇલ આગળ ગયા પછી તેને રસ્તામાં પેલાનીજ જોડનો બીજો જોડો પડેલો માલમ પડયો તે જોઇ તે વિચારમાં પડી ગયો. ખાંધપર દશ હજાર રૂપીઆની થેલી હતી તેના બોજાથીજ તે દબાઇ ગયો હતો તેથી તે થેલી અને પેલો જોડો પાંસેની ઝાડીમાં છુપાવીને બીજો જોડો લાવવાને માટે તે પાછો ગયો. તે થોડે દુર ગયો કે ઝાડીમાંથી આપણા ગોવર્ધનરામ નીકળી પડયા અને રૂપીઆ ઉઠાવીને ચાલવા માંડયું તે પાછું ફરીને પણ જોયું નહિ.

માણેકલાલ બીજો જોડો લઇ આવ્યો અને જોયું તો થેલી ગેપ. હાથ ઘસતોજ રહી ગયો. બીચારો કરે પણ શું. સમજી ગયો કે ગમે તેમ હોય પણ આ ગોવર્ધનનીજ શઠતાની અંત છે નિરાશ થઇને બીચારો ઘેર પાછો ફર્યો.

અહીંઆ ગોવર્ધન ખુશાલીમાં ઘેર પહોંચ્યો. એના ઘરની પાસે વરસોથી સુકાઇ ગયલો એક કુવો હતો પોતાની સ્ત્રીને બધી વાત કહી. રૂપીઆ ઘરમાં સંતાડી પોતે પેલા કુવામાં ઉતરી પડયો. પોતાની સ્ત્રીને તેણે કહી મુકયું હતું કે રોજ સહવાર સાંજ મને અહીંજ ખાવાનું પહોંચાડવું.

રૂપીઆ જતા રહેવાથી માણેકલાલ બહુજ ખીન્ન થયો ગોવર્ધનને શોધી કહાડવાને તે ઘેરથી નીકળ્યો દરરોજ તે છુપી પોલીસનું કામ કરવા લાગ્યો પણ કંઇ પણ પતો લાગ્યો નહિ, આખરે એક દહાડો ગોવર્ધનની સ્ત્રીને પેલા સુકાઇ ગયલા કુવામાં દોરીથી ખાવાનું ઉતરતાં જોઇ. બસ પછી જોઇતું શું હતું ? બીજેજ દીવસે સ્ત્રીનો વેશ ધરીને તે કુવા પાસે ગયો કેટલાએક દીવસનો સુકો રોટલો દોરીથી બાંધીને તેણે કુવામાં મુકયો ગોવર્ધને રોટલો લઇ લીધો પણ સુકો રોટલો જોઇને તે પોતાનીજ સ્ત્રી ધારીને ધમકાવવા લાગ્યો. "કેમરે હરામખોર આ તે કંઇ વાત છે આ કેટલા દીવસનો સુકો રોટલો લાવી છે? "

માણેકલાલે સ્ત્રીના જેવો અવાજ કહાડીને જવાબ આપ્યો " હું શું કરું તમે આપ્યા હતા તે પૈસા તો બધા ખલાસ થઇ ગયા હવે તો એક કોડી પણ રહી નથી. કહો, હવે હું તે શું કરું !"

ગોવર્ધનને લાચાર થઇને કહેવું પડયું. "મારા ખાટલાની પાસે પૂર્વના ખુણામાં ડાબી બાજુએ રૂપીઆ દાટેલા છે. જો એમાંથી થોડા રૂપીઆ કહાડી લે."

માણેકલાલ પૂર્વવત અવાજ કહાડી બોલ્યો. "બહુ સારૂં."

એટલું કહીને માણેકલાલ પાછો ફર્યો તેણે વિચાર્યું કે કામ તો થયું. હવે જ્યારે ગોવર્ધનની સ્ત્રી ખાવાનું કુવામાં પહોંચાડવા ઘરમાંથી બહાર નીકળી ત્યારે માણેકલાલ તે ઘરમા ઘુસી ગયો અને બતાવેલી જગ્યાએથી રૂપીઆ કહાડી લઇ ઘેર ગયો. અહીંઆ જ્યારે ગોવર્ધનની સ્ત્રી ખાવાનું લઇને કુવાપર જઇ પહોંચી ત્યારે ગોવર્ધનને ઘણું આશ્ચર્ય લાગ્યું. પુછવા લાગ્યો કે "હમણાં તો તું સુકો રોટલો લઇને [illegible] ચી હતી, અને ફરી આટલી વાર તું બીજો રોટલો બનાવીને કેમ કરીને આવી.

સ્ત્રી બોલી, તમે કહો છો શું હું તો આજ આ [illegible] જ વખત આવી છું?

બસ, ગોવર્ધનની જીભ સુકાઇ જવા લાગી. તે [illegible] ગયો કે માણેકલાલે પુરો બનાવ [illegible] ઝટ કુવાથી બહાર નીકળી ઘેર આવીને જોયું તો રૂપીઆ [illegible] જગ્યાએ ખાડો.

(અપૂર્ણ.)

# મૂલ્યવાન્ મોતી

૧ પ્રત્યેક મનુષ્યે પોતાના શત્રુની સાથે પણ સજ્જનતા ભર્યો વર્તાવ રાખવો જોઇએ, કારણ કે એમ કરવાથી શત્રુ પણ મિત્ર થઇ જાય છે.

૨ સજ્જન મનુષ્યનું મૃત્યુ ફક્ત તેનાજ સુખના માટે થાય છે પણ દુષ્ટના મરવાથી અન્ય લોકોને પણ આનંદ પ્રાપ્ત થાય છે.

૩ લક્ષ્મી આવે છે તે દુઃખ દે છે, રહે છે તો પણ દુખ છે. તેમજ તે ચાલી જાય છે, તો તેથી વધારે દુ:ખ ભોગવવુ પડે છે. સાર માત્ર એજ છે કે લક્ષ્મી ખરે ખર દુઃખનુ મૂળ છે.

૪ ઓછું બોલવાથી પ્રતિષ્ઠા વધે છે

૫ પાણીથી આગની, છત્રીથી તાપની, અંકુશથી હાથીની, લાકડીથી સુસ્ત બળદની, દવાથી રોગની, મંત્રથી સાપ વીછુના વિષની શાંતિ થઇ શકે છે, પરન્તુ મૂર્ખ મનુષ્યની શાંતિ માટે શાસ્ત્રમાં કોઇપણ વિધાન લખ્યુ નથી.

૬ તમે તમારા મિત્રો સાથે મિત્રતા રાખો, તેમ તેનાથી ડરતા પણ રહો. કારણ પ્રસંગ આવે તેજ મિત્રો ભયંકર શત્રુ સ્વરૂપ ધારણ કરે છે.

૭ જે ઘરમા સ્ત્રીની પ્રતિષ્ઠા નથી. અને જે ઘરમા સ્ત્રી દુઃખી અથવા ઉદાસ રહે છે, તે ઘર આજ નહી તો કાલ અવશ્ય નાશ પામશે.

૮ થોડા નકામા ખરચ માટે તમો જો ખરતા રહો નહિ. કારણજ હાલમાં જો કદાચિ એક નાનો સરખો છેદ પડે, તો તે આખા વહાણને ડુબાડે છે.

૯ જે મનુષ્ય ઇશ્વરપર ભરોસો રાખે છે. તે સદૈવ આનંદમાં રહે છે.

૧૦ સંસાર એક નાટકશાળા છે, અને પ્રત્યેક આદમી તેમાં એકટરનું કામ કરે છે.

તંત્રી.

સાંજ પાવાથી જ્યારે માણેકલાલે ઘેર પાછા ફરવા માંડયું ત્યારે રસ્તામાં તેને એક ઉમદા કીંમતી જોડો પડેલો માલમ પડયો. જોડો જોઇને તેનું મન ખુશાલીમાં આવી ગયું પણ બીજા પગનો જોડો કેથે પણ મળ્યો નહિ. તેથી તે જોડાને ત્યાંજ રહેવા દઇ તે આગળ ચાલ્યો. હવે અડધો માઇલ આગળ ગયા પછી તેને રસ્તામાં પેલાનીજ જોડનો બીજો જોડો પડેલો માલમ પડયો તે જોઇ તે વિચારમાં પડી ગયો. ખાંધપર દશ હજાર રૂપીઆની થેલી હતી તેના બોજાથીજ તે દબાઇ ગયો હતો તેથી તે થેલી અને પેલો જોડો પાંસેની ઝાડીમાં છુપાવીને બીજો જોડો લાવવાને માટે તે પાછો ગયો. તે થેડે દુર ગયો કે ઝાડીમાંથી આપણા ગોવર્ધનરામ નીકળી પડયા અને રૂપીઆ ઉઠાવીને ચાલતા માંડયું તે પાછું ફરીને પણ જોયું નહિ.

માણેકલાલ બીજો જોડો લઇ આવ્યો અને જોયું તો થેલી ગેપ. હાથ ઘસતોજ રહી ગયો. બીચારો કરે પણ શું. સમજી ગયો કે ગમે તેમ હોય પણ આ ગોવર્ધનનીજ ચાલાકી અત છે નિરાશ થઇને બીચારો ઘેર પાછો ફર્યો.

અહીંઆ ગોવર્ધન ખુશાલીમાં ઘેર પહોંચ્યો. એના ઘરની પાસે વરસોથી સુકાઇ ગયલો એક કુવો હતો પોતાની સ્ત્રીને બધી વાત કહી. રૂપીઆ ઘરમાં સંતાડી પોતે પેલા કુવામાં ઉતરી પડયો. પોતાની સ્ત્રીને તેણે કહી મુકયું હતું કે રોજ સહવાર સાંજ મને અહીંજ ખાવાનું પહોંચાડવું.

રૂપીઆ જતા રહેવાથી માણેકલાલ બહુજ ખીન્ન થયો ગોવર્ધનને શોધી કહાડવાને તે ઘેરથી નીકળ્યો. દરરોજ તે છુપી પોલીસનું કામ કરવા લાગ્યો પણ કંઇ પણ પતો લાગ્યો નહિ, આખરે એક દહાડો ગોવર્ધનની સ્ત્રીને પેલા સુકાઇ ગયલા કુવામાં દોરીથી ખાવાનું ઉતરતાં જોઇ. બસ પછી જોઇતું શું હતું ? બીજેજ દીવસે સ્ત્રીનો વેશ ધરીને તે કુવા પાસે ગયો કેટલાએક દીવસનો સુકો રોટલો દોરીથી બાંધીને તેણે કુવામાં મુકયો. ગોવર્ધને રોટલો લઇ લીધો પણ સુકો રોટલો જોઇને તે પોતાનીજ સ્ત્રી ધારીને ધમકાવવા લાગ્યો "કેમરે હરામખોર આ તે કંઇ વાત છે આ કેટલા દીવસનો સુકો રોટલો લાવી છે? "

માણેકલાલે સ્ત્રીના જેવો અવાજ કહાડીને જવાબ આપ્યો " હું શું કરું તમે આપ્યા હતા તે પૈસા તો બધા ખલાસ થઇ ગયા હવે તો એક કોડી પણ રહી નથી.
કહો, હવે હું તે શું કરૂં ?"

ગોવર્ધનને લાચાર થઇને કહેવું પડયું. "મારા ખાટલાની પાસે પૂર્વના ખુણામાં ડાબી બાજુએ રૂપીઆ દાટેલા છે. તો એમાંથી થોડા રૂપીઆ કહાડી લે."

માણેકલાલ પૂર્વવત અવાજ કહાડી બોલ્યો. "બહુ સારૂં."

એટલું કહીને માણેકલાલ પાછો ફર્યો તેણે વિચાર્યું કે કામ તો થયું. હવે જ્યારે ગોવર્ધનની સ્ત્રી ખાવાનું કુવામાં પહોંચાડવા ઘરથી બહાર નીકળી ત્યારે માણેકલાલ તેના ઘરમાં ઘુસી ગયો અને બતાવેલી જગ્યાએથી રૂપીઆ કહાડી લઇ ઘેર ગયો. અહીંઆ જ્યારે ગોવર્ધનની સ્ત્રી ખાવાનું લઇને કુવાપર જઇ પહોંચવાથી ગોવર્ધનને ઘણું આશ્ચર્ય લાગ્યું. તે પુછવા લાગ્યો કે "હમણાં તો તુ સુકો રોટલો લઇને આવી હતી, અને ફરી આટલી વારમાં તું બીજો રોટલો બનાવીને કેમ કરીને આવી.

સ્ત્રી બોલી, તમે કહો છો શું હું તો આજ આ પહેલીજ વખત આવી છું?

બસ, ગોવર્ધનની જીભ સુકાઇ જવા લાગી. તે સમજી ગયો કે માણેકલાલે પુરો બનાવ્યો ઝટ કુવાથી બહાર નીકળી ઘેર આવીને જોયું તો રૂપીઆની જગ્યાએ ખાડો.

૧-૦-૦ શ્રીરામચંદ્રજીના ગરમા વીગેરેના
૧૦૧-૧૩-૩ પરચુરણ ભેટ રૂ ૧)ની અંદરનું એકંદર

---

૧૫૮-૧૫-૩

બીજી મદદ તા૦ ૨૯મી અપ્રેલ ૧૯૧૫થી તા૦ ૨૫-૫-૧૫ સુધી મળેલી તેની યાદી

શેઠ લક્ષ્મીનારાયણ ચુનીલાલ છાપરીઆ શેરી ઘઉં મણ ૨ તથા ચોખા મણ ૧ તથા દાળ મણ ૦॥

- રામપરાના એક સખી બાઇ તરફથી ચોખા મણ પોણો ૦॥। તથા દાળ શેર ૫

શાહ ગીરધરલાલ સુખલદાસ રામપરા સોએવાળાની શેરી ચોખા મણ ૧

શેઠ મણીલાલ ઠાકોરદાસના પુન્યે ખાંડ-બજાર જુવાર મણ ૩ મણ

દુલભ વીઠલ દેગમપરા જુવાર મણ ૧

એક બાઇ તરફથી ચોખા શેર ૧૫

પા. હરીભાઇ પરશુદાસ મેઘરપરા ભોજાભાઇની શેરી જુવારનો લોટ મણ ૧

પા. પરશુદાસ ગંગારામ રામપરા ચોખા મણ ૧ તથા દાળ મણ ૦।

શા. ભાઇચંદ કાળીદાસ દેગમપરા જુવાર મણ ૧

વ્યાસ ભાઇલાલ વીશ્વનાથ હા. ગવરી-શંકર ભાઇલાલ સનીશુ અનાજ રૂ. રાતું ઘી સાથે.

પા. ભીખાભાઇ મુળચંદ મોદી રામપરા તુવેરની દાળ મણ ૧|

જમણ.

પા. મોરાર બેચર દેગમપરા ખાંગડશેરી ખાંડની લાપસી.

એક ગ્રહસ્થ રામપરા સેનમપરા અથ-ક્તોને આપ્યા

શેઠ ચીવલાલ શંકરલાલ પારીખ ખાંડની લાપસીનું જમણ બે શાક સાથે

કેશવલાલ છીનવાળા હા. કાળીદાસ સ્ટોરની શેરી વાડીફળીઆ ખાંડની લાપસી મણ ૦॥

બાઇ હીરાગવરી મગનલાલ ગુલાબદાસની વીધવા ખાંડની લાપસીનું જમણ

શા મગનલાલ જેકીશનદાસ વાડીફળીઆ લાડુનું જમણ

શા. પુરુસમાઇ કસ્તુરચંદ નાથાજી તરફથી દુધપાકપુરીનું જમણ રૂવાળાનો ટેકરો

,, છોટાલાલ ત્રીભોવનદાસ હા ચીમન-લાલ નગીનદાસ દુધ શેર ૧૩ નવાપરા

શેઠ કપુરચંદ નેમચંદ ગોટરવાળા તરફથી ચુનીલાલ બાલુભાઇ સ્ટેશનરોડ લાપસીનું જમણ

એક સખીગ્રહસ્થ વાડીફળીઆ સીદમા-તાના દેવળ પાસેના તરફથી દુધપાકપુરીનું જમણ

બરાનપોરી ભાગળના સરૈયાના પંચ તરફથી ધરમચંદ હેમચંદ ગોળના લાડુનું જમણ

એક બાઇ તરફથી (રામપરા) શ્રીરામ-ચંદ્રજીના મંદીર સારૂ કોડીઆનું તોરણ

બાઇ ઉમીઆ તે ભીકમદાસ ભવાનીદાસ સઠ્ઠાઇના વીધવા નાણાવટવાળા તરફથી શ્રીરામચંદ્રજી સારૂ ચાંદીના મુગટ ૩ સોને રસેલા લીલા રૂલના

બેન દયાકોર ચાપોર શ્રીરામચંદ્રજી તથા લક્ષ્મણજીના વાઘા તથા સીતામાતા સારૂ સાડી

શેઠ મંગળદાસ મારફીટના વારા ફંડ તરફથી શેઠ કેશરીમલજી શીરચંદજી ૧૫ ધોતી જોડા ૧૦ ચાદરજોટા ૩ છાપર્સ જોટા ૧ દેશીકડીલ વાર ૪૦નો તાકો

શેઠ મગનલાલ રણછોડદાસ વરાછાગેટ ધોતીજોટા ૫

,, મોતીલાલ મુળજીભાઇ ધોતીજોટા ૫

શા. કપુરચંદ નેમચંદ ગોટરવાળા ગોળશેરી ધોતીજોટા ૧૦

# सत्संग-विषयावलि.




## એક ચેતવણી

જીંદગીનું ખરૂં સુખ તે આંખ છે, આંખ વગરનો અવતાર નકામો છે જો તમે આંખના કોઇ પણ દરદોથી પીડાતા હોય અને દવાઓ કરી નીરાશ થયા હો તો ફકત એક વખત હમારો વિશ્વવખ્યાત સુદ્ધ મોતીનો સુરમો વાપરો. આ સુરમો થોડા વખતમા આખના તમામ દરદોનો જડમૂળથી નાશ કરી આંખની ગયેલી રોશની પાછી લાવેછે વળી આ સુરમો વાપરનારને ચશ્માની જરૂર રહેતી નથી. અમારા ઉત્તમ સુરમાએ સેંકડો દરદીઓને આખના ભયંકર રોગમાંથી મુક્ત કર્યાછે. અમારા સુરમાના ઉંચા ગુણોને લીધે તે દરેક કુટુંબમાં ખાસ વપરાય છે. એક વખત વાપરી ખાત્રી કરો. તોલા ૧ના રૂ. ૪) ચાર.

વોરા ઇસાજી મુસાજી સુરમાવાળા.

જામનગર—કાઠીઆવાડ.

अहिंसा परमो धर्मः ।     आत्मवत् सर्वभूतेषु

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




(વસન્તતિલકાવૃત્ત.)

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરુથી સમૃદ્ધ;
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सतां किमु न मंगलमातनोति ।

વર્ષ ૬ઠું ] દ્વિતીય વૈશાખ-અમાવાસ્યા વિક્રમ સં. ૧૯૭૧. (અંક ૨૨ મો.

## "ભોગી ભ્રમરને."



(ગઝલ.)

1 કમલના પ્રેમમાં શાને રહ્યો તું મૂર્ખ રે મોહી !
ઉડીને જાય શું ? ભ્રમરા ખરે એ જાળની દોરી !
2 પ્રણયની ગ્રન્થિ એ તારી નથી કૈં સુખ દેનારી !
પ્રફુલ્લિત પદ્મ તો થાશે ખરે એ મોહની યારી !
3 કઠણ તું કાષ્ટ છેદીને મઝાનો ભોગી થનારો !
કમલ તુજથી ન છેદાએ ક્યો ચોંટ પ્રેમનો પ્યારો ?
4 અરે ! ભોગી અરે ! ભોગી વલે શી તારી થાવાની ?

નિરસ બસ ! પ્રેમના કાજે ખરી તુજ દેહ જવાની ?
૫ ઉડીજા ! તું ! ઉડીજા ! તું ! મુશાફર જા ! ઉડી જા ! તું?
સવિતા સ્તિત્વ રે ! સુધી ખુશી થા ! તું ! ખુશી થા ! તું?
૬ ન થાશે તુજનો બોલી ' શું શું ' જ્યાં શબ્દ ઉચરશે ?
સમી સાંજે કમલ દળમાં ખોઇ તું મરી જાશે ?

કનસાડ. }
મોગારા સ્ટીટ. } ખુશાલભાઈ શાવરામભાઇ દેશાઈ.

---

# મન ભ્રમરને.

(રાગ-સારંગ-મન માને નહિ સો દેરા સમજાવું તોય શું થાય)

ઓ માનસ ભૃંગ ! પરિમલ લેવા ભજ તું ! પૂર્ણાનંદને.
સંસાર વિષે મેળવ તું ! એ દુર્લભ મધુ મકરન્દને.

શી ખીલી રહી પ્રભુની વાડી, કુસુમિત અતિ ઝાડ તણી ઝાડી
તન તાપ શુમાવી વિચર દાંડી—ઓ.

ફુલ શુભ્ર ખીલ્યાં અતિ એ વગડે, નીતિવાન્ નહિ કદી ત્યાં બગડે
પછી અન્તક કેમ કરી રગડે ?—ઓ.

દવ એ વનમાં નવ હોય કદી, [અલિ ! સંયમ પાલન થાય યદિ
બહુ સિદ્ધ ગયા બસ એમ વદી—ઓ.

અતિ મિષ્ટ પરાગ પ્રભુ ચરણે, સુખ સત્ય વસે વિભુને શરણે
નવ ભીત પછી કદીએ મરણે—ઓ.

વિપર્યો કુસુમે કદી જો તું ! જશે; પરિહાસ અતિશય ત્યાંજ થશે !
નવ વાંચ્છિત સુખ તને મળશે—ઓ.

અરવિન્દ વિષે યદિ તું ! ઠરશે, ગજ કોઇ તહિં ફુલડું હરશે.
વિણુ મોત વિષે પ્રિય ! તું ! મરશે—ઓ.

નહિ પ્રેમ વસે જગના જનમાં, કયમ બદ્ધ થવું અહિં બંધનમાં ?
સમજીશ પછી ક્યારે મનમાં ?—ઓ.

ક્ષણભંગુર આ તનડું તારૂં, વિષયાદિકમાં નિત્ય રમનારૂં
ક્ષીર ત્યાગી ગ્રહે નીર એ ખારૂં—ઓ.

અહિં પંકજમાં બહુ સ્વાર્થ ભર્યો, કયમ અંધ થઇ અનુરાગ કર્યો ?
તજી શીત હુતાશનમાં શું ઠર્યો ?—ઓ.

ફુલડે ફુલડે ફરતોજ ફર્યો, પણ ઉત્તમ એક ન અર્થ સર્યો,
મધુકર ! તેં જન્મ વૃથાજ ધર્યો—ઓ.

ધીરજ.



# કંચનકાન્ત.*

પાત્રો.

કંચનકાન્ત-એક રાજા.

જયરાજ } તેના મિત્રો.
સુરસિંહ }

સ્થળ-સાગર કિનારો.

કંચનકાન્ત—પ્રિય મિત્રો ! શું તમે સત્યતા પૂર્વક કહો છો કે હું સઘળા રાજાઓમાં શ્રેષ્ઠ છું ?

જયરાજ—હા રાજાધિરાજ; તમે સઘળા રાજાઓમાં શ્રેષ્ઠ છો.

સુરસિંહ—અમે તમારા ચરણરજ સેવકો તમા ! ચરણસ્પર્શથી પવિત્ર થયેલ રજને મસ્તકે ચઢાવીએ છીએ.

જયરાજ—માત્ર અમેજ નહિ પણ જે તત્વોની આ સૃષ્ટિ બનેલી છે તે તત્વો પણ આપની આજ્ઞા માને છે. પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી આપની આણ વર્તે છે. આ સાગર પણ આપની જ રૈયત છે.

કંચનકાન્ત—શું એ સાગર મારી આજ્ઞા માનશે ?

સુરસિંહ—હાજી. આ સમુદ્ર આપના વહાણો લઇ જવા અને આપણી સૃષ્ટિનો ખજાનો આપણા ચરણ આગળ મુકવા સરજાએલો છે. તેના મોજાં તમારા શત્રુઓને ભયંકર લાગે છે.

કંચનકાન્ત—જુઓ, મોજાં કેવા ઉછળે છે ?

જયરાજ—મહારાજા, મોજાં પુષ્કળ ઉછળે છે.

કંચનકાન્ત—કોઇ છે કે ?

એક સેવક—શી આજ્ઞા છે ?

કંચનકાન્ત—એક આસન લાવો અને કિનારા પાસે ગોઠવો.

સુરસિંહ—જ્યાં આગળ ભરતીના પાણી આવનાર છે ત્યાં કે મહારાજાધિરાજ ?

કંચનકાન્ત—હા; ત્યાંજ ગોઠવો.

સુરસિંહ—(સ્વગત) રાજા શું કરવા માગે છે તે હું સમજી શકતો નથી.

જયરાજ—(સ્વગત) હું ખાત્રીથી માનું છું કે આપણા શબ્દોમાં વિશ્વાસ રાખે એવો એ મૂર્ખ નથી.

કંચનકાન્ત—ઓ પ્રભાવશાળી સાગર ! તું મારી રૈયત છે, એવું મારા આ મિત્રો કહે છે. તેથી મારી આજ્ઞા માનવી, એ તારો ધર્મ છે. હું તને આજ્ઞા કરૂં છું કે તું પાછો જા. તારા આગળ વધતા મોજાંને અટકાવ.

સુરસિંહ—(સ્વગત) હું ધારૂં છું કે સમુદ્ર તેની આજ્ઞાપર ભાગ્યેજ ધ્યાન આપશે.

* અંગ્રેજીપરથી અનુવાદ.

**જેટલી કેફી વસ્તુઓ છે તે તમામ સ્મરણશકિતને નબળી પાડનારી છે.**

અને કેફ અગર નીશાનું જોર વધારે થાય તો તે સ્મરણશક્તિનો તદન નાશ કરે છે અને સ્મરણશક્તિ જો જાય તો બુદ્ધિ કશુ કામ કરી શકતી નથી, એટલે બુદ્ધિનો પણ નશ થાય છે. જ્યારે બુદ્ધિનો નાશ થયો એટલે માણસનુ જે શ્રેષ્ઠપણું હતું તે જતું રહે છે. માણસ જે બુદ્ધિથી સૌથી ઉત્તમ ગણાતો તે બુદ્ધિ જવાથી હલકામાં હલકો હેવાન જેવો થઇ જાય છે. જેટલી કેફી વસ્તુઓ છે તેમાં મદ્ય, એટલે દારૂ, સૌથી વધારે નશો લાવે તેવો છે.

**તે થોડા વખતમાંજ બુદ્ધિનો નાશ કરે છે**

અને પછી શરીરની શક્તિનો નાશ કરે છે અને પૈસા અને દોલતનો પણ નાશ કરે છે, એટલે દારૂના સેવનથી માણસ દરેક રીતે નકામો થઇ જાય છે, બુદ્ધિ વગરનો થવાથી અક્કલ વગરનો થાય છે, શરીર નબળું ને રોગી થવાથી તે કાંઇ કામ કરવાને લાયક રહેતો નથી, અને દારૂ પીવામાં ખરચ કરવાથી પૈસે ટકે પાયમાલ થઇને પોતે અને પોતાના

**આખા કુટુંબને કંગાલ અને દુખી બનાવી દે છે**

જ્યારે દારૂમાં આવી રીતના દરેક પ્રકારના ગેરફાયદા છે ત્યારે તેને શા માટે કોઇ પણ વિચારવંત માણસે ખ્યાલમાં લાવવો જોઇએ.

---

## દારૂમાં આલ્કોહોલ!

દારૂમાં મુખ્ય તત્વ આલ્કોહોલ હોય છે, જે સાક્ષાત્ ઝેર છે. દરેક જાતના દારૂમાં તે વધતા ઓછા પ્રમાણમાં હોય છેજ, જે નીચેના કોષ્ટકથી વાચકને માલમ પડશે.

| દારૂનું નામ. | આલ્કોહોલ સેકડે. |
|---|---|
| રમ | ૬૦ થી ૭૫ |
| વીસ્કી | ૪૦ થી ૬૦ |
| બ્રાન્ડી (બ્રિટિશ) | ૫૦ થી ૬૦ |
| બ્રાન્ડી (ફ્રેંચ) | ૫૦ થી ૫૫ |
| જીન | ૪૮ થી ૬૦ |
| પોર્ટ વાઇન | ૧૫ થી ૧૮ |
| શેરી | ૧૪ થી ૧૮ |
| | ૧૪ થી ૧૭ |
| | ૮ થી ૧૨ |
| | ૮ થી ૧૪ |
| | ૬ થી ૯ |
| | ૪ થી ૭ |
| | ૨ થી ૪ |
| | ૧ થી ૨ |

# એક ક્રિશ્ચિઅનનો અદ્ભુત અહિંસા ધર્મ.



સગવડતાએ ધર્મ પાળવો એતો મહુધાથી બની શકે, પણ આપત્તિવખતે અહિંસા ધર્મ અક્રમપણે જાળવવો એ કામ થોડાજ બન્યેથી બને છે. યુરોપમાં હમણાં ભયંકર કાપાકાપી ચાલી રહી છે તે વખતમાં, એક ડૉ. આલફ્રેડ સોલ્ટર નામનો અંગ્રેજ ક્રિશ્ચિઅન 'લેબર લિડર' નામના પેપરમાં ખુલ્લી રીતે લખે છે કે, "મ્હારે સંગ્રામમાં જવાનો રાજ્યનો હુકમ નહિ પણ 'Don't Kill' 'હિંસા મા કરો' એવો ક્રાઇસ્ટનો હુકમ પાળવો છે, જડવાદ નહિ પણ આત્મવાદનો હું પુજારી છું, માટે જો ક્રાઇસ્ટથી દુશ્મનનું માથું ન છેદાય તો મ્હારાથી કેમ છેદાય !" તે લખે છે કે, આ સિદ્ધાંત પ્રરૂપવાથી મ્હને મરણની સજા થાય તો તે પણ શાન્તિથી હું સહન કરીશ. તે લેખક જર્મન સોશીઆલીસ્ટોને પણ લડાઇમાં ભાગ લેવા માટે ઠપકો આપે છે અને 'પ્રથમ ક્રાઇસ્ટ, પછી દેશ' એ સિદ્ધાંતપર અસરકારક દલીલ કરે છે. અહિંસા ધર્મનો યુરોપમાં આ પુનરુદ્ધાર નહિ તો બીજું શું ?

૫૦૦ પ્રાણીનો વધ બંધ થયો—મેરઠ જીલ્લાના કાનડ નામના ગામમાં ચૈત્ર શુદ ૭ના રોજ મેળો ભરાય છે અને માતાને ૫૦૦ બકરાંનો ભોગ અપાય છે; પણ ઓણુ સાલ મુખ્યત્વે લાલા મામરાજ (આર્યસમાજી) અને કેટલાક જૈન ભાઇઓની કોશીશથી એ હિંસા હમેશને માટે બંધ કરવામાં આવી છે.

દયાળુ મોલવી સાહેબ:—'પૈસા અખબાર' નામના પંજાબના મુસલમાન રોજીંદા પત્રમાં સહરાનપુરના મોલવી મહમદ હુસેન સાહેબ ગોહત્યાની વકીલાત કરનારો લેખ લખે છે, જેમાં ગાયો તથા બળદના રક્ષણ માટે ઉત્તમ વિચારો જણાવે છે. અને ખેડુતના અશક્ત ઢોરોનું રક્ષણ કરવા પ્રજાને અપીલ કરે છે. મોલવી સાહેબ ધન્ય છે ત્હમારી દયાળુ વૃત્તિને ! હિંદુ-મુસલમાનમાં એકતા ઉત્પન્ન કરવા માટે આપના જેવા વિચાર ધરાવનારાઓનીજ જરૂર છે.

મોર પક્ષી મારવાની મનાઇ—દેવાસ ( માળવા)માં કોઇ મોર મોરપક્ષીને મારશે તો રૂા. ૫૧ દંડ અને કેદની શિક્ષા થશે એમ રાજ્યે કાયદો કર્યો છે.

દશેરાપર થતો બકરાનો વધ બંધ—ધાંદલા ( માળવા )થી દશ માઇલ પર આવેલા સારંગી ગામમાં જૈન તપસ્વીના ઉપદેશથી ત્યાંના ઠાકોર શ્રી અમરસિંહજી સાહેબે દર દશેરાપર થતા ૧૮ બકરાના વધનો રીવાજ બંધ કર્યો છે.

હિંસા કરવાનો બંદોબસ્ત—શ્રી મોહીલાલજી મહારાજના ઉપદેશથી ઝાલરાપાટન તાબાના ૫ ગામોની સીમમાં જીવ મારવામાં નહિ આવે એવો બંદોબસ્ત થયો છે.

દિલ્લીમાં પશુવધ બંધ—દિલ્લીમાં કેટલાક વખતથી કાલકામાતાના મંદિરમાં નવરાત્રીના દિવસોમાં હજારો નિરપરાધિ બકરા આદિ પશુઓનો વધ થતો હતો જે ગયા નવરાત્રીઓના દિવસોમાં ત્યાંના જૈનો તથાં દયાવાન હિન્દુઓની કોશીશથી ત્યાંના પુજારીઓએ પોતેજ જાહેરનામાથી બહાર પાડયું કે, કોઇએ વધ કરવો નહિ તેમજ આ મેળામાં કસાઇની દુકાનો માંડવી નહિ. આવું પ્રશંસનિય અને જીવદયાનું કાર્ય કરવાને માટે ત્યાંના ભાઇઓને અનેક ધન્યવાદ ઘટે છે

સંશોધક સરૈયા-સુરત.

## અશક્ત નિવેદન.

( શું કહું કથની મારી, રાજ...........એ રાહ )

ક્યાં જઇ દુઃખને કહેવું નાથ! ક્યાં જઇ દુઃખને કહેવું.
માથે પડે તે સ્હેવું—નાથ.—
અંગ અમારાં શક્તિ વિહોણાં, હાય! હાય! પુકારે,
પદ ભરતાં સંસાર અરણ્યે, આંચ ઘડી ઘડી ભારે—નાથ.
ભવ જંગલના વિધવિધ કાંટા, ગુચો કયમ ઊકલીએ,
ડગ ભરતાં તો વાગે કાંટા, શી રીતે અમ સહીએ—નાથ.
મંડાયા વસ્તી વાડીથી જે, છંડાયા અમ તેથી,
બાંધવરાં અમ તકતક જોતાં, હાસ્ય કરે સુખેથી—નાથ.
બાધા ટળી પણ આધા નડી અતિ, કોર્યું કાળજડું અમારૂં,
આ સંસાર અસાર વિષે છે, એક શરણ હરિ તારૂં.—નાથ.

( શારદા-વિહાર ) અશક્ત સેવક.



# બે ઠગ મિત્ર

લેખક—Mr. D'Ray. (મતાંકશી મેથ)

હવે માણેકલાલે ઘેર જઇને રૂપીઆને સંભાળીને મુકયા અને પોતાની સ્ત્રીને કહ્યું કે હું મરી જવાનો ઢોંગ કરૂં છું. તું ખુબ રડવા પિટવાનું શરૂ કરી દે. એટલું કહીને તે મુડદું બની ગયો, અને તેની સ્ત્રી છાતી માથું કુટવા લાગી

ગોવર્ધન માણેકલાલની તપસમાં તેને ઘેર આવ્યો તો જોયું કે તેની સ્ત્રી રડારોળ કરી રહી છે. અને આડોસી પાડોસી એકઠા થઇ ગયા છે ગોવર્ધન આ તમાશો પામી ગયો. પણ શું કે ત્યાં કંઇજ બોલ્યો નહીં.

આ વાત બહુજ પુરાણી છે તે સમય પર મુડદાને દાટવાનો ચાલ હતો ઉજ્જેનમાં પણ એ ચાલ હતો અને તે પ્રમાણે માણેકલાલને દફનાવવામાં આવ્યો.

ગોવર્ધન પામી ગયો હતો કે આ બધુ તોફાન રૂપીઆને માટે છે તેથી તે ઘેર પાછો ગયો નહીં. અને જ્યાંથી કબ સારી રીતે દેખી શકાય એવી જગ્યાએ છુપાઇ રહ્યો.

જ્યારે રાત પડી ત્યારે કબરસ્તાનમા પેલા ચોર લોકો આવ્યા તાજી કબને જોઇને બહુજ ખુશ થયા અને કહેવા લાગ્યા કે "શુકન તો સારા થયા. આજે ખુબ માલ હાથ લાગશે."

ચાલો જલદીથી કેમે જઇ હાથ અજમાવીએ" એટલું કરી ચોર લોકો ચાલ્યા ગયા અહીંઆ ગોવર્ધન પહેલાંથી પણ વધારે સાવધાનીથી સંતાઇને બેઠો.

અડધી રાત ગયા પછી પેલા ચોર ખુબ માલ સાથે પાછા ત્યાં આવજી એકઠા થયા અને હીસ્સા વહેંચવાની તૈયારી કરવા લાગ્યા. ચોરીના માલમાં એક મોટી છરી પણ હાથ લાગી હતી. એક ચોર બોલ્યો "યાર જરા આની તો અજમાયશ કરો" એટલું કરી તે છરી કબ સાથે ઘસવા લાગ્યો માણેકલાલ આ બધું સાંભળતો હતો. તે જોરથી ચીસ પાડી કબ માંથી બહાર નીકળી આવ્યો અહીંઆ ગોવર્ધને પણ તેની સંતાવાની જગ્યામાંથી ધડાધડ પથ્થર ફેંકવા માંડયા આ જોઇને ચોર લોકો ભાગીને નાઠા તે લોકો સમજ્યા કે આ ભૂતજ છે. પોતાનો તમામ માલ પણ ત્યાંજ મુકી ગયા જ્યારે ચોર લોકો દષ્ટિ બહાર ગયા ત્યારે ગોવર્ધને માણેકલાલને કહ્યું "સલામ સાહેબ કેમ મુડદાંમાથી જીવતા થઇ ગયા" ?

માણેકલાલે હસીને કહ્યું અરે યાર એવું નહીં કરતે તો આટલો માલ પણ નહીં હાથ લાગતે.

ગોવર્ધન—હવે મોડું નહીં કરો. ચાલો આ પાસેનીજ ધર્મશાળામાં માલ ઉઠાવી જઇએ હીસ્સો વહેંચીને ત્યાંજ રાત પુરી કરશું.

બેઉ જણા માલ સમેટીને ધર્મશાળામાં ગયા અને કમાડને બંધ કરીને હીસ્સો વહેંચવા લાગ્યા.

* * * * * *

કેટલોક વખત વીત્યા બાદ ચોરોને લાગ્યું કે હવે ભુતપ્રેત શાંત થઇ ગયાં હશે, ચાલો પાછા જઇને માલ લઇ આવીએ પણ જઇને જોયું તો માલ માલ કંઇ મળે નહીં. આ જોઇને તે માલ લઇ જનારની શોધમાં નીકળ્યા અને શોધતા પેનીજ ધર્મશાળામાં આવી લાગ્યા. ધર્મશાળાની પાસે ગયા તો અંદરથી માણસ વાત કરતો હોય એવો અવાજ સંભળાવવા લાગ્યા.

એક—આતો હુજ લઇશ.

બીજો—ચાલ ચાલ તું લેવાવાળો કોણ એતો મનેજ મળવી જોઇએ.

ચોરો સમઝયા કે હમારો માલ અહીંજ છે. એમ કહી એક ચોરો બારણામાં અંદર માથું ઘાલ્યું તો અંદરથી કોઇએ માથાપરથી પાઘડી ઉઠાવી લીધી અને અવાજ આવ્યો કે "લ્યો આ પાઘડી હવે તો બરાબર થયુંને"

પેલો ચોર ઉભટી ચાલે ભાગી આવ્યો. અને સાથીઓને કહેવા લાગ્યો " અરે ભાઇ ચાલો ભાગો. નહીંતો એ લોકો આપણા પરજ તુટી પડશે. અહીંયા જીવની સલામતી નથી. લાગે છે કે એ લોકોના માણસ આપણા કરતા ઘણા છે. કારણ આટ આટલો માલ છતાં પણ એકને ભાગે એક ચીજપણ આવી રહી નથી. અને તેમ છતાં પણ એકનો હીસ્સો બાકી રહ્યો છે તેથી તેણે મારી પાઘડી ઉતારી લીધી છે. એટલે હવે અહીં વધારે ખોટી થવામાં માલ નથી.

આ સાંભળીને ચોરલોક ત્યાંથી રસ્તો પકડી ગયા.

વાચક સમજી ગયા હશે. માણેક અને ગોવર્ધને હીસ્સો તો વ્હેંચી લીધો હતો, પણ એક ચીજ બાકી રહી ગઇ હતી જેને માટે ઝગડો થયો હતો પાઘડી મળવાથી બેઉને પુરે પૂરો હીસ્સો મળી ગયો.

બેઉ જણા આ માલ મળવાથી ખુબ આનંદમાં આવી ગયા અને ઠગબાજીમાં તેઓ એક બીજાના ઉસ્તાદ હોવાને લીધે બન્ને જણે સમઝાટ કરી કે હવે પછી આપસમાં કોઇ વખત પણ ઠગાઇ ચલાવવી નહીં. ત્યારથી તે બન્નો સાથે મળીને બીજાઓને ઠગવા લાગ્યા. અને થોડા વખતમા માલદાર થઇ ગયા. એક માણેકલાલ શેઠ અને બીજો ગોવર્ધન દાસ શેઠ બની ગયો. પણ અંતે પરિણામ ઠીક આવ્યું નહિં.

રાજાને આ લોકોની ઠગ બાજીની ખબર પડી કે તરતજ તેણે આ લોકોની તમામ માલ મીલકત જપ્ત કરી લીધી અને બેઉ જણાને હાથીના પગતલે કચડાવી માર્યા,




( લેખક મિ. દીવાન )

પ્રથમ પરિચ્છેદ.

અડધી રાત્રિનો સમય છે. સઘળું જગત્ નિંદ્રાદેવીની સુખદ ગોદમાં ધીરે ધીરે અચેત થઈ ગયું છે. સર્વત્ર શાંત છે, કોઈ કશો અવાજ થતો નથી. પણ હજુ સુધી મીરજા મહમદના ઘરમાં બે સ્ત્રીઓ જાગી રહી છે. તેમાંની એક મીરજા મહમદની બેન હુસીના છે, બીજી તેની સ્ત્રી અમીના છે. હુસીના બાલ વિધવા છે. હુસીના શેખ ફરિદ-ઉદ્-દિન 'અત્તાર ઉર્ફે મહંમદ ઇબ્રાહીમ' ફારસી ભાષાના અગ્રગણ્ય કવિનું રચિત તર્જ 'તિરત ઉલ-ઓલિયા' તે પ્રખ્યાત પુસ્તક વાંચી રહી છે, અને અમીના સાંભળે છે. પરંતુ અમીનાનું મન તેમાં લાગતું નથી. તેનું મન આજ તેના વશમાં નથી. તે પોતાને ફાવે ત્યાં ફરી રહ્યું છે. જેમ જેમ રાત વધતી જાય છે, તેમતેમ અમીના વધારેને ગભરાતી જાય છે. નિદાન જ્યારે તેનાથી રહી શકાયું નહિ, ત્યારે ગભરાઈ બોલી ઉઠી, " બ્હેન ? કેટલા વાગ્યા હશે ? "

હુસીના બોલી--" બાર વાગી ચૂકયા છે, થોડા સમયમાં એક વાગશે." અમીના અચરજ પામી બોલી--" એક વાગવાની તૈયારી છે, ત્યારે હવે તે આવશે નહિ. "

હુસીના--" આવતાજ હશે. તમો ગભરાવ છો કેમ ! ભાભી ! આ, ત્યાં સુધી તે કવિનું ' ગુલ ગુલ નામું ' વાંચીએ-ઠીક મજા પડશે. "

અમીના બોલી--"તરૂં ગુલગુલ ને ફુલગુલ મને નથી ગમતું. બ્હેન ! જુવો, બ્હેન ! મારી વાત સાચી માનો, આજ તે આવશે નહિ. "

હુસીના-તમો ગભરાવ છો કેમ ? બ્હેન ! ગુલગુલનામું સારૂં નથી લાગતું, તો બીજું કાંઈ વાંચીએ. "

અમીના--નહિં બ્હેન મારૂં મન પુસ્તક પુસ્તકમાં લાગતું નથી, પણ બ્હેન ! તમો મારે માટે આટલી રાત સુધી શા માટે જાગો છો ? તમારા હોલમાં જઈને સુઈ જાવો ને હું પણ પડી રહું.

હુસીના--પડી રહીને શું કરશો ! ઉંઘ તમને કેમ આશ્રય આપશે. પડયાં પડયાં વિચાર કરશો તેજ ને ? તેનાં કરતાં આ પુસ્તક વાંચવું હજાર દરજ્જે સારૂં છે.

અમીના--મારે વિચાર કરવાની શી પડી છે. તે દારૂ પીને કંઇ પડયા હશે. તેમને માટે વિચાર કરી કરીને મારૂં હૃદય શા માટે દુઃખી કરૂં ! "

હુસીના--આ શું કહો છો ? ભાભી ! કંઇ બોલ એવા વાતો કરતા હશો. વાતમાં

રસ જામવાથી--મજા પડવાથી આટલી રાત થઇ ગઇ, તેની ખબર પડી નહિં હોય. નહિ તો કોઇ ઘણો બીમાર થઇ ગયો હશે, તેની દવા કરવામાં લાગ્યા હશે. બીજા કોઇનું કામ આવી પડે તો મારા બધુ ઘરબારની પણ શુધ ભૂલી જાય છે. મારા ભાઇ તો કની પરગજુ છે. તે તો ભોલાનાથ જેવા છે.

અમીના--ભોલાનાથ તો ભાંગજ પીએ છે, તેતો તેમનાથી પણ વધી જાય છે. દારૂ પાવાનું પણ શીખી લીધું ,છે. બ્હેન !

હસીના ગુસ્સે થઇ ને બોલી ઉઠી--વિદ્યામાં, ગુણમાં, દયામાં, પરોપકારમાં, કોણ એવું છે જે મારા ભાઇની બરાબરી કરી શકે ?

અમીના—તારા ભાઇથી વધીને નઠારાબાજ, દુરાચારી, જુઠો કોઇ બીજો ભાગ્યેજ હશે. અમીનાની વાત સાંભળીને હસીનાને ઘણું ખોટું લાગ્યું. હસીના જે ભાઇને સઘળા સંસારના માટે 'આદર્શ ભાઇ' સમજે છે, તેના પર આટલા દોષારોપ ! તે પણ બીજુ કોઇ નહિં. તેમની સહધર્મિણી કહી રહી છે. હસીનાએ કહ્યું—ભાભી ! પતિનિંદા કરવાથી દોજખ જોવી પડે છે.

અમીનાએ હસીને કહ્યું—

"શરાબી કબાબીની પત્નિને પણ કદી જીન્નત મળી શકે છે ? બ્હેન !"

અમીનાએ આ શબ્દો હસતાં હસતાં તો કહ્યાં ખરાં, પરંતુ સાથેજ અકસ્માત તેની આંખોના કિનારે બે આંસુનાં ટીપાં જણાયાં. ઓષ્ઠો પર હાસ્ય, નેત્રોમાં અશ્રુ ! તમો અમીનાનુ ચરિત્ર સમજ્યા ?

પરંતુ અવસાવધાનીના કારણે અમીના પોતાનાં આંસુ સંતાડી શકી નહિં. તેનાં નેત્રોમાંથી આસુ ટપકતાં જોઇ હસીના બોલી 'ભાભી ! તમો રડો છો કેમ ?'

હવે અમીનાએ ઝટપટ આંસુ લુછી હસતાં હસતાં કહ્યુ–"હા, હા, રડયા સિવાય તો મારૂ પેટ ફુલી રહ્યુ છે ને ! મારે રડવાની શી પડી છે !"

"મારૂં ભાભી !"–આટલું કહી હસીના અમીના તરફ જોઇ ચૂપ થઇ ગઇ. પણ અમીના ચૂપ રહી નહિં બોલી–"શું કહેતાં હતાં ? કહી નાખો ને."

હસીનાએ કહ્યું–"જવા દો, હવે નહિં કહું"

અમીના—કહેને તમને બીક કોની છે ? મારૂં હૃદય પત્થરનું છે. તમારી વાત સાંભળવાથી હું નહિં પડી જાઉં.

હસીના માથું નીચું કરી શરમાતી બોલી–"શું મારા ભાઇ તારા મનમાં નથી ? શું તમો તેને નથી ચાહતાં ?"

અમીનાએ હસીને ઉત્તર આપ્યો—"બસ આટલીજ વાત ! જુવો, તમો તમારા ભાઇને કહી દેજો. હું મારી બિલાડીને જેટલું ચાહું છું, તેનાથી ચોથો ભાગ પણ તેમને ચાહતી નથી."

હુસીના વિસ્મિત થઇને અમીનાનું મુખ જોવા લાગી. હુસીના ભોળી હતી, ચતુરની ચતુરાઇ તે કેમ જાણી શકે. તેણે કહ્યું–"ભાભી!"

પણ તેની વાત તેના મુખમાંજ રહી ગઇ. કેમકે તેનું ગળુ રોકાતું જતું હતું, જોતાં જોતાંજ તેના નેત્રોમાંથી આંસુ ગરી તેની છાતીપર વહી ચાલ્યાં. ત્યારે અમીના બોલી–"બેન તમો રડો છો કેમ? હું તમારા ભાઇને નથી ચાહતી તો ચાલ્યું પણ તમો તો ચાહો છો ને. શું આટલાથી તે નહિ ધરાય?"

હુસીનાએ ધીરે ધીરે આંસુ લુછી નાખ્યા. પણ મુખથી કંઇ બોલી શકી નહિ; ફરી અમીના બોલવા લાગી–"જુવો, તેનો પણ વખત હતો તેમને માથા પરનું રત્ન બનાવી રાખતી હતી, પણ તે રત્નને મેં માથાપરથી ધુળમાં નાખી દીધું છે."

આનો અર્થ હુસીના સમજી શકી નહિં. કેમકે તે સમજતી હતી કે કોઇ માથાનું રત્ન ત્યાંથી બીજી જગ્યાએ નથી રાખી શકતું. તે તે પણ વિચારવા લાગી. શું એકલા માથા પરજ રાખવું જોઇએ? ખાવિંદ કેવળ મસ્તકનાજ મણિ નથી. તે મણિ તે રત્ન, માથાનું, હૃદયનું, સૌ સ્થાનનું છે. હમો તો આપને કહીજ ચૂક્યા છીએ કે હુસીના બાલ વિધવા છે.

## દ્વિતીય પરિચ્છેદ.

હુસીના બેઠી બેઠી તેજ વાત વિચારતી હતી. એટલામાં બ્હારથી કમાડ ખટખટાવવાનો અવાજ સંભળાયો. તે અવાજે હુસીનાની ચિંતામાં વિઘ્ન નાખી દીધું. તે જોરથી બોલી ઉઠી–" ભાભી જુવો, કોઈ સાંકળ ખડખડાવે છે. મારા ભાઇ આવ્યા હશે. "

પરંતુ અમીનાએ હુસીનાની વાત સાંભળી કંઇ ગુસ્સાનો સ્વભાવ દેખાડી કહ્યું–"ત્યારે તો હું નિહાલ થઇ ગઇ તમે નીચે જઇને કમાડ ઉઘાડી આવોને."

હુસીના–" હું મંછીને બોલાવી લાવીશ. " એમ કહી તે જોરથી બોલાવવા લાગી. " મંછી! મંછી! અલીઓ મંછી અલિ સુઇ ગઇ શું. "

આવી રીતે બહુ બોલાવવા પર આંખો ચોળતી ચોળતી, ત્યાંજ નિદ્રામાં વિઘ્ન થવાના કારણે હોં હોં કરીને ડુંકાડા મારતી મંછી સામે આવીને ઉભી થઇ ગઇ. ફરી કંઇ સચેત થઇને તે એક લાંબુ ભાષણ કરવા લાગી–" સઉં શા માટે? હમો ગરીબ માણસ આંખમાં ઉંઘ શાની આવે! હમારે તો વેઠ કરીને પેટ ભરવાનું. હમારે ક્યારે જીવ ધરતાં સુધી ઉંઘવાનું મળે. આખો દિવસ વેઠ-વૈતરૂં કરીએ ત્યારે સાંજે બે આના–આનો મળે. હાય હમારી નોકરી રે, ઘેર ઘેરના ભીખારીને પણ સારૂં કે તેને રાતે શાંતિ મળે...

પરંતુ વક્તૃતાનો અંત આવતો જોઇ હુસીનાને ધીરજ રહી નહિં. ભાઇ હજુ સુધી બાર ઉભા હતા તેથી તેનાથી ચુપચાપ કેમ બેસી રહેવાય. હુસીના દાસીની વાત રોકીને બોલી–" આટલું બકબક કેમ કરી રહી છે! ભાઇ આવ્યા છે, ઘણા વખતથી દ્વારપર ઉભા છે તું જઇ કમાડ ઉઘાડી આવ–અહા! ભુડી! ગુજરમ થઇ, મેં સુતાં જગાડી દીધી,

જ્યારે ગુઠી શબ્દે મછીના હૃદયને આઘાત કર્યો તે આંક મટાવતી, મોં વિચિત્ર બનાવતી, હોઠ ફુલવતી બોલી—"બહુ દયાવાળા છો તો ગુઠી થઇ તો ભલે થઇ લોકાનાં દયણાં દળી દળીને હાથ ઘસાઇ ગયા, ગુઠીને બેઠાં બેઠાં ઓછા લોક ખવાડે છે અરે! વાસણ માંજી માંજીને તો હાથના નખતો રહ્યા નથી "

નીચે જોરથી કમાડ ખટખટાવવાનો અવાજ થવા લાગ્યો હસીના અકળાઇ બોલી ઉઠી—' અલિ! ચઢયું ચઢયું કેમ બોલે છે? જો બ્હાર ભાઇ કયારના ઉભા છે તુ ન જાય તો હુ જઇ કમાડ ઉઘાડી આવું

અમીના અત્યાર સુધી ચુપ બેઠી હતી તેના હૃદયમાં કોણ જાણે શુ થઇ રહયુ હતુ તે હમો નથી જાણતા પરંતુ મુખથી તેણે પોતાના મનની કંઇપણ વાત નિકળવા દીધી નહોતી હસીના કમાડ ઉઘાડવા જતી જોઇ તે હસતા હસતા બોલી ના બેન તમો કમાડ ઉઘાડવા ન જાવો તે જવાન છે, આજ જરૂર તેમણે પીધુ હશે પાછળથી કઇ આફત ન આવી જાય મંછી જા, તું જ કમાડ ઉઘાડી તરત આવતી રહેજે, સમજી કે!'

મછીને બોલવાનો અવસર ફરી મળી ગયો–તે બોલવા લાગી " જુઓ વહુબા! તમારી કેવી અંકકલ છે? નણંદની ઇજ્જતની તો સુદ્ધો રહી હમારી ઇજ્જતની નહિ હમારી પણ એક વખત નવિ ઉમ્મર હતી, પગે કલ્લાં રહયાં ઘાગમા પહુચી રહી, આજ હમારૂ ભાગ્ય ફુટી ગયુ કે તમારા મોથી તેવી વાત સાંભળવી પડી, અરે રામરામ આજ મારે ઇજ્જત ખોવાનો સમય આવ્યો સમજી બુજીને બોલ્યા કરો વહુબા! ખુદાની બીક ન લાગી"

અમીના હવે પોતાના મનનો ભાવ સંતાડી શકી નહિ, ગુસ્સે થઇ બોલી ઉઠી—"મર હરામજાદી! તૂ સાઠ વરસની ડોકરી છે, તને શી બીક છે?"

ફરી તેજ વાત ફરી ડોકરી કહી નાખ્યુ—દાસી થઇ તો શુ થયુ પણ આવી અપમાનની વાત કોઇ સાંભળી શકે છે? મછી ચિલ્લાઇ બોલી ઉઠી—"દારૂ પિધેલ સામે જવાન ગુઠીનો શો હિસાબ?"

બે મહીનાની રૂપીઆની દાસીની અક્કલ જુવો! હસીનાના ભાઇની ચાલચલણપર એક નીચ ઘરની દાસી આવી ધૃણાની વાતો કહી નાખે! આ વાતોને સાંભળી હસીના સુન થઇ ગઇ, તેના મુખમાંથી શબ્દ પણ નિકળ્યો નહિ તેનો સ્વભાવ એટલો સિધો સાદો હતો કે તે દાસીની વાતનો પણ ઉત્તર આપી શકી નહિં પરંતુ અમીના, હસીના નહોતી તેણે ક્રોધથી ગર્જીને કહ્યુ—"દૂર થા હરામજાદી! જેટલુ મોઢુ મોં નથી, એટલી મોટી વાતો! ફરી કદી આવી વાત મુખમાંથી કાઢી તો ઝાડુથી મુખ ભાંગી નાખીશ જા, નીચે જઇને કમાડ ઉઘાડી દે'

મછીની તીવ્રતાને તીવ્રતર ઔષધી મળી ગઇ હવે તેનુ પણ મુખ બંધ થઇ ગયુ. પળભરની વાર નહિ કરતાં તે કમાડ ઉઘાડવા ગઇ હસીનાની વિનતિથી જે કામ ન થયુ, તે અમીનાની વાતની ધાતમાં થઇ ગયુ

અમીના બોલી—" બ્હેન! હવે તમો તમારા હોલમાં જાઓ " હસીના ધીરે ધીરે સીધી પોતાની કોટડીમાં ગઇ અમીનાએ પોતાની કોટડીનાં કમાડ વાસી દીધાં

(અપૂર્ણ)

# સાભાર સ્વીકાર—સમાલોચન.



**સનાતન ધર્મની ગર્જના (૧૧-૧૨) લેખક રા પીતાંબર ગો. ભટ્ટ.**

પ્રકાશક રા રા. મણિલાલ મગનલાલ ત્રિવેદી ખાડીઆ. અમદાવાદ.

આ ગર્જનામાં વિવેક વિનાની વિદ્યા અને વિચાર વિનાનો આચાર આ બે બાબત પર બે જુદા જુદા પરંતુ સંયુકત દૃષ્ટાંતથી ઉદ્બોધક રસિક નિબંધ છે. વિદ્યા હોય છતાં વિવેક શૂન્ય એવા ભણેલા મુરખ તથા વિચાર વિના આંધળે બ્હેરૂં કુટનારા શન્યવૃતને આ નિબંધ વાંચતાં તેની આંખો ઉઘાડવાનો પ્રસંગ બની આવે એમ છે. આ ગર્જનાઓ ઘણા સસ્તા લવાજમનો બદલો સારા પ્રમાણમાં આપે છે.

**આરોગ્ય:**—લેખક અને પ્રકાશક રા. રા પ્રભુશંકર નરભેરામ વ્યાસ.

ચંદ્રપ્રકાશ ઓફીસ, ભાગાતળાવ સુરત.

આ પુસ્તકમાં આરોગ્યને લગતાં કુદરતી ઉપાયોનું વિવરણ કરવામાં આવેલું છે આપણા પ્રાચીન ઋષિ મુનિઓનાં જીવન તેમના કુદરત પ્રતિના નિસીમ પ્રેમને લીધેજ તદ્દન આરોગ્ય રહેતા, જ્યારે હમણા દવા પ્રતિ નિસ્સીમ પ્રેમ વધવાથી આરોગ્યને નમુનો બતાવવા મુશ્કેલ થઈ પડયું છે. આ પુસ્તકમાં છેવટે દરેક રોગપર કેટલાક ઘરગથુ ઉપાયો પણ બતાવવામાં આવ્યા છે. કિંમત ૧૦ આના છે, જે પુસ્તકના વિષય તરફ નજર કરતા તેના ફેલાવાને માટે કાંઇ ઘટાડવાની જરૂર છે.

**અંગ્રેજ સરકારને લડાઈમાં કેમ ઉતરવુ પડયું**—ભાષાંતર કરનાર

કૃષ્ણલાલ સુરજરામ વકીલ બી. એ.

હાલમાં ચાલતા યુરોપી યુદ્ધમાં અંગ્રેજ સરકારને કેમ ઉતરવું પડયું, તે સંબંધી થએલા પત્ર વ્યવહારનો સાર આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. જોતાં, દરેકને જણાશે કે આપણી માયાળુ, શાન્તિનું ઇચ્છતી સરકારને આ યુદ્ધમાં ઉતરવાની નિરૂપાયે જરૂર પડી છે. તટસ્થ રહેલા રાજ્યો મારફતે ઉગતો દવાનળ શાંત પાડવા કોશીશ કરવામાં આવી હતી, તેમાં જર્મનીએ સામેલ ન થઇ પોતાની રાક્ષસી મહત્વાકાંક્ષાને પાર પાડવા નીતી—અનીતિ સત્ય—અસત્યનો ખ્યાલ કર્યા વિના લડાઇમાં ઝંપલાવી દીધું, તેમજ બેલજીઅમ સરકાર સાથે કરેલા કરાર પોતાની સ્વાર્થ પરાયણતામાં અંધ બની તોડયા, આ સર્વ કારણો ધ્યાનમાં લઇ દેશ વિદેશની પોતાની આબરૂના પાલન માટેજ આપણી ભલી સરકારને લડાઇમાં ઉતરવું પડયું છે, "ધર્મ ત્યાં પરમેશ્વર" એ ન્યાયે અનેક હૃદયોની ઇચ્છા અનુસાર આખરે આપણી બ્રિટીશ સરકાર અને તેના સહાયક મિત્ર રાજ્યનોજ વિજય છે. અમો આ પુસ્તક એકવાર વાંચી અંતરનો ભ્રમ ટાળવા વિનંતિ કરીએ છીએ.

મૂર્તિ પૂજા—લેખક રા કવિ જનસુખરામ નરહરરામ મુનશી. હવાડીઓ ચકલો, સુરત.

આર્ય સમાજનું ખંડન એ આ નાનકડા પુસ્તકોનો હેતુ છે. લેખક શાસ્ત્રીય ગ્રંથના અતિ અભ્યાસી છે, અને પોતાના એ અતિ વાચનના પરિણામે આ પુસ્તકમાં દયાનંદીય પંથનું ખંડન કરવા ભાગ્યશાળી થયા છે. ભાષા સરળ છે. કિંમત પણ ચાર આના છે. જેથી દરેક જણ એ ખરીદી શકે એમ છે. અમો આ વિરોધીઓને દર્શક પુસ્તક હંમેશા પોતાની પાસે રાખવા આગ્રહ સાથે ભલામણ કરીએ છીએ.

માંગલિક ગીતો—પ્રકાશક મોતીલાલ ગિરધરલાલ કાપડીયા
બી. એ. એલ, એલ, બી ભાવનગર

આ પુસ્તકમાં માંગલિક પ્રસંગોમાં ગવાતાં ગીતોનો સંગ્રહ છે. આવા સંગ્રહની આપણે ખાસ જરૂર છે, કારણ એ પ્રસંગોના ગીતો એ સ્ત્રીઓના કાવ્ય પ્રસાદી છે, તેમજ આ કેળવણીના આગળ વધેલા જમાનામાં દુર્ભાગ્યે સ્ત્રીઓએ પોતાની એ વિદ્યા ગુમાવવા માંડી છે. તેઓએ એ પ્રસંગે ગીતો ગાઇ પોતાનો ઉમંગ બહાર પાડવા આવા પુસ્તક સાધનરૂપ થઇ પડે છે. સ્વ. કવિ નર્મદે આવો એક સંગ્રહ પ્રકટ કર્યો હતો, અને આજે તે ચોપડી નાગરી ન્યાતમાં પુરાણ ગ્રંથોની માફક એવા પ્રસંગે એ પાના ઉઘાડી વંચાય છે અમો એનો વધુ પ્રચાર થયેલો જોવા રાજી છીએ. તથા શ્રીયુત કાપડીઆને તેમની આ નિઃસ્વાર્થ સેવા માટે અત્યંત આભાર સાથે ધન્યવાદ આપીએ છીએ.

અખાની વાણી--પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય મુંબાઇ નં. ૨

ભક્તિકવિ અખો વેદાંત જેવા ગહન વિષયને સાદી ગરબડ઼ુ ભાષામાં ઉતારવાથી ગુર્જરી પ્રજામાં જાણીતો થઇ પડ્યો છે. તેણે એ વિષય હાસ્યરસ સાથે એવી ભાષામાં ઉતાર્યો છે કે જે બોધ લોકોના મગજમાં સહેલાઇથી ઉતરી શકે છે એના કાવ્યોનો યથાશક્તિ સંગ્રહ પ્રથમ રા કવિ હીરાચંદ કહાનજીએ કર્યો હતો, તે સુપ્રિય ગ્રંથની આ બીજી આવૃત્તિ સ્વામી શ્રી અખંડાનંદજીએ મહાત્મા શ્રી નથુરામ શર્મા પાસે અર્થ સમજવા માટે સહેલી ટીકા કરાવી પ્રસિદ્ધ કરી છે તે ઉપયોગી કર્તવ્ય માટે ઉભય મહાત્માઓનો આભાર માનવાનો છે.

તંત્રી.

# અશકતાશ્રમની પહોંચ.

## લેડી વિલિંડન અશક્તાશ્રમ—રાંમપુરા—સુરત.

મહેરબાન "સત્સંગ" પત્રના અધિપતિ સાહેબ,

નમ્રતાપૂર્વક સલામ સાથે વિજ્ઞપ્તિ જે સદરહુ આશ્રમમાં નીચે મુજબની મદદ દેશદાઝવાળા વીરપુરૂષોએ મોકલવા કૃપા કરી તે ઓ સેક્રેટરી રા૦ ડી. જે. એદલબેહરામ ઘણા માન તથા આભારસહ સ્વીકારે છે રૂપીઆ એકની અંદરની પહોંચ સ્થાનાભાવથી લીધી નથી, પરંતુ તેમનો આભાર પણ ઓછો નથી.

તા. ૧૧-૫-૧૫ થી તા. ૨૬-૫-૧૫ સુધીમાં મળેલી મદદની યાદી.

| | |
|---|---|
| ૧-૦-૦ | શેઠ મંછુભાઇ જીવણચંદ ગોપીપરા. |
| ૭-૦-૦ | ,, જીવણચંદ લલ્લુભાઈ ,, |
| ૨૧-૯-૦ | પુજ્ય પવીત્ર શ્રી ભીજરતનજી મહારાજ તરફથી |
| ૨-૯-૦ | શાહ લાલભાઇ રાંભુલાલ ખાંડવાળા વાડીફળીઆ |
| ૧-૦-૦ | શાહ વીજભુખણદાસ ઇચ્છારામ મુંબઈ |
| ૩૦-૦-૦ | શેઠ સાહેબ ચુનીલાલ ડાહ્યાભાઇ વખારવાળા. ગોપીપરાનાએ અશક્તોની મદદ માટે પોર્ટ ટ્રસ્ટ બોંડ લેવા કાઢેલા રૂપીઆ ૧૫૦૦ ના છમાસના વ્યાજના |
| ૩-૦-૦ | શેઠ ભોગીલાલ ત્રીભોવનદાસ ગોપીપરા. લલ્લુજી મહારાજના મંદીર પાસે |
| ૧-૦-૦ | શા. નાનાભાઈ નગીનદાસ નાણાવટ રામજીની પોળ |
| ૫-૦-૦ | શા. ગુલાબચદ રંગીલદાસ લખપતી નાણાવટ લગનની ખુશાલીમાં |
| ૧-૦-૦ | શા. પ્રેમચદ કેસરીચદ ગોપીપરા |
| ૧-૦-૦ | ,, મંગળદાસ, રંગીલદાસ હા. બેન શીવગંગા મોતીરામ ખાંડવાળા માસીક મદદ |
| ૧-૦-૦ | બેન કીકીના પુન્યાર્થે હા. ડાહ્યાભાઇ પ્રાણજીવનદાસ વાડીફળીઆ ખાંડવાળાની શેરી |
| ૪-૦-૦ | શેઠ ચંદુલાલ જેકીશનદાસ સોનીફળીઆ ડાહ્યાભાઇ પ્રાણજીવનદાસના પુન્યાર્થે |
| ૩-૦-૦ | બેન પ્રેમકોર કશનદાસ કેવળરામ ની છોકરી શ્રી રામચંદ્રજીને ભેટ દાખલ-સંઘાડીવાવાડ |
| ૧૧-૦-૦ | શા. નગીનચંદ કપુરચંદ ઝવેરી લગનની ખુશાલીમાં ગોપીપરા હા. ફકીરચંદ નગીનચંદ |
| ૨-૦-૦ | ઝવેરચંદ પ્રતાપચંદ લગનની ખુશાલીમાં-ગોપીપરા |
| ૨-૦-૦ | છોવાળા લલ્લુભાઇ ઘેલાભાઈ લાલ દરવાજા |
| ૧૨-૦-૦ | મે એમ. એસ. અડવાણી ડીસ્ટ્રીકટ જડજ સાહેબ માસીક મદદ મે તથા જુનના |
| ૨-૦-૦ | બાઇ પારવતી જેકીશનદાસ વીજભુખણદાસની વીધવાના પુન્યાર્થે હા. નાનાભાઇ ડાહ્યાભાઇ |
| ૧૦-૦-૦ | ખુદાવંત મેહરબાન સચીનના નવાબ સાહેબ બહાદુર માસીક મદદના |
| ૧-૦-૦ | મી. મોહનલાલ કે. દવે પોતાના માતપીતાના સ્મર્ણાર્થે |
| ૧-૦-૦ | શેઠ તાપીદાસ ઘેલાભાઇ તંબાકુવાળા પોતાના છોકરાના મરણ પાછળ ગલ્લામાં |

૧-૦-૦ સોની છોટાલાલ અંબાગમ આમથીરામ ભાઇ સવીતાના પુન્યાર્થે

૨-૦-૦ શાહ છબીલદાસ ગુલાબચંદ હરીપરા

૫૦-૦-૦ શેઠ હરગોવનભાઇ દયારામ પોતાના કામની ખુશાલીમાં બેગમપરા

૧-૦-૦ રા. રા. ભીમભાઇ દયારામ પોતાના ચીરંજીવીની વરશગાંઠની ખુશાલીમાં શાસોદરા (વાંચ પોસ્ટ ઓફીસ)ના સ્કુલ માસ્તર

૮૭-૭-૦ અશક્ત સોરાબજી માણેકજીના અગીઆર માસના ખોરાકી વગેરેના ખર્ચે પેટે મેહરબાન ડોસ્ટી કટ કોર્ટના નાજર સાહેબે મોકલાવ્યા તે

૧-૦-૦ મેતા ચુનીલાલ અંબેલાલ અમદાવાદ

૦-૬-૯ શ્રી રામચંદ્રજીના ગલ્લામાંથી

૨૯-૭-૦ રૂપીઆ એકની અંદરની પરચુરણ આવકનું એકંદર

---

રી ૨૩-૧૩-૯

ા છે કે

## બીજી મદદ.

ક્તિ સંપ્રદાયજી ગોવીંદ વડોદરા-સુલતાનપુર

ત સ્વામી ૨૫૦

સહેલી ટીકા કરેલા મહાજન તરફથી શાહ

ર માનવાનો છે. કેરી નંગ ૧૧૪ પાકી

ઉતમચંદ કેરી પાકી હરીપરા

બીજવલભદાસ હરીપરા

પટેલ નગીનદાસ કલ્યાણદાસ રામપુરા આશ્રમ પાસે કેરી ૪૮

ધીરજરામ ઓછવરામ ગોપીપરા કેરી નંગ ૩૬

શા નગીનદાસ તાપીદાસ કેરી નંગ ૧૬૩૦ હરીપરા

મણીભટ મહારાજ ભોજભાઇની શેરી ચણા મણ ૦ll

શા. મોતીરામ જેકીશનદાસ તરફથી ભાઇ બાબુના પુન્યાર્થે જુવાર રૂ. ૪)ની મણ ૨l-૨l

શેઠ છોટાલાલ ગોપાળદાસ સ્ટેશન માસ્તર પાલેજ તરફથી ઘઉંની ગુણ ૧ ચોખાની ગુણ ૧ ગુણ દાળની ૧ મણી કુલ મણ ૧૬

શેઠ લક્ષ્મીનારાયણ જુગ્ગીલાલ હા. ગણેશલાલ છાપરીઆ શેરી પેરણ ૧૬ તથા બદન ૬

શા નગીનદાસ હરકીશનદાસ હરીપરા ગંજીફરાક નંગ ૫

ઠક્કર ગુલાબદાસ જમનાદાસ નાનપરા રામચંદ્રજીના મંદીરમાં ટાંગવાના લેંપ નંગ ૨

શા. વરજદાસ છગનરામ હનુમાન પોળ પકવાન મણ બે.

ગયા અંકના પાછલા ટાઇટલ પેજપર એક લખાણમાં ફેર છે.

તે નીચે પ્રમાણે ફરીથી વાંચવું.

ભાઇ ઉમીયા તે, ભક્તિદાસ ભવાનીદાસ સરૈયાના વીસા નાગરવાળા તરફથી શ્રી રામચંદ્રજી સારૂ ચાંદીના મુગટ ૭ સોને રસેલા તથા વીસા રૂલના વાઘા.

કવિઓના ઉભરાઇ જતાં ટોળાંને ચાનક આપનારૂ એક
સુંદર પ્રહસન.

# સુકવિ-સમિતિ.

જેની પ્રસ્તાવના—

જયાનેન્લા કવિના કુટુંબ ઉભર્યા, ઇન્દ્રો પિતા' પુત્રના,
ઇન્દ્રો તો કવિ બંધુના ધ્રુવ અને, ત્રિપાઠી દીવેટિયા,
દેવી કાવ્યની શું પ્રસન્ન થઇ છે, એ ચાર ફૂલેતરા,
વિદ્યા દેવી શુઅંધ, અંધ અથવા મુગ્ધા બની શારદા
એ એકવાર વાંચી જોવા વિનંતિ છે જે તમને એકવાર જરૂર હસાવશે

લખો—સત્સંગ ઑફિસ
સૈતાન ફળીઆ—સુરત.

---

જલદી કરો. પાછળથી પસ્તાશો.

તુરતજ નામ નોંધાવો

## બે ગીનીનું રોકડું ઇનામ.

સાહિત્યના શોખ સાથે નશીબ અજમાવવાની ઉમદા તક

# વિવેચક.

માસિકપત્રમાં દરેક પ્રકારના ઉત્તમ લેખો, માચો, ચાનુ તથા ટુંકી વાર્તાઓ વગેરે આવે છે દરવર્ષે ભેટનું પુસ્તક મફત મળે છે કદ રોયલ આઠ પેજી દર પૃષ્ઠ વાર્ષિક લવાજમ રૂ ૧-૧૦-૦ હિંદ બહાર રૂ ૧-૧૪-૦ તુરતજ ગ્રાહક થઇ નામ નોંધાવો મે માસની પંદરમી તારીખ સુધીમાં થનાર ૧૦૦ નવીન ગ્રાહકો વચ્ચે બેગીનીનું રોકડું ઇનામ આપવાનું છે તે દરેકના નામની ચીઠીઓ વાળી તેમાંથી એક ચીઠી ઉપાડવામાં આવશે અને તેમાં જેનું નામ નીકળશે તેને એ ઇનામ તેના ખરચે મોકલવામાં આવશે, અને તે નામ વિવેચકમાં પ્રગટ થશે જુના ગ્રાહકોએ એક નવીન ગ્રાહક કરી મોકલવાથી તેઓના નામ ઇનામની હકીકતમાં પ્રગટ કરવામાં આવશે વધારે ઓછા ગ્રાહક થશે તો તે પ્રમાણે ઇનામમાં પણ વધઘટ કરવામાં આવશે વિવેચકમાં જાહેરખબર આપનાર વેપારીઓને સારો લાભ થાય છે તેથી એમાં જાહેરખબર આપવી લાભકારક છે ભર સંરના પુસ્તકો—નમુનાના અંક માટે બે આનાની ટીકીટ બીડવી ગ્રાહકોને અર્ધી કિંમતે ઉત્તમ પુસ્તકો મળે છે જલ્દી લખો

વ્યવસ્થાપક 'વિવેચક'
નં ૧૧ લાછરેગ, નાદો: યઠરે

# હીસ્ટિરિયાથી નિર્ભયપણું.

દરેક જાતના હીસ્ટિરિયા ઉપર ચોકસ ઇલાજ વાયુ'મુકતા છે કિંમત રૂા ૪-૧૦-૦ દવા મહિના ભરની, પથ્ય કંઇ નહિ. ટિકિટ બીડે ખુલાસો મળશે.

સુરત બાલાજીના ચકલેથી વડોદરા રાજ્યના એજ્યુ. ઇ. સાહેબ છ. ઠા. મોદી લખે છે- સૌ. × વહુને હમેશાં ઘણીવાર આવતી આંકડી, ઉંધા પડવું, ગભરાણ, અને પેટનો દુઃખાવો તદન મટી ગયા છે. રેવાકાંઠા પેન્શનર પોલી. એજંટ સાહેબ ન. જ. મહેતા લખે છેકે સૌ. બહેન × તે ભુત વળગ્યાની પેઠે ઘુમ રહેતી અને કમાન થઇ ખેંચાઇ જવાનુ દર્દ અઠવાડીઆમાં કબજે આવ્યું છે, વડોદરા કેમ્પ ટ્રે. છો જે લખે છેકે + નવ માસથી પથારીમાં પડી રહી તણાતી, બેશુદ્ધ બનતી અને ગાડ્યોલાતી, તે બધું આઠ કલાકમાં સુધર્યું ઇ ઇ, તા૦ ૨-૧૧-૧૪ લખો.-છગનલાલ લલ્લુભાઇ શાહ. દેશીનામાવાળા.

સંશોધક-હિસ્ટીરીઆ--ડભોઇ. (વડોદરા)


Regd. No. B. 910.


## ડૉ. બાટલીવાળાની રામબાણ દવાઓ.

૧ દરેક જાતના તાવ માટે "એગ્યુ મિક્ષ્ચર" અને "એગ્યુપીલ્સ" આબાદછે.

૨ "દરાજનો મલમ" એક દિવસમાં દરાજ, ખુજલી અને કીડ મટાડે છે. કિ ૪ આના

૩ "કૉલેરા" ઉલટી, જુલાબ અને કોલેરાનોં જન્તુનો નાશ કરે છે. કિ, રૂા. ૩

૪ "હેરટાન" સફેદ બાલને કાળા કરી ઘડપણમાં જુવાની બતાવે છે. કિ. રૂા. ૩

૫ "અંબરીલી ટોનીક પિલ્સ" શરીર સશક્ત બનાવવાનો રામબાણ ઇલાજ રૂા ૪

૬ "દાંતનુ મંજન" દાંતને મજબુત કરનાર સુગંધી મંજન કિ૦ આના ૮ તથા ૨

આ દવાઓ દરેક બજારોમાં મળે છે. નહિ તો લખો-ડૉ૦ બાટલીવાળા. મુંબઇ-વરૂલી દાદર



સુરત ખપાટીયા ચકલાપર આવેલા મુ અ. ના "ધી સુરત જૈન પ્રિન્ટીંગ પ્રેસ"માં મહુભાઇ બાપદારે છાપ્યું, અને સુરત સેતાનફળીઆમા સત્સંગ પત્રની ઓફીસમાથી દલપતરામ ઠાકોરદાસ વતિ પ્રસિદ્ધ કર્યુ"

"દુર્વ્યસન નિષેધક, જીવદયા પ્રબોધક અને નીતિવર્ધક મંડળ" સુરત,
દર માસની પૂર્ણિમા તથા અમાવાસ્યાએ પ્રકટ થતું પાક્ષિક પત્ર.

# સત્સંગ.

વર્ષ ૬ ઠું.) જ્યેષ્ઠ-પૂર્ણિમા વિક્રમ સં. ૧૯૭૧. (અંક ૨૩ મો.

*Abstinence* *Mercy* *Morality.*

मातर.सर्वभूताना गाव.सर्वसुखावहा ।



પ્રાણી માત્ર ઉપર દયા.

श्लोक.

काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन तु मूर्खाणाम् निद्रया कलहेन वा ॥

तन्त्री अने प्रकाशक दलपतराम ठाकोरराम भट्ट.
सेतान फळीआ–सुरत.

તા ૨૭ જુન સને ૧૯૧૫ ને રવિવાર.

વાર્ષિક લવાજમ અગાઉથી રૂ ૧), આગ્રપાર્થે ઇચ્છાનુસાર પોષ્ટેજ ૦|=

# सत्संग–विषयावलि.

अहिंसा परमो धर्मः ।  आत्मवत् सर्वभूतेषु ।

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




( વસન્તતિલકાવૃત્ત. )

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરૂથી સમૃદ્ધ;
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सतां किमु न मंगलमातनोति ।

વર્ષ ૬ઠું ]  જ્યેષ્ઠ-પૂર્ણિમા  વિક્રમ સં. ૧૯૭૧.  ( અંક ૨૩ મો.

## માનસિક ફરજ.

( સવૈયા એકત્રિશા. )

કાળ અનંતા ફરતા પામ્યો, સબળ પુન્ય માનવનો દેહ;
દસ દૃષ્ટાંતે મળવો દુષ્કર, વખત મળ્યો પિછાનો તેહ;
કાળ અનાદિ ક્ષણિક સુખમાં, રજળેલો તે જાણી તમામ;
જન્મ મરણ દુઃખ દળવા ચેતન, કર સૃષ્ટિ માંહે શુભ કામ.

( ૨ )

લક્ષ્મિ, ધરા, જોબન, રામાના સ્વારથ માંહે મસ્ત બનેલ;
ચાર ગતિમાં નાટક પાત્ર રૂપે, ચેતન ખેલ્યા બહુ ખેલ;
અહંમમ મુર્છાવશ અવનિમાં, હસ્તકરિ નહિ તત્ત્વ લગામ;
જન્મ મરણ દુઃખ દળવા ચેતન, કર સૃષ્ટિ માંહે શુભ કામ.

આજ ઈશુના ધર્મનું મહત્ત્વ કરી લીધું—લોક "જેમને ક્રીશ્ચિયન" કહેવા લાગ્યા મન થયુ તો મુસલમાન બની ગયા એમાં પણ ચિત્ત પ્રસન્ન નહીં થયુ તો બૌધ ધર્મનો સ્વીકાર કરી લીધો અને વિધર્મી બૌદ્ધ નામથી પરિચિત થયા.

પારસી લોકો પોતાની ધર્મમાં બીજાને દાખલ કરતા નથી. એ કારણને લીધે પારસી બની શકયા નહીં. શુદ્ધિ, પ્રક્રિયા કરીને આર્ય થઇ ગયા. પણ એ પરિવર્તનથી લાભ શું ઉઠાવ્યો ? મોક્ષ મળી ગયુ ? નહીં !

મોક્ષ તો માત્ર શબ્દ છે. સંસારમા એની સ્થિતિ વક્તાની જીહવાપર છે કોઇને મોક્ષ પ્રાપ્ત કરતાં જોયા નથી. મોક્ષ કોને કહે છે એનો અનુભવ નથી. ત્યારે એ કેમ નિશ્ચય થાય કે કોઇ વિશેષ ધર્મનું અનુસરણ કરવાથીજ મોક્ષની પ્રાપ્તિ થશે ? એ કેમ કરીને નિશ્ચય થાય કે કાશીમાં મરવાથીજ મોક્ષ થશે ?

જો આ જીવનમાં પાપજ કરતા રહ્યા અને લેશ માત્ર પણ પુણ્યા પાર્જન કર્યું નહિ તો શું કોઇ અન્ય ધર્મના નામ માત્રથીજ મોક્ષ મળી જશે ! શંકરસ્વામી સરખા યોગી જેઓ પોતાના આશ્રમમાંજ બેઠા બેઠા પ્રાણત્યાગ કરે છે. તેની મુક્તિ નહિ થાય અને મહા પાપીઓ કાશીમાં મરવાથી તરી જશે ? શું તીર્થમૃત્યુ પોતની ઇચ્છાથી કદી પ્રાપ્ત કરી શકાય છે ? ઘણા લોકો કાશી મરણનો સંકલ્પ કરીને કાશીમાં રહે છે. પણ મૃત્યુ સમયપર એવી ઘટના થાય છે કે તે પંચ કોશીથી કોઇપણ બહાને બહાર જાય ત્યાંજ મૃત્યુ થાય છે જેના અવલમ્બનથી મુક્તિ થાય છે. તે દરેક ધર્મોમાં છે. ચિત્તના સંયમ વિના, સત્ય ધર્મના આચરણ વિના, સર્વ પ્રાણીઓ પર દયા રાખ્યા વિના આત્માની મુક્તિ થઈ શકતી નથી

સહસ્રવાર ધર્મ પરિવર્તન કરવાથી કંઇજ વળતુ નથી આવી રીતે ધર્મ પરિવર્તન કરવો એ એક રોગ છે એ રોગથી સદા બચતા રહેવુ જોઇએ અને સત્ય જ્ઞાન ઉપાર્જન કરીને ચિત્તોત્કર્ષ સાધન કરવો જોઇએ મુક્તિ, મુક્તિ, એમ રટન કરવાથી મુક્તિ મળતી નથી

D' Ray.

## શ્રીમદ્ભગવદ્ગીતા.

લેખક—રા. રા ભગવાન શિવશંકર ભટ્ટ—મિશન હાઇસ્કૂલ, સુરત

અધ્યાય ૧૪ મો.

દોહરો—કહે કૃષ્ણ અરજુન સુણો, સાધન જે પરમાણ;
આત્મસ્વરૂપ ઓળખાવતું, જ્ઞાનજ તેને જાણ—
જ્ઞાનો વિષે જે પરમજ્ઞાન, હું ફરી તે તુજને કહું,
જે જાણીને મુનિ દેવતા, બંધન થકી છુટયા કહું— ૧
આ જ્ઞાનના અનુષ્ઠાનથી, અદ્વૈત મુજ જાણ્યોજ જે,
સૃષ્ટિ વિષે નહિ ઉપજે, નહિ પ્રલયમાં લય થાયને. ૨

ત્રિગુણાત્મ માયા યોનિ મુજ, સંકલ્પ ગર્ભ હું ત્યાં ધરૂં,
તે થકી ભારત ઉપજે, સહુ, ભુત તું માને ખરૂં. ૩
દેવાદિ નાના યોનિમાં; જે શરીરો ઉત્પન થતાં,
તે તણી માયા માત છે, હું બીજપ્રદ પીતા છતાં. ૪
વળી સત્વરજ તમ ગુણ ત્રણ, પ્રકૃતિથી જે સંભવે,
તે નિર્વિકારી જીવને નિજ વિકારે યુકતજ કરે. ૫
એ ત્રિગુણ મધ્યે સત્વ જે, દુખરહિત શુદ્ધ પ્રકાશી છે,
તે જીવાત્માને જાણ તું, સુખ જ્ઞાનની પ્રાપ્તિ કરે. ૬
તૃષ્ણા અને આ સંગથી, ઉપજેલ રજગુણ જાણવો,
કૌન્તેય તે આ જીવને, કર્મો થકી બાંધે ઘણો. ૭
છે તમો ગુણ સહુ જીવને, અજ્ઞાન ભ્રાન્તિકારી તો,
નિદ્રા પ્રમાદાલસ થકી, નિજબળે જીવને બાંધતો. ૮
વળી સત્વ જીવને સુખમાં રજ કર્મમાં પુરણ ભરે,
ત્યમ ઢાંકી જ્ઞાનને તમોગુણ, બહુ પ્રમાદે યુકતજ કરે. ૯
આ ત્રિગુણમાં જે એક ચઢતો, થાય બીજા બે થકી.
તવ તેજ નિજ કાર્યો કરે, તે કાળમાં ભારત નકી. ૧૦
શ્રોત્રાદિ સર્વે ઇન્દ્રિમાં, જવ જ્ઞાન પ્રગટ થયું દિસે,
તવ જાણ પામ્યો વૃદ્ધિ-સત્વજ, જરૂર દેહ તણે વિષે. ૧૧
જવ રજોગુણ વધતો દીસે, તવ વધે પ્રવૃત્તિ વળી,
બહુ સ્પૃહા લોભ અશાન્તિને, રહે કર્મ ઉધમમાં ભળી. ૧૨
વળી તમોગુણ વધતા બને, સદબોધ વિષે આંધળો,
સત્કર્મમાં અપ્રવૃત્તિ ને, રહે પ્રમાદે મોહે ગળ્યો. ૧૩
સ્વદેહાભિમાની જીવ, જ્યારે, સત્વમાં લય પામતો,
તે અમળ દેવ ઉપાસકોના, દિવ્ય સ્થાન વિરામતો. ૧૪
વળી રજોગુણમાં મરણ થાતા, મનુષ્ય યોનિમાં પડે,
તેમ તમોગુણમાં પ્રલયતાં, પશ્વાદિ યોની સાંપડે. ૧૫
છે સત્વનું ફળ અમળ સાત્વિક, મહાપુરૂષોએ ભણ્યું,
વળી દુઃખ ફળ રજગુણનું, અજ્ઞાન ફળ તમ ગુણતણું. ૧૬
વળી સત્વ પ્રાપ્તિ સુજ્ઞાનની, અને રજોગુણ લોભજ તણી,
તેમ તમ થકી ઉત્પત્તિ મોહ પ્રમાદ ને અજ્ઞાનની. ૧૭
વળી સાત્વિકી જીવ આસ્તિકો તણી બ્રહ્મલોક લગી ગતિ,
રહે મનુષ્ય લોકે રજસો, તામસ તણીજ અધોગતિ. ૧૮

તેમજ પોતાના કુટુંબનુ પોષણ કરી શકતો નથી, અને જ્યારે તે આવી સ્થિતિમાં આવે છે ત્યારે પોતાના ઘરમાં વારવાર પોતાના કુટુંબના માણસો સાથે લઢાઇ ટટા તથા મારમારા થઇને એક બીજાના લાગણી મનની બીલકુલ રહે છે, અને તેની સાથે વિશ્વાસ જતો રહે છે. આ ઉપરાંત પોતાના કુટુંબના માણસો આના માણસનો દાખલો જોઇને પોતે પણ દારૂ પીવાની લતમાં ચઢે છે, અને તેથી સઘળાં કુટુંબની ખરાબી થાય છે આવા ઘણા દાખલા મારા જોવામાં આવ્યા છે. તેથી હું ખાત્રી પૂર્વક કહું છું કે જે માણસને દારૂ પીવાની ટેવ પડેલી હોય છે. તે પૈસે ટકે પૂરેપૂરી રીતે હેરાન થઇને આખરે ભારે ગુનો કરીને કેદખાનામાં જાય છે અથવા દીવાનો બને છે. અથવા કોઇ પણ પ્રકારના અકાળ મૃત્યુથી પોતાના શરીરનો છેડો આણે છે. વળી જે માણસ પોતાની તન્દુરસ્તી સુધારવાના હેતુથી દારૂ પીવાની લતમાં પડે છે. તે પણ ખોટું સમજીને મોહેડી ભુલ કરે છે અને ભારે જોખમમાં પોતે ઉતરે છે. કારણ કે સારા સારા ઉત્તમ ડાક્ટરો તથા વૈદો તથા હકીમોનો સિદ્ધાંત છે કે, દારૂથી કોઇ પણ પ્રકારનો ફાયદો નથી; પણ ઉલટું નુકશાન થાય છે દારૂ પીનારને યાકૃત રોગ (liver complaint) થાય છે, અને તેમાંથી તે આખર પોતાનો જીવ ખુએ છે, આ વાત સુપ્રસિદ્ધ છે અને આવા અસંખ્ય દાખલાઓ બનેલા છે,અને દરરોજ બને છે માટે હરકોઇ પ્રકારે વિચાર કરવાથી દારૂ પીવામાં કોઇ પણ પ્રકારનો ફાયદો નથી. તેથી આ ખરાબ લતથી દુર રહેવું અને દારૂની સખત પહેરેગી રાખવી એમાંજ કલ્યાણ છે."




ન્યુ

હીન્દુ હોટલ્સ લીમીટેડ—ખ્યાલ

દુનીઆમાં આ નવું લાકડું, હોટલનું ક્યાંથી પેઠું,  
ટેબલ ખુરશી પર બેશીને, જમી રહયાં છઇએ એઠું  
માત્ર વસ્તુની ટીપ જુઓ તો, સમક્ષમાં છે સુખદાઈ,  
પંખો પાવરથી ચાલે છે, ન્યુ ફેશનની રૂશનાઈ.  
આજુ બાજુ બે ખુરશીને, વચમાં ટેબલ માંડે છે,  
ધન રાશીના હોય તેમને, તુર્ત ત્વરાથી રાંઢે છે.

ચારે ધામ કર્યાં છે એણે તરવેણી તીરથ કાશી.
સેત બંધ રામેશ્વરથી તે, હરદ્વારની હદ સુધી,
જગન્નાથ જમ ખીંડી થઈને, આગલ પર ગઈ છે કુદી.
મુંબઈ ભુંડી મોજ શોખમાં, નંગોટ કાઢયું છે નટવે,
ઘરમાં લોટ નથી ખાવાને રૂપીઆ બે તેને ખટવે.
હજામ આવ્યો હતો એક ત્યાં, શેઠ કહે ચલજા સાલા,
માગ્રા ઉપ્ટા ગલાસ હોતા, ત્યાતચ તું પાની ઓલા.
પાણી પીવુન ઘર બિચારણે, કોણુ ગાંવચા હા ધંધા,
શેઠ હોઉનશી નાહવી બનલા, મુકટ ચાલલા જા સીધા.
શેઠ ધર્મમાં ચુસ્ત હતા પણ ઇલાજ શું અહીંઆં વારૂ,
તે દાહાડેથી ચાહ પીવાનું, હોટલમાં માંડી વાળ્યું..
કચ્છી માડુ હતા બે જણા, ખુરશી પર આવી બેઠા,
જબાન પરથી સીદ્ધ થયું કે બગર દોઠીયે છે પેઠા.
ગરમ કાપ તે સાંધ અમાલા, પાવશેર પુરી આના,
પવે બટાટે પાતલ ભાજી, બે સીંગલ લાવો ચહાના.
પૈસા ચાર હતા ખીશામાં, બીલ થયું નવ આનાનું.
હોટલ વાલે બટન ઉતાર્યા, કામ કર્યું પસ્તાવાનું.
મુંબઇ વાલા થયા એટલે, ચાહ વિના તો નવ ચાલે,
બૈરીની બે ગાળો ખાશું, ભલે કરીને તે આલે.
ચલ જાવા દે ફ્રેન્ચ પુલપર, દોસ્તારને મળવું છે.
ત્યાર બાદ શંકરના દરશન કરી તુર્ત અહીં ફરવું છે.
ઘોડા વાળો મનમાં સમજ્યો શેઠ ગયા છે ફરવાને,
શેઠાની પણ પ્રપહેરી ઓઢી, જુઓ જાયછે ચરવાને.
મરદ લોગભી કૈસે દેખો, છિપકે છિનાલી કરતે હય,
ઓરતભી ફીર એહી તનાશે ગલી ગલીમે ગીરતી હય.
માલ પરાયા હોય કીસીકા, અપના કરકે માનોગે,
જયરામ કવી યું કહત ભયે તુમભી વૈસે ફલ પાવોગે.

કવિ ભાગલીયા કચ્છ—માંડવીવાલ

# જીવ દયાના હિમાયતીઓને એક અરજ.

---

મે. એડીટર સાહેબ! સવિનય વિનતિ કે,

"અહિંસા પરમો ધર્મ" એ સૂત્ર કંઇ જીવદયાના હિમાયતીઓનુજ નથી જૈન ધર્મીઓનુજ નથી હિંદુ ધર્મીઓનુજ નથી, પણ પારસી મુસલમાન અને ક્રીસ્તિઓનુ પણ છે એવો એક પણ ધર્મ નથી કે,, જેમણે અહિંસાને પોતાના મત-પંથના અગ્ર સુત્રોમાં સ્થાન આપ્યુ ન હોય તો પછી એવા મહાન સૂત્ર પ્રતિ આપણે કેમ લક્ષ નહિ દોરવુ જોઇએ?

જેમ જેમ વર્ષો વિતતા જાય છે, તેમ તેમ જીવદયાના ઉપદેશ વિના હિંસકોની સંખ્યા વૃદ્ધિ પામતી જાય છે એમ બનવાનુ કારણ ફક્ત જીવદયાના ઉપદેશની ખામી છે તથાપિ મુંગા પ્રાણીની વહારે ચઢનારા, ભક્ષ્યાભક્ષ્યને સમજનારા, નીતિ ધર્મને જાણનારા, જીવદયા પ્રતિ પ્રીતિ ધરનારા, દરેક પ્રાણી વર્ગને પોતાના ભાઇ માનનારા, તન મનથી મદદ કરનારા, અને મુખ્યત્વે આર્થિક મદદ કરનારા દાનવીરોની મોટી સહાયતાથી કેટલાક જીવદયાના ખાતાઓ જીવ હિંસા અટકાવવાના, જીવદયા ફેલાવવાના, પ્રજાની નૈતિક અને ધાર્મિક સ્થિતિ સુધારવાના, દારૂ તાડી વિગેરે કેફી પદાર્થોથી વિરક્ત કરવાના પ્રયાસો કરી રહ્યા છે અને તેમાં સફળતા મેળવતા જાય છે ઇશ્વર અમને પણ અમારા કાર્યમાં સફળતા અર્પો

જગતની ધમાલ વિચિત્ર છે મનુષ્ય માયાના આવરણથી ઘેરાયલો છે, કાળ ક્યારે કોળીઓ કરી જશે તે નહિ જાણતા છતાં પાપી પ્રાણી દીર્ઘ કાળ જીવવાની આશામા રહીને અણઘટતા કાર્યો કરે છે મરવું છે, એ નક્કી છે, મારૂ તારૂ જુઠુ છે ખાલી હાથે આવ્યા અને ખાલી હાથે જવુ છે, જગતમાં કોઇ કોઇનુ સગુ નથી માબાપ ભાઇભાંડુ, પતિપત્નિ દિકરા દિકરી કુટુંબ કબીલો, એ સહુ જગતની મોહજાળના સગા છે, આખરના વખતે તેમાનુ કોઇ પણ સાથે આવતુ નથી આ દેહ કે જેમની આપણે બહુપેરે જતન કરીએ છીએ, તે પણ સાથે આવશે નહિ ફક્ત પાપ અને પુણ્યજ તેજ એક સાથે આવવાના છે. પાપ આપણો દુશ્મન છે પુણ્ય આપણો મિત્ર છે, માટે પાપને તજો અને પુણ્યને સગ્રહો આપથી જે કંઇ સુકૃત થઇ શકે તે કરો

છેવટ એજ વિનતિ છે કે, આ ઓફીસ-પુણ્ય કરવાનુ સ્થાન છે તો આપ યથા શક્તિ તેને આર્થિક મદદ કરશો

કસાઇપોળ વડોદરા
૧૬-૬-૧૫

મયાશમ પ્રાણજીવન જોશી.
સેક્રેટરી-જીવ દયા જ્ઞાન પ્રસારક ઓફીસ.

## દયામાં સ્વાર્થ છે તારો !



ગરીબો આશરો લેવા, પસારે હાથને જ્યારે;
અનાદર તેહનો થાયે, તને ધિક્કાર છે ત્યારે !
શરમથી ના શકે બોલી, જનો એવા દીઠા જ્યારે;
નજર ખેંચી કર્યો ચાલ્યો, તને ધિક્કાર છે ત્યારે !
દુ:ખી અબળા નિહાળીને હૃદય ચિરાતું ભાળીને;
નહિ આશ્વાસનો દીધાં તને ધિક્કાર છે ત્યારે !
નયનથી અશ્રુની ધારા, વહેતી જોઇ તું રહેતો,
ન લુછ્યું એક પણ અશ્રુ, તને ધિક્કાર છે ત્યારે !
અવાચક પ્રાણીઓ લાખો, મનુષ્યો મારતા નિત્યે,
બચાવા દિલ નહિ, વાધ્યું, તને ધિક્કાર છે ત્યારે !
જગતની ઉન્નતિ અર્થે, કીધો નહિ જ્ઞાન-ફેલાવો,
રહ્યો મત-પંથ કે લોલે, તને ધિક્કાર છે ત્યારે !
જગતના સેવકો મરતા, મદદ વિણુ કામ આથડતા;
બની ના સ્હાય તારાથી, તને ધિક્કાર છે ત્યારે !
બિચારા જીવ એ ભોળા! ખરો તું સ્વાર્થના સમજ્યો !
ઉપેક્ષા દાનની કરવે, પ્રભુનો માર્ગ ના પીછ્યો !
**વિચારોને વચનથી બહુ, વળી દ્રવ્યે અને દેહે,**
**દયા કર તું, દયા કર તું, દયામાં સ્વાર્થ છે તારો !**

નિવેદક 'સરૈયા.'

---




( લેખક—મિ દીવાન )

તૃતીય પરિચ્છેદ.

મંછી બીગ્જા મહંમદ સાથે ઉપર આવીને જુવે છે, તો અમીનાની કોટડીનાં કમાડ બંધ છે, મંછીની નાની સી બુદ્ધિ તે સમજી શકી નહિ. અમીનાએજ તેને કમાડ ઉઘા-

કવા મોકલી હતી. અને તેજ અમીનાએ પોતાના કમાડ બંધ કરી દીધાં છે. માનવીના માનનું રહસ્ય મંછી કેવી રીતે સમજી શકે ?

મંછી કમાડ બંધ જોઇ બોલવા લાગી—"બાપરે બાપ ! આ કમાડ શા માટે વાસ્યાં છે ? શી આફત આવી પડી વહુબા ! વહુબા ! અરે કમાડ શા માટે નથી ઉઘાડતાં ? જુઓને ભાઇ ટાઢમાં થરથરે છે."

મીરજા મહંમદ આજ એક મિત્રની બેઠકમાં દૂધાઇ ગયા હતા. ત્યાં કંઇ લાલ પાણીનો પણ પ્રબંધ કરવામાં આવ્યો હતો. કુસંપમાં પડી મુસલમાન થઇ, જેમને દારૂ નિષે છે, તેમને રસ્તો પકડી જઇ થરબત અરબત પીવરાવી દેતા હતા. તેથી તેમની આજ શરીરિક દશા ડામાડોળ હતી. તેમણે મંછીને આટલા જોરથી બોલતી જોઇ કહ્યું—"અલિ ચુડેલ આટલા જોરથી શા માટે બોલે છે ?"

મંછીને માલીકની વાત અગ્નિ સમાન જણાઇ. તેનું મુખ તેથી વધારે ઉઘડી ગયું તે ઘાંટા પાડી બોલવા લાગી—"ચુડેલ ! અમે તે કહો. ચુડેલ ન હોત તો કમાડ ઉઘાડત કોણ ? ચુડેલ હું કે તે !"

પરંતુ કંઇ મીરજાની માતા જાગી ન જાય, કંઇ આજનાં કરતુક તેમના જાણવામાં ન આવે, તે બીકથી મીરજાએ દાસીના ચિલ્લાવાથી, નારાજ થઇ એવી વાત કહી દીધી હતી. નહિં તો સાચું પુછીએ તો તેમના મનમાં કંઇ સ્ફુર્તિ ભરી હતી. તે સ્ફુર્તિનો નમુનો પણ જુવો. મીરજાએ ઝપટ પોતાનો સૂર બદલીને કહ્યું—"અરે ખુદા ! ચુડેલ તું શા માટે થઇશ તૂ તો સાક્ષાત મહારાણી મેરી છું."

"મહારાણી મેરી !" આ કેવી વાત. મંછી સમજી–હો ન હો આ કોઇ શુભ ગાળ હશે ભલા ચાટલી ભારે ગાળ તે સાંભળી શકે તેમ છે? તે તુરત ચીસ મારી બોલી ઉઠી. "ફરી પાછી મને ગાળો દો છો. હે ભવાની ! હું આ ગાળ સહી લઉ છું પણ તું સહીશ નહિં ! હે ! ભવાનીમાતા ! તું સાચી હોય તો ગાળ ભાંડવાનું ફળ આપજે !"

આવું કહી મંછીએ પોતાનું રૂદનાસ્ત્ર છોડી દીધું. તે ગળું ફાટી જાય તેવી રીતે છાતી પિટતા રોવા લાગી. પરંતુ મીરજાની શારીરિક દશા ધીરે ધીરે ખરાબ થવા લાગી. તેનાથી ઉભુ રહી શકાતું નથી પલ પલમાં તેમને પડી જવાની બીક હતી. તેથી તે ગુસ્સે થઇને બોલ્યા–"ચુડેલ ! તૂ નહિં માને ? બોલવાને બંધ કરી સારે રડવાનું શરૂં કર્યું. અલિ ચૂપ થા. ધીરે ધીરે રડવું હોય તો રડ કે અમ્મા સાંભળી ન જાય."

હવે મીરજાંના માથામાં ચક્કર આવવા લાગ્યા. મોંમાંથી એક પણ શબ્દ નિકળતો નથી મનમાંજ કહેવા લગ્યા–"અરે ] મારાથી હવે ઉભુ પણ રહી નથી શકાતું. તેણે હજુ કમાડ ઉઘાડયા નથી. આ દિવાલ સાથે જરા ઉભો રહું. મન મારા ! ખબરદાર ! લુઢકવું નહિં ! કમાડ ઉઘડવાને વાર છે, બસ, નાક–મોં બંધ કરીને ઉભો રહું–નહિં તો વાસથી ઓળખી જશે. ખબરદાર ! એં !–એં ! હા, ખબરદાર ! પડવું નહિં !!"

કહેતાં કહેતાંજ અચેત થઇ ધરતી પર ગરી પડ્યાં. મીરજાંનું પડવું હતું કે મંછી ચીસ મારી ચિલ્લાવા લાગી–"હે વહુબા ! કમાડ ઉઘાડોને. જુવોને ભાઇને કંઇ થયું. હાય રામ ! ભાઇને શું થયું રે ! બાપરે !

હુસીનાનું મન કોઇની વાત તરફ ન હોતું. તો ભાભીને કહી રહી હતી—"ભાભી! મોંપર જોરથી પાણી છાંટો."

વહુ પણ કંઇ દૂર નહોતી, કમાડોની બાજુ બાજુ ઉભી ઉભી નાટકની લીલા જોઇ રહી હતી. મંછીની વાત સાંભળી ઝટપટ કમાડ ઉઘાડી નાખ્યાં. જોયું—તેના પ્રાણાધાર ખાવીંદ ધરતી માતાની પીઠ પર લોટપોટ પડ્યા છે. આ સમય અમીના પોતાનું કર્તવ્ય ભૂલી નહિં. ઘણો યત્ન કરી પોતાના અચેત પતિનું માથું ખોળામાં લઇ તેમની સેવા કરવા લાગી. અને મંછી સાચી ચૂડેલની પેઠે ગળું ફાડી ફાડી પોતાના કરતૂત જણાવા લાગી.

"અરે પ્યારે! અરે રામરે! આ શું થયુંરે! અરે એતો ડોલતા હાસના નથીરે હાય! અરે આવતાં આવતાં એકાએક પડી ગયારે! અરે વાર પણ થઇ નથીરે! એટલામાં શું થયું રે!"

અમીના મીરજાંને ચેત કરાવવામાં લાગી હતી. તેની, મંછીની, આત્મીયતા પર ધ્યાન આપવાનો અવસર તેને મળયો નહિં. પણ મંછીને ચિલ્લાતી સાંભળી હુસીના અને તેની માતા દોડી આવ્યાં અને પૂછવા લાગ્યાં "શું થયું છે?" મીરજાને અચેત અચેત જોઇ હુસીનાએ પૂછ્યું—'ભાભી! મારા ભાઇ આમ કેમ પડ્યા છે!"

ભાભીએ માથા પર હાથ પછાડી કહ્યું—"હું શું બતાઉં? મારૂં કરમ!"

ભાભી તો કાંઇ કહી શકી નહિં, પણ મંછી ચુપ રહી શકી નહિં. તે રડતી રડતી બોલી ઉઠી—"અમ્માજી! હવે શું જુવો છો! હવે રડી પીટી શોર મચાવી દો. મહોલ્લાના માણસો ભેગા થાય. હવે વાર કરવાનો વખત નથી."

અમીના આ વાત સાંભળી ઘણી ગુસ્સે થઇ ગઇ, તે બોલી—"મર ચૂડેલ તૂ! બુમો આજ શીદ પાડે છે?"

રડવાની એક નહિં, અનેક રાગણિયો મંછીને યાદ હતી. તેણે તુરત પુરાણો સૂર બદલી નાકની સહાયતાથી ગાવું આરંભ કર્યું—"હાવે ચૂડેલ ચુડેલનું નામ ન લ્યો! ચૂડેલનું નામ લેતાં વાર નથી થઇ, એક જણનો તો આ હાલ થયો છે. હવે તમો ચૂડેલ શા માટે કહો છો!"

મીરજાની માતા ખરેખર હકાબકા થઇ ગયાં હતાં. દાસીની બુમો સાંભળી તે દોડી આવ્યાં તો પોતાના પુત્રને પૃથ્વીપર પડેલો જોયો. ફરી દાસીની વાર્તા સાંભળી તેમને ઘણી શંકાઓ થઇ. થોડા વખત પછી કંઇ સાવધ થઇ બોલ્યાં—"હાય! આ શું થઇ ગયું? બેટા મીરજાં! તમો આમ શા માટે પડ્યા છો?"

આ સમય હુસીના દોડી એક લોટો પાણી અને પંખો લઇ આવી અને તે પંખો નાખતી બોલી—"ભાભી! તમો મારા ભાઇના મુખ પર પાણી છાંટો હું વાયરો નાખું છું: કંઇ બીક જેવું નથી, હમણાં સારા થઇ જશે."

અમીના ઘણા યત્નથી તેમ કરવા લાગી અને મંછીએ પોતાની રાગણિ છેડી દીધી—હમરૂ અહીરનો છોકરો આમ દરૂ પી મરી ગયો. એટલું પાણી છાંટવામાં આવ્યું તો પણ સાજો ન થયો હાયરે બાપા! જુવોને ભાઇ હાલતા ચાલતા નથી. અરે એ સાચી મરાની તેં આ શું કર્યું?"

"મીરજાં મદમદની માતાનું નામ ફાતમા હતું. મંછીની આ વાત તેમને સારી લાગી નહિં. પુત્રની અમંગળની વાત કયારે માતાને રૂચે છે. તે દાસીપર ક્રોધ કરીને બોલ્યાં—"મર રંડી! આગ લાગે તારા મોંમાં. ખબરદાર ફરી આવી વાત મોંમાંથી કાઢી તો."

અમીનાએ કંઇ વખત જોરથી આંખોપર છાંટો મારી ને મીરજાંએ આંખ ઉઘાડી. આંખો ઉઘાડતાં. સાથેજ તેમને શુદ્ધિ આવી. ને મનમાંજ વિચારવા લાગ્યા-"આ શું ? અમ્મા, હસીના, અમીના સૌ કેમ આવી ગયાં છે. કોઇને માલુમ તો નથી થઇ ગયું કે મેં શરાબ પીધો છે"

થોડીવાર વિચાર કરી બુદ્ધિમાન મીરજાંએ માનાથી પોતની વાત છુપાવવા માટે કહ્યું-અમ્મા ! મને કેઇક વખત વાયુ આવે છે તેથી બેશુદ્ધ થઇ ગયો હતો."

જેમણે જે અસ્વાભાવિક બોલી અને અસ્પષ્ટ ભાષામાં આ વાતો કહી, તેથીજ માતાનું હૃદય કાંપી ઉઠ્યું તે એક ચિત્તે પુત્રના મુખ તરફ જોઇ રહ્યાં અમીનાએ સૌ વાતો સમજી લીધી. તે નજી બોલી-"તમને મરવાનો રોગ થયો છે"

વહૂની આવી વાત સાંભળી માતાના હૃદયમાં ભારે આઘાત થયો, તેમણે પોતાના હૃદયની સરલતાથી પુત્રની વાત સાચી માની લીધી હતી તે બોલી હતી. કહ્યાં-"આ તૂં શું કહે છે ? વહૂ !

ફરી પુત્રને ઘણા લાડથી કહેવા લાગ્યાં-ક્યારથી તને આ બીમારી થવા લાગી છે ! મીરજાં ! હે હજરત પીરાનપીર ! હે હજરત મીરાંદાતાર ! હે હજરત દરીઆઇ સાહેબ ! મીરજાંનું દુ:ખ દૂર કરો હું ફકીર ખવાડીશ મારા પુત્રને સારો કરી દો"

પુત્રની મંગળ કામના માટે સાસુને પીરોની માનતાં જોઇ અમીનાથી રહી શકાયું નહિં, તેના કલેજાની ભીતર અગ્નિ બળી રહ્યો હતો સાસુની વાતોએ તે અગ્નિમાં ઘી હોમવાનું કાર્ય કર્યું અંદર બળતી જવાળા મુખ દ્વારા બહાર નીકળી પડી તેણે કહ્યું-"અમ્માજી ! તમો જોતાં નથી રોગ બોગ કશું પણ નથી તમારા કુલના દીપક દારૂ પી આવ્યા છે. શું તમારે નાક નથી; દારૂની વાસ નથી ? કેવી ભીંડી વાસ છે !"

અકસ્માત અંધારા મકાનમાં દીપક પ્રેતાવવાથી જેમ સઘળું અંધકાર દૂર થાય છે તેમ અમીનાની વાતોથી માતાનું અજ્ઞાન મીરજાંના આશ્ચર્યજનક વિષેનું તે ક્ષણ દૂર થઇ ગયું. ફાતમા આકાશમાંથી પૃથ્વીપર ગરી પડ્યાં. જે વાતનું તેમને સ્વપ્નામાં પણ અનુમાન નહોતું, તે તેમને આજે પ્રત્યક્ષ જોવું પડ્યું. ફાતમા વિસ્મિત થઇને બોલ્યાં-"હાય ! આ દારૂની વાસ છે ? મીરજાં ! તેં સત્યાનાશ કરી નાખ્યું. તેં મારા કુલમાં કલંક લગાડ્યું. અરે ! તુંજ મારું સર્વસ્વ છે કેમરે ? તારું આ કાર્ય, તેં ઝેર ખાવું શીખી લીધું ?"

ફાતમાથી વધારે બોલી શકાયું નહિં. દુ:ખ અને ક્રોધથી તેમનું ગળું બેસી ગયું. મીરજાં માના સામે લજ્જીત થયા ઘણા સમય સુધી બોલી શક્યા નહિ. પછી કંઇ વિચાર કરી કહેવા લાગ્યા-"નહી, અમ્મા ! તે દારૂની વાસ નથી. દાંતમાં ઘણું દરદ થયું હતું, ડાકટરે દવા લગાડી છે. તની વાસ છે."

હાય ! મદીરા પીનારને કેવું નીચું જોવું પડે છે. મીરજાં શિક્ષિત, સચ્ચરિત્ર, સત્યનો પ્રેમી યુવા છે, આજ તેમને ભયંકર બોટલ વાસિનીની અનુકંપાથી પૂજનીય માતાદેવીના સામે અનાયાસ જુઠું બોલવાની રચી થઇ.

હવે ફરી અમીનાની જ્વાળા ફુટી નિકળી તેણે પોતાની સાસુ ફાતમાને કહ્યું—ચુપચાપ નિર્લજ્જની લીલા જોઇ રહ્યાં છો. તેમની છાતી કેવી લથડાય છે, નથી જોતા ! જુવો, બહેનને પણ સાથે લેતા જાવો. રાત બહુ વીતિ ગઇ છે, જાઇને સુઇ રહો જા મંછી તું પણ સૂઇ રહે."

અમીનાની વાત સાંભળી મંછી તો તે સમય છુ મંતર થઇ ગઇ. પણ અમીનાના બોલવાનો કમ જોઇ હસીના અચંબામાં ઢંગ થઇ ગઇ. અમીનાની બોલીમાં કરકશતા ન હોતી તેની પાછળ વાતો એવા કરુણસ્વરથી બોલાઇ હતી તેને સાંભળી હસીનાની આંખોમાં આંસુ આવી ગયાં. તે આંસુ લુછી નાંખી હસીના પાછળ ચાલી. માતા તે સમય મનમાંતેમનમાં પોતાનું મૃત્યું થાય તો સારું-વિચારી રહ્યાં હતાં.

( અપૂર્ણ. )

# એક આદર્શરૂપ જીવન.

## પ્રભુના પરમ ભક્ત નરસિંહ મહેતા.

(લેખકઃ—રા. નારણભાઈ વાઘજીભાઈ પટેલ.)

આપણે સઘળા સંસારની અનેક ઉપાધિમાં ઘેરાયલા છીએ. આપણે માટે, આપણા કુટુંબને માટે અને આપણાં અન્ય સંબંધીઓને માટે સુખનાં સાધનો મેળવવા આપણે અથાગ શ્રમ લઈએ છીએ. મનુષ્ય માત્રનો સ્વભાવજ છે, કે દરેકોઈ ગમે તે સુખ મેળવવું. અને એ સુખ જેવી કીંમતી વસ્તુ મેળવવા માટે ગમે તેટલી મુશ્કેલીઓ સહન કરવી પડે તો તે ધીરજથી સહન કરવી આવાં હમેશાંની સતત પ્રવૃત્તિવાળાં આપણાં જીવન છે. એ જીવનની સાર્થકતા કરવી, એ જીવનને વધારે વધારે સુખી કરવું, એ જીવનને વધારે ને વધારે ઉજવળ કરવું અને એ જીવન સર્વને ધડો લેવા જોગ બનાવવું એ આપણું પરમ કર્તવ્ય છે. આ પ્રમાણે આપણી જિંદગીથી આપણે પોતે સુખી થઈએ, આપણા કુટુંબ-મંડળને સુખી કરી શકીએ, આપણા સર્વા સંબંધીઓને અને છેવટ આપણે જે સમાજમાં વસતા હોઈએ તે સમાજને સુખી કરી શકીએ એવા પ્રકારની આપણી કર્તવ્ય પ્રવૃત્તિ હોવી જોઈએ. એવી ઉચ્ચ પ્રકારની કર્તવ્ય પ્રવૃત્તિમાં આપણને પ્રેરનાર ઘણી વસ્તુઓ છે, જેમાં મહાન પુરુષોનાં આદર્શરૂપ જીવન એ મોટો ભાગ ભજવે છે મહાન પુરુષોના જીવન વૃત્તાંત જાણવાથી આપણને ઘણો કીંમતી બોધ મળે છે, આપણામાં એક નવાજ પ્રકારનું ચેતન આવે છે, અને આપણે આપણા જીવનને વધારે ને વધારે ઉન્નત કરવા પ્રયત્નશીલ બનીએ છીએ. મહાન પુરુષોનાં જીવનચરિત્રોનું અવલોકન કરતાં આપણને ઘણા ઘણા અનુભવ મળે છે, આપણે તેમને પડેલી મુશ્કેલીઓ સમજી શકીએ છીએ, અને એ મુશ્કેલીઓ તરી જઈને તેમણે પોતાનાં જીવન કેવી રીતે ગાળ્યાં કે જેને પરિણામે તેઓ મહાન પુરુષ ગણાયા તેનું આપણને જ્ઞાન થવાથી આપણાં જીવનમાં આવતી અનેક વિટંબણાઓને પ્રસંગે આપણે ધીરજ રાખી પોતાના કર્તવ્યમાં આગળ ને આગળ ઝંપલાવ્યા કરીએ છીએ. વળી એવાં ધડો લેવા જોગ જીવનચરિત્રોના અવલોકનથી આપણામાં કર્તવ્યનિષ્ઠા, સત્ય તરફ પ્રેમ, આત્મશ્રદ્ધા, પરમાર્થવૃત્તિ, અને વિશ્વવ્યાપી પ્રેમ એવાં ઉચ્ચ તત્વો જન્મ પામે છે; જેને પરિણામે આપણે આપણી જિંદગીમાં જે જે ફરજો બજાવવાની આવી પડે છે તે બહુ સારી રીતે બજાવવા શક્તિમાન થઈએ છીએ, તે ફરજો બજાવવામાં આવતા અંતરાયોને દૂર કરવા સમર્થ બની શકીએ છીએ, અને ઘણાક દુર્ઘટ બનાવોને સહન કરી શકીએ છીએ; આપણું વર્તન વધારે શુદ્ધ, વધારે આકર્ષક, વધારે આત્મશ્રદ્ધાવાળું અને વધારે પ્રેમાળ બનાવીએ છીએ તેથી આપણને પોતાનેજ લાભ થાય છે એમ નથી, પરંતુ આપણા સંસર્ગમાં આવનાર સર્વ કોઈને તેનો લાભ મળે છે. અર્થાત્ એવા ઉમદા આચરણ વડે આપણે પોતે સુખી થઈને બીજાને સુખી કરી શકીએ છીએ. આમ પોતાનુંજ ભલું કરતાં સ્વાભાવિક રીતે અન્યનું પણ ભલું થઈ જાય છે માટે આપણી ફરજ છે કે એવા મહાન પુરુષોનાં જીવનવૃત્તાંતો વાંચીને, વિચારીને કે સાંભળીને તેમાંથી નીતિબોધ ગ્રહણ કરી આપણું જીવન સફળ કરવા નિરંતર કાળજી રાખવી.

આવાં પુણ્યપ્રદ જીવનો ઘણાંએ આપણે સાંભળ્યાં છે, વાંચ્યાં છે, વિચાર્યાં છે, અને તેમાંથી જાણે અજાણે આપણામાં ઘણુંએ નવું જીવન આવી ગયું છે, ઘણાએ નવી શક્તિ-

આ જન્મ પામી છે, અને આપણા જીવન-વ્યાપાર માટે અપણે ઘણીએ સરળતા પ્રાપ્ત કરી છે. એવાં વૃત્તાંતોમાં પણ જે વધારે પવિત્ર, વધારે પુણ્યપ્રદ, વધારે ઉન્નત, વધારે ચમત્કારી, વધારે શક્તિવાળાં, વધારે જોરસાવાળાં, અને વધારે દિવ્ય ગુણોથી શણગારાએલા હોય તેમ આપણાં હૃદય ઉપર ઘણી બળવાન અસર કરે છે, ઘણા વેગથી આપણા જીવન પ્રવાહને સત્ય માર્ગે વાળે છે, ઘણી કર્તવ્યનિષ્ઠાથી આપણા કાર્યમાં આપણને જોડી રાખે છે અને ઘણી સારી રીતે આપણા જીવનને પુણ્યશાળી બનાવે છે. આજે આપણે મહા પુરૂષના જીવનનું અવલોકન કરી તેમાંથી ઉમદા નિતિબોધ ગ્રહણ કરવા માટે તત્પર થયા છીએ તે મહાપુરૂષનું પવિત્ર નામ આ અને પુરૂષ. બાળક અને વૃદ્ધ, ગરીબ અને તવંગર, અજાણ અને વિદ્વાન સર્વ કોઈ બહુ સારી રીતે જાણે છે. એ મહાપુરૂષ તે પ્રભુના પરમ ભક્ત અને ગુજરાતી ભાષાના આદિ કવિ નરસિંહ મહેતા છે. કોણે આ પુણ્યશાળી નામ નથી સાંભળ્યું ? કોણ એમના ભક્તિપરાયણ જીવનથી અજાણ્યું છે ? એમના મુબારક નામનું ઉચ્ચારણ માત્ર આપણા હૃદયમાં કંઈક જુદોજ પ્રભાવ પાડે છે, કંઈક જુદોજ ભક્તિભાવ ઉત્પન્ન કરે છે, સંસારની અનેક પ્રકારની ધમાલમાં રહ્યાં છતાં તેમાંથી મુક્ત રહેવાની કંઈક જુદાજ પ્રકારની શક્તિ આપે છે, અને અનેક વિટંબણાઓમાં દૃઢ રહેવાનું કંઈક જુદાજ પ્રકારનું શૌર્ય આપણાં હૃદયમાં સીંચે છે એવા ભક્ત શિરોમણિ નરસિંહ મહેતાના જીવનના થોડાક પ્રસંગોનું દિગ્દર્શન કરીએ, અને તેમાંથી મળતા મિષ્ટ ફળોનો આસ્વાદ લઈએ. કિંબહુના આપણા જીવનને ઉન્નત કરીએ.

ભાઈભોજાઈના આશ્રય નીચે રહેલા નરસિંહ મહેતાનું ચિત્ત પૂર્વના સંસ્કારોને લીધે તેમની બાલ્યાવસ્થાથીજ કૃષ્ણભક્તિમાં સારી રીતે પરોવાયલું હતું. તેથી નાનપણથીજ ઘર કામથી પરવારી બાકીનો વખત તે સાધુસંતોના સમાગમમાં વ્યતિત કરતા. સંસારની માયા માં રચ્યા પચ્યા રહેનાર પામર જીવોને સત્સંગનું મહાત્મ્ય નથીજ સમજાતું; અને તે મુજબ મહેતાજીનાં ભાઈભોજાઈ સાધુસંતોના ટોળાંમાં જતા તેમને વારંવાર રોકાતાં હતાં, પરંતુ જેનું હૃદય ખરેખરી રીતે પ્રભુના ચરણમાં ઢળી પડ્યું હતું એવા નરસિંહ મહેતા ભાઈભોજાઈની એવી અયોગ્ય આજ્ઞાની પરવા ઓછીજ રાખતા. પરિણામે એ થયું કે નરસિંહ મહેતાને સાધુસંતોના ટોળાંમાં રહેવાનું તાન દિનપ્રતિદિન વધતું ચાલ્યું; જેથી પોતાનું અને પોતાના કુટુંબનું ભરણપોષણ કરવાના કોઈ ધધારોજગાર તરફ તેમનું વલણુંજ નહિ, અને મોટી ઉંમર સુધી, કુટુંબવિસ્તાર થયા છતાં ભાઈભોજાઈના આશ્રય નીચેજ રહેવું પડ્યું હતું. આથી સ્વાભાવિક રીતેજ મહેતાને તથા તેમના કુટુંબને ભોજાઈનાં મહેણાંટોણાં સાંભળવાં પડતાં. સ્ત્રીજાતિના સ્વભાવ પ્રમાણે ઝવેર મહેતીએ નરસિંહ મહેતાને એક પ્રસંગે ગુસ્સાના આવેશમાં મહેણું માર્યું કે "તારો દહાડો તે કેમ વળશે. આખી ઉંમર સુધી તને અને તારાં બચડી છોકરાંને રાખીને કાયર થવાશે. મારા તે ક્યા કર્મના ભોગ હશે કે હું આ ઘરમાં પડી." વગેરે વગેરે ઘણા કડવા શબ્દો કહ્યા. જે મહેતાજીના હૃદયમાં વજ્ર સમાન થઈ પડયા. વળી ઝવેર મહેતીની ભંભેરણીથી વણસીધર મહેતાએ પણ નરસિંહ મહેતાને ઘણા કઠોર વચન કહી તિરસ્કાર કર્યો, અને ઘરમાંથી ચાલ્યા જવાની સખ્ત તાકીદ આપી; આથી મહેતાજી નિરાશ થઈને ઘરમાંથી નીકળ્યા. એમની ધારણા એવી હતી કે હમણા ભાઈભોજાઈ મને મનાવવા આવશે, પરંતુ જ્યારે કોઈ મનાવવા નજ આવ્યું, ત્યારે મહેતાજી નિરાશ થયા અને મન માંહે નિશ્ચય કીધો કે ઈશ્વરેચ્છાએ જે આવી પડે તે સહન કરવું. પરંતુ હવે ઘેર તો વગર બોલાવ્યે પાછા નજ જવું, અને એવો નિશ્ચય કરી મહેતા બહાર નીકળી પડ્યા.

(અપૂર્ણ.)

# આતિથ્ય ઓજસ્
# Reserve Force.

### હરિગીત છંદ.

ઓ શાપગ્રસ્ત સ્વદેશીઓ ! જો લ્હાવ જય જર્ગ જામવા,
બળહીણને નથી લભ્ય તે બળ, હોય પ્રીતિ જો પામવા;
તો આત્મવિસ્મૃતિના અનર્થક સખ્ય હેતુ સુધારજો,
આતિથ્ય આ અમ રંકનાં, સત્સ્નેહ સહિત સ્વિકારજો. ૧
રસ તૃપ્તિનું સ્મિત તરવરી, પ્રસ્વેદ પ્રસવે પાંખમાં,
કે પુણ્યગતિએ વિહરતી, અટકે અવચિત આંખ ક્યાં;
તો ઈન્દુના ઉદ્યોત સમી, નિજ રશ્મિઓ રેલાવજો,
આતિથ્ય આ અમ રંકનાં, સત્સ્નેહ સહિત સ્વિકારજો. ૨
મરવે મઝા ઠીક માનજો, પણ ના ગણાશો ગૈણમાં,
બની જો શકે તો બોલજો, નહીં તો મલપજો મૈનમાં,
શબ્દે ન તો સાને કરી, ઉર લાદ જગ પ્રસરાવજો,
આતિથ્ય આ અમ રંકનાં, સત્સ્નેહ સહિત સ્વિકારજો. ૩
પિતૃકુંજ સરખા પાન્થમાં, સુષિસુજન સુને સડયાં,
સૌરભહિણાં સુમનો સમા, ગતિભ્રષ્ટ જીવ દીસે ગડયાં;
એ મૃદુલ મૃત્યુ વિહારી વીર ! ઉર, ભાસ્કરો ભભૂકાવજો,
આતિથ્ય આ અમ રંકનાં, સત્સ્નેહ સહિત સ્વિકારજો. ૪
કંઈ લાભના, કંઈ હાનિના, કંઈ કીર્તિના, કંઈ કલેશના,
અધુરા ઉણા અધિકાર સઘળા, સ્વસ્થ આત્મ પ્રદેશના;
પિયુપાદ્ય તુલ્ય પ્રસાદી ગણી નિજ પ્રાંગણે પધરાવજો,
આતિથ્ય આ અમ રંકનાં સત્સ્નેહ સહિત સ્વિકારજો. ૫
ભય ભ્રાન્તિના ભણકાર, અભિભર આંસુડે અજવાળીને,
વિધિના વિશારદ બીન પરે, લય તર્જની લલકારીને;
રસીલાં રગેરગ ગૌરવોનાં, ગાન દિવ્ય ગજાવજો,
આતિથ્ય આ અમ રંકનાં, સત્સ્નેહ સહિત સ્વિકારજો. ૬
ઉરના અનામત ઓજસે, સંદેશ શુભ સેવાયલા,
ફેરવા સહેતુક સાધ્ય, પદ્યાત્મક રૂપે પ્રેરાયલા;
કાવ ભાઇશંકરના કૃતિચ્યુત દોષ સર્વ નિવારજો.
આતિથ્ય આ અમ રંકનાં, સત્સ્નેહ સહિત સ્વિકારજો. ૭

મુંબાઇ
કાલબાદેવી રોડ
કવિ ભાઇશંકરજી વિ. વિદ્યારામ પંડિત
આયુરક્ષક ઔષધાલય.

| | |
|---|---|
| ૩-૦-૦ | કુંભારોના પંચ તરફથી હા. પરસોતમ હરખા ,, |
| ૨-૦-૦ | ભાવસારના પંચ સમસ્ત તરફથી ફકીર ભીખા ,, |
| ૧-૦-૦ | કોળી રામા વલ્લભ વીગેરે જણ ૪ ,, |
| ૬-૮-૦ | કાછીઆ નાથુ કુંવરજી વીગેરે જણ ૧૩ ,, |
| ૬-૬-૦ | રજપુત સમસ્ત જણ ૧૫ હા નાથુભાઇ માનશીંગ પટેલ ,, |
| ૧-૦-૦ | શાહ માણેકચંદ ઝવેરચંદ કાયચ મહોલ્લો ગોપીપરા |
| ૧૧-૧૦-૦ | ફાગણ વદ ૫ સંવત ૧૯૭૨ ને રોજ શ્રી રામચંદ્રજીની પ્રતિષ્ટા થઇ તે વખતે ચાગ્ગા આવેલી પરચુરણ ભેટના અનામત રહેલા તે |
| ૫-૦-૦ | અશકત કેશવલાલ કરશનદાશ વાણીઆએ શ્રી રામચંદ્રજીને ભેટના અર્પણ કર્યા તે |
| ૨૭-૩-૦ | રૂ ૧)ની અંદરની પરચુરણ રકમનુ એકંદર |
| ૫૭-૧-૦ | |

### બીજી મદદ.

શાહ નાગરદાશ જમનાદાશ મોટા મંદિરના કાપડબજારવાળા તરફથી તાસના વાગા શ્રી રામચંદ્ર, લક્ષ્મણજી તથા સીતાજીના સાજ

ઇશમાઇલજી કારામજી લગડી મરગવાનો ટકરો. ચોખા મણ પાંચ કોમમના

ઝાંપાબજારના કણીઆના પંચ તરફથી શુનામદાશ દુલભભાઇ દાળ મણ ત્રણ

શા. વીઠલદાશ ઘેનાભાઇ ખાંડવાળા વાડીબાઇ તુવેરની દાળ મણ ૩ ત્રણ

શા કાશીદાશ લાલભાઇ મોટી વડીઆવાળા ઘઉંનો લોટ મણ ૧ એક

શા. મોતીચંદ ઉત્તમચંદ હરીપરા ઘી શેર ૫

જોષી નરોતમ ગોલા મંચેરપુરા ચોખા મણ ૦ાા

શેઠ ઇશ્વરદાશ કલ્યાણદાશ ગોપીપરા બેન પુષ્પાવતીના પુન્યાર્થે ચોખા મણ ૪

પટેલ ભગત નારણદાશ રામદાશ કેરી નંગ ૪૨ રામપરા

પટેલ જેઠાભાઇ મુળજી રામપરા આશ્રમ પાસે કેરી મણ ૧ાા

પટેલ ગોરધનદાશ મંછારામ રામપરા સુરત કેરી મણ ૨

શા જમનાદાશ નરોતમદાશ મહીધરપરા વણીઆશેરી લાડુ નંગ ૨૫

શા. શ્રીભોવનદાશ રામજી મીઠાઇવાળા ઝાંપાબજાર કાચી કેરી મણ ૧ એક.

જોશી બાપુજી શંકરજી રૂઘનાથપરા રણછોડજીના મંદીર સામા કેરી મણ ૧ એક

મેસર્સ એમ. એમ. બ્રધર્સની કુંપની આગળ કેરી મણ ૩ ત્રણ.

ગોપીપરા મહાજન તરફથી શા. હીરાચંદ તલકચંદ કેરી નંગ ૨૪૧ બસો એકતાળીશ.

પટેલ જેઠાભાઇ દેવચંદ રામપરા કેરી મણ ૨ બે.

શા. છબીલદાશ ગુલાબદાશ હરીપરા કેરી મણ પોણા ત્રણ.

શેઠ ભોનીરામ રાઘવજી રામપરા સુરત ચોખા મણ ૫) પાંચ.

अहिंसा परमो धर्मः । आत्मवत् सर्वभूतेषु

मातरः सर्वभूतानां गावः सर्वसुखावहाः ।




( વસન્તતિલકાવૃત્ત. )

સુગન્ધધામ મલયાચલ ભૂપ્રસિદ્ધ,
છે આમ્ર, નીમ્બ, બદરી તરુથી સમૃદ્ધ;
કિન્તુ જગે પ્રસરી ચન્દનથી સુકીર્તિ,
संगः सतां किमु न मंगलमातनोति ।

વર્ષ ૬ઠું ] જ્યેષ્ઠ-અમાવાસ્યા વિક્રમ સં. ૧૯૭૧. ( અંક ૨૪ મો.

## પ્રાર્થના.

( પદ. )

વિશ્વ જોઈ નવ રાચ,
જીવડા, વિશ્વ જોઈ નવ રાચ
ઉપરથી ઉજળું દેખાએ, પણ છે કાજળથી કાળું,
અનિત્ય એ છે, ખરેજ જીવ ! તું—
નિત્ય જાણી ના નાચ.—જીવડા.
યમરાય પદના ભણકારા વૃદ્ધ થએ જ્યાં પડશે,
ત્યારે જીવ ! તું બની બ્હાવરો મિથ્યા રડશે, કકળશે;
ચેત ! ચેત ! જીવ ! હજી સમય છે—
કર પાણી મ્હેલાં પાજ—જીવડા.

( શારદા વિહાર ) બલવન્ત.

# માણસ જીવતાં સુધી જોખમમાં છે!

લેખક રા. રા. ઓધવજી રામજી મહેતા ઓનરરી સેક્રેટરી, મહુવા (કાઠીઆવાડ) ગૌરક્ષક સભા.

જેમ સમુદ્રમાં વહાણ ચલાવ્યું હોય તે પાર ઉતરીને સહીસલામત બંદરકાંઠે પહોંચે ત્યારેજ પહોંચ્યું જાણવું ત્યાં સુધી તેને માથે અનેક પ્રકારની આપત્તિ આવવાને સંભવ રહે છે; તેમજ માણસ પોતાના દેહનો ત્યાગ કરે ત્યાં સુધી તેને માથે અનેક પ્રકારની આપત્તિ છે. લાખો રૂપીઆ પેદા કર્યાં હોય પણ જો તે જતા રહેવાના થાય તો એકદમ અચાનક જતા રહે છે. ગમે તેવી કીર્તિ મેળવી હોય તે કીર્તિ કાચના વાસણની પેઠે લગાર ઠોકર વાગવાથી એકદમ નાશ પામી જાય છે. ઇશ્વરની ભક્તિ કરી હોય, સદાચરણથી ચાલ્યો હોય પણ છેલ્લી અવસ્થામાં મરણ આડા એક બે દિવસ હોય એટલામાં પણ તેનું મન તેને ભમાવીને ઉલટે રસ્તે લઇ જાય છે. અને ઘણાં વર્ષનો શ્રમ પ્રાયઃ નિષ્ફળ થાય છે. એ બાબતના ઘણા દાખલા જુના ગ્રંથોમાં લખેલા છે, ને કહેવત પણ છે કે "મહાસાગર તરીને આવેલું વહાણ કાંઠે ડુબ્યું!" માટે જ્યાં સુધી શરીરમાં જીવ છે ત્યાં સુધી કોઇએ એવું અભિમાન કરવું નહીં કે હવે હું તરીને પાર ઉતર્યો, તેમજ પોતે મેળવેલી દોલત જોઇને કે મેળવેલી કીર્તિ સાંભળીને મનમાં ફુલાવું નહીં.

એક કવિએ એક ઉદાર પરોપકારી અને સદ્‌ગુણી સરદારના જન્મ ચરિત્રનું પુસ્તક કવિતામાં રચ્યું પછી તેણે તે સરદારને વિનતિ કરી કે, મેં કેટલાએક માણસોને પૂછગાછ કરીને બધી હકીકત મેળવીને આપનું જન્મચરિત્ર લખ્યું છે તેમાં કાંઇ ભૂલચુક થઇ હોય અગર કાંઇ વધતું કે ઓછું લખાયું હોય તો તે ભૂલ આપના કરતાં બીજા કોઇથી સુધારી શકાશે નહીં; કેમકે આપના ચરીત્રની આપનેજ સંપૂર્ણ માહીતગારી હોય માટે એકવાર મારે મોઢેથી આપ સાંભળી લ્યો તો ઘણું સારૂં. પછી તે સરદારે તે ચરીત્ર બધું તે કવિને મોઢેથી સાંભળ્યું અને તેમાંથી કાંઇ ફેરફાર જોવામાં આવ્યો તેનો ખુલાસો કર્યો પછી કવિએ કહ્યું કે, આપની રજા હોય તો આ પુસ્તક હવે છપાવીને પ્રસિદ્ધ કરૂં. ત્યારે તે સરદારે કહ્યું કે; "માણસ જ્યાં સુધી હયાત છે ત્યાં સુધી જોખમમાં છે; માટે હજુ કોણ જાણે મારાથી કાંઇ અયોગ્ય કૃત્ય થઇ જાય તો મારી ને તમારી બન્નેની ફજેતી થાય માટે હું જ્યારે તરીને પાર ઉતરૂં ત્યારે એટલે કે મારી હયાતી પછી જો મને કાંઇ બટ્ટો ન લાગ્યો હોય તો આ પુસ્તક ખુશીથી પ્રગટ કરજો!"

એજ રીતે હરેક માણસે પોતાના વિષે વિચાર કરવો અને જેમ જેની પાસે ઝાઝી મિલકત હોય તે લઇને મુસાફરીમાં જતાં તેને ઘણું ચેતીને ચાલવું પડે છે તેમજ જેણે વધારે જશ મેળવ્યો હોય તેણે વધારે ફીકર રાખીને સંસારમાં આયુષ્ય પુરૂં કરવું જોઇએ છીએ. જેમ કોઇ વધારે ઉંચે ચઢીને ખસી પડે તો તેને વધારે લાગે છે, તેમજ જેની કીર્તિ વધારે ઠેકાણે ફેલાઇ હોય તેનાથી દુરાચરણ થઇ જાય તો તેની અપ કીર્તિ પણ વધારે ઠેકાણે ફેલાય છે.

કોઇ વખત એવો જોગ પણ બને છે કે ચોમાસામાં ચીકણી જગ્યામાં ઘણું સાંચવીને ચાલતાં પણ પગ લપસે ને પડી જાય ને લુગડાં કાદવ કચરા વાળાં થાય છે; તેમજ માણસ વિચારી વિચારીને ચાલતો હોય તે પણ દૈવ યોગથી ભૂલ ખાય અને અપ કીર્તિના ખાડામાં પડે.

આપણે શેરસટ્ટાના વખતમાં જોયું છે કે મુંબઇમા અને બીજે ઠેકાણે કેટલાએક લાખો રૂપીયા મેળવ્યા હતા, તે રૂપીયામાંથી કેટલાએક હજારો રૂપીયા ખર્ચીને પરોપકારી કામ કર્યાં છે, અને કેટલાકોએ વેશ્યાઓને બંગલા બંધાવી આપ્યા, અને અનીતિમાં હજારો રૂપીયા પાયમાલ કર્યા. એક ગ્રહસ્થે ચાળીશ હજાર રૂપીયા ખર્ચીને પોતાની રખાયતને બંગલો બંધાવી આપ્યો અને કેટલુંક રોકડું નાણું પણ આપ્યું તો પણ તેણીએ સંતોષ નહીં પામતાં એક વખતે તે ગૃહસ્થને એવું કહ્યું કે તમે મને વાપરવાને પુરા પૈસા આપતા નથી. મારા કરતા તમને રૂપીયા વધારે વહાલા છે. આવું સાંભળીને તે ગ્રહસ્થે એક હજાર રૂપીયાની નોટ ગજવામાંથી કાઢીને કહ્યું કે, જો આ એક હજાર રૂપીયાની નોટ છે તે આ તારા ઉપર ફેરવીને તારા શરીરનો મેલ દીવે સળગાવી દઉં છું. એમ કહીને નોટ દીવે સળગાવી દીધી. પછી તે શાહુકારના નાણાં દૈવયોગે નાશ પામ્યાં અને તે રખાતે પણ વધારે પૈસાદાર થવાના લોભથી વેપાર કર્યો હતો. તેમાં બંગલો ખોઇ બેઠી અને પાસે ફુટી બદામ સરખી પણ રહી નહીં, તેમજ પરોપકારી કામ કરનારાઓ પાસે પણ ઘણી પુંજી હતી તે આજ સુધી રહી નથી તો પણ તેવા સારા વખતમા હજારો રૂપીયા ખર્ચીને જેમણે જે ધર્મખાતાં બંધાવેલાં છે તે જોઇને તેમના મનને સંતોષ થતો હશે અને લોકોમાં તેમનાં શુભ નામ રહ્યાં છે. અને પહેલાઓની અપ કીર્તિ રહી છે તે ઉપરથી સૌએ દાખલો લેવાનો છે કે જ્યારે નાણાનો જથો પ્રાપ્ત થાય ત્યારે સારાં કામ કરવાં જોઇએ કેમકે નાણું તો અસ્થિર વસ્તુ છે. પાંડવ અને રઘુકુળની શાહીનીનો વિનાશ થયો છે તથા વિક્રમ અને ભોજ જેવાનાં રાજ્ય પણ આજ સુધી તેમનાં વંશમાં હયાત રહ્યાં નથી માત્ર તેઓની કીર્તિ અવિચળ રહી છે માટે શુભ કામ કરવાં અને આપણે આખી અણીએ પાર ઉતરવા પામીએ એવી પરમાત્માની પ્રાર્થના કરવી એજ આપણું કર્તવ્ય છે. માથાના વાળ ધોળા થયા તે ઉપરથી જાણવું કે સૌ સાથે સલાહ કરવાનો શ્વેત વાવટો ચડી ચુકયો છે, માટે હવે જો સૌ સાથે સલાહ કરવી જોઇએ. જેમ શરીર સાચવવાને વૃદ્ધાવસ્થામાં જોઇ જોઇને ધીમે ધીમે પગલાં ભરવાં પડે છે, તેમજ મેળવેલી કીર્તિ સારૂ પણ વૃદ્ધાવસ્થામાં બહુ વિચારી વિચારીને પગલું ભરવું જોઇએ.



# આધુનિક દુર્વ્યસનો.

## (૧)

કેટલાક કહે છે કે ઉંચી જાતની મદિરા ફાયદાકારક છે પણ આ મારવું ભુલ ભરેલું છે મદિરામા મુખ્ય તત્વ આલ્કોહોલ છે તે હળાહળ ઝેર છે એમ કહેવામાં આવ્યુ છે બ્રાન્ડીમા આ ઝેર જેવુ તત્વ સેકડે ૫૦ થી ૬૦ જેટલું છે, કોઇ માણસ જેમ જેમ ઉંચો દારૂ પીએ તેમ તેમ તે તન, મન, અને ધનથી ખુવાર થાય છે મધપાન કરનારાઓની અધોગતિ થાય છે એમ નિર્વિવાદ કહી શકાય નિશાવાળો મનુષ્ય જાહેર રસ્તાપર પડી જાય છે કોઇ વાર ગાડી ઘોડાની સાથે અથડાય છે આવી રીતે તેઓને શારીરિક દુઃખ થાય છે વળી માનસિક દુઃખ પણ થાય છે કોઇવાર જાન જવાનો પણ સભવ છે વળી મધપાન કરનારની હાસી પણ થાય છે ડોલતા ડોલતા ચાલતા નિશામાં ચકચુર, ભાન વગરનો, આંખે અધારા આવતા હોય એવા, પડી જવાથી બગડેલા કપડાંવાળી પીધેલ મનુષ્યને જોઇ તેને માટે કયા મનુષ્યને હલકો વિચાર નહીં આવે ? મધપાન કરવાથી નિદ્રા આવે છે એ પણ એક ખોટો ભ્રમ છે તે નિદ્રા નહીં પણ કેફ તમે ઉંઘતા હોનો તમને જગાડી શકાય પણ નિશાવાળા મનુષ્યને જાગ્રત કરતા અતિશય શ્રમ પડે છે પાણીથીભરેલા વાસણો તેના શરીરપર રેડવામાં આવે છે ત્યારેજ તે જાગૃત થાય છે મધપાન કરવાથી માણસ ઉશ્કેરાઇ જાય છે અને ન કરવાના કર્મો કરે છે.

આખરે નર્કવાસી થાય છે. મધપાનથી બીનકુશ શક્તિ આવતી નથી પણ શક્તિનો ઉલટો લોપ થાય છે હમણાં મધપાન રૂપી મહા રાક્ષસે પોતાનો અમલ કેટલાક યુવકોપર સપૂર્ણ રીતે બેસાડયો છે કદાચ મધપાનથી થતા ગેરલાભ તેઓ જોણુતા હશે નહીં મધપાનથી નથી થતી કંઈ શાન્તિ, નથી થતો કઇ લાભ, નથી વૃધતી કઇ શારીરીક સંપતિ પણ ઉલટુ તન મન અને ધનનુ નુકસાન થાય છે છતાં પણ મધપાન કરવામાં આવે છે તે એક આશ્ચર્યકારક ઘટના છે હાલ યુરોપમાં ભયકર યાદવાસ્થળી ચાલી રહી છે ભયકર કાપાકાપી ખુનાખુની ચાલી રહી છે યાદવાસ્થળીમાં એક બાજુ ઇગ્લાંડ, ફ્રાંસ, રૂશીયા વગેરે લડે છે બીજી બાજુએ જર્મની વગેરે રાજ્યો લડે છે રૂશીયનો જર્મનો સામુ ઘણી જીતો મેળવે છે "એવું કહેવામાં આવે છે કે વર્ત્તમાન યુદ્ધમાં રૂશિયનોએ મેળવેલી મોટી જીતોનું કારણ એ હતુ કે યાદવાસ્થળીની શરૂઆતથીજ રૂશીયનો મધપાન-નિષેધક હતા." આપણી બ્રિટિશ સરકારે પણ દારૂની પીણ નાબૂદ કર્યું છે એની પણ સર્વને માહિતી છેજ !

ઉપરોક્ત કથનથી ખાત્રી થાય છે કે યુદ્ધ ક્ષેત્રમાં પણ મદ્યપાન-નિષેધકનોજ જય છે મદિરાપાનથી હીમ્મત આવે છે એ પણ ખોટુંજ છે મદિરાલોલુપ'' રાવણ કુંભકર્ણ વગેરે રામ સામું ટકી શકયા હતા ?

પ્રિય વાંચકો, તમે એક મદિરા લોલુપ જન તરફ જુઓ, તેનું હાડપિંજર જેવું શરિર, ગંધાતુ મ્હો, ઉંડી ગએલ આંખો, ફાટેલા લુગડા વગેરે જોઇ તમને તેને માટે દયા આવશે હવે આપણે મદિરાની ઉત્પતિ તરફ જોઇએ અમૃત અને મદિરા બંને સમુદ્રમાંથી ઉત્પન્ન થયા હતા દેવતાઓ અને દૈત્યોએ સમુદ્રમાંથી મન્થન કરી ઉત્પન્ન કર્યા હતા પણ **વિષ્ણુ પરમાત્માએ દૈત્યોનેજ મદિરાને લાયક ગણ્યા હતા** અને દેવોને અમૃત આપ્યું હતુ આ ઉપરથી શ્રીપરમાત્માની મદ્ય તરફની તિરસ્કારની લાગણી જોવામાં આવશે.

મદ્ય પિવાથી લડવાનું મન થાય છે જે માટે તેની સાથે પીધેલ મનુષ્યો આથડે છે પોતાના દેહનું ભાન ન રહેવાથી ઘેર આવી પોતાની નિરપરાધી પત્નીને માર મારે છે. ન્હાના ન્હાના છોકરાને પણ મારે છે; નિર્દોષ પત્ની અને પુત્રોના નિસાસા લે છે દુઃખી થાય છે અને બીજાને દુઃખી કરે છે

કેટલાક કેળવાયલા યુવકો બ્રાન્ડીનો ઉપયોગ કરે છે અને તે પણ વળી ઉંચ્ચ અને ઉંચ્ચ સંસ્કારવાળી કોમોના ।।। તેઓ પોતાના મનને નબળુ બનાવી દે છે મગજ શક્તિનો નાશ કરે છે પોતાની શારિરીક સંપતિનો નાશ કરે છે. યુવાન હોવા છતાં વૃદ્ધ જેવા દેખાય છે. વિદ્યાર્થી હોવા છતાં સારી રીતે અભ્યાસ કરી શકતા નથી. પહેલા આપણે જોતાં હતા કે કહેવાતી હલકી કોમો મદ્યનો બહુ ઉપયોગ કરે છે પણ હમણાં તો એઓ પણ પોતાના વિચાર ફેરવી મદ્યપાન નિષેધક બન્યા છે વળી કેટલાક સુજ્ઞજનો આટલો હોલ જેવા ઝેરી તત્વવાળી મદિરા ન પીવા મનુષ્યોને સમજાવે છે તેમને ખરેખર ધન્યવાદજ ઘટે છે માટે સજ્જનોનું એજ કર્ત્તવ્ય છે કે અજ્ઞાન, ભણેલા નહીં એવાઓને મદ્ય જેવા રાક્ષસથી હંમેશા દૂર રહેવા શિખામણ દેવી અને સત્સંગ જેવા પત્રમાંથી કિંવા મોઢેથી તેવા જનોને ઉપદેશ દઇ મદ્યપાન નિષેધક થવા કહેવુ અને આ રીતે આ સૃષ્ટિમાં એક પ્રકારનું ઉત્તમ પુણ્ય કરવું આપણાં શાસ્ત્રો પણ મદ્યપાનથી દૂર રહેવા કહે છે. વળી હાલમાંજ આપણા **સમ્રાટે મદિરાને તિલાંજલી આપી છે** તેથી સમજાશે મદ્યપાન કરવુ તદન અયોગ્ય છે.

મદિરાપાન કરનારને આ સૃષ્ટિમાંજ સાક્ષાત નર્કની પ્રતીતિ થાય છે એટલે મદ્ય પીનારાઓ નર્કમાંજ પડેલા છે એમ કહી શકાય અસ્તુ

બાળમુકુન્દ ગિરિધરલાલ મોદી.



# દારૂ દુર્દશાનો રાજમાર્ગ.

( રા. હરિપ્રસાદ ડાહ્યાભાઈ છત્રપતિ, બી. એ. )

ભાઇઓ જે જે બુરી બદીઓમાં ફસાઇ લોકો તન મન અને ધને પાયમાલ થયા છે, તેમાંની સૌ બુરામાં બુરી બદી દારૂ પીવાના છે. આ મોટા શહેરમાં એક વખતે કેવા જબરા ગોલાઓ અને કુંભારો હતા ! તેઓ ક્યાં ગયા તેનો તપાસ કરશો, તો તરતજ સમજાશે કે તેઓ દારૂ પી શરીરે ખરાબ થયા. ઘર બાર પૈસા ટકા દારૂમાં ગુમાવી કંગાલ અવસ્થામાં આવી બચ્ચાં છોકરાંને રખડતા મુકી મરી ગયા. આટલું આટલું કમાતા છતાં ઘાંચીઓનું ઉંચું ન આવવાનું કારણ પુછો તો તમને દારૂ એજ જવાબ મળશે અન્ય ધંધામાં જોડાયલા કારકુનો, માસ્તરો, ગુમાસ્તાઓ કરતાં વધારે આવકવાળા મીલના મજુરો ખરાબ, ગંદા અને સગવડ વગરનાં ઘરોમાં કેમ રૂહે છે, તે આંખો ઉઘાડી ફરી ફરી જુઓ તો દારૂજ તેનું મુખ્ય કારણ જડશે. આટલું આટલું કમાતા છતાં તેમના મોઢાપર કેમ નુર દેખાતાં નથી તેનું કારણ શોધો તો દારૂજ માલમ પડશે. આટલું આટલું ખરચ કરવા છતાં તેમનાં શરીર લાસ થયેલા કેમ દેખાય છે. તેની તપાસ કરો તો દારૂ અને તેને પગલે પગલે ચાલતી અન્ય બદફેલીઓજ એનું ખરું કારણ છે. એમ ખાતરી થશે. આવો સારો દરમાયો મળવા છતાં તેમના છોકરાં કેમ અજ્ઞાન અને ભીખારી જેવાં ફરે છે, તેનો કયાસ કરો તો દારૂજ એ સઘળાં દુઃખનું મૂળ કારણ છે એમ તરતજ માલમ પડશે.

ભાઇઓ અઠવાડીએ પખવાડીએ, મ્હીને, છ મહીને એકવાર તમારા પડોશમાં આવેલા પીઠા તરફ પગ કરો, અને તમારાજ ઓળખીતા, પાળખીતા, આડોશી પાડોશી. ન્યાતના જાતના અને અન્ય લોકો, અજ્ઞાનમાં, કોઇ લહેર ખાતર, કોઇ જોર ખાતર, કોઇ થાક ઉતારવા, કોઇ સુખ ઉપાડવા એમ અનેક અનેક બ્હાનાં કાઢી, કોઇ પોતાના કોઇ પારકા કોઇ કમાઇના, કોઇ ચોરીના એમ અગણીત રીતે મેળવેલા પૈસા કેવી રીતે ફુંકી દેછે તે જરા જુઓ, આ દારૂ રૂપી દુશ્મન તમને કેવી રીતે પાયમાલ કરવા મથી રહ્યો છે. તે તપાસો અને શાંત ચિત્તથી આ દુશ્મનનો શી રીતે પરાજય કરવો તેનો નિશ્ચય કરો. યાદ રાખો ભાઇઓ કે દારૂ વિનાશ માત્રનું મૂળ, પાયમાલીનું પહેલું પગથીયુ, પૈસો ટકો આબરૂ અને જાન ગુમાવવાનો સડકનો માર્ગ છે. માટે દારૂથી દૂર રહો તે બીજાઓને દૂર રાખો.






( લેખક—મિ દીવાન )

## ચતુર્થ પરિચ્છેદ.

સાસુ અને નણંદના જવા પછી અમીનાના મુખપર ફરી ક્રોધનાં ચિહ્નો જણાવા લાગ્યાં. જ્યાર સુધી મીરજાં અચેત અવસ્થામાં પૃથ્વીપર પડ્યા હતા, ત્યાર સુધી તેમને શુદ્ધિમાં લાવવા માટે અમીના સાવધાનથી તેમની સેવા કરતી રહી. પરંતુ જ્યારે પતિને એટલા સ્વસ્થ જોયા કે, પવિત્ર માતા પાસે પોતાના દોષ છુપાવવા લાગ્યા, ત્યારે પતિની દશા વિચારી વિચારીને અમીનાનું હૃદય દ્રવિત થવા લાગ્યું. હસીના અને ફાતમાના જવા બાદ અમીનાનો ક્રોધાગ્નિ ભભકી ઉઠ્યો તેનામાં એક મોટો દોષ હતો, વખત સમજ્યા શિવાય તેને ક્રોધ ચઢી જતો હતો તે સમય પરિણામ તેનું શું આવશે તે તે ભૂલી જતી હતી. પણ તે વિચારી જુવો, ક્રોધિત થતા સમય કોને તે વાતની શુદ્ધિ રહે છે કે આનું ફળ અંતમાં શું આવશે ?

અમીનાએ ગુસ્સામાં કહ્યું–"અજી નિશેબાજ ! હે અસત્ વક્તા ! મા, બ્હેન સામે અસત્ય બોલતાં શરમ ન આવી ?"

મીરજાં તરત ઉઠી બેઠા થયા અને બોલ્યા–'લજ્જાના માથાપર તેજ લોખંડનો ઘણુ માર્યો છે. મારી શરમ ચૂરેચૂરા થઇ હવામાં ઉડી ગઇ છે. તેંજ તેને ઉડાડી દીધી છે."

ફરી અમીનાના કર્કશ કંઠને સાંભળી તેના ક્રોધનો અનુભવ થયો અને મીરજાં ઉત્તેજીત થઇને બોલ્યા–" અરે ! સાંભળ ! મને દારૂ પીવડાવનાર ગુરૂ પણ તૂંજછે. કેમ, તે વાત યાદ છે ? એક દિવસ હોળીના તહેવારોમાં મેં મારા દોસ્તોના અનુગ્રહથી થોડીક ભાંગ પીધી હતી, તે દિવસ તેં મારાપર દારૂનું તહોમત મુકી કેટલું ન કહેવાનું કહ્યું હતું? તે દિવસથી તે મારૂં નામ રાખ્યું "નિશેબાજ!" અને તે પણ યાદ છે–જે દિવસ મારા મિત્ર લક્ષ્મીશંકરને હેજાની બિમારી થઇ ગઇ હતી, અને તે રાત્રિ હું ઘેર આવી શક્યો નહિં, સવારમાં આવી જ્યારે મેં તને સૌ વાતો સાચ્ચી સાચ્ચી કહી દીધી, પણ મારા કહેવા પર તને વિશ્વાસ આવ્યો નહિ, અને ઉલટું મને અસત્વક્તા કહેવા લાગી ! સાંભળી લે ! તેં મારૂં નામ રાખ્યું "નિશેબાજ !" હું સાચો દારૂડીઓ થઇ ગયો. કેમ ? તમને દંડ આપવા માટે. તું મને જૂઠો સમજે છે—નારી સામે સો વાર જુઠું બોલીશ કેમ ? તુંજ સમજી લે.

મીરજાંની વાતો સાંભળી અમીનાના ક્રોધની માત્રા ઓછી ન થતાં તેથી પણું વધી ગઇ. અમીનાએ તુરત ગુસ્સે થઇ ઉત્તર આપ્યો. "સત્યવાદી યુધિષ્ઠિરજી ! આજ આટલી રાત સુધી કયા પીઠામાં બિરાજતા હતા ? કે કોઇને હેજાની બિમારી થઇ ગઇ હતી ?"

મીરજાં—તેના જવાબમાં હું જુદુંજ બોલીશ. હવે તમારી દયાથી મને દારૂથી ઘૃણા નથી જતી, જુઠું બોલતાં પણ મારી જીભ અટકતી નથી."

અમીના—હું સૌ જાણું છું, સૌ સમજું છું. આટલી રાત સુધી દારૂ પી કયી વેસ્યાને ત્યાં પડયા હતા?

મીરજાંને હજુ પણ સારી પેઠે દારૂનો નિશો હતો. મદિરાની ઉત્તેજનાથી અમીનાની નીરસ કર્કશ વાણીની તીવ્રતાથી પહેલાં તેમના મનમાં ગર્મી ચઢી આવતી હતી, પરંતુ નશાના મહિમાથી આ વખતે તે રસીલી વ્યંગ ભાષામાં બોલવા લાગ્યા—"અહા! કેવું મધુર બોલનાર છે. શું હજુ હવે મારૂં ત્રીજું નામ પાડવું છે? રંડીબાજ! આટલાથી તમારૂં પેટ ભરાયું નહિં? નિશેબાજ, અસત્યવક્તા, તે તો કહી ચુકી, હવે રંડીબાજ પણ કહી રહી છે. કંઇ દરકાર નથી—શાબાશ! શાબાશ!! એક દીધી બીજી પણ ચઢી જઇશ. તેથી શું? મારી પ્યારી—વહાલી પત્નીએ મને પ્રથમ બનાવ્યો, નિશાબાજ! ફરી બનાવ્યો જુઠો! હવે બનાવવા ઇચ્છે છે, રંડીબાજ! શાબાશ! મધુર ભાષિણી શાબાશ!!

આટલા વખત પછી અકસ્માત અમીનાનો સ્વભાવ ઠેકાણે આવવા લાગ્યો. તેના મસ્તકમાં એકાએક વિદ્યુત પ્રવાહ વહી ગયો. હવે તેના મુખ પર ક્રોધનાં લક્ષણ રહયાં નહિ. તે કર્કશ વાણીને બદલે હવે ખરેખર મધુર બોલી બોલવા લાગી—"રહેવા દો, હવે વધારે વાત વધારવાથી શી મતલબ? રાત બહુ વીતી ગઇ છે, હવે સુઇ રહો. નહિં તો કાલે તમારૂં શરીર સારૂં નહિં રહે."

મીરજાએ જરાક હસી કહયું—"હવે બહુ દયા રહેવા દો કઠોર બાણોની પેઠે તમારી વાણી મારા કલેજામાં ખુચેલી છે. અત્યાર સુધી તું વજ્રનાદની સાથે જેવી અમૃતની ધારા વરસાવી રહી હતી સદા તેવીજ વરસાયા કરો. વચ્ચ વચ્ચમાં આ તમારી વિજળીના ચમકારાની જરૂર નથી."

અમીનાની બોલીનો સુર ફરી કંઇ ચઢી ગયો, તે બહુ ઉંચો નહોતો. અમીનાએ કહયું—"હું તો તેજ કહું છું કે આ ઝેરથી ફાયદો શું છે? સારા શરીરને બિમાર બનાવવાની શી જરૂર? કોઇ દિવસ સડક પર કંઇ ગાડી નીચે દબાઇ ના જાવો"

મીરજાંની સ્ફુર્તિ અત્યાર સુધી વર્તમાન હતી તે હસતાં હસતાં કહેવા લાગ્યા—"વાહ! વાહ! હે મારી બુદ્ધિને વધારનાર! આજ સુધી હું મરવાનો એક સુગમ ઉપાય શોધી રહયો હતો. વહાલી મારી! તારામાં આટલી અક્કલ કયાંથી આવી? અત્યાર સુધી તો હું તને મધુર ભાષિણીજ જાણતો હતો. અમીને! હું પાગળ નથી. એકવાર બેશુદ્ધ અવશ્ય થઇ ગયો હતો, પણ હવે જુઓ, મારામાં કેવી કડાકદાર અક્કલ આવી છે. તમારા પેટમાં કંઇ અમૂલ્ય વિદ્યા ભરી છે, તે સૌને ઓકી નાંખો, વહાલી! તું જે કહીશ, વહાલી તે નિરર્થક નહિ જાય સમજી?"

હવે અમીનાથી સહી શકાયું નહિ તેનો કોમળ સ્વર પૂર્ણ કઠોર થઇ ગયો. ક્રોધ રૂપી પ્રેત ફરી તેના માથાપર આવી બેઠું, તેણે ગુસ્સામાં કહ્યું." સારે તમો આખી રાત અહિ બેઠા બેઠા બકબક કરો, હું કમાડ વાસી સુઇ જાઉં છું."

તેણે મુખથી વાત કહિ નહિ-જેવું કહ્યું તેવું કરી પણ નાખ્યું. સારૂં ખોટું વિના વિચારે સુવાની કોટડીમાં જઇ અંદરથી કમાડ બંધ કરી દીધાં. આ સંસારમાં ક્રોધથી ન બની શકે તેવું એકે કામ નથી.

### પંચમ પરિચ્છેદ.

અમીનાએ કમાડ બન્ધ કરી દીધાં, ત્યારે મીરજાં ધીરે ધીરે ઉભા થયા, ઇચ્છતા હતા કે આ વખત પલંગપર સુઇ રહું. હવે તે ઇચ્છા કેવી રીતે પૂરી થાય ? અમીનાએ અંદરથી કમાડને સાંકળ વાસી દીધી હતી. મીરજાં બ્હાર રહી ગયા હતા, તેમણે બેચાર વાર જોરથી કમાડમાં ધક્કા માર્યા. વહાલીને બુમો પાડી સુવાની ઇચ્છા પણ પ્રગટ કરી. પરંતુ તે દુષ્ટ ક્રોધ-ભૂત અમીનાના મસ્તકપરથી ઉતર્યું નહોતું,-મીરજાંની ઇચ્છા કેમ પૂરી થાય. ઇચ્છા તો પૂરી ન થઇ પણ હૃદયપર ભારે આઘાત થયો. તેમણે ફાડમાથી જોયું, તો અમીના પલંગપર પડી છે. વિચારવા લાગ્યા-"શું ! હું તો બ્હાર ટાઢમાં થરથરૂં છું અને મારી સાધ્વી નેક બીબી મારાજ પલંગપર આરામથી સુઇ રહી છે."

અકસ્માત્ એક સાથેજ હજાર વિંછી મીરજાના હૃદયમાં ડંખ મારવા લાગ્યા, ઝહેરની લહેરથી મીરજાં ગાંડા થઇ ગયા. આ વિષની જ્વાળા કેમ શાંત થશે, તેના વિચારમાં ડુબી ગયા. આ વિશાળ પૃથ્વીપર તે દારૂણ જ્વાળા શાંત પાડવાની દવા ક્યાં છે ? જ્વાળાના સબબે આત્મગ્લાનિનો માર્ગ રોકાઇ ગયો હતો, તે પાગલ થઇ બોલી ઉઠ્યા-" શરાબ ! કોણ કહે છે કે તમો મારા દુશ્મન છો ! તમો મારા મિત્ર છો ! પરમ સ્નેહી મિત્ર છો ! મારાજ જેવા અભાગ્યાઓ માટે તમારી સૃષ્ટિ થઇ છે-આ સમય મારી જ્વાળાને દૂર કરો આ દારૂણ દુઃખથી મને બચાવો "

મીરજાથી ચૂપ રહી શકાયું નહિ. જલ્દી જલ્દી પગ ઉઠાવી તે નીચેના મકાનમાં ઉતરી ગયા. મનમાં બીજી કંઇ ચિંતા નહોતી, બસ એકજ ચિંતા હતી આટલી રાતે મદિરા ક્યાં મળશે !

મીરજાં મકાનમાંથી બ્હાર નિકળી ગયા. પરંતુ અમીના વિચારવા લાગી, આ વખત કમાડમાં ધક્કો મારશે તો કમાડ ઉઘાડી નાખીશ. પરંતુ મીરજાં હવડે સુધી મકાન તજી દૂર નિકળી ગયા હતા, તો પછી કમાડ ઉઘાડવાનું કહે કોણ ? અમીનાને તો વાતની વાતમાં ગુસ્સો ચઢી જતો હતો, તેથી તે ગુસ્સો ઘણા સમય સુધી ટકતો નહોતો. ક્રોધનું ભૂત દૂર થતાં તે પતિને બ્હાર ટાઢમાં થરથરતા સુણી એકલી કેવી રીતે સુઇ શકે ! કંઇ વખત સુધી પડી પડી પાસાં બદલતી રહી, ઘણા વખત સુધી ચિંતામાં પડી રહી. પણ એક વાત સાંભળતાંજ ક્રોધ, માન, અભિમાન, સૌને તજી દઇને ઝટપટ કમાડ ઉઘાડી દીધા. પરંતુ હાય! આ શું ? બ્હાર દાલાનમાં ચાંદની ખિલી રહી છે, પરંતુ અમીનાની આંખો સામે અંધારૂં જણાયું.

હાય ! અમીનાના પ્રાણપ્રિય ખાવિંદ-મીરજાં એકાએક ક્યાં ગયા ! અમીના વિચારવા લાગી. "પ્રાણ વિનાની દેહ, તેમ પતિ વિનાની નારી " તે પાગળ થઇ ગઇ. આમ તેમ દોડવા લાગી. શું અમીનાએ પોતાના મસ્તકની મણિને, પોતાના હૃદયના રત્નને ધુળમાં

તથા તેની ભક્તિપરાયણતાનો અતિશય વખાણ કરી તેમની વરદાનની માગણી પ્રદર્શિત કરી. આથી વિષ્ણુ ભગવાને પ્રસન્ન થઇ મહેતાને પોતાની પાસે વૈકુંઠમાં રાખ્યા. સ્વર્ગની લીલા ભક્તને બતાવવા સારૂ છ માસની રાત્રિ નિર્માણ કરી દિવ્ય રાસ આરંભ્યો. જેમાં પોતાની સોળ સહસ્ર રાણીઓ જેટલા પોતે સ્વરૂપ ધારણ કીધા, અને વચ્ચે નરસિંહ મહેતાને મશાલ આપી બેસાડયા. નરસિંહ મહેતાનું મન એ દિવ્ય લીલા નિહાળવામાં એવું તો પરોવાઇ ગયું કે તે પોતાના દેહનું સર્વ ભાન ભૂલી ગયા, અને મશાલથી પોતાનો હાથ બળી ગયો તેનું પણ એમને ભાન રહ્યું નહિ.

સજ્જનો ! એ બીનાની સત્યાસત્યતા વિષે હું હમણાજ કહી ગયો પરંતુ એ બીના ઉપરથી આપણને એક અમૂલ્ય બોધ મળે છે તે તરફ લક્ષ આપીએ વ્યવહારમાં જોડાયલા સ્ત્રીપુરૂષો જ્યારે પોતાની તનમનની તમામ શક્તિનો ઉપયોગ કરે ત્યારેજ તેમાં સંપૂર્ણ સફળતા પ્રાપ્ત થાય છે. જ્યારે મનોવૃત્તિને સંપૂર્ણ કાબુમાં રાખી તેને એકજ વિષયમાં જોડવામાં આવે છે ત્યારેજ તે કામ સારામાં સારૂં બની શકે છે. મન એવું ચંચળ છે કે તે એક સ્થાને સ્થિર રહી શકતું નથી, અને જો સ્થિર રહે છે તો ત્યાં ઝાઝીવાર ટકતું નથી. જેને અનુભવ હશે તેણે જોયું હશેજ કે આપણે જ્યારે સવારમાં સ્નાનાદિક ક્રિયાથી પરવારી પ્રભુ સાથે પોતાના આત્માનો યોગકરવા બેસીએ છીએ ત્યારે મનની એકાગ્રતા કરવા અતિશય પ્રયત્ન કર્યા છતાં પણ ત્યાં કવચિતજ અને તે પણ અલ્પ કાળજ સ્થિર રહી શકે છે; અને એ અલ્પ કાળની એકાગ્રતાથી પણ હૃદય કેવું પ્રફુલ્લ બની જાય છે, આત્માને કેવી શાંતિ મળે છે અને એ થોડા કાળમાં પણ કેવો અલૌકિક આનંદ અનુભવાય છે. ત્યારે પોતાનો હાથ બળવા છતાં પણ જેનું મન અસ્થિર ન થઇ શક્યું તેના આનંદની, તેના હૃદયની દિવ્યતાની, તેના આત્માના બળની અને તેના આત્મસંયમની તો વાતજ શી ? 'મનન કરવું' એ જે મનનો ધર્મ છે તે ધર્મને રોકવો, એ તે કેવી અદ્ભુત શક્તિ ? જે શક્તિ મોટા ઋષિમુનિઓને પણ પ્રાપ્ત થતી નથી, જે શક્તિ મોટા દેવતાઓ પણ મેળવી શકયા નથી, અને વિશ્વની તમામ શક્તિઓ જેને આધીન રહેલી છે એવી જે અપરિમિત શક્તિનો પામર મનુષ્યના મનમાં ખ્યાલ પણ ન આવી શકે એવી એ અદ્ભુત શક્તિનો કિંચિત્ અંશ માત્ર આપણને અલૌકિક આનંદનો અનુભવ કરાવે છે ત્યારે એ શક્તિની સંપૂર્ણતાવાળાને તો શું અલભ્ય હોઇ શકેજ ? મનની આવી એકાગ્રતા કરનારને પ્રભુનાં પ્રત્યક્ષ દર્શન થયાં એમ કહેવા કરતાં એનેજ પ્રભુ કહેવામાં શી અતિશયોક્તિ છે ?

ભક્તિમાં નરસિંહ મહેતાની આવી તન્મયતા જોઇને પરમાત્મા પ્રસન્ન થયા અને વરદાન માગવાનું કહ્યું. ખરા ભક્તને ભક્તિ કરતાં દુનીઆમાં અધિક શું હોઇ શકે ? મહેતાએ પ્રભુની દૃઢ ભક્તિનીજ માગણી કરી. આથી પ્રસન્ન વદને પરમાત્માએ કહ્યું કે " હું સદા ભક્તને આધીનજ છું. તારી દરેક મનોવાંચ્છના પૂર્ણ હો. " આમ કરતાં કેટલોક કાળ વ્યતીત થયા બાદ અજ્ઞાન પામર જીવોના ઉદ્ધારને અર્થે પ્રભુની આજ્ઞાને લીધે નરસિંહ મહેતા મૃત્યુલોકમાં પોતાને સ્થાને પાછા આવ્યા.

( અપૂર્ણ. )

# ૭ સ્વાશ્રય.

(લેખકઃ—રા૦ છોટાલાલ બી. દેસાઇ બરોડા કૉલેજ વડોદરા.)

કોસી આખ્યાયિકા છે કે આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ. મહાન લેખકોની કૃતિ તરફ સ્હેજ દૃષ્ટિપાત કરશું, તોપણ (self-help self-reliance) (સ્વાશ્રય) ના વખાણ અને ગુણગાન વારંવાર નજરે પડે છે. વાડ વિના વેલો ન ચડે અને પીઠ પાછળ સહાય વિના યોધ્ધો રણમાં ન ઘુમે. એ પણ વારંવાર સાંભળવામાં આવે છે. છતાં, જ્યાં સુધી ખુદ બીમાંજ કંઇ પણ વિત્ત ન હશે તો ગમે તેવી મજબુત વાડ બાંધીશું તોએ, વિત્ત હીન બીમાંથી ફળ ફુલથી લુચતુ અને ઝુમતું વૃક્ષ ઉગાડવાની આશા આકાશ-કુસુમ વત્જ છે. યોદ્ધાના શરીરમાં શુદ્ધ ક્ષત્રિય લોહી વહેતું નહિ હશે અને હૃદયમાં રણ-ઘેલા રાજપૂતનું શૌર્ય ભર્યું નહીં હશે, તો તેની પાસે રણક્ષેત્રમાં પરાક્રમ પૂર્ણ શૌર્ય ભર્યું. સાહસ જેવું એ ખાલિશબાજ સંભવી શકે.

" મહાન પુરૂષો ગરીબોની ઝુંપડીમાં વસે છે, " એ સત્ય પ્રાચીન કાળથી મહાન યુગ પ્રવર્તકો પયગમ્બરો અને સમાજ ઉદ્ધારકોનાં જીવન ચરિત્ર પરથી સ્હેજે પ્રતીત થાય છે. એનું કારણ એજ કે બચપણથી જીવનની જરૂરીઆતો સંતોષવા પોતાનેજ હરેક પ્રયત્ન કરવો પડયો હતો, તેથી બીજા કોઇની પણ મદદ યા ચાકરીના અભાવે આચારની સ્વતંત્રતાથી, વિચારની સ્વતંત્રતા આવી, સારાસારનો વિચાર કરવાની વિવેકબુદ્ધિ વિકસી સંસાર સમાજનું નિરીક્ષણ કરી જ્ઞાન મેળવી, ચરિત્ર બાંધી સમાજના નેતા, થાય છે. અમેરીકન તત્વજ્ઞ એમરસનના શબ્દોમાં A man of character is the soul of Society. ગર્ભ શ્રીમંતાઇના અભાવે, શ્રીમંતાઇને લાગેલા દુર્ગુણોથી આવાં ચરિત્રો મુકત હોય છે. પરિણામે જે નૈસર્ગિક શક્તિઓ હોય તેનો healthy વિકાસ થાય છે.

આર્યાવર્તના આધુનિક ઇતિહાસ પૃષ્ઠપર સોનેરી અક્ષરે જીવન ચરિત આલેખી ગયલા મહાન કર્મયોગી સ્વ. રા. ગોપાળ કૃષ્ણ ગોખલે, ફકત એજ્યુકેશન સોસાયટી અને ફરગ્યુસન કોલેજના આત્મારૂપ, હિંદુસ્તાનનાં પહેલા અને એકલા સીનીઅર રેંગ્લર રા. રા. રઘુનાથ પાંડુરંગ પરાંજપે અને એવા અન્ય કર્મવીરોનાં જીવન પણ ગરીબાઇમાંજ ઘડાયાં છે. અને તેથીજ આવું જ્વલંત જીવન ઇતિહાસ પૃષ્ઠપર કોતરાઇ શકયું છે

* ગયા મે માસમાં અનાવિલ યુવકમંડળ " તરફથી બુકર ટી. વૉશિંગ્ટન ના જીવન ચરિત્ર ઉપર હરિફાઇની ઇનામી લેખી પરીક્ષા લીધી હતી, જેનો પ્રશ્નપત્ર પ્રોફેસર અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી એમ. એ, એલ એલ, બી., બરોડા કોલેજ એમણે કાઢયો હતો. તેમજ તેમણે આ નિબંધ સર્વથી શ્રેષ્ઠ ગણી ઇનામને લાયક જણાવ્યો હતો.

તંત્રી.

આપણી જીવન કથાના નયક, બુકરટેલીફરો વોશીંગ્ટનનો જન્મ પણ એક ગરીબ બાઇ કે જે ગુલામ તરીકે એક ગોરા માલીકને ત્યાં નોકર હતી તેને પેટે થયો હનો તે વખતે સીદી ગુલામોને સ્વતંત્રતા આપવી કે નહિ તે બાબતની વાટાઘાટ ચાલી આખરે પ્રેસીડન્ટ અબ્રાહામલિંકન જેવા મહાત્માના અથાક પ્રયત્નથી, ઉત્તર અને દક્ષિણ સંસ્થાનો વચ્ચે આન્તર યુદ્ધ ચાલી છેવટે સર્વ ગુલામોને સ્વતંત્ર મનુષ્યો તરીકે જાહેર કર્યા) અમેરિકાના સીદીઓના આ સંક્રાંત સમયમાં સર્વ સાથે વૉશીંગ્ટનની કુટુંબની સ્થિતિ પણ અતિ વિષમ થઇ પડી વૉશીંગ્ટનનો જન્મદાતા પિતા કોણ હતો, તે ખબર નથી અને સાવકા બાપને ગરીબ અવસ્થામાં સાવકા છોકરાંને પોષવા જેટલી શક્તિ અને વૃત્તિ નહતી પણ પોતાની માના અથાક પ્રેમ અને પ્રયત્નને લીધે ન્હાનપણમાં એક રાત્રિશાળામાં અને બીજી એક દિવસ શાળામાં થોડા કલાક શિક્ષણ મેળવી શકયો જનરલ આર્મસ્ટ્રૉંગની હેમ્પટન સંસ્થામાં ગ્રેજ્યુએટ થવા જ્યારે પોતાનુ ગૃહ છોડયુ ત્યારે વાટખર્ચી જેટલા પણ પૈસા ન હતા અડધે રસ્તે વહાણોપરથી માલ ઉતારનાર મજૂર તરીકે કામ કરી વાટ ખર્ચી મેળવી હેમ્પટન પહોંચ્યા અને ત્યાંની સંસ્થામાં ગરીબ વિદ્યાર્થીઓ માટે મજૂરી કરાવી તેને શિક્ષણ લેવા જોઇતાં પૈસા આપવાની પદ્ધતિનો લાભ લેવા ઇચ્છા તો વ્યક્ત કરી પણ ચીથરેહાલ મેલાગંદા છોકરાંને સંસ્થામાં દાખલ કરવો કે કેમ એ કોકડુ, સંસ્થાની અધ્યાપિકાને બહુ ગુચવાવનુ બારયુ Alexander Pope ના પ્રસિદ્ધ સૂત્ર (Honour and shame, from no condition rise Act well thy port, there all the honour lies) નુ ખાસ અધ્યયન કર્યું હોય તેમ એની આગતી શેઠાણી સ્નર બાઇ પાસે સારી રીતે ઝાડુ ક્હાડતાં શીખ્યા હતા અને એની પ્રાવેશિક પરીક્ષા રૂપ, એક ઓરડીમાં કચરો કાઢવાનુ કામ સોંપાયું અને તે સંતોષકારક કર્યું એટલે સમસ્ત અમેરિકાના એક ખુણાથી બીજા ખુણા સુધી ગાજી રહેતા પુરૂષની સંસ્કૃતિનુ સ્કુરણ એક આવી નજીવી બાબતથી થયુ એજ બતાવે છે કે ઉણુપ આવે એવી નજીવી બાબતમાં ચોકસ રહેવાની ચોકસાઇથી આત્મજ્ઞાનથી આત્મવિશ્વાસ આવે છે અને તેથી ભાવીમાં મહાન કાર્યો થાય છે એ સર્વ પરિણામ આશ્રયનુંજ

આ પ્રસંગે મ્હારા જીવનનો એક પ્રસંગ જણાવવો, અનુચિત ન ગણાય માસિક ૧૨૦૦ રૂા ના એક અમલદાર (પેન્શનર) જોડે જ્ઞાતિ હીત, સાધક અમારા મંડળ તરફથી પરિભ્રમણ આવ્યો અમુક પત્રો લખાની ટેબલ પર મુકાવતાં મે જણાવ્યુ કે 'સાહેબ રસ્તામાંજ પોસ્ટ ઑફીસ છે, મારે પોષ્ટ કરતો જઇશ" "હા ભાઇ એ ખરૂં ? પણ હુ કાંઇ જાતે ત્યાંજ પોસ્ટ કરતો જઇશ કારણ કે કહ્યુ છે કે That which you can do your self, never entrust to others ૭૧ વર્ષની વયે જાહેર સંસ્થાઓ અંગે ૬-૭ કલાકનુ દૈનિક કામ કરવાનુ ગુણ આ સ્વાશ્રયજ હશે એમ મને લાગ્યુ

(અપૂર્ણ)